

શ્રી લઘુરાજ-સ્મારક ગ્રંથમાળા પુષ્પ આઠમું

# બોધામૃત

## પ્રથમ વિભાગ

શ્રી બ્રહ્મચારીજી

પ્રકાશક
શ્રી મનહરલાલ ગોવર્ધનદાસ કડીવાલા
પ્રમુખ, શ્રીમદ્ રાજચંદ્ર મુમુક્ષુમંડળ, અગાસ.

તૃતીય આવૃત્તિ
જન્માષ્ટમી, સં० ૨૦૩૩
ઈ. સ. ૧૯૭૭
પ્રત : ૨૧૦૦

ૐ

સદ્‌ગુરુના ઉપદેશ વણ સમજાય ન જિનરૂપ,
સમજ્યા વણ ઉપકાર શો? સમજ્યે જિનસ્વરૂપ.
—શ્રીમદ્ રાજચંદ્ર

મુદ્રક :
કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ,
મંગલ મુદ્રણાલય,
રતનપોળ, અમદાવાદ.

ॐ

# સુબોધ–સ્મરણાંજલિ

અનુષ્ટુપ

વસુ, વ્યોમ, નભ, નેત્ર શુભ વિક્રમ હાયને
વસ્યો સદ્‌ભાગ્યયોગે હું, પરં શાન્ત તપોવને.

પૂજ્યશ્રીમુખ–હિમાદ્રિ–ગુહાથી અઘહારિણી,
ત્રિતાપમોચિની, સર્વ કષાયોરગ–વૈરિણી.

સ્વાનુભવે સ્વયંસિદ્ધા રાજવાણી–વિવેચિની,
વિરાગવર્ધિની એવં કષાયમલ–રેચિની,

મોક્ષમાર્ગ–પ્રકાશિની, રાજશ્રદ્ધા–વિવર્ધિની,
આવિર્ભૂતા થઈ બોધ–જાહ્નવી ભવમર્દિની.

બોધમંદાકિની–નીર ભરવા પત્ર–ભાજને
થઈ રાજકૃપાયોગે સ્વયંભૂ સ્ફુરણા મને,

મહાપુણ્યે, કૃપાયોગે પૂજ્યપાદ–પદે વસી
બોધદાતાતણી આજ્ઞા કરીને પ્રાપ્ત, ઉલ્લસી,

યથાશક્તિ કરી યત્ન, કાળજી હૃદયે ધરી,
બોધપીયૂષ–ધારા આ પત્રપાત્ર વિષે ભરી

રાજઅંકે તજી દેહ રાજમંદિર–સ્થાનમાં
સમાધિસ્થ થયા પૂજ્ય, કાયોત્સર્ગ સુધ્યાનમાં,

બે હજાર દશ વર્ષે કાર્તિકી સુદ સાતમે,
બોધગંગા સમાધિના સાગરે જઈ વિરમે.

ત્રિવિધ તાપ–અગ્નિથી અતિ સંતપ્ત જીવને
કોણ અર્પે હવે શાન્તિ ભીમ સંસાર-કાનને ?

બોધનીર ભરી રાખ્યું તે જ આધાર છે હવે,
રાજશ્રદ્ધા કરી તેથી, પામું શાન્તિ ભવે ભવે.

અહો ! શ્રી બ્રહ્મચારીજી, આપે આ બાલ ઉપરે
ઉપકારો કર્યા જે જે, સ્વયં તે સૌ સ્ફુર્યા કરે.

પ્રત્યુપકાર–શક્તિ ના, નથી નાથ સ્મૃતિ ભલી;
છતાં કિંચિત્ ભવત્પાદે સમર્પું સ્મરણાંજલિ.

—ૐકાર.



અહો! સત્પુરુષનાં વચનામૃત, મુદ્રા અને સત્સમાગમ!

સુષુપ્ત ચેતનને જાગ્રત કરનાર,

પડતી વૃત્તિને સ્થિર રાખનાર,

દર્શનમાત્રથી પણ નિર્દોષ અપૂર્વ સ્વભાવને પ્રેરક,

સ્વરૂપપ્રતીતિ, અપ્રમત્ત સંયમ અને પૂર્ણ વીતરાગ

નિર્વિકલ્પ સ્વભાવનાં કારણભૂત;

છેલ્લે અયોગી સ્વભાવ પ્રગટ કરી

અનંત અવ્યાબાધ સ્વરૂપમાં સ્થિત કરાવનાર!

ત્રિકાળ જયવંત વર્તો!





શ્રીમદ્ રાજચંદ્ર

જન્મ : વવાણિયા
દેવદિવાળી, ૧૯૨૪

દેહોત્સર્ગ : રાજકોટ
ચૈત્ર વદ પાંચમ ૧૯૫૭

# પ્રથમાવૃત્તિનું નિવેદન

ૐ

તત્ સત્

"વિષમ અને ભયંકર આ સંસારનું સ્વરૂપ જોઈને તેની નિવૃત્તિ વિષે અમને બોધ થયો, જે વડે જીવમાં શાંતિ આવી, સમાધિદશા થઈ. તે બોધ આ જગતમાં કોઈ અનંત પુણ્યયોગે જીવને પ્રાપ્ત થાય છે, એમ મહાત્મા પુરુષો ફરી ફરી કહી ગયા છે. આ દુષમ કાળને વિષે અંધકાર પ્રગટી બોધના માર્ગને આવરણ પ્રાપ્ત થયા જેવું થયું છે."

—શ્રીમદ્ રાજચંદ્ર

મહત્ પુણ્યના ઉદયે જીવને સત્પુરુષોનો બોધ સાંભળવાને મળે છે, જે બોધના આશ્રયે જીવ આ વિષમ સંસારને પાર કરીને સહજસુખરૂપ પરમપદ પ્રાપ્ત કરી શકે છે. પ. પૂ. પ્રભુશ્રીજીએ અને અન્ય સર્વ મહાત્મા પુરુષોએ સત્સંગ સદ્બોધનું અચિંત્ય માહાત્મ્ય વર્ણવ્યું છે. મુમુક્ષુઓના પુણ્યના ઉદયે આપણને આવા દુષમ કાળમાં ય એવા બોધનું શ્રવણ પ્રાપ્ત થયું છે. એવા બોધ પ્રત્યે ઉલ્લાસભાવ પ્રગટે એ જીવને હિતકારી છે, મહત્ પુણ્યનું કારણ છે. એ બોધ જે કોઈ વાંચે, વિચારે ને પરિણમાવે, શ્રવણ કરીને સ્વહિતાર્થે સંગ્રહ કરે, તથા એવો બોધ છપાવવા પાછળ ઉલ્લાસપૂર્વક યથાશક્તિ સહાય કરે તે સર્વનું જીવન ધન્ય છે.

પૂ. શ્રી બ્રહ્મચારીજીએ પરમકૃપાળુદેવના વચનામૃત તેમજ પ. પૂ. પ્રભુશ્રીજીના બોધ ઉપર તેમજ અન્ય શાસ્ત્રો ઉપર વિવેચન કર્યું છે. શ્રીમદ્ રાજચંદ્ર વચનામૃત તો એમને રોમેરોમમાં પમરતું હતું. સં. ૨૦૦૫ ની સાલમાં મુમુક્ષુ સ્વ. ચુનીલાલ મેઘરાજ સંઘવીની આગ્રહભરી વિનંતિથી તેઓશ્રીને દોઢેક માસ આબુમાં ગાળવાનું થયું હતું. તે દરમિયાન દરરોજ બપોરના ત્રણથી સાડાચાર સુધી વચનામૃત ઉપર તેઓશ્રી વિવેચન કરતા. ત્યારે લગભગ આખા પુસ્તક ઉપર વિવેચન થયું હતું. તે વખતે બાજુના બંગલામાં અમદાવાદના એક વયોવૃદ્ધ સદ્ગૃહસ્થ શ્રી શંકરલાલ બેન્કર રહેતા હતા. તેઓ રોજ બપોરના વચનામૃત વંચાતું ત્યારે આવતા અને ખૂબ ધ્યાનપૂર્વક સાંભળતા. એક દિવસ સાંજે તે અમને મળ્યા અને કહ્યું, "આવા પ્રકારે વાચન-વિચારણા થતી મેં ક્યાંય જોઈ નથી. જ્યાં હું ગયો છું ત્યાં જે વિવેચન કરનાર હોય તે ઊંચા આસને બેસીને ઉપદેશ કરતા હોય છે; અને અહીં તો પોતાના ગુરુના ચિત્રપટ સામે બેસીને એમનાં વચનોનું વાચન-વિવેચન થાય છે."

સં. ૨૦૦૮ પહેલાં મુમુક્ષુઓ પોતાની યાદશક્તિ મુજબ પોતાને માટે વિવેચન તથા બોધની નોંધ કરતા. પણ ત્યારપછી શ્રી ૐકારે જ્યાં વિવેચન કે બોધ ચાલતો ત્યાં જ ઉતાર્યો હતો. તેમાં પૂ. શ્રી બ્રહ્મચારીજીની સંમતિ પણ મેળવી લીધી હતી. એ બધો સંગ્રહ ભેગો કરીને 'બોધામૃત' રૂપે બે ભાગમાં છપાવવાનું નક્કી કર્યું. તેમાં પહેલા ભાગમાં ઘણુંખરું વચનામૃત સિવાયનાનું જે કાંઈ વિવેચન થતું તથા પ્રાસંગિક બોધ થતો તેને

વિવિધ સંગ્રહરૂપે ગોઠવેલ છે અને બીજા ભાગમાં માત્ર શ્રીમદ્ રાજચંદ્ર વચનામૃત ઉપરનું વિવેચન ક્રમાનુસાર ગોઠવી 'વચનામૃત-વિવેચન'ની સંકલના કરી છે.

'બોધામૃત'ના આ પ્રથમ વિભાગમાં છ સંગ્રહ છે. પ્રથમ સંગ્રહમાં શ્રી અંબાલાલ, શ્રી મનહરલાલ, શ્રી શાંતિલાલ, શ્રીમતી વહાલીબેન વગેરેની અંગત નોંધપોથીમાંથી પસંદગી કરી છૂટક બોધ મૂકેલ છે. બીજા સંગ્રહમાં ૧ થી ૧૦ આંક શ્રી પુખરાજે બોધની યથાસ્મૃતિ કરેલ નોંધમાંથી પસંદગી પામ્યા છે; અને બાકીના શ્રી ૐકારની યથાસ્મૃતિ નોંધમાંથી. ત્રીજા સંગ્રહમાં યાત્રામાં થયેલ બોધ, ચોથામાં આશ્રમમાં થયેલ બોધ અને પાંચમામાં નાસિકથી પધાર્યા બાદ થયેલ બોધ, જે સઘળો (ત્રીજા, ચોથા, પાંચમા સંગ્રહનો) શ્રી ૐકારે ચાલુ સભામાં યથાશક્તિ ઉતારેલ તેમાંથી પસંદ કરી મૂકેલ છે. સંગ્રહ છમાં, ચૂંટણી કરતાં રહી ગયેલ, સંદર્ભ વિનાનાં છતાં અગત્યનાં બોધવચનો છૂટક વચનોરૂપે મૂકેલ છે. કૌંસમાં આંક મૂકેલા છે તે વચનામૃતની છેલ્લી આવૃત્તિના છે.

શ્રી ૐકારની આ ભગીરથ બોધલગની વિના તો આપણે આ 'બોધામૃત'થી સદાય વંચિત જ રહેત! આ સઘળા બોધ-વિવેચનની પસંદગી, તારવણી અને ગોઠવણી કરી અંતિમ પ્રેસ-કોપી કરવાનું વિકટ અને સૂઝનું કામ પૂ. સાકરબેને, જેમને પ. પૂ. પ્રભુશ્રીએ સમકિત થશે તેવા આશીર્વાદ આપેલા છે અને જેમને પૂ. શ્રી બ્રહ્મચારીજીએ માર્ગ પામેલ બેન ગણેલાં છે તેમણે, પોતે જાતે જ અસ્વસ્થ તબિયત છતાં આયુષ્યના વનને તપોવન બનાવી અત્યુત્સાહથી પાર પાડ્યું તે મુમુક્ષુજનો માટે આશીર્વાદરૂપ છે. ભાઈ શાંતિલાલે મૂળ નોંધો સાથે બધું મેળવી તપાસીને સંપાદનની પવિત્ર જવાબદારી અદા કરી છે. આ પુસ્તકમાં જે ક્ષતિઓ થઈ હોય તે સુજ્ઞ વાચકવર્ગ ક્ષમ્ય ગણશે.

આ બોધના પ્રકાશન-કાર્યમાં આશ્રમનિવાસી શ્રી મણિભાઈ ગોવિંદભાઈ પટેલે ખૂબ રસ લઈ જેમ બને તેમ ત્વરાથી આ ગ્રંથ આપણને સુલભ કરી આપ્યો છે તે માટે તેમનો તથા સંગ્રહકર્તાઓનો મુમુક્ષુમંડળવતી હું હાર્દિક આભાર માનું છું. આ ગ્રંથ પૂ. શ્રી બ્રહ્મચારીજીના જન્મદિને-જન્માષ્ટમીએ-પ્રગટ થાય છે તે સૌ સત્‌જિજ્ઞાસુઓને મંગલકારી નીવડો!

સ્વપર-ઉપકારક જ્ઞાનદાન માટે આ બોધપ્રકાશનમાં દાતાઓએ ઉલ્લાસ અને ઉદારતાથી ભેટ આપેલ છે તેથી મુમુક્ષુમંડળ ઉપકૃત થયેલ છે. તેઓની યાદી બીજા વિભાગમાં સાદર મુકાશે.

પુસ્તકછપાઈમાં શ્રી જયંતિ દલાલે જે ચીવટ અને ઉત્સાહ બતાવ્યાં છે તે પ્રશંસનીય છે.

'બોધામૃત'નો દ્વિતીય વિભાગ 'વચનામૃત-વિવેચન' થોડા જ સમયમાં પ્રગટ કરવાની આશાસહ વિરમું છું.

લી.

સંતચરણસેવક,

**મનહરલાલ ગોવર્ધનદાસ કઢીવાલા**

સુરત,
ગુરુપૂર્ણિમા, સં. ૨૦૧૬

# પ્રવેશક

૧

जे आवि मंदत्ति गुरुं वइत्ता डहरे इमे अप्पसुअत्ति नच्चा।
हीलन्ति मिच्छं पडिवज्जमाणा, करंति आसायण ते गुरूणं ॥२॥

(दशवैकालिक अ. ९, उद्देशक १)

**ભાવાર્થ :** વળી ગુરુ મંદ છે એટલે ક્ષયોપશમની વિચિત્રતાથી શાસ્ત્રયુક્તિવડે સમાલોચના કરવા અસમર્થ છે, સત્પ્રજ્ઞાથી રહિત છે, એમ જાણી અગંભીર દ્રવ્યસાધુ કે સાધકવર્ગ પોતાને આચાર્ય માની, કોઈ કારણસર નાની ઉમ્મરના કે અલ્પશ્રુતના અભ્યાસી એવાને આચાર્ય તરીકે જ્ઞાનીએ સ્થાપેલા હોય તેમની ઇર્ષ્યાદિકથી મશ્કરીમાં અવગણના એવી કરે કે 'તમે તો વયોવૃદ્ધ છો, બહુશ્રુત છો;' અથવા સ્પષ્ટ રીતે 'તું પ્રજ્ઞારહિત છે,' ઇત્યાદિ રીતે, તો તે સાધુ કે સાધકવર્ગ મિથ્યાત્વ પામે છે. માટે ગુરુની અવગણના, તિરસ્કાર આદિ કરવા યોગ્ય નથી. ગુરુને હલકા પાડવારૂપ આશાતના કરનાર તે દ્રવ્યસાધુ કે સાધકવર્ગ તત્ત્વને અન્યથા માની ગુરુની સ્થાપનાના અબહુમાન કરવા વડે એક ગુરુની આશાતના કરતાં સર્વ આચાર્યવર્ગની આશાતના કરે છે; અથવા પોતાના સમ્યગ્દર્શનાદિ ભાવના નાશરૂપ આશાતના, ગુરુની આશાતનાના નિમિત્તે આચરે છે.

**—શ્રી હરિભદ્રસૂરિની ટીકાના આધારે**

૨

## વિનય–સમાધિ

*

માને તથા ક્રોધ, પ્રમાદ, માયા ધરી ના શીખે સદ્ગુરુશું વિનયથી,
ના ગુણ પામે, વધી વાંસ જેવો, હણાય અંતે ફળતાં કુનયથી. ૧

જે એમ બોલે "ગુરુ મંદ, બાળ," અલ્પજ્ઞ જાણી કરતા અવજ્ઞા,
મિથ્યાત્વ પામે; અનેક ગુરુની સાથે ભયંકર થતી અશાતના. ૨

કો મંદ મોટા, વળી બાળ પ્રજ્ઞ, આચારવંતા ગુણવંત ગુરુ,
થાતાં અવજ્ઞા અગ્નિ-શિખા સમ, બાળી કરે ભસ્મ, હો ભવ્ય ભીરુ. ૩

નાનો ગણી નાગ છંછેડતા જે, પામે મહાદુઃખ; તેવા સુગુરુ;
નાના ગણી જે કરતા અવજ્ઞા સંસારપંથે ભમતા અભીરુ. ૪

જો નાગ રૂઠે ભવ એક જાય, એથી વધુ શું તેનાથી થાય ?
આચાર્યવર જો અવજ્ઞાથી રૂઠે અબોધિ–આશાતના કેમ છૂટે ? ૫

અગ્નિ વિષે પેસતાં દુઃખ દેખો, છંછેડતાં નાગને તેમ પેખો,
જે જીવવા ઝેર પીવે કુબુદ્ધિ, આશાતના ગુરુની તેવી કાંધી. ૬

ભલે બળે ના અગ્નિ વિષે કો, છંછેડિયો નાગ ડસે નહીં કો,
કદી ઝેરથી આયુ કોનું ન તૂટે, આશાતનાકારી કદી ન છૂટે. ૭

ચહે મસ્તકે પર્વતો ભેદવા કો, જગાડે સૂતો સિંહ રમાડવા કો,
જે શસ્ત્રશક્તિ કરથી પ્રહારે, આશાતના ગુરુની એમ ધારે. ૮

ભેદે કદી કો ગિરિ મસ્તકે તો, છંછેડિયો સિંહ હણે નહીં કો,
શક્તિ વડે હાથ કપાય ના છો, આશાતનાકારી છૂટે નહીં કો. ૯

આચાર્યવર થાય કદી અપ્રસન્ન, અબોધિ–આશાતનામાંહિ મગ્ન,
ન મુક્ત થાયે; તેથી મુમુક્ષુ ગુરુકૃપાર્થે જ વર્તો, સુભિક્ષુ. ૧૦

યથા યજ્ઞ–અગ્નિ પૂજે વિપ્ર પ્રીતે દઈ આહુતિ મંત્રપદ ઉચ્ચરીને,
ભજે શિષ્ય સદ્‌ગુરુને તે જ રીતે, ભલે જ્ઞાન પૂર્ણ ધરે તોય પ્રીતે. ૧૧

જેની કને ધર્મ–સિદ્ધાન્ત શીખો, તેનો વિનય ભાઈ, કદી ન ચૂકો,
ધરી અંજલિ શિર પર સ્તુતિ કરજો, ત્રણે યોગથી નિત્ય સદ્‌ભાવ ધરજો. ૧૨

લજ્જા, દયા, સંયમ, બ્રહ્મચર્ય, વિશુદ્ધિદાયક મુમુક્ષુકાર્ય;
સદા પૂજજો તે સદ્‌ગુરુ પ્રીતે જે નિત્ય શિક્ષા દેતા સુરીતે. ૧૩

પ્રભાતે પ્રકાશે રવિ જેમ સર્વ—આચાર્ય શ્રુત–શીલ–બુદ્ધિ અપૂર્વ;
વિરાજતા ઇન્દ્ર સુરની સભામાં, ગુરુ દીપતા તેમ સ્વયં પ્રભામાં. ૧૪

જો કાર્તિકી પૂર્ણિમામાં સુચન્દ્ર નભે શોભતો નિર્મલ શો નિરભ્ર,
નક્ષત્ર–તારાગણથી વિંટાયો, આચાર્ય-મહિમા સુશિષ્યે દિપાયો. ૧૫

મોક્ષાભિલાષી ગુરુ ઉદધિ શા, સમાધિજોગ–શ્રુત–શીલ–ધીના,
અનુત્તર જ્ઞાન આદિ ચહો જો, ધર્માર્થી, આરાધી ગુરુ તોષજો તો. ૧૬

મેધાવી, સુણી સુભાષિતો આ, પ્રમાદ તજી કર આચાર્ય–સેવા,
અનેક ગુણોની આરાધનાથી વિનયે વરો સર્વ ઉત્કૃષ્ટ સિદ્ધિ. ૧૭

કાર્તિક સુદ ૧૦, ગુરુ, સં૦ ૨૦૦૨

**'દશવૈકાલિક અધ્યયન'માંથી અનુવાદિત. શ્રી બ્રહ્મચારીજીની ડાયરીમાંથી ઉપલબ્ધ.**






શ્રી બ્રહ્મચારીજી ગોવર્ધનદાસજી

જન્મ: બાંધણી
વિ. સં. ૧૯૪૫ જન્માષ્ટમી, રવિ

દેહવિલય: આશ્રમ, અગાસ
વિ. સં. ૨૦૧૦ કાર્તિક સુદ ૭

# બોધામૃત

## અનુક્રમણિકા

# શુદ્ધિ—પત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૨૦ | વરાગ્યપ્રકરણ | વૈરાગ્યપ્રકરણ |
| ૧૧ | ૯ | તેની જ્ઞાની | તેને જ્ઞાની |
| ૨૨ | ૨૬ | પ્રભાવમાં | પરભાવમાં |
| ૨૩ | ૨૫ | આમા | આત્મા |
| ૨૭ | ૩ | ઠોકાણે | ઠેકાણે |
| ૪૧ | મથાળું | ૧૪ | ૪૧ |
| ૭૩ | ૧૩ | જ અહીં | અહીં જ |
| ૭૭ | ૧૨ | અસં | અસંગ |
| ૮૮ | ૭ | વરાગ્ય | વૈરાગ્ય |
| ૮૯ | ૫ | જનદર્શન | જૈનદર્શન |
| ૮૯ | ૩૧ | પાડ્યા…અનિય | પાડ્યો…અનિત્ય |
| ૯૪ | ૯ | વરતુઓ | વસ્તુઓ |
| ૯૬ | ૧૧ | શતિ | શાંતિ |
| ૯૭ | છેલ્લી | પડયા | પડચો |
| ૯૯ | ૧૩ | પાડવા દે | પડવા દે |
| ૧૦૨ | ૨૩ | ઉપાય | ઉપાયો |
| ૧૦૪ | ૫ | શાચ | શૌચ |
| ૧૦૮ | ૧ | છેડાવે | છોડાવે |
| ૧૧૨ | ૧૧ | સુકઈ | સુકાઈ |
| ૧૨૭ | ૮ | જ્ઞાનીથી | જ્ઞાનીની |
| ૧૪૯ | ૩ | જીવાં | જીવનાં |
| ૧૫૪ | ૨૪ | શાસ્ત્રા | શાસ્ત્રો |
| ૧૫૫ | ૧૯ | હાય | હોય |
| ૧૫૫ | ૨૬ | ધર્મનો ધર્મ | ધર્મનો મર્મ |
| ૧૬૩ | ૬ | શાસ્રો | શાસ્ત્રો |
| ૧૬૬ | ૭ | સ્યાન | સ્થાન |
| ૧૬૬ | ૧૭ | ખેચ | ખેંચ |
| ૧૬૬ | ૨૮ | રવપ્નું | સ્વપ્નું |
| ૧૬૭ | ૩૧ | પરનો | પરને |
| ૧૭૩ | ૨૮ | આચાય | આચાર્ય |
| ૧૭૪ | ૧૩ | દેવલોક | દેવલોકે |
| ૧૭૯ | ૨૭ | વિચાર | વિચારો |
| ૧૮૧ | ૧૩ | માટે | મટે |
| ૧૮૪ | ૨૫ | તો ડે હોતે | તોડે હો તે |
| ૧૯૨ | ૧૩ | એવો | એવા |
| ૧૯૬ | ૧, ૩૧ | વંચતાં | વંચાતાં |
| ૧૯૬ | ૨૮ | ભોગથી | ભોગની |
| ૧૯૭ | ૧૦ | થાકેલા | થાકેલો |
| ૧૯૭ | ૨૨ | પ્રયે | પ્રત્યે |
| ૧૯૭ | ૨૪ | પરભાવમાં | પરભવમાં |
| ૧૯૮ | ૪ | વંચતાં | વંચાતાં |
| ૧૯૮ | ૨૭ | પીસા | પીસી |
| ૧૯૯ | ૯ | વંચતાં | વંચાતાં |
| ૨૦૭ | ૪ | કર્મબંધન | કર્મબંધ ન |
| ૨૦૮ | ૯ | અથે | અર્થે |
| ૨૧૧ | છેલ્લી | સામગ્રા | સામગ્રી |
| ૨૧૪ | ૨૨ | વરતુ | વસ્તુ |
| ૨૧૪ | ૩૦ | કળિયુગમાં | કળિકાળમાં |
| ૨૧૫ | ૧૪ | પ્રત્યાખ્યાના– વરણીય | અપ્રત્યાખ્યાના– વરણીય |
| ૨૩૫ | ૨૩ | એ અંદરથી | છે. અંદરથી |
| ૨૪૨ | ૨૬ | વરાગ્ય | વૈરાગ્ય |
| ૨૫૫ | ૧૬ | ૧૧૫ | ૧૫૫ |
| ૨૬૨ | ૪ | પોત | પોતે |
| ૨૬૮ | ૩૨ | કંઈ | કંઈક |
| ૨૭૧ | ૮ | અતે | અને |
| ૨૭૭ | ૮ | આઠ દૃષ્ટિ | આઠ દૃષ્ટિની |
| ૨૮૨ | ૨૧, ૩૧ | ભાંત | ભાત |
| ૨૮૨ | ૩૦ | ત્યારે જ્ઞાનદશામાં આવે. જ્ઞાનદશા | ત્યારે જ્ઞાનદશા આવે. જ્ઞાનદશામાં |
| ૨૮૩ | છેલ્લી | દૃર | દૂર |
| ૩૧૩ | ૩૨ | ઝાવાં । | ઝાવાં ન |
| ૩૨૭ | ૮ | वाक्कायाम्या .. | वाक्कायाभ्या… |
| ૩૩૪ | ૨૯ | ભાગે | લાગે |
| ૩૪૪ | ૩૦ | જચ્યત | જગત |
| ૩૪૬ | ૧૩ | થાય પછી | થયા પછી |



# શ્રીમદ્ રાજચંદ્ર મુમુક્ષુમંડળનાં પ્રકાશનો

## શ્રી લઘુરાજ સ્મારક ગ્રંથમાળા

પુષ્પ ૧ પ્રવેશિકા (મોક્ષમાળા-પુસ્તક પહેલું)
,, ૨ સ્ત્રીનીતિ બોધક ગરબાવળી [અપ્રાપ્ય]
,, ૩ નિત્યક્રમ (ગુજરાતી)
,, ૪ શ્રીમદ્ રાજચંદ્ર અર્ધશતાબ્દી સ્મારક ગ્રંથ [અપ્રાપ્ય]
,, ૫ ગ્રંથયુગલ (લઘુયોગવાસિષ્ઠ-સાર અને સમાધિશતક)
,, ૬ નિત્યક્રમ (બાલબોધ લિપિ)
,, ૭ પ્રજ્ઞાવબોધ (મોક્ષમાળા-પુસ્તક ચોથું)
,, ૮ બોધામૃત-પ્રથમ વિભાગ
,, ૯ બોધામૃત-દ્વિતીય વિભાગ (વચનામૃત-વિવેચન)
,, ૧૦ બોધામૃત-તૃતીય વિભાગ (પત્ર-સુધા)



## આભાર


આ પુસ્તકના પ્રકાશન માટે નિમ્ન દાતાઓ તરફથી આર્થિક મદદ મળી છે જે માટે તેઓનો આભાર માનીએ છીએ--

રૂ. ૧૦૦૧ સ્વ. શ્રી વલ્લભભાઈ મગનભાઈ પટેલ, ભુવાસણ
હા. શ્રી ગોવિંદભાઈ હરિભાઈ પટેલ
રૂ. ૫૦૧ શ્રી વલ્લભભાઈ ડાહ્યાભાઈ પટેલ, આસ્તા
રૂ. ૫૦૦ શ્રી પ્રભુદાસ સંઘાણી, ઘાટકોપર
રૂ. ૫૦૦ શ્રી જગદીશભાઈ બોખાણી, ઘાટકોપર
રૂ. ૨૦૧ શ્રીમતી જયાબેન જીવણલાલ મહેતા, ખામગાવ
રૂ. ૧૦૧ શ્રી અંબાલાલ જેસીંગભાઈ પટેલ, બોરીઆ
રૂ. ૧૦૧ શ્રી ગોપાળભાઈ ડાહ્યાભાઈ પટેલ, ભુવાસણ
રૂ. ૧૦૧ સ્વ. શ્રીમતી નિર્મળાબેન ફૂલચંદજી બંદા, આહોર
હા. શ્રી પારસકુમાર જૈન

—પ્રકાશક






**શ્રીમદ્ લઘુરાજ સ્વામી**

| | | |
|---|---|---|
| જન્મ : વટામણ | પ્રવજ્યા : ખંભાત | દેહોત્સર્ગ : આશ્રમ, અગાસ |
| વિ. સં. ૧૯૧૦, આશ્વિન વદ ૧ | વિ. સં. ૧૯૪૦ | વિ. સં. ૧૯૯૨, વૈશાખ સુદ ૮ |



૧ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટે. અગાસ,
તા. ૨૦–૮–૪૩

'મોક્ષમાળા'માં બધાં શાસ્ત્રોનો સાર છે. સો વખત તેને વાંચી સર્વ સાર જાણી લેવો. બધો સમાવેશ તેમાં કરેલો છે. ચોવીશીમાં આનંદઘનજીનાં પદો ઉત્તમ છે. શાસ્ત્રો વાંચીને ગુણો પ્રાપ્ત કરવાના છે. ભૂમિકા તૈયાર થયા બાદ સત્પુરુષનો ઉપદેશ કલ્યાણકારી થાય છે.

"મંદ વિષય ને સરળતા સહ આજ્ઞા સુવિચાર,
કરુણા કોમળતાદિ ગુણ પ્રથમ ભૂમિકા ધાર."

જેના વિષયો મંદ છે, જે સરળતાપૂર્વક જ્ઞાની પુરુષની આજ્ઞા આરાધે છે, જેના વિચારો ઉત્તમ છે, જે સર્વ જીવને સરખા, આત્મવત્ માને છે, જેને કોમળતા હૃદયની હોય છે તેવા પુરુષ તે પ્રથમ ભૂમિકામાં છે.

પતંગિયું, માછલી આદિ એક એક વિષયને આધીન તીવ્રતાને લીધે મરણને પામે છે, તો આપણે પાંચ ઇન્દ્રિયો છે તેનો તીવ્રપણે ઉપયોગ થાય તો શી દશા થાય? માટે ઇન્દ્રિયોના પ્રવર્તન વખતે વિચારપૂર્વક રહેવું. આ જીવનું ભૂંડું કરનાર ઇન્દ્રિયો છે. એક મકાનમાં ઊભા હોઈએ અને બારીઓમાંથી બહારનું અવલોકન કર્યા કરીએ અને રૂમમાં અંદર શું છે તે ન જોઈએ, તેમ ઇન્દ્રિયો વડે બહારના પ્રવર્તનમાં સમય પસાર થઈ જાય છે. અંતરનો વિચાર કરવાને અવકાશ જ નથી મળતો. જો મંદ વિષયો હોય તો અવકાશ મળે.

પથ્થર, લાકડું કોમળ હોય તો જેવું કોતરકામ કરવું હોય તેવું થઈ શકે છે; બરછટ ઉપર કોતરણી થઈ શકતી નથી. તેમ આત્મા કોમળ હોય તો જ્ઞાની પુરુષનો બોધ અસર કરે.

જ્ઞાની પુરુષનાં વચનો જીવને નીચે પડતાં બચાવે છે.

"નીરખીને નવયૌવના, લેશ ન વિષયનિદાન;
ગણે કાષ્ઠની પૂતળી, તે ભગવાન સમાન."

આટલું યાદ આવી જાય તો કેટલું કામ કરી નાખે! શાસ્ત્ર ભણી પંડિત થયો હોય તોપણ જ્ઞાની પુરુષના વચન કરતાં વધુ આગળ ન પડે. તે વખતે શાસ્ત્રો કામ ન લાગે, પરંતુ જ્ઞાની પુરુષનાં અનુભવવાળાં ટૂંકાં વચનો ઘણાં ઉપયોગી નીવડે.

૨ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૯–૯–૪૪

જેઓને સત્પુરુષનો જોગ નથી થયો તેમને તે જોગ પ્રાપ્ત કરવાની કેટલી વ્યાકુળતા તથા મૂંઝવણ થાય? આપણને તે વાતની ખામી નથી. હવે તો પુરુષાર્થ કરવાનો છે.

પુરુષાર્થ કર્યે આગળ વધાય. પુરુષાર્થ કરે નહીં અને આગળની વાતનો વિચાર કરવા બેસે તે કેમ સમજાય? ઈંડું સેવાય તો મોર થાય. દરરોજ ખખડાવી જુએ કે બચ્ચુ કેમ થતું નથી તો ઈંડું નકામું જાય. જ્ઞાનીની આજ્ઞા મળી છે તો વિશ્વાસ રાખી આરાધન કર્યા કરવું. યોગ્ય સમયે બધું માલૂમ પડશે.

પ્રભુશ્રી કહેતા કે તારી વારે વાર છે. વિષય કષાય મંદ પડે તો જ જ્ઞાની પુરુષનો બોધ અસર કરે. નહીં તો ગાયની ખરી જમીન ઉપર પડી હોય તે જગામાં પાણી કેવી રીતે રહે? કેટલું રહે? તેમ થાય. અને સમુદ્રમાં કેટલું માય? વૈરાગ્યવાળા જીવને તેનો અનુભવ માલમ પડે. નિરાકુળતામાં જ સુખ છે; વિષયકષાયોમાં પ્રવર્તવાથી વ્યાકુળતા થાય છે અને પરિણામે પશ્ચાત્તાપ થાય છે. નિરાકુળતાનો અનુભવ થાય ત્યારબાદ વ્યાકુળતા ન થાય તેમ પ્રવર્તન કરવું. જે મોહ સંસારનાં કાર્યો પ્રત્યે છે તે ઓછો થાય તો સત્પુરુષનાં વચનોમાં, સદ્‌વિચારમાં નિરંતર ચિત્ત જાય અને બધું ઝેરરૂપ લાગે, ત્યારે કામ બને તેમ છે. બન્ને વાત સાથે ન બને. કૃપાળુદેવે કહ્યું કે આ મનુષ્યપણાની એક એક પળ અમૂલ્ય રત્નચિંતામણિ તુલ્ય છે. માટે સમય નિરર્થક ન જવા દેવો.

સત્પુરુષના અવલંબનની ખાસ જરૂર છે. કોઈ માણસને તરતાં ન આવડતું હોય, તે કહે કે હું મારે હાથે તરીને સમુદ્ર પાર કરીશ તે બનવા યોગ્ય નથી; તે તો ડૂબે જ. આ સંસારસમુદ્ર છે તે જ્ઞાનીના અવલંબને પાર કરી શકાય છે.

૩ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૧૦-૯-૪૪

મુમુક્ષુ—ઈન્દોર તરફથી કોઈ પુસ્તકોની માગણી કરે તો આપવાં?

પૂજ્યશ્રી—જેને પુસ્તક આપવાનું હોય તેને કહેવું કે જેવા ભાવથી પુસ્તક લો છો તે પ્રમાણે એક વખત આશ્રમમાં જવાથી ખાસ લાભનું કારણ થાય તેમ છે. પુસ્તક તો ગમે ત્યાંથી મળી શકે; પરંતુ જ્ઞાની પુરુષની આજ્ઞાથી જો લેવામાં આવે તો ઘણો લાભ થાય તેમ છે, તેવું સમજાવવું.

મુમુક્ષુ—"આ લોકની અલ્પ પણ સુખેચ્છા રહ્યા કરે છે, જેથી જીવની જોગ્યતા રોકાઈ જાય છે." (૨૫૪) 'આ લોકની અલ્પ પણ સુખેચ્છા' એટલે શું?

પૂજ્યશ્રી—પરપદાર્થોથી સુખબુદ્ધિ, એટલે અમુક આટલું હોય અથવા અમુક જગા આવી હોય કે આવી જાતના સંયોગો હોય તો ધર્મ થાય. અને તેવા સંયોગો મળ્યા હોય તો તેવા ખ્યાલથી ધર્મધ્યાન કર્યા કરે. એવી માન્યતા હોય કે અમુક આવું હોય તેથી ધર્મધ્યાન થાય, તો પછી પ્રતિકૂળ સંયોગો આવતાં ખાસ વસ્તુ છે તે વિસારી દે; કારણ, તેવો તેનો અગાઉ અભિપ્રાય હતો. પરંતુ એમ જ નિશ્ચય થઈ ગયો હોય કે જે કંઈ આ આત્માને આનંદ અથવા સુખ મળે છે તે, પોતાથી જ મળે છે, પરવસ્તુથી નથી મળતાં; જો એમ જ નક્કી કરી દીધું હોય કે મોક્ષ મેળવવામાં અસંગતા આવવી ખાસ જરૂરની છે અને એ આવ્યે જ મોક્ષ થાય તેમ છે; તો પછી ગમે તેવા સંયોગો આવી પડે તોપણ નિશ્ચયમાં ફરક પડે નહીં.

૪ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૧૧-૯-૪૪

આત્મસ્વરૂપનો નિર્ણય તો યોગ્યતા આવ્યે થઈ જાય છે. જ્ઞાનીપુરુષના અવલંબનવાળા જીવને કલ્પિત પદાર્થને વિષે સત્‌ની માન્યતા થાય તેવું બનવાનો પ્રસંગ આવતો નથી. યોગ્યતા ન હોય અને ઉતાવળ કરે તે કંઈ કામ લાગતું નથી.

"કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ—અભિલાષ;
ભવે ખેદ પ્રાણીદયા, ત્યાં આત્માર્થ—નિવાસ.
દશા ન એવી જ્યાંસુધી, જીવ લહે નહીં જોગ;
મોક્ષમાર્ગ પામે નહીં, મટે ન અંતર-રોગ."

"આવે જ્યાં એવી દશા, સદ્‌ગુરુબોધ સુહાય,
તે બોધે સુવિચારણા, ત્યાં પ્રગટે સુખદાય.
જ્યાં પ્રગટે સુવિચારણા, ત્યાં પ્રગટે નિજજ્ઞાન,
જે જ્ઞાને ક્ષય મોહ થઈ, પામે પદ નિર્વાણ."

સુવિચારદશા આવ્યે તેનું પરિણામ જે આવવું જોઈએ તે આવે છે. સમ્યક્ વિચારથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. રુચિ જાગ્રત થવી જોઈએ. તેમાંથી બધું થઈ રહે છે. રુચિ જાગ્રત થઈ છે તે ઘણી ઉત્તમ વાત છે. કામકાજના પ્રસંગો આવી પડે ત્યારે, પૂર્વકર્મ આવ્યાં છે તે લક્ષ રાખી, ખાસ વસ્તુ વીસરવા જેવી નથી.

૫ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૧૪-૯-૪૪

વિચાર તો આવીને જતા રહે; જ્યારે વિચારદશા આવ્યે ગમે તેવા પ્રસંગોમાં પણ ઉપયોગ રહે, એકાકારપણું થાય નહીં. એટલો વિચાર અને વિચારદશા બન્નેમાં ફરક છે.

મુમુક્ષુપ્રકરણ અને વૈરાગ્યપ્રકરણ શ્રી રામને પરિણામ પામ્યાં ત્યારે વસિષ્ઠ ગુરુએ ઉપદેશ આપ્યો. જ્યાંસુધી તેવી યોગ્યતા ન હતી ત્યાંસુધી ઉપદેશ આપ્યો નહિ. યોગ્યતા આવ્યે સત્પુરુષને જે કહેવું છે તે સમજાય છે અને ત્યારે જ એમ થઈ જાય કે સત્પુરુષને આ જ કહેવું હતું.

૬ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૧૫-૯-૪૪

પરમકૃપાળુદેવે જણાવ્યું છે: "તેવું સ્થાન ક્યાં છે કે જ્યાં જઈને રહીએ? અર્થાત્ એવા સંતો ક્યાં છે, કે જ્યાં જઈને એ દશામાં બેસી તેનું પોષણ પામીએ? ત્યારે હવે કેમ કરવું?" (૧૨૮) આપણે તેવી મુઝવણ રહી નથી. પૂ. પ્રભુશ્રીએ આ આશ્રમ સ્થાપ્યો છે કે જ્યાં રહીને સત્સંગ કરી શકાય અને પોતાના આત્માને નિર્મળ કરી શકાય. સત્સંગ જેવું જીવને એકેય બળવાન સાધન નથી. સત્સંગને માટે પ્રભુશ્રી કહેતા કે તે તો માના થાન (સ્તન) જેવો છે. બાળકને દૂધપાક હજમ થાય નહીં, પરંતુ માનું દૂધ પચી જાય, ઘણું માફક આવે; તે પીને બાળક ઊછરે છે. તેમ જીવને સત્સંગ કારણરૂપ છે. પ્રભુશ્રી

કહેતા કે સત્પુરુષનાં દર્શન માટે તથા બોધ સાંભળવા જે વખતે વિચાર કરીને ડગલું ભર્યું કે ડગલે ડગલે યજ્ઞનું ફળ થાય છે.

"ગોમ્મટસાર"નું વાચન થતું ત્યારે ઘરડી ડોશીઓ ન ચલાય તો પણ ભાવ કરીને સાંભળવા આવતી. ત્યારે મુનિશ્રી મોહનલાલજીએ પ્રભુશ્રીને પૂછ્યું કે આવો અઘરો કર્મગ્રંથ શું આ ડોશીઓ સમજતી હશે? ત્યારે પ્રભુશ્રીએ કહ્યું કે ભાવ ત્યાં ભગવાન છે. જે કાનમાં પડે છે તે વખત આવ્યે ઊગી નીકળશે. "તેને આવ્યો પ્રેમ તો મારે શો નેમ," એમ કરી ભગવાને ગોવાળને દર્શન દીધાં તે સમજવા જેવી વાત છે. ભાવથી બધું થાય છે. "પરપ્રેમપ્રવાહ બઢે પ્રભુસેં, સબ આગમભેદ સુઉર બસેં" દુનિયાના પદાર્થો ઉપરથી પ્રેમ ઊઠી પ્રભુ તરફ વળે તો બધા શાસ્ત્રોનો સાર આત્મામાં આવી જાય છે. પરંતુ તેમ થાય ત્યારે.

*

પરમકૃપાળુદેવે આપણને મોક્ષનો માર્ગ પોતે એકલાએ અત્યંત પુરુષાર્થ કરીને પ્રગટ બતાવ્યો છે.

"વર્તમાન આ કાળમાં, મોક્ષમાર્ગ બહુ લોપ;
વિચારવા આત્માર્થીને, ભાખ્યો અત્ર અગોપ્ય."

સરોવરની નજીકમાં રહેલા માણસને ઉનાળાના તાપની વ્યાકુળતામાં ઠંડો પવન આવે તો કેટલો આનંદ થાય? અને સરોવરના ઠંડા પાણીથી નાહવાવાળાને કેટલો આનંદ થાય? તેમ સત્પુરુષોનાં વચનોથી થાય છે. પરમકૃપાળુદેવનાં વચનો કેટલાં શીતળ લાગે છે! તો તેઓશ્રીનો આત્મા કેટલો શીતળ હશે?

"દેહ છતાં જેની દશા વર્તે દેહાતીત."

તેવા પુરુષનો આશ્રય કલ્યાણ કરે છે. એક વાર આત્માનો અનુભવ થઈ જાય, તો પછી મોક્ષ મેળવવામાં વાર ન લાગે. તે અનુભવ મોક્ષની વાનગી આ દેહે જ મળે છે. ઉધારનું કામ નથી. રોકડિયું ખાતું છે. પુરુષાર્થની ખામી છે. મહાન પુરુષોને કેટલાં દુઃખ પડ્યાં છે? આપણને તેવું દુઃખ નથી. તેમણે આત્માનું કેવું સુખ દીઠું હશે કે દેહને જતો કરે છે!

૭ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૧૭-૯-૪૪

સાતા વેદનીય કે અસાતાવેદનીય હોય તેથી આત્માના પ્રદેશોમાં કંઈ વધારો ઘટાડો થતો નથી. ફક્ત તે વખતે એમ લાગે કે સુખ થયું કે દુઃખ થયું. સાતાવેદનીમાં સ્મરણનો અભ્યાસ એટલો દૃઢ કરી દેવો કે વેદનીય આવે ત્યારે તે જ આવીને ઊભું રહે. ઉપયોગ ફેરવતાં આવડવો જોઈએ. જો તેમ થયું તો પછી વેદનીમાં દુઃખ લાગશે નહીં. મહાત્મા પુરુષોને ઉપસર્ગ આવે છે ત્યારે તેઓ પણ તેમ જ કરે છે. એટલે દુઃખ લાગતું નથી. ઉપયોગ બીજે હોય તો કંઈ વાગ્યું હોય તે માલમ પડતું નથી. તેમ સાતાવેદની હોય ત્યારે ઉપયોગ

આત્મામાં રાખવાનો પુરુષાર્થ કરવાનો છે, ચેતવા જેવું છે. આખરે તો સાતા અને અસાતા બન્ને સરખાં જ છે.

આ જીવે ઘણા ભવમાં પોતાને દુઃખી કર્યો છે. માટે આ ભવમાં દેહને પ્રધાનપણું આપવા યોગ્ય નથી. રસ્તામાં જતાં કોઈ શત્રુ મળ્યો તો કંઈ તકરાર થાય નહીં; તેમ સાચવીને રસ્તો ઓળંગી જઈએ પણ અંતરમાં શત્રુપણાના ભાવ જાય નહીં; તેમ દેહે શત્રુનું કામ કરેલું છે, તેની સાથે સમજીને માત્ર કામ ચલાવવાનું છે. અંતરમાં તો તેવો ભેદ રાખવો. એમાં કદી એકાકાર થવું નહીં. અસાતામાં તો મંત્ર યાદ આવે તો મંત્ર, 'હે પ્રભુ૦' યાદ આવે તો તે, પણ બોલ્યા કરવું; બીજું કંઈ પેસવા દેવું નહીં. માનસિક દુઃખ કે શારીરિક દુઃખ હોય પણ ઉપયોગ ફેરવી લેતાં આવડતો હોય તો તેને દુઃખ માલમ પડે નહીં.

૮ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૧૮-૯-૪૪

ઉપદેશછાયામાં કહ્યું છે કે "તરવાનો કામી હોય તે માથું કાપીને આપતાં પાછો હઠે નહીં." માથું મૂકે તે મોક્ષ મેળવે. ચોથી દૃષ્ટિમાં "ધર્મ અર્થે ઇહિાં પ્રાણનેજી છાંડે, પણ નહીં ધર્મ" એમ છે. ચાર દૃષ્ટિ પરિણામ પામે ત્યારે સમ્યગ્દર્શનને લાયક થવાય.

'ભાવાચારજ સેવના' પછી યોગદૃષ્ટિ જીવ થાય. મહાત્મા જ્ઞાનીપુરુષોએ સંસારનું સ્વરૂપ જાણ્યું ત્યારે એક નિશ્ચય ઉપર આવ્યા કે કોઈ પણ પ્રકારે સંસારમાં સુખ નથી. પરમકૃપાળુ દેવે છએય દર્શનનો નિર્ણય કરી મોક્ષમાર્ગ બતાવ્યો છે. વૈરાગ્ય આવ્યાં બાદ તો એક ભવ પણ કરવો પડે તે સહન થાય નહીં. સંસારમાં રહેલો જીવ એમ જાણે કે આટલું કરી લઉં, એકાદ ભવ વધારે કરવો પડશે તો કરીશું. પણ સંસાર તો એવો છે કે આંગળી આપતાં પોંચો પકડી લે અને છૂટવા દે નહીં. કોઈ થૂંક્યું હોય તેના ઉપર માખી બેસે અને તેના પગ ભરાય ત્યારે જોર કરે તો વધુ લબદાય, માથું મારે તો માથું ભરાય, પણ છૂટે નહીં. તેવું સંસારનું સ્વરૂપ જાણવું. સંસારમાં આસક્તિ રાખવી અને મોક્ષ મેળવવો તે બને તેવું નથી. જેમ જેમ આસક્તિ ઓછી થતી જાય તેમ તેમ જ્ઞાનીપુરુષનું કહેવું સમજાય.

૯ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૨૧-૯-૪૪

પરમકૃપાળુ દેવનું એક એક વચન અલૌકિક છે. પોતે અનુભવ કર્યો તે જ બતાવ્યો છે. જેને મોક્ષ મેળવવો છે, તેનું કામ થઈ જશે. બાકી આ કાળમાં મોક્ષ નથી વગેરે વાતો કરી, પુરુષાર્થ કરે નહીં તો શું મળશે? પોતે અનુભવથી સિદ્ધ કરી આપ્યું કે પુરુષાર્થ કરો તો જરૂર મોક્ષ મળશે. પુણ્ય ઉપાર્જન કરી દેવલોકની આશા રાખશે તેનો મોક્ષ કેવી રીતે થશે? જેમને મોક્ષનો ખપ નથી, તે ગમે તેવી વાતો કરી અટકી રહેશે. સંસારના પદાર્થો ઉપર જેટલું ચિત્ત ઓછું જશે તેટલું સત્પુરુષનાં વચનોમાં રહેશે.

"સરી એ બોધ પ્રવાહનીજી, એ વિણ શ્રુત થલકૂપ;
શ્રવણસમીહા તે કિસીજી, શયિત સુણે જેમ ભૂપ." (ત્રીજી દૃષ્ટિ)

કૂવાની અંદર પાણીની સેર આવે તો કૂવો કામનો છે, તેમ સત્પુરુષના બોધથી સુવિચારદશા આવે તો કામનું છે. "તે બોધે સુવિચારણા ત્યાં પ્રગટે સુખદાય." ત્યારપછી "મન મહિલાનું વ્હાલા ઉપરે બીજાં કામ કરંત, તેમ શ્રુતધર્મે મન દૃઢ ધરે જ્ઞાનાક્ષેપકવંત–" જ્ઞાનીપુરુષના બોધમાં ચિત્ત વર્તે.

મનુષ્યભવ મળ્યો છે તે સંસારસમુદ્રને કિનારે આવી ગયા જેવું છે. કિનારે આવેલો માણસ બહાર નીકળી જવા કંઈ પ્રયત્ન ન કરે તો પછી મોજાં તેને સમુદ્રમાં પાછો તાણી જાય, ફરી બહાર નીકળવા પામે નહીં. માટે આ મનુષ્યભવ મળેલો સાર્થક થાય તેમ પુરુષાર્થ કરવા યોગ્ય છે.

૧૦ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૨૨–૯–૪૪

✓ કોઈપણ પ્રકારનું સભામાં વાચન ચાલતું હોય અને કદાચ સમજવામાં ન આવે તો પણ ભાવ ઓછો થવા દેવો નહીં, અને સાંભળ્યા કરવું. ભાવના છે તે જ્યારે ત્યારે ફળશે. પોતાને ગમતું વંચાય તે સાંભળવાનું ગમે, પણ અઘરો વિષય ચાલતો હોય અને ન સમજાય ત્યારે એમ ન કરવું કે આ ન વંચાય તો સારું; પણ સાંભળ્યા કરવું, છેવટે મંત્રમાં ધ્યાન રાખવું. પોતાને ગમતું તો આજસુધી જીવે ઘણું કર્યું; પણ કંઈ વળ્યું નહીં.।

'સુદૃષ્ટતરંગિણી' ગ્રંથ છે તે કર્મગ્રંથ સમજવા માટે પ્રવેશક પુસ્તક છે. એવા વિષય સમજવા પ્રયત્ન કરવો. તે સમજવા યોગ્ય છે.

રુચિ જો જાગ્રત થઈ જાય તો પછી આગળ બધું મળી રહે છે. જેને જેવી ભાવના તે હંમેશાં ફળે છે. આત્મા જાગ્રત થઈ જાય ત્યારપછી કર્મોનું કંઈ જોર ચાલતું નથી. એક ભવ જો તે ખાતે પૂર્ણ થાય અને સત્પુરુષના આશ્રયપૂર્વક દેહ છૂટે તો પછી કોઈ ભવમાં જીવ પાછો પડતો નથી, આગળ વધ્યા જ જાય છે અને મોક્ષે જાય છે. સત્પુરુષનું એક વચન પણ જીવને મોક્ષે લઈ જાય તેમ છે.

૧૧ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૨૩–૯–૪૪

વૈરાગ્ય ત્રણ પ્રકારના છે. દુઃખગર્ભિત, મોહગર્ભિત અને જ્ઞાનગર્ભિત. કોઈને પૈસા વગેરેનું દુઃખ આવી પડે અથવા કજિયા–કંકાસ ઘરમાં થયા કરતા હોય તો તેને એમ થાય કે આ સંસાર ખોટો છે તેથી ત્યાગ કરી દઉં. પણ તે ખરો વૈરાગ્ય કહેવાય નહીં. તે તો દ્વેષબુદ્ધિથી ત્યાગ કર્યો કહેવાય. મોહગર્ભિત વૈરાગ્યવાળાને એમ થાય કે આ સંસારને છોડી દઈ સાધુજીવન નિરુપાધિપણે ગુજાર્યું હોય તો ઘણો આનંદ આવે. ગામે ગામ ફરવાનું થાય, સારું સારું ખાવાનું મળે. આવી રીતે સંસારત્યાગ કરી સાધુજીવનમાં પણ મોહ વધારે. માટે ત્રીજો જ્ઞાનગર્ભિત વૈરાગ્ય એ જ ખરો છે. સંસારનું સ્વરૂપ, જ્ઞાની પુરુષનો બોધ સાંભળવાથી તેને સમજાય છે. અને તેમના આશ્રયપૂર્વક જે કંઈ ત્યાગ

કરવામાં આવે તે યથાર્થ છે. પોતાની બુદ્ધિથી ગમે તેવાં વ્રત-પચ્ચખાણુ કરે અથવા અસદ્ગુરુને આશ્રયે કરે તે તો સંસાર ઘટાડવાને બદલે વધારનાર થઈ પડે છે. માટે જ્ઞાની-પુરુષ ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી પુરુષાર્થ કર્યા કરવો. જ્ઞાનીપુરુષ મળ્યા પછી બીજે કંઈ શોધવાનું રહેતું નથી. ફક્ત તેની આજ્ઞાનું આરાધન કરવાનું હોય છે. અને જેટલું આરાધન થાય તેટલો આત્મા ઉજ્જવળ થઈ આગળ વધે છે, પણ બીજે અહીંતહીં શોધવા જાય તો પોતાને મળેલું પણ ગુમાવી બેસે છે. મંત્રનું સ્મરણ ખૂબ રાખવું, બેસતાં-ઊઠતાં, ખાતાં-પીતાં પણ એ જ રટણ રાખવું કે મરણ સમયે તે હાજર થઈ જાય. આટલો ભવ તો જે કૃપાળુદેવે જણાવ્યું છે તેમાં જ વૃત્તિ રહે અને તે શરણુ મરણપર્યંત રહે એમ કરી દેવું, તેમાં જરા પણ ખામી આવવા દેવી નહીં.

પ. ઉ. પ્રભુશ્રીજીએ આખર વખતે વીસ દોહરા, યમનિયમ, ક્ષમાપના એ ત્રણ નિત્યનિયમ તરીકે દરરોજ ભાવપૂર્વક બોલવા જણાવ્યું છે. આટલું જો વિશ્વાસ રાખી કરવામાં આવે તો જ્ઞાન પ્રગટ થઈ જાય તેવું છે. કાંઈ શાસ્ત્રો જાણનાર પંડિતનો મોક્ષ થાય અને અભણનો ન થાય તેવું નથી. શ્રદ્ધાપૂર્વક આજ્ઞાનું આરાધન કરવાથી બધું થાય છે.

આજ્ઞા આરાધનયોગ્ય થવા માટે સદાચરણ સેવવાની જરૂર છે. તે ન હોય તો બધું નકામા જેવું છે. માટે પ્રથમ સાત વ્યસનના ત્યાગની જરૂર છે તથા પાંચ અભક્ષ્ય ફળ અને મધ, માખણ ત્યાગવા યોગ્ય છે.

(૧) જુગાર-લોભ મહા ખરાબ છે. જો તે છૂટે તો ઘણો જ લાભ થાય એમ છે. એકદમ પૈસાદાર થઈ જવાની કામનાએ કરી સટ્ટા, લોટરી વગેરે કરવાં નહીં. (૨-૩) માંસ-દારૂ ત્યાગવા યોગ્ય છે. (૪) ચોરી- ચોરી કરીને તુરત પૈસા આવે તે સારુ લાગે છે, પણ જેનું પરિણામ ખરાબ આવે તે દુઃખદાયક છે, એમ સમજી કોઈને પૂછ્યા સિવાય શાક જેવી વસ્તુ પણ ન લેવી. લાખ રૂપિઆની કિંમતી ચીજ રસ્તામાં પડી હોય તે પણ લેવી નહીં. "એ ત્યાગવા સિદ્ધાંત કે પશ્ચાત્ દુઃખ તે સુખ નહીં." જેનું પરિણામ દુઃખદાયક છે તે કામ કદી કરવું નહીં, એમ કૃપાળુદેવે કહ્યું છે. (૫) શિકાર- કોઈ પણ જીવને ઇરાદાપૂર્વક મારવો નહીં. ઘણા માણસોને એવી ટેવ હોય છે કે માકડ, મચ્છર, ચાંચડ વગેરેને ઇરાદા-પૂર્વક મારી નાખે છે, પણ તેમ કરવું નહીં. ચૂલો સળગાવતાં પણ લાકડાં ખંખેરીને નાખવાં જેથી જીવ હોય તે મરી જાય નહીં. જૂ-લીખ મારવી નહીં. (૬) પરસ્ત્રી અને (૭) વેશ્યાગમન- આ વ્યસનોથી આ લોક અને પરલોક બન્ને બગડે છે, માટે તેમનું સેવન કરવું નહીં. લોકોમાં પણ તે નિંદ્ય છે માટે તેનો ત્યાગ કરવો.

બ્રહ્મચર્યવ્રત લેવું તે ઘણું ઉત્તમ છે. તે લેતા અગાઉ વરસ બે વરસ અખતરો કરવો અને પૂર્ણ ભરોસો પડે કે હવે પાળી શકાશે તો લેવું. વ્રત લઈને ભાંગવું નહીં, તે ભાંગે તો મહાદોષ લાગે. વ્રત લઈને ભાંગવામાં તે ન લીધું હોય તેના કરતાં વધુ દોષ છે. લીધા પછી સાધુના જીવન મુજબ જિંદગી સુધી વખત પસાર કરવો. વ્રત ભંગ ન થવા દેવું,

ઝેર ખાઈને અથવા કટાર પેટમાં મારીને મરવું પણ વ્રતમાં આંચ આવવા દેવી નહીં. ત્યાગેલી વસ્તુ પ્રત્યે તે વિષ્ટા સમાન છે તેવો તુચ્છ ભાવ રાખવો. તેનું કંઈ માહાત્મ્ય નથી.

પંચેન્દ્રિયના વિષયો આ જીવનું ભૂંડું કરનાર છે, માટે તેને આધીન થવું નહીં. જે ઇન્દ્રિયો વડે પુદ્ગલ દેખાય છે, તેને માને છે, પણ જે અંદર જોનાર બેઠો છે તેને વિસારી દીધો છે. વર વગરની જાન જેવું કર્યું છે. પંચેન્દ્રિયના વિષયોનું સુખ તો ઇન્દ્ર પણ ભોગવે છે અને એક ભૂંડ પણ તેવું જ માનીને વિષયોમાં આસક્ત રહે છે. એ રીતે તો બન્ને સરખા જ છે. આ મનુષ્યભવ પામીને આત્મકલ્યાણ થાય તો જ સાર્થકતા છે.

**૧૨** શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૨૫–૮–૪૪

પોતાના જે દોષ હોય તે જોઈને કાઢવાના છે. એમ જ કરવાનું છે. કૃપાળુદેવનાં વચનો છે તે લબ્ધિવાક્યો છે. જેવી જેની પાત્રતા તે પ્રમાણે તેને તેમાંથી બધું મળી રહે તેવાં છે. જેને આગળ વધવું છે તેને માર્ગદર્શક છે, મૂંઝવણ ટાળનાર છે. જેને વખત જ પસાર કરવાનું ધ્યેય છે તે વાંચે તો તેને તેટલું ફળ મળે.

કર્મબંધ ન થાય તેને માટે વિચાર કરવાનો છે અને તે જ પુરુષાર્થ કરવાનો છે. રાગદ્વેષથી કર્મ બંધાય છે. સત્પુરુષની ભક્તિ, સત્સંગનું સેવન કરવું તે રાગદ્વેષ ન થવાનું કારણ છે. સંસારના પદાર્થો ઉપર જે મન દોડે છે, તેને રોકી સત્સંગ ને ભક્તિમાં મન જોડવું તે પુરુષાર્થ જ છે. મનને ભટકવા ન દેવું. જે સત્પુરુષો રાગદ્વેષથી મુક્ત થયા તેમની અંતરચર્યા જાણવા પ્રયત્ન કરવાનો છે. જેથી આપણે પણ રાગદ્વેષથી મુક્ત થઈએ. તે પુરુષો ગમે તેવા સંયોગોમાં પણ આત્મામાં સ્થિર રહી શકતા. થાંભલો હોય તે સ્થિર રહે, તેને પવન વગેરે કંઈ અસર કરી શકે નહીં, તેમ જ્ઞાનીપુરુષોની સ્થિતિ સમજવી.

"દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો વંદન અગણિત."
"સકળ જગત તે એઠવત્, અથવા સ્વપ્ન સમાન;
તે કહીએ જ્ઞાનીદશા, બાકી વાચાજ્ઞાન." (આત્મસિદ્ધિ)

"અમે દેહધારી છીએ કે કેમ તે સંભારીએ ત્યારે માંડ જાણીએ છીએ." (૨૫૫)

આવા પુરુષો જગતનું કલ્યાણ કરી શકે. કેવી અદ્ભુત દશા છે! પુરુષાર્થ તો કર્યા કરવો, નદીમાં પથ્થર હોય છે તે પાણીના વહેણને લઈને ઘસાય છે; તો આ તો સત્ય વસ્તુ છે, તેનું ફળ જરૂર આવશે. જેને આત્માની દયા જાગી છે તેનું જરૂર કલ્યાણ થશે. આત્માની દયામાં બધાં વ્રતપચ્ચંખ્ખાણ સમાય છે.

**૧૩** શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૨૭–૯–૪૪

સત્ય બોલવાની ટેવ પાડવી. સત્ય બોલવું હોય તેણે કામ સિવાય બોલ બોલ કરવું નહીં, મૌન સેવવું. (ચારેય પ્રકારની) વિકથાનો ત્યાગ કરવો અથવા તેવી

વાતોમાં અનુમોદન આપવું નહીં. તેમ કરવાથી જૂઠું બોલવાનો પ્રસંગ આવે છે. સંતોષ એ ઘણી ઉત્તમ વસ્તુ છે. સંતોષી માણસ સાચું બોલી શકે છે, સંતોષી માણસની મહત્તાનો પાર નથી.

૧૪ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૨૮-૯-૪૪

જ્યારે આત્મા જાગૃત થઈ જાય અને પોતાના આત્માનું જ કલ્યાણ કરવું છે એવો અંતરનો નિશ્ચય થઈ જાય ત્યારે બળવીર્ય સ્ફુરે, કર્મનું જોર ચાલે નહીં; ત્યારે જ જ્ઞાની પુરુષોને જે કહેવું છે તે સમજાય તેમ છે. નહીં તો, આ કાને સાંભળ્યું અને બીજા કાને થઈ ચાલ્યું જાય તેથી શો લાભ? માટે રુચિ જાગૃત કરવાની પ્રથમ જરૂર છે. પછી તો તેની જ્ઞાની પુરુષો આગળ વધવા માટે જે ઉપાય બતાવે અને પ્રતીતિમાં આવે તેમ આત્મા બળવાન થઈ આગળ વધ્યે જ જાય છે. પછી પ્રમાદનું પણ કંઈ જોર ચાલતું નથી. પરમકૃપાળુદેવ સૂતા હોય ત્યારે પણ કંઈ ને કંઈ બોલતા. શરીરને તો જ્યારે ચાલે નહીં ત્યારે જ આરામ આપવો. બાકીના વખતમાં પુરુષાર્થ કર્યા કરવો. ઊંઘ ન આવતી હોય ત્યારે પરાણે લાવવાની કોશિશ નહીં કરતાં સવળી સમજણ કરી લેવી કે સારું થયું, ઊંઘ નથી આવતી તો પુરુષાર્થ કરાય છે. તેમ લક્ષ રાખવો. દેહ હોય તેની આખરની પળ પણ ઉપયોગમાં લેવી હોય તો પણ લઈ શકાય છે. સારું શરીર હોય ત્યારે સમરણનો અભ્યાસ એટલો બધો કરી દેવો કે મરણપ્રસંગે આવીને કામ કરે. ખોટાં કર્મોનું ફળ આવીને ઊભું રહે છે, તો આ તો સત્ય વસ્તુ છે તે કેમ નહીં હાજર થાય? આ જીવ એટલો મોહાધીન છે કે વખતની કિંમત જરા પણ નથી. જો વિચાર કરે તો એક પળ અમૂલ્ય રત્નચિંતામણિ કરતાં વિશેષ મૂલ્યવાન છે.

*

✓શરીરપ્રકૃતિ નરમ રહેતી હોય ત્યારે તેમાં એકાકાર વૃત્તિ થવા દેવી નહીં. તાવ આવ્યો હોય ત્યારે આપણે તો એવો વિચાર રાખવો કે દેહ ગરમ થયો છે, તે તાવ ગયે ઠંડો થઈ જશે. ફક્ત જોનાર તરીકે રહેવું જેથી સમતા રહે. મરણ આવે તો પણ આત્મા ક્યાં મરે છે? તે તો ત્રણે કાળ નિત્ય છે. 'મારું' માન્યું કે દુઃખ આવ્યું જ સમજવું. માટે મારાપણું કાઢી નાખવું. જે થાય છે તે દેહને થાય છે તેમ જોયા કરવું. જેમ કપડું જૂનું થયે બદલી નાખીએ છીએ તેમ મરણ થયે એક દેહ છોડી દેતાં બીજો દેહ મળે છે; કંઈ આત્મા મરતો નથી. રોગ આવ્યે દવા વગેરે કરવી પડે તો કરવી, પણ લક્ષ ચૂકવો નહીં. જે થાય તે ઠીક થાય છે, સારા માટે થાય છે, એવી સવળી સમજણ કરતાં શીખવું, જેથી દુઃખ માલમ પડશે નહીં. નેમિનાથ ભગવાન પાસે જઈ ગજસુકુમારે કહ્યું કે મને મોક્ષ આ ભવે મળે તેવું બતાવો ત્યારે ભગવાને જણાવ્યું કે સ્મશાનમાં જઈ કાઉસગ્ગ કરો. તે પ્રમાણે તેમણે કર્યું, તેથી ગજસુકુમારના સસરાને ક્રોધ થવાથી તેણે ચીકણી માટી લઈ માથા ઉપર ક્યારી કરી ધગધગતા અંગારા ભર્યા. ત્યારે તેમણે ક્રોધ જરા પણ કર્યો નહીં

અને સવળા વિચારે ચઢ્યા કે જો હું તેની દીકરી સાથે પરણ્યો હોત તો કપડાની પાઘડી બંધાવત તો ફાટી જાત અને સંસારભ્રમણ કરવું પડત, પણ ઘણું સારું થયું કે તેણે મોક્ષરૂપી પાઘડી બંધાવી. આવી રીતે ચિંતવન કરતાં કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા. ✓

✓ આગળના વખતમાં મુનિઓ શરીરને કષ્ટ આપી તપશ્ચર્યા કરતા. તાપમાં કાઉસગ્ગ કરે, ઠંડીના વખતે ઉઘાડા શરીરે કાઉસગ્ગ કરે, તે એટલા માટે કે મરણ પ્રસંગે જે વેદના આવે તેમાં સમભાવ રહે. સહન કરવાનો પ્રથમથી અભ્યાસ પાડ્યો હોય તો ગમે તેવા દુઃખમાં પણ સહનશીલતા રહે. જો તેવો અભ્યાસ ન પાડ્યો હોય તો તેવા પ્રસંગ આવ્યે બધું ભૂલી જવાય. ✓

✓ પરવસ્તુ ઉપર આ જીવને મોહ થાય છે, પણ તે દુઃખદાયક જ છે. જ્ઞાનીપુરુષોએ તો એક આત્મા સિવાય બધું પુદ્ગલ જ જોયું. આજે રત્ન દેખાતું હોય પણ પછી તે વિષ્ટારૂપ થઈ જાય છે. શરીરનો ફોટો લીધો હોય તે સારો દેખાય પણ એકસરેથી ફોટો લીધો હોય તો હાડકાં જ દેખાય અને તેમાં મોહ થાય નહીં. તેમ જ્ઞાની પુરુષોની દૃષ્ટિ હોય છે. તેમને મોહ થતો જ નથી; કારણ, વસ્તુનું સ્વરૂપ યથાતથ્ય દીઠું છે. ✓

**૧૫** શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૨૯–૯–૪૪

અહંભાવ મટે તો પછી આત્મા પ્રાપ્ત થાય. "આપ મૂઆ ફિર ડૂબ ગઈ દુનિયા" અહંભાવ મટ્યા પછી તેને સંસાર છૂટી જાય છે. પોતાને સમજણ આવી ગઈ તો પછી સંસારના પદાર્થો કલ્પના માત્ર જ લાગે. કલ્પનાથી જ સંસારપરંપરા ચાલ્યા કરે છે.

"ઊપજે મોહ–વિકલ્પથી, સમસ્ત આ સંસાર;
અંતરમુખ અવલોકતાં, વિલય થતાં નહીં વાર." (૯૫૪)

મોહાધીન જીવ સંસારના પદાર્થોને પોતાની કલ્પનાથી સાચા માનીને તેમાં એકાકાર થઈ જઈ ફરી નવો સંસાર વધારે છે. પરંતુ જો અંતરવૃત્તિ થઈ જાય તો સંસારનો ક્ષય થતાં વાર ન લાગે. સંસાર તો જેમ છે તેમ જ રહેવાનો છે, પણ પોતે સમજી ગયો તો મુક્ત થતાં વાર ન લાગે. બીજ વગર થયેલા વૃક્ષની માફક ફક્ત કલ્પનાથી સંસાર ઉત્પન્ન થાય છે.

✓ "સર્વ જીવ છે સિદ્ધસમ," જીવ માત્ર એક જ જાતિના છે; પરંતુ કર્મને આધીન હોવાથી જુદા જુદા પ્રકાર માલમ પડે છે. જેમ ગાડીમાંથી ઊતરેલા મુસાફરો જુદી જુદી જગ્યાએ પોતાનાં સગાંવહાલાંને ત્યાં જાય છે, તેમ જીવમાત્ર કરેલાં કર્મ અનુસાર તેવી ભોગ્ય જગ્યાએ જાય છે. "તે તે ભોગ્ય વિશેષનાં સ્થાનક દ્રવ્યસ્વભાવ." પણ જેમ સાધુ-પુરુષો કોઈને ત્યાં નહીં જતાં ધર્મશાળામાં ઉતારો કરે છે તેવી રીતે મુક્ત આત્માઓ બીજી કોઈ યોનિમાં નહીં જતાં સિદ્ધપદને પામે છે. ✓

*

'બ્રહ્મચર્ય' આત્મજ્ઞાન મેળવવા માટે ઘણી ઉપયોગી વસ્તુ છે.

"પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન;
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન."

પાત્ર થવા માટે બ્રહ્મચર્યની ખાસ જરૂર છે. બ્રહ્મચર્ય એટલે આત્મામાં રમણતા થવી તે.

બ્રહ્મચર્ય દશ પ્રકારે તથા પાંચ ભાવનાએ કરી સુરક્ષિત રહી શકે છે. તેનું યથાર્થ રીતે પાલન કરવા ઇચ્છનારે સ્ત્રીઓનો સહવાસ ન રાખવો. તે બેઠી હોય ત્યાર બાદ બે ઘડી સુધીમાં તે જગ્યાએ બેસવું નહીં. તેમના રૂપનું નિરીક્ષણ કરવું નહીં તથા સ્પર્શ કરવો નહીં. મોટી ઉંમરની, સમાન વયની તથા નાની વયની સ્ત્રીઓ પ્રત્યે માતૃભાવ, ભગિની-ભાવ તથા પુત્રીભાવની દૃષ્ટિથી જોવું. તિર્યંચ, નપુંસક તથા ચિત્રો જોવાથી વિકાર થાય છે, માટે તેનો ત્યાગ કરવો. વીર્યસ્ખલન થવા દેવું નહીં. યુવાનવયના માણસો કે જે કામ-વિકારની વાર્તા કરતા હોય તેથી દૂર રહેવું; અને વૃદ્ધ કે જેના સહવાસથી જ્ઞાનવાર્તા થાય તથા વૃદ્ધાવસ્થાનાં દુઃખ જોવા મળે તેથી વૈરાગ્યનું કારણ થાય છે, માટે તેમનો સહવાસ રાખવો. સ્ત્રી હોય તે રૂમમાં સૂવું નહીં. ગરિષ્ઠ ભોજન કરવું નહીં.

કામ છે તે કલ્પનારૂપી ઈંડામાંથી ઉત્પન્ન થતા સર્પ સમાન, રતિરૂપ મુખવાળો, હર્ષશોકરૂપ બે જીભવાળો, અજ્ઞાનરૂપ દરમાં રહેનારો, કામજ્વરરૂપ ઝેરી દાહથી દેહ–કાંચળીના ત્યાગરૂપ મરણ નીપજાવનારો છે. વિકારો ઉત્પન્ન થતા પહેલાં જ દાબી દેવા, તેમજ તેવાં નિમિત્તોથી દૂર રહેવું. તે ઉત્પન્ન થયા બાદ ઠંડા ઉપચારથી કે સ્નાનવિલેપનથી કામદાહ શાંત થતો નથી. તેને શાંત કરવામાં બાહ્ય ઉપચારો કામ લાગતા નથી. તે તો મન ઉપર આધાર રાખે છે. માટે મન ઉપર કાબૂ રાખતાં શીખવું.

કામીપુરુષ લજ્જાહીન હોય છે. તેવા પુરુષ વિકારવશ થઈ પોતાની કીર્તિ, યશ, જ્ઞાન ને ધ્યાનનો નાશ કરે છે. તેમને કોઈ પ્રકારનું ભાન રહેતું નથી અને તેનું ફળ મળે ત્યારે પસ્તાવો કરે છે. કામ વ્યાપેલા પુરુષનું શરીર ધ્રૂજે છે, શ્વાસોચ્છ્વાસ જોરથી ચાલે છે, જ્વર આવે છે અને મરણ પણ પામે છે.

૧૬ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૩૦–૯–૪૪

✓ સ્ત્રીઓ ઉપર કોઈ રીતે વિશ્વાસ મૂકવા યોગ્ય નથી. સ્ત્રીનું શરીર મહા અશુચિમય છે. તેમાં મોહ પામવા જેવું કંઈ પણ નથી. મનુષ્યને તેનું મુખ, વાળ અને શરીર જોઈને મોહ થાય છે; પરંતુ તેમાં રમણીયતા નહીં માની લેતાં, ચામડીની અંદર છુપાયેલા અશુચિ-મય પદાર્થોનો વિચાર કરવો. વાળમાં શું સુંદરતા છે? તેનું મૂળ તપાસતાં ગ્લાનિ થાય તેવું છે. મુખ ઉપરથી સુંદર દેખાય પણ સુગંધીદાર પદાર્થો ખાઈ મુખને સુગંધમય રાખવા પ્રયત્ન કરે તો પણ તે દુર્ગંધમય જ છે. શરીર છે તે ચમારનાં ઘરની મશક જેવું છે, અંદર દુર્ગંધવાળા પદાર્થો ભરેલા છે. યોનિસ્થાન છે તે દુર્ગંધમય રસ, લોહી ઝરવાનું સ્થાન છે. શરીરમાંથી પણ પરસેવો ઝર્યા કરે છે. ✓ [કોઈ શાસ્ત્ર વંચાતાં સાંભળેલ સાર]

✓ સ્ત્રીનાં નેત્રોમાં શીતળતા માનવામાં આવે છે. પરંતુ તેના કટાક્ષ મનુષ્યને અગ્નિની જ્વાળા માફક બાળનાર છે. તેનું બોલવું મધુર લાગે પરંતુ તે વિષતુલ્ય છે. તેનો સમાગમ મૃત્યુ સમાન દુઃખદાયી છે. મહાત્મા પુરુષો કે જેમણે સમકિત પ્રાપ્ત કરેલું છે અને નિરંતર આત્મરમણમાં મગ્ન રહેનારા છે તેમને પણ સ્ત્રીનો સંસર્ગ મહા અનર્થકારક છે, તેમણે મહા પ્રયત્ને મેળવેલું આત્મધન ક્ષણમાત્રમાં નાશ કરી દે તેવો છે. સત્પુરુષોએ આપેલા મહામંત્રનું જેને નિશદિન રટણ રહ્યા કરે છે તેવા પુરુષને પણ સ્ત્રીનો સંસર્ગ તે મંત્રને ક્ષણ માત્રમાં વિલય કરી દઈ જન્માંતરે પણ તેનો ઉદય થવા ન દે તેમ છે.

સ્ત્રીમાં એવી મોહિની છે કે પ્રથમ જીવને તેને નીરખવાનું મન થાય છે; પછી તેની સાથે વાતચીત કરવાનું મન થાય છે, પછી પોતાનાં યશ, કીર્તિ હોય તેને ધૂળમાં મેળવવા નિર્લજ્જ બને છે, પછી ભ્રષ્ટ થઈ આ લોક, પરલોક બન્ને બગાડે છે. માટે જે મનુષ્યે આત્મહિત કરવું હોય તેણે સ્ત્રી તરફ દૃષ્ટિ પણ ન કરવી, તેનાં અંગોનું નિરીક્ષણ ન કરવું અને તેના સંસર્ગમાં કદી આવવું નહીં. સ્ત્રીઓની કથાવાર્તા સાંભળવી નહીં. નિર્વિકારી પુરુષોનો સંગ કરવો. જેવા પુરુષોનો સંગ કર્યો હોય તેવા ગુણો પ્રાપ્ત થાય છે.

"સ્ત્રીમાં દોષ નથી; પણ આત્મામાં દોષ છે અને એ દોષ જવાથી આત્મા જે જુએ છે તે અદ્ભુત આનંદમય જ છે; માટે એ દોષથી રહિત થવું." (૭૮) ✓

✓ જિતેન્દ્રિય થવું. તેમાં પ્રથમ જિહ્વા ઇન્દ્રિય ઉપર કાબૂ મેળવવાની જરૂર છે. ગરિષ્ઠ પદાર્થોનું સેવન કરવું નહીં. આ શરીરરૂપી વૃક્ષનું મૂળ જિહ્વા છે. ઝાડનું મૂળ નીચે હોય છે અને ડાળી ઉપર હોય છે, પરંતુ આનું મૂળ તો ઉપર છે કે જ્યાંથી આખા શરીરને પોષણ મળે છે. આઠ કર્મોમાં મોહનીય કર્મ જીતવું કઠણ છે, પાંચ વ્રતોમાં બ્રહ્મચર્યનું પાલન કરવું કઠણ છે, ત્રણ ગુપ્તિમાં મનોગુપ્તિ પાળવી કઠણ છે અને પાંચ ઇન્દ્રિયોમાં જિહ્વા ઇન્દ્રિય વશ કરવી કઠણ છે. ✓

*

સમ્યક્ત્વ અનુભવ.

આત્માનાં શુભ પરિણામ ઘણી જ ઉચ્ચદશાને પામે છે અને તેમાં જ વૃત્તિ એકાકાર થઈ જાય છે. ત્યાર બાદ જગતની વિસ્મૃતિ થયે આત્માનો અનુભવ થાય છે (આત્માનાં શુદ્ધ પરિણામ) તેનું વર્ણન તો કોઈ શાસ્ત્રમાં નથી; કારણ, તે પોતાના અનુભવની વસ્તુ છે, અને જીવ તે સ્થિતિએ પહોંચે છે ત્યારે જ પોતાને અનુભવ થાય છે. તેના આનંદનું કંઈ વર્ણન થઈ શકે તેમ નથી. પ્રથમ એક સમયમાત્ર તેનો અનુભવ થાય અને માલમ પડે, પછી તે અનુભવ વર્ધમાનતાને પામ્યે તેની પૂર્ણ ખાતરી થઈ જાય છે. બનારસીદાસે પણ 'નાટક સમયસાર'માં કહ્યું છે કે—

"વસ્તુ વિચારત ધ્યાવતેં, મન પાવે વિશ્રામ;
રસ સ્વાદત સુખ ઊપજે, અનુભવ યાકો નામ."

૧૭ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૧-૯-૪૫

આ જીવને મહત્ પુણ્યોદય હોય છે ત્યારે જ ચિત્તસ્થિરતાનો ક્રમ હાથ આવે છે. તે જ કરવાનું છે. તે જ વૃત્તિને પોષણ મળે તેવો પુરુષાર્થ કર્યા કરવો. શાંતપણું એ જ પોતાનો સ્વભાવ છે. તેવો અનુભવ થયે બીજા ભાવોમાંથી આત્માનું છૂટવું થાય છે. પોતાનો આત્મા આનંદનું ધામ છે, તેવી પ્રતીતિ થયે પરવસ્તુ તરફ ચિત્તનો પ્રવાહ વહેતો નથી. પોતાનું વીર્ય ગોપવ્યા સિવાય પુરુષાર્થ કરવાથી આત્માનું આગળ વધવું થાય છે, તેમ તેમ અપૂર્વતા માલૂમ પડતી જાય છે. પ્રથમ શાળામાં દાખલ થનાર વિદ્યાર્થીને પણ એમ લાગે છે કે પોતે કરે છે તે બરાબર જ છે, પણ તેથી આગળ અભ્યાસ વધ્યે તેને પછી વિશેષતા લાગે છે કે અગાઉના કરતાં હાલમાં કરવામાં આવે છે તે બરાબર છે. એમ આગળ આગળ ફરી ફરી વિશેષતા લાગે છે. તેમ મુમુક્ષુને પણ લાગે છે. પણ પૂર્ણ દશા થતાં સુધી આગળ વધ્યા જ કરવાનું છે. અપૂર્વ વાત છે, અને તેવો જ અનુભવ જેમ જેમ આગળ વધવું થાય તેમ તેમ વિશેષ પ્રકારે થાય છે. પૂર્ણ શાંતિપદ પ્રાપ્ત કરવાનું છે, તે લક્ષે પુરુષાર્થ કર્યા કરવો.

પરમકૃપાળુદેવે પ્રભુશ્રીજીને સમાધિ પ્રાપ્ત થવા 'સમાધિશતક'નું મનન કરવા આજ્ઞા કરેલી. તે પુસ્તક મનન કરવા યોગ્ય છે. તેમાં અંતરાત્મા, પરમાત્માનું વર્ણન ઘણા ઉત્તમ પ્રકારે કરેલું છે. જેને પરમકૃપાળુદેવનાં વચનો રહસ્ય સાથે સમજાયાં છે તેને અન્ય શાસ્ત્ર સમજવાં સરળ છે.

પરમકૃપાળુદેવ એક વખત જ્યારે ધ્યાનમાં લીન હતા ત્યારે એક ભાઈએ કાગળોના નમૂના તેઓશ્રીને બતાવતાં ખરીદી માટે સલાહ માગી, ત્યારે એવો જવાબ મળ્યો કે પ્રથમ અમારું મસ્તક ઉતારી લીધું હોત તો ઠીક થાત. આવા પ્રકારે ધ્યાનમાં આત્માનંદ વર્તે છે ત્યારે પરપદાર્થનો પરિચય મૃત્યુ સમાન લાગે છે. ગૃહસ્થ વેશમાં પ્રવૃત્તિમાં રહી ધર્મ-સાધન કરવું એ ઘણું દુષ્કર છે. તેઓશ્રીને મુંબઈ સ્મશાનતુલ્ય લાગતું. તેમના વખતમાં તો તે એકલા જ રહી આત્મસાધના કરતા. પોતે સત્સંગને બહુ ઇચ્છતા અને પૂજ્ય સોભાગભાઈને ઘણા વખત પોતા પાસે સત્સંગ અર્થે બોલાવતા હતા. એક વખત બન્નેએ સાથે ચિત્રપટ પડાવેલ છે. કેવી બન્નેની વૈરાગ્યમય અદ્ભુત દશા હતી !

✓પરમ ઉપકારી પ્રભુશ્રીજીએ આપણા ઉપર અનંત ઉપકાર કરી સત્સંગનાં નિમિત્ત કરી આપ્યાં છે. તેઓશ્રીની આજ્ઞા પણ મળી છે. પુરુષાર્થ કરી આગળ વધવાનું કામ આપણું છે. જેવું ક્ષેત્ર તેવા ભાવ પણ થાય છે. શ્રવણ વિષે વાત છે. શ્રવણ પોતાના અંધ માતાપિતાને લઈને પાણીપતના મેદાનમાંથી પસાર થતા હતા ત્યારે વિપરીત ભાવો આવ્યા. મનમાં વિચાર કર્યો કે આવા ભાવો શા કારણે આવ્યા હશે ? તેનો વિચાર કરતાં જણાયું કે યુદ્ધનું મેદાન હોવાથી તેવા ભાવો આવ્યા. તેમ સત્પુરુષો જ્યાં વિચરેલા હોય ત્યાં ઘણા લાંબા કાળ સુધી વાતાવરણ જીવને પવિત્ર કરે તેવું હોય છે.

જાગૃતિકાળમાં જેવા ભાવો કર્યા હોય છે, તેના રહસ્યરૂપે નિદ્રામાં ભાવો થાય છે. ખરાબ ભાવોનું સેવન કર્યું હોય તો વિશેષપણે તેવા ભાવો નિદ્રામાં થાય છે. તેનું કારણ કે તે વખતે કંઈ અંકુશ જેવું રહેતું નથી. ખરાબ નિમિત્તો જીવને પાછો પાડનાર છે. તેમાંથી બચવું ઘણું મુશ્કેલ છે. પણ જેમ જેમ અંતરાત્મવૃત્તિનું બળ વધતું જાય છે તેમ તેમ જીવનું આગળ વધવું થાય છે. ✓

૧૮ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૩-૯-૪૫

'સમાધિશતક' પ્રભુશ્રીજીની ત્યાગવૃત્તિ જોઈને કૃપાળુદેવે વાંચવા આપેલું, પ્રભુશ્રીજી ત્યારે મુંબઈમાં હતા. ત્યાં ધમાલ ઘણી જોઈને 'પછીથી અધ્યયન કરીશું' એમ મુલતવી રાખ્યું. થોડા દિવસ બાદ કૃપાળુદેવે પૂછ્યું કે પુસ્તક કેટલું વાંચ્યું? ત્યારે પ્રભુશ્રીજીએ જણાવ્યું કે આ ધમાલમાં વાંચવાનું મુલતવી રાખ્યું છે. કૃપાળુદેવ મૌન રહ્યા. પછી પ્રભુશ્રીજીને માલમ પડ્યું કે કૃપાળુદેવની હાજરીમાં વંચાયું હોત તો ઘણો લાભ થાત. જો કે સત્તર શ્લોક પરમકૃપાળુદેવે વાંચી બતાવ્યા હતા. ત્યાર બાદ મુંબઈથી સુરત વિહાર કરી ત્રણ વર્ષ મૌન રહી એ પુસ્તકનું અધ્યયન પ્રભુશ્રીજીએ કર્યું હતું.

'સમાધિશતક' પૂજ્યપાદસ્વામીનું રચેલું પુસ્તક છે. તે સમાધિ પ્રાપ્ત કરાવે તેવું છે. જેને આગળ વધવું છે તેને ઘણા હિતનું કારણ છે. સત્તરમા શ્લોકમાં ઘણું સરસ વર્ણન છે. એક માસ જો પુરુષાર્થ ખરા હૃદયથી કરવામાં આવે તો આત્મા પ્રાપ્ત થઈ જાય. શ્લોક પચાસ સુધીમાં તો હદ કરી દીધી છે. ટૂંકાણમાં વાત છે, પણ તે ઉપરથી તો ઘણાં શાસ્ત્રો બની શકે તેમ છે. પૂજ્યપાદસ્વામી એ નામ તેઓશ્રીના ગુણોને લઈને પાડેલું છે. અસલ તેઓનું નામ બીજું છે. એ પુસ્તકમાં પ્રથમ બહિરાત્માનું વર્ણન છે. આત્મા અને દેહ એકરૂપે જેને લાગે છે, તે બહિરાત્મા છે. અંતરાત્માનું વર્ણન ત્યાર પછી આવે છે. અંતરાત્મા અંદરના કષાયો ઘટાડવાનું કામ નિરંતર કરે છે; બહાર તેને કંઈ સંબંધ નથી. પુસ્તકનું મનન વિશેષ પ્રકારે કરવા જેવું છે.

પર્યુષણપર્વ બાર માસે આવે છે. જેમ વેપારી બાર માસનું સરવૈયું નફા-નુકસાનનું કાઢે છે, તેમ આત્માર્થી જીવને દરેક પર્યુષણ પર વિચાર કરવાનો છે કે કષાય કેટલા ઘટ્યા છે? આગળ વધાયું છે કે નહીં? સત્સંગમાં જીવની પરિણતિ ઉલ્લાસિત રહે છે. તે ન હોય તો પરિણામ તેવાં રહે નહીં અને ધાર્યા પ્રમાણે આગળ વધાય નહીં. સત્સંગ જીવને ઘણો સહારારૂપ છે. સત્સંગમાં જીવને આગળ વધવામાં જરા પણ મુશ્કેલી પડતી નથી.

૧૯ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૭-૯-૪૫

[ એક ભાઈએ પૂછેલા પ્રશ્નનો જવાબ ]

જ્ઞાનીપુરુષોનો ઉપદેશ સર્વસંગ પરિત્યાગ કરાવવાનો હોય છે. ન્યાયનીતિનું ધન પ્રાપ્ત કર્યું હોય, તે પણ મૂકવાનો ઉપદેશ છે, તો અન્યાયથી દ્રવ્ય ઉપાર્જન અંશે પણ

કરવાનો ઉપદેશ કેમ હોય? રાજ્યના કાયદા જેવા હોય તે મુજબ વર્તવું જોઈએ. પોતાની આવક ઉપર વેરો સરકારમાં ભરવાનો આવે તો સાચી રીતે આપવામાં આવે તેથી ધન ઓછું થઈ જતું નથી. પોતાની ખોટી કલ્પના છે કે સરકારના કાયદા પ્રમાણે ચાલી શકાય તેવું નથી. તેમ કરવાથી પૈસાદાર થઈ જવાતું નથી. તેમ વેરો બરાબર સાચી રીતે ભરવાથી ભિખારી થઈ જવાતું નથી. નશીબમાં માંડ્યું હોય તેટલું જ રહે છે. તેને ગમે તે રસ્તે બચાવવા ધારીએ તો તેમ થઈ શકે તેમ નથી. તેમ કરવામાં ખોટા ચોપડા બનાવવા પડે છે, તે પોતાને ચોરી કરવા જેવું લાગે છે કે નહીં? જ્યારે પોતાને તે કરવું ઠીક ન લાગતું હોય તો જ્ઞાની પુરુષો તેમાં સંમતિ કેમ આપે? જો આપણાથી રાજ્યના કાયદાનું પાલન ન થઈ શકે તો બીજા રાજ્યમાં જવું. રાજ્યમાં રહેવું હોય તો તેના કાયદા પણ પાળવા જોઈએ.

ગોપાળદાસ પંડિત હતા. તે સત્યવક્તા હતા. એક વખત પોતાના નાના છોકરા સાથે ગાડીમાં મુસાફરી કરતા હતા. મુસાફરી લાંબા ટાઈમની હતી. ટીકીટ તપાસનારે આવી છોકરાની ઉંમર પૂછી ત્યારે ગોપાળદાસ તરફથી જવાબ મળ્યો કે ત્રણ વર્ષ પૂરાં થતાં અગાઉ મુસાફરી શરૂ કરેલી તેથી ટીકીટ લીધી નથી. આજે ત્રણ વર્ષ ઉપર એક દિવસ થયો. જે ટીકીટનો ચાર્જ થતો હોય તે હું આપવા તૈયાર છું. આવા પુરુષો પણ ગૃહસ્થ વ્યવહારમાં હોય છે.

જીવ ખોટી કલ્પના કરે છે. બધા લોકો કરે તેમ કરવું જોઈએ, તેમ સમજવું મુમુક્ષુને માટે અહિતકારી છે. લોકો સંસાર વધારવાનું કરે છે, જ્યારે જ્ઞાની પુરુષો તો સંસારનો ક્ષય કરવાનું બતાવે છે. જો પોતાને જ્ઞાનીના માર્ગે ચાલવું છે, તો પછી જ્ઞાનીનું કહ્યું પણ માનવું જોઈએ. મુક્ત ન થવું હોય તો લોકો કરે છે તેમ કરવું.

૨૦ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૧૫-૯-૪૫

'સમાધિશતક' એક કાયદાની ચોપડી માફક છે, અંતરના ઉકેલરૂપ છે. જ્યારે જરૂર પડે ત્યારે કામ લાગે તેમ છે. લાગે સામાન્ય ટૂંકાણમાં, પણ શાસ્ત્રનાં શાસ્ત્ર બને તેવું છે. જેમ જીવની યોગ્યતા વધે તેમ સમજાય છે. પોતાના અનુભવમાં કંઈ આવ્યું હોય તે મુજબ શાસ્ત્રમાં કંઈ મળી આવે તો ઘણો ટેકો મળે છે, આનંદ થાય છે અને આગળ વધવાનું થાય છે.

"એક હોય ત્રણ કાળમાં, પરમારથનો પંથ;
પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમંત."

કર્મના ઉદય કયે વખતે કેવા આવે તેનું કંઈ પ્રમાણ નથી, માટે પ્રમાદ નહીં કરતાં સાવચેત રહેવા જેવું છે. કર્મથી ગભરાવાનું નથી. અનંત પ્રકારનાં કર્મ અનંતકાળથી આ જીવમાં છે. તે ઉદયમાં આવે અને જાય છે, તેવી દૃષ્ટિ રાખવી. તેનો અભ્યાસ રાખવો, જે આવે છે તે જવાને માટે આવે છે. સાવચેત ન હોઈએ તો આત્માને કર્મ ક્યાંનો ક્યાંય

લઈ જાય. માટે તેનો ઉપયોગ રાખવો. અગિયારમા ગુણસ્થાનક સુધી ગયેલો જીવ પણ એવા કર્મના ઉદય આવે છે કે નીચે આવી જાય છે. પ્રમાદથી ક્યાં જઈ પડે તેનું કંઈ પ્રમાણ નથી. જીવનું મૂઢપણું છે તે અહિતકારી છે. જ્ઞાનીપુરુષોનાં વચનો આધારરૂપ છે, તે જીવને ટકાવી રાખનાર છે. શાંતપણે વૃત્તિ ન રહે તેવા વખતે પણ ભક્તિ, સ્મરણ, વગેરે કર્યા જ કરવું. દુકાને ઘરાક ન આવતું હોય તો પણ દુકાન ખુલ્લી રાખી બેસવું પડે છે, તેમ આપણા ધારેલા ભાવ ન થાય તો પણ રોજ આરાધન કર્યા કરવું. નિમિત્તાધીન જીવની વૃત્તિ છે, માટે જેમ બને તેમ ખરાબ નિમિત્તોથી દૂર રહેવું. સત્સંગમાં રહી જેવું આત્મસાધન સુલભપણે થાય તેવું બીજે તો ન બને, પણ હોઈએ ત્યાંથી નીચે આવવું ન થાય તેવો પુરુષાર્થ તો રાખવો જ. 'સમાધિશતક' અહીં નિવૃત્તિએ મનન થયું તેવું બીજે સ્થળે ન થાય. ગમે ત્યાં હોઈએ, ત્યાં પણ ખાસ લક્ષ રાખવો—લક્ષ ન ચૂકવો. પોતાનું ધ્યેય શું છે, તે નક્કી કરવામાં તો અર્ધું કામ થઈ જાય છે. પૂર્ણ થતાં સુધી જંપીને બેસવાનું નથી. માટે પુરુષાર્થ કર્યા કરવો. સુખ તો પોતે પોતામાંથી મેળવવાનું છે. તે કંઈ બહારથી લાવવાનું નથી કે જેથી લાવવામાં બહુ મહેનત પડે. રાજ્ય જીતવું હોય તો દારુગોળો, બંદૂકો, તોપો જોઈએ; પણ આ તો સહજ છે. તે પોતાને સમજાવું જોઈએ, અને તે સમજાયું તો પછી પોતાને કેમ કરી આગળ વધવું તે સમજાતું જાય છે. આત્માર્થી જીવો પોતાનો માર્ગ પોતે કરતા જાય છે. ગમે તેવી આંટીઘૂંટી આવી જાય પણ તેનો ઉકેલ પોતાને આવી જાય છે.

**૨૧** શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૨૧-૯-૪૫

રાગદ્વેષનો ક્ષય કરવો એવી જ્ઞાનીપુરુષોની આજ્ઞા છે. રાગદ્વેષનો ક્ષય કરવો હોય તેણે જ્ઞાનીપુરુષની આજ્ઞાનું આરાધન કરવું. સત્પુરુષ પ્રત્યે જીવને જેટલો પ્રેમ થશે તેટલો સંસાર પ્રત્યેથી ઓછો થશે. રાગ કોઈ પણ પદાર્થ ઉપર કરવો નહીં. કરવો તો સત્પુરુષ ઉપર કરવો. આપણે સત્પુરુષ ઉપર પ્રેમ કરીએ છીએ પરંતુ તે પુરુષો આપણા ઉપર પ્રેમ કરતા નથી. તેથી એક તરફનો પ્રેમ આખરે નાશ પામે છે અને જીવ સત્પુરુષ તુલ્ય થાય છે. દુનિયાનો પ્રેમ બન્ને તરફનો અરસપરસ એકબીજા ઉપર હોવાથી તેમાં જ ભ્રમણ કરાવે છે. સત્પુરુષ ઉપરનો પ્રેમ પરિણામે સંસાર ક્ષય કરાવનાર છે. દરેક વસ્તુ ઉપરથી પ્રેમ ઉઠાવી સત્પુરુષ ઉપર કરવાથી બધાં શાસ્ત્રોનો સાર હૃદયમાં માલૂમ પડે છે. આત્મપ્રાપ્તિનો એ ખાસ ઉપાય છે.

પ્રથમ તો જીવને કંઈ ભાન હોતું નથી, પરંતુ સત્પુરુષની આજ્ઞા જીવને જે મુજબ મળી હોય તે મુજબ તેના ઉપર દૃઢ વિશ્વાસ રાખી આરાધન કર્યા કરવું. ચિત્રપટમાં ધ્યાન રાખવું, માળા ગણવામાં ચિત્ત રાખવું, સત્પુરુષના શબ્દો તથા વચનોમાં મનને પરોવવું. આવા અનુક્રમથી પુરુષાર્થ કરતાં જીવનું આગળ વધવું થાય છે, સત્પુરુષનાં વચનોનું પરિણમન થઈ જ્ઞાનપ્રાપ્તિ થાય છે. ક્રમપૂર્વક જે કામ થાય તેનું ફળ આવ્યા સિવાય રહે નહીં.

જેમકે, ચિત્રપટ વગેરેમાં ચિત્ત રાખવું તે ઝાડના મૂળને પોષણ આપવા બરાબર છે; પછી વચનોમાં ચિત્ત જાય તે છોડ મોટો થવા બરાબર છે; તેમાં વિશેષ પ્રકારે તલ્લીનતા આવતી જાય તે ફૂલ થવા બરાબર છે અને પરિણમન થઈ આત્મપ્રાપ્તિ થાય તે ફળ ખાવા બરાબર છે. સત્પુરુષોનો ઉપદેશ એક જ વાત સમજાવવા માટે જુદાજુદા પ્રકારે હોય છે. જીવને યોગ્યતા આવે તેમ તેમ તે સમજાતું જાય છે. જે જીવો પુરુષાર્થી છે અને આગળ વધવાના ક્રમમાં હોય છે તેમને દરરોજ કંઈ ને કંઈ નવું જ માલૂમ પડે છે. આત્મા બધું જાણી શકે છે, તે પોતાની વાત કેમ ન જાણે? વૃત્તિઓ જેમ જેમ શાંત થતી જાય છે, તેમ તેમ પોતાને વિશેષ પ્રકારે સમજાતું જાય છે. આત્મજ્ઞાન થતા અગાઉ જીવને ઘણી ભૂમિકાઓ પસાર કરવાની હોય છે. જેમ જેમ જીવ ઊંચી ભૂમિકાએ આવતો જાય છે, તેમ તેમ તેને આનંદ આવે છે.

"વીતરાગનો કહેલો પરમ શાંતરસમય ધર્મ પૂર્ણ સત્ય છે, એવો નિશ્ચય રાખવો." (૫૦૫) પરમ શાંત થવું તે જ ધર્મ છે અને તેનો જ નિશ્ચય દૃઢપણે રાખી તેવા થવાનો પુરુષાર્થ કર્યા કરવો. પ્રભુશ્રીજીના ઉપદેશમાં પણ એમ આવ્યું કે પોતાને શું હિતકર્તા છે અને શું નડે છે, તે પ્રથમ શોધી કાઢવું અને જીવન પર્યંત સત્પુરુષાર્થ કર્યા કરવો. આ મનુષ્યભવમાં પોતાને શું કરવું છે, તેનો લક્ષ કરી લેવાનો છે. પ્રભુશ્રીજી કહેતા કે 'મત ચૂકે ચૌહાણ!' એમ તેઓશ્રી આપણને હરઘડી જાગૃત થઈ જવા કેટલો ઉપદેશ આપતા! 'ભરત ચેત! ભરત ચેત!' એમ વારંવાર કહેતા, એક માણસ ઊંઘતો હોય અને તેને જગાડવો હોય તો બેત્રણ વાર બોલાવ્યે છેવટે જાગી જાય છે, તેમ સત્પુરુષનો ઉપદેશ વારંવાર જીવના સાંભળવામાં આવે તો જાગૃતિ આવતી જાય તેવું છે. માટે સત્સંગ કર્યા કરવો તો જરૂર લાભ થશે.

જ્ઞાનીપુરુષના માહાત્મ્યનો જીવને જ્યાંસુધી લક્ષ ન થાય ત્યાંસુધી આત્મામાં પ્રફુલ્લિતપણું આવતું નથી—

"અચિન્ત્ય તુજ માહાત્મ્યનો, નથી પ્રફુલ્લિત ભાવ;
અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ."

જેમ જેમ જ્ઞાનીપુરુષનું જીવને ઓળખાણ થતું જાય છે તેમ તેમ આત્મા તે રૂપે થતો જાય છે. પાણીના નળની માફક, એક પાઈપને બીજી પાઈપનું જોડાણ થાય અને પાણી એક પાઈપમાંથી બીજી પાઈપમાં જવા લાગે તેમ આત્માનો પ્રવાહ તે રૂપે થવા માંડે છે. ફક્ત જોડાણ થવાની જરૂર છે.

✓ આ જીવ બાહ્ય દૃષ્ટિવાળો હોય ત્યાંસુધી જે જે પદાર્થો જુએ તે તે સાચા માની લે છે, પરંતુ જે જોનારો દેહમાં રહ્યો છે તેનો લક્ષ થતો નથી. જે દેખાય છે તે તો પુદ્ગલ છે. તેનું આવવું અને જવું નિરંતર આ દેહમાં થાય છે, પણ આપણને ક્યાં માલૂમ પડે છે? બાળપણમાં જે પરમાણુઓનું શરીર હતું તેમાંના અત્યારે કોઈ પણ હોય નહીં, પણ

ભલે લોકો કહે કે તારે છ ખંડનું રાજ્ય છે, પણ 'મારું કંઈ નથી' એમ વિચાર્યું.

કૃપાળુદેવે 'આત્મસિદ્ધિ'માં કહ્યું છે કે "સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય." જ્ઞાનીએ કંઈ પક્ષ રાખ્યો નથી. એકલા જ્ઞાનીઓને માટે જ નહીં પણ સૌ જીવોને માટે કહ્યું કે સર્વ સિદ્ધ સમાન છે, પણ જે સમજે તે થાય. સદ્ગુરુની આજ્ઞા આરાધે તો થાય.

"હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારું ખરું?
કોના સંબંધે વળગણા છે? રાખું કે એ પરહરું."

એટલો જ વિચાર જો વિવેકપૂર્વક, શાંતભાવે કરવામાં આવે તો બધું એમાં આવી જાય. આત્મા છે, તે નિત્ય છે, તે કર્મનો કર્તા છે, ભોક્તા છે, મોક્ષ છે અને મોક્ષનો ઉપાય છે; એટલો વિચાર દૃઢ કરી લેવાનો છે. જીવને સત્પુરુષના બોધની લાકડી લાગે ત્યારે સમજાય.

**૧૬** શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૧, ૨૦૦૭
(પર્યુષણનો ચોથો દિવસ)

શાતા-અશાતા તો બધાને આવે છે, પણ સમભાવે વેદવી જોઈએ. ગરજ જાગવી જોઈએ. ગરજ જાગે તો પુરુષાર્થ થાય. કોઈ પણ પ્રકારની ઇચ્છા દુઃખનું કારણ છે.

"ક્યા ઇચ્છત ખોવત સબે, હૈ ઇચ્છા દુઃખમૂલ;
જબ ઇચ્છાકા નાશ તબ, મિટે અનાદિ ભૂલ."

જે વખતે ઇચ્છા કરે તે વખતે દુઃખી જ થાય છે. ઇચ્છા એક મોક્ષની રાખવી. મોક્ષની ઇચ્છાવાળાને સત્સંગની જરૂર છે. સત્સંગ એ સર્વથી બળવાન સાધન છે. જો એકલો હોય તો આ જીવનું બળ ચાલતું નથી. કોઈ કહે કે હું તો ગુફામાં જઉં, ધ્યાન કરું, એવું જો કહેતો હોય તો સ્વચ્છંદ પોષાય છે. જેને કાઢવાનો છે તેને પોષે તો ક્યાંથી બહાર નીકળે? વિચારની જરૂર છે. તે વિચાર શાથી આવે, તે 'આત્મસિદ્ધિ'માં કહ્યું છે—

"કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ-અભિલાષ;
ભવે ખેદ, પ્રાણીદયા, ત્યાં આત્માર્થ-નિવાસ."

એવી દશા જ્યારે આવે ત્યારે સદ્ગુરુનો બોધ સારો લાગે અને તે બોધથી સુવિચારણા પ્રગટે છે. આખી આત્મસિદ્ધિ લખીને કૃપાળુદેવે કહ્યું છે કે "કર વિચાર તો પામ."

સમજણની જરૂર છે. સમજણ આવવી બહુ અઘરી છે. તેને માટે જ સત્સંગ કરવાનો વારંવાર કહે છે. જે વખતે સત્સંગ ન હોય તે વખતે સત્સંગની ભાવના રાખીને સત્શાસ્ત્રનું વાચન કરવું. સમૂહમાં આ જીવનું વિશેષ બળ હોય છે. સત્સંગ સિવાય બીજું કંઈ પણ કરવા જાય તો સ્વચ્છંદ પોષાય. સત્સંગમાં આત્મા સિવાયની બીજી વાત જ ન હોય. પોતાના દોષ દેખાય અને પછી તેને કાઢવાનો પુરુષાર્થ કરે, એ બધું સત્સંગમાં થાય છે. પ્રથમ સત્પુરુષનો ઉપદેશ સાંભળે, પછી મનન કરે અને પછી ભાવના કરે અને નિદિધ્યાસન કરે. સાંભળે છે તો ઘણા, પણ મનન અને નિદિધ્યાસન કરે તો કામનું છે.

જગતમાં કોઇ પણ પદાર્થની ઇચ્છા કરવા જેવી નથી. સર્વ દુઃખનું મૂળ ઇચ્છા છે.

અહંકાર જાય ત્યારથી ધર્મ છે. હું સમજું છું, મારે કંઈ જાણવું રહ્યું નથી, એનું નામ સ્વચ્છંદ છે. આપણે રોજ 'આત્મસિદ્ધિ' બોલીએ છીએ તે સમજવા માટે બોલીએ છીએ એવો લક્ષ રહેવો જોઈએ. જો એમ માની બોલે કે મને સમજાઈ ગયું તો તે અહંકાર છે. સમજાયું ક્યાં છે? જ્ઞાનીપુરુષના એક એક શબ્દમાં અનંત આગમ રહ્યાં છે. સમજવું ઘણું બાકી છે. યોગ્યતાની જરૂર છે. ગૌતમસ્વામીને ભગવાન મહાવીરે ત્રણ શબ્દો કહ્યા હતા— ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય. તે ઉપરથી ગૌતમસ્વામીએ આખી દ્વાદશાંગીની રચના કરી. બોધ દેવાવાળો પુરુષ પણ સાચો હતો અને ભૂમિકા પણ યોગ્ય હતી. યોગ્યતા લાવવા 'આત્મસિદ્ધિ'માં કહ્યું છે:

"કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ-અભિલાષ;
ભવે ખેદ, પ્રાણીદયા, ત્યાં આત્માર્થ-નિવાસ."

૧૭ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૨, ૨૦૦૭
(પર્યુષણનો પાંચમો દિવસ)

દિવસમાં થોડો પણ જ્ઞાનપ્રકાશ વધારવો. જ્ઞાન આત્માનું મૂળ ધન છે. પૈસાટકા કંઈ સાથે આવવાના નથી. દિવસમાં થોડોઘણો પણ જ્ઞાન-અભ્યાસ કરવો. સાંભળવું, વાંચવું, વિચારવું. જીવને દેહ ઉપર મોહ છે, તેથી કર્મ બંધાય છે અને તેથી પરિભ્રમણ થાય છે. અનાદિકાળથી જીવ સ્વચ્છંદે ચાલ્યો છે.

"રોકે જીવ સ્વચ્છંદ તો, પામે અવશ્ય મોક્ષ;
પામ્યા એમ અનંત છે, ભાખ્યું જિન નિર્દોષ."

એ સ્વચ્છંદ જાય તો મોક્ષ થાય. એ સ્વચ્છંદ પોતાની મેળે નહીં જાય. પ્રત્યક્ષ સદ્ગુરુનો યોગ હોય તો જ જાય. પોતાની મેળે સામાયિક, પ્રતિક્રમણ વગેરે કરે, તેમાં સ્વચ્છંદ જ પોષાય.

મુમુક્ષુ— પ્રત્યક્ષ અને પરોક્ષ કોને કહેવાય?

પૂજ્યશ્રી— જે સત્પુરુષ હાજર છે તે પ્રત્યક્ષ યોગ છે અને સત્શાસ્ત્રાદિ છે તે પરોક્ષ છે. જો પ્રત્યક્ષ સદ્ગુરુનો યોગ હોય તો પોતાના દોષ સદ્ગુરુના બોધથી દેખાય, સદ્ગુરુ પણ તેને કહે કે તારામાં આ દોષ છે, એટલે તે દોષ નીકળે. જે શાસ્ત્રાદિ પરોક્ષ યોગ છે તેમાં તો શંકા કરવી હોય તો થાય, જેમ પોતાને માનવું હોય તેમ માને. સિદ્ધભગવાન તેને કંઈ કહેવા નથી આવતા કે તારામાં આ દોષ છે, છતાં તેઓની ભક્તિ તો કરવી અવશ્યની છે; કારણ કે તેઓની ભક્તિ કરતાં તેઓના અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર અને અનંતવીર્ય આદિ ગુણો સાંભરી આવે. તેથી આપણને તેઓના ગુણોની ભાવના થાય.

પ્રત્યક્ષ યોગની જરૂર છે, યોગ્યતા લાવવાની જરૂર છે. તે યોગ્યતા સત્સંગે આવે છે. જેટલો જીવ પરવૃત્તિમાં જાય છે તેટલો જ દુઃખી થાય છે.

૧૮ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૩, ૨૦૦૭
(પર્યુષણનો છઠ્ઠો દિવસ)

મુમુક્ષુ—જ્ઞાન અને ક્રિયા બન્ને યોગ કહેવાય?

પૂજ્યશ્રી—હા. પણ જ્ઞાન કયું ? સત્પુરુષના બોધે પ્રાપ્ત થયું હોય તે. બીજું જ્ઞાન નથી, પણ અજ્ઞાન છે. એમ તો જગતમાં ઘણાં જ્ઞાન છે, તે નહિ.

પ્રશ્ન—જ્ઞાનયોગ અને ક્રિયાયોગ બન્નેની જરૂર છે ?

ઉત્તર—હા, બન્નેની જરૂર છે.

પ્રશ્ન—વટામણના પત્રમાં આવ્યું છે કે ઠાર ઠાર ઓળખાણ રાખવી એટલે શું ?

ઉત્તર—ઠાર ઠાર એટલે ઠેકાણે ઠેકાણે, સત્સંગની ઓળખાણ રાખવી. કોઈ સત્સંગી હોય તેની ઓળખાણ કરવી. આપણને કંઈ ન આવડતું હોય તો બીજાઓને પૂછવું. સભામંડપમાં પણ વંચાતું હોય ત્યારે પોતાને ખબર ન પડે તો પૂછવું. અહીં આવીને કંઈ એકાંતમાં બેસી રહેવાનું નથી, સત્સંગ કરવો.

પ્રશ્ન—સમ્યગ્દૃષ્ટિ કોને કહેવાય ?

ઉત્તર—જેને શુદ્ધ આત્માનો અનુભવ થયો છે અને તેની શુદ્ધ પ્રતીતિ વર્તે છે, જેને જે કર્મ આવે તે સમભાવે વેદવાં છે તેને. 'મૂળમાર્ગ'માં કહ્યું છે :

"જે જ્ઞાને કરીને જાણિયું રે, તેની વર્તે છે શુદ્ધ પ્રતીત,
કહ્યું ભગવંતે દર્શન તેહને રે, જેનું બીજું નામ સમકિત."

તેને મોક્ષ સિવાય બીજી કોઈ પણ પ્રકારની ઇચ્છા નથી, તેને છૂટવાની ઇચ્છા છે, પણ કર્મ ઉદયમાં આવે તે સમભાવે વેદે છે. કષાય કરવાની ઇચ્છા નથી, છતાં પૂર્વકર્મથી થઈ જાય તો પણ તેને ખોટા જાણે છે તેથી તે જાય છે.

પ્રશ્ન—સમ્યગ્દૃષ્ટિ સંસારમાં શા માટે રહે છે ?

ઉત્તર—તે છૂટવાની ઇચ્છાથી રહે છે. પૂર્વે જે શુભાશુભ કર્મ બાંધ્યાં તે ભોગવ્યા વિના છૂટકો નથી, તેથી સમભાવે તેઓ કર્મને વેદે છે.

પ્રશ્ન—એ વેદવાં જ પડશે એમ તેઓને શાથી ખબર પડે ?

ઉત્તર—તેઓ છૂટવાનું કામ કરવા જાય પણ ન થાય તેથી જાણે કે એ ભોગવવું પડશે. બનતા સુધી કષાયોને શમાવે તેમ છતાં થઈ જાય તો તેને ખોટા જાણે. તેમને કષાયથી નિવૃત્ત થવાની ઇચ્છા છે.

પ્રશ્ન—છદ્મસ્થ એટલે શું ? 'આત્મસિદ્ધિ'માં આવે છે—

"જે સદ્ગુરુ–ઉપદેશથી, પામ્યો કેવળજ્ઞાન;
ગુરુ રહ્યા છદ્મસ્થ પણ, વિનય કરે ભગવાન."

ઉત્તર—જેને જ્યાં સુધી કર્મ આવરણ રહ્યાં છે તે ત્યાં સુધી છદ્મસ્થ કહેવાય. વિશેષપણે અગિયારમે ગુણસ્થાનકે તથા બારમે છદ્મસ્થ વીતરાગ કહેવાય છે, તે છદ્મસ્થ છે. સામાન્યપણે જેનું મિથ્યાત્વ ગયું છે અને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું નથી તે વચ્ચેની દશાવાળા છદ્મસ્થ કહેવાય છે.

વિનય એ ધર્મનું મૂળ છે. "ગુરુ રહ્યા છદ્મસ્થ પણ વિનય કરે ભગવાન" એ ઉપર શાસ્ત્રમાં એક કથા છે. (જુઓ શ્રી લઘુરાજસ્વામી ઉપદેશામૃત પૃષ્ઠ ૩૦૫)

૧૯ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૪, ૨૦૦૭
(પર્યુષણનો સાતમો દિવસ)

આ કાળમાં અન્યાય અનીતિ બહુ વધી ગયાં છે. જે આર્યક્ષેત્રો હતાં તે પણ અનાર્ય જેવા આચરણવાળાં થઈ ગયાં છે. પ્રભુશ્રીજીએ જ્યારે કૃપાળુદેવ પાસે મુંબઈમાં ચોમાસું કરવાની આજ્ઞા માગી ત્યારે કૃપાળુદેવે જણાવ્યું કે આ અનાર્ય જેવું શહેર છે, પણ શાસ્ત્રમાં કહ્યું છે કે ભલે અનાર્ય દેશ હોય, પરંતુ તેમાં સત્પુરુષનો યોગ હોય તો ત્યાં જવું સારું છે.

ગરજ જાગવી જોઈએ. જેને આત્માની ગરજ નથી જાગી તે કંઈ વિચારતો નથી. મારું આચરણ કેવું છે? મારું પરભવમાં શું થશે? એ કશું એ વિચારતો નથી. એક પાઈને માટે શાખ કાઢી નાખે તે ધર્મમાં દૃઢ કેવી રીતે રહી શકે?

સત્સંગની જરૂર છે. બીજું કંઈ કરવા જઈએ ત્યાં સ્વચ્છંદ આવી જાય. સત્સંગમાં પુછાય, વિચારાય એ બધું સત્સંગમાં થાય. ત્યાં સ્વચ્છંદ આવવાનો ભય નથી. કોઈ ન આવે તો આપણે એકલા બેસીને પણ અર્ધો કલાક વાચન કરવું. એટલે બીજું કામ કરતાં પણ, વાંચેલું હોય તો તે યાદ આવે. મારે આત્મકલ્યાણ કરવું જ છે એમ હોય, તેણે તો સત્સંગ કરવો. કોઈને આત્મકલ્યાણ કરવાનો નિશ્ચય ન હોય અને જો તે સત્સંગ કરે તો તેને પણ આત્મકલ્યાણ કરવાનો વિચાર થઈ જાય. આ કાળમાં સત્સંગ વિશેષ બળવાન સાધન છે; એકલાનું તો બળ ચાલતું નથી. કોઈ અશક્ત માણસ હોય તે લાકડીનો ટેકો રાખીને ચાલે, તેવી રીતે સત્સંગરૂપી લાકડી રાખીને ચાલે તો આગળ ચલાય.

પ્રભુશ્રીજી જે દિવસે નાસિકથી પધાર્યા તે દિવસે સાંજે બોધ કર્યો હતો. તેમાં છેવટે કહ્યું હતું કે સત્સંગ કરજો. સત્સંગ એ સહેલો રસ્તો છે, તે પહેલાં કરી લેવાનો છે. સત્સંગમાં પોતાના દોષ દેખાય, પછી કાઢે. સત્સંગ એ સહેલો ઉપાય છે.

૨૦ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૫, ૨૦૦૭
(પર્યુષણનો છેલ્લો દિવસ–સંવત્સરી)

આજ સંવત્સરીનો દિવસ છે. સર્વ જીવોને ખમાવવા. કોઈથી વેરભાવ રાખવો નહીં. પાછું નવું વેર ન બંધાય તેની સાવચેતી રાખવી.

૨૧ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૬, ૨૦૦૭

મધ ખાવામાં બહુ પાપ છે. મધનું એક ટીપું પણ જો ચાખીએ તો સાત ગામ બાળી નાખે તેમાં જેટલા જીવ, ઢોર પશુ મરી જાય તેટલું પાપ લાગે! માટે બનતા સુધી દવામાં પણ મધ વાપરવું નહીં. જો એવી દવા લેવી પડે તો મધને બદલે ચાસણીમાં, ગોળમાં, પતાસામાં લઈ શકાય છે.

૨૨ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૭, ૨૦૦૭

હેયને હેયરૂપે અને ઉપાદેયને ઉપાદેયરૂપે જાણે તો મોક્ષ થાય. સર્વ શાસ્ત્રોથી "આત્મસિદ્ધિશાસ્ત્ર" મહાન છે. નાનું છોકરું પણ સમજી શકે એવા શબ્દોમાં છે. એમ

તો, વિચારતાં બહુ ઊંડો ઊતરે ત્યારે ખબર પડે. બીજાં ઘણાં શાસ્ત્રો જોયાં પણ આત્મસિદ્ધિ જેવું કોઈ શાસ્ત્ર નથી જોયું. બીજાં શાસ્ત્રોમાં પ્રથમ કાળ, આકાશ આદિનું વર્ણન કર્યું છે. તે ભણતાં અને વિચારતાં બહુ વખત લાગે. તેમાં જગતના બીજા પદાર્થોનું વર્ણન કર્યું છે, તેમાં જ ખૂંચી જાય તો આત્માનું જે કરવું છે તે રહી જાય. અને આત્મસિદ્ધિમાં તો પહેલેથી જ મૂળ વસ્તુ લીધી છે. જેટલી યોગ્યતા હોય તેટલું સમજાય. જીવને જો પોતાનું અસ્તિત્વ સમજાય તો તેમાં લય લાગે. કામ બહુ અઘરું છે, પણ કરવું જ છે એવી જો દૃઢતા હોય તો થાય એવું છે.

આત્મા છે, તે નિત્ય છે, તે કર્મનો કર્તા છે, તે કર્મનો ભોક્તા છે, તેનો મોક્ષ છે અને મોક્ષનો ઉપાય છે. જ્ઞાનીપુરુષે કંઈ બાકી નથી રાખ્યું. મોક્ષનો ઉપાય પણ કહી બતાવ્યો— જ્ઞાન, દર્શન, સંયમાદિ મોક્ષના ઉપાયો છે.

આત્મા જેવી કોઈ વસ્તુ નથી. આત્મા અપૂર્વ વસ્તુ છે. એક આત્મા જોવાનો છે. જે જે દેખાય છે તેને નથી જોવું, પણ જોનારને જોવો છે. દેહમાં જે જોનાર છે તેને જોવો છે. આત્મા જ સાર વસ્તુ છે. "આત્માથી સૌ હીન."

એક દિવસ કૃપાળુદેવ બારણામાંથી બહાર આવતા હતા ત્યારે ઉપરનું લાકડું તેમને વાગ્યું. તે જોઈ પાસે ઊભેલા માણસોએ પૂછ્યું, તમને વાગ્યું? કૃપાળુદેવ બોલ્યા, અમને નથી વાગ્યું. તેમણે ફરી પૂછ્યું, વાગ્યું છે? ફરી કૃપાળુદેવે ના પાડી કે નથી વાગ્યું. તે લોકોએ તો પ્રત્યક્ષ જોયું હતું એટલે ફરી પૂછ્યું ત્યારે કૃપાળુદેવે કહ્યું કે 'અમે જૂઠું બોલતા હોઈએ? અમને નથી વાગ્યું.'

સર્વ જીવોનું સ્વરૂપ સિદ્ધ સમાન છે. તે સ્વરૂપ પ્રગટ કરવા માટે સદ્‌ગુરુની આજ્ઞા અને જિનદશા એ બેની જરૂર છે. ગમે તેમ હો, પણ સદ્‌ગુરુ કહે એમ કરવું. ભલે સોમલ આપે તો પણ ખાઈ જવો. એવી શ્રદ્ધા જોઈએ.

જેમ છાશ વલોવીને માખણ કાઢે છે અને તેને પાછું નાખી છાશ અને માખણ એક કરવા જાય તો ન થાય. તેવી જ રીતે એક વખત જો શ્રદ્ધા થઈ ગઈ તો કોઈ દિવસ નહીં ફરે. હા, કર્મની વાત જુદી છે; કોઈ મિથ્યાત્વ કર્મનો ઉદય હોય તો ફરે.

કાલે સભામાં પ્રભુશ્રીજીના બોધમાં આવ્યું હતું કે, "હું એક આત્મા છું" એવી અંતરમાં ગાંઠ વાળતો નથી. જો ગાંઠ વાળી હોય તો કોઈ દિવસ ન ફરે. એક આત્મા જ સાર વસ્તુ છે. આ જીવને ઘણા સંજોગો મળ્યા છે, પણ તે કશા કામના નથી. પ્રભુશ્રીજી કહેતા કે વરનાં ગીત ગાવાનાં છે. જાનમાં ઘણાં માણસો આવે, પણ કામ એક વરનું છે. જો વર ન હોય તો બધું નકામું. તેમ આત્મા ન હોય તો બધું નકામું.

**૨૩** શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૮, ૨૦૦૭

નિયમિત રોજ વાચન કરવું. એક આત્માને માટે કરવું છે, એવો લક્ષ રાખીને કરવું. જ્યાં સુધી સમકિત ન થયું હોય ત્યાં સુધીની ક્રિયા જપતપાદિ બધાં સાધનો મોક્ષને માટે નથી હોતાં. જે વખતે એક મોક્ષની રુચિ થાય ત્યારે તે મોક્ષનો જ પુરુષાર્થ કરે

છે. સમકિત સિવાયનું બધું જ્ઞાન તે કુજ્ઞાન છે, ચારિત્ર તે કુચારિત્ર છે અને તપ તે કુતપ છે.

જે કંઈ વાંચ્યું હોય તે યાદ રાખવું. આ જીવને ઘણા વૈરાગ્યની જરૂર છે. એમ તો જ્યારે સુખી હોય ત્યારે તો કહે કે મને ખાવું ન ગમે, પીવું ન ગમે. બધું કહે, પણ જ્યારે કસોટીનો પ્રસંગ આવે ત્યારે ખબર પડે. જે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય હોય તે ટકી રહે. તે જ સાચો વૈરાગ્ય છે. વૈરાગ્યની જરૂર છે. વૈરાગ્ય નથી તેથી કંઈ અસર થતી નથી. સમ્યગ્દૃષ્ટિ વસ્તુને યથાર્થ દેખે છે, તેથી તેને સહજે વૈરાગ્ય રહે છે.

**૨૪** શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૯-૧૦,૨૦૦૭

પર્વના દિવસે જીવને સારા ભાવ થાય છે તે ટકી રહે તો સારું. જ્યારે સારા ભાવ થાય ત્યારે મનમાં વિચારે કે એનાથી પણ સારા ભાવ કરવાના છે. પુરુષાર્થ કરે તો થાય એમ છે. કંઈક સત્સંગ કરે અને પછી એકાંતમાં જઈને જે સત્સંગમાં વાંચ્યું-સાંભળ્યું હોય તેનો વિચાર કરે તો આગળ ચાલે. સાંભળવાનો ક્રમ તો ઘણોયે કર્યો પણ વિચારનો ક્રમ સેવ્યો નથી.

મોહ બહુ તોફાની છે. તેને મંદ કરવો. કંઈક કષાયની ઉપશાંતતા કરે, મોક્ષ સિવાય બીજી કોઈ ઇચ્છા ન રાખે, સંસાર ઉપર વૈરાગ્ય આવે, તો રુચિ થાય; અને રુચિ થાય ત્યારે વીર્ય પણ સ્ફુરે. રુચિ જાગવી બહુ કઠણ છે. મહાપુણ્ય હોય ત્યારે જાગે છે. જેટલી રુચિ જાગે તેટલી આજ્ઞા આરાધાય. અને જેટલી આજ્ઞા આરાધાય તેટલો લાભ થાય. એને મનુષ્યભવની કિંમત લાગી નથી. વિચારથી લાગે. જેમ ગાય ચારો ચરીને પછી છાંયડામાં જઈ તેને ખૂબ ચાવે છે, વાગોળે છે, તેમ સાંભળીને વિચાર કરવાની જરૂર છે.

કોઈ કીમતી બીજ ઇલાયચી વગેરેનું વાવ્યું હોય તો બહુ લાભ થાય, તેમ સત્પુરુષનું વચન બહુ કીમતી છે તે જો હૃદયમાં ઉતાર્યું હોય તો ઘણો લાભ થાય. સત્સંગમાં બહુ કમાણી થાય છે. સત્સંગમાં જે કંઈ સાંભળ્યું હોય, તેનો વિચાર કરવો. વીશ દોહરા, યમનિયમ, ક્ષમાપના, આત્મસિદ્ધિ એ તો સમજાય એવી સરલ ભાષામાં છે. કંઈ ન સમજાય એવું નથી. 'ભક્તામર' જેવું હોય તો ન સમજાય. હાલતાં ચાલતાં ગમે ત્યારે પણ કરી શકીએ એવું છે. પણ વેઠ કાઢે તો કંઈ અસર ન થાય. સારા નિમિત્તની જરૂર છે. સદ્ગુરુની આજ્ઞા આરાધવી. "आणाए धम्मो" આજ્ઞા એ જ ધર્મ છે.

**૨૫** શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૧૨,૨૦૦૭

મુમુક્ષુ—આટલું આટલું સાંભળીએ છીએ છતાં કેમ વિચાર આવતો નથી? પાછો સંસારમાં કેમ રાચે છે?

પૂજ્યશ્રી—વિશ્વાસની ખામી છે. જો વિશ્વાસ હોય તો કૃપાળુદેવે કહ્યું છે કે, "અંતરમાં સુખ છે, બહાર શોધવાથી મળશે નહીં" (૧૦૮) તો અંતરમાં જ શોધે. પણ વિશ્વાસ નથી. પ્રેમ આવ્યા સિવાય વિશ્વાસ આવે નહીં. પ્રભુશ્રીએ આખી જિંદગી એ જ ઉપદેશ કર્યો છે કે ભક્તિ કરો, કૃપાળુદેવ ઉપર પ્રેમ લાવો. તમે શાસ્ત્રો ભણો એમ નથી કહ્યું.

પ્રેમ આવે તો રુચિ જાગે અને પછી આજ્ઞા પણ આરાધાય. સત્શાસ્ત્રાદિ સાધનો છે, પણ તેમાં અટકી રહેવાનું નથી. જ્યારે સત્સંગનો અભાવ હોય ત્યારે જીવની રુચિ તાજી રહે તે માટે છે. આજ્ઞા એ જ જીવન છે, દિવસો જાય એ જીવન નહીં; પણ જેટલી આજ્ઞા આરાધાય તેટલું જીવન છે. સત્પુરુષનું એકેક વચન લઈને તેને માટે ઝૂરશે ત્યારે થશે.

અનાદિકાળથી પરિભ્રમણ થાય છે તે કેમ મટે ? એનો વિચાર કરવાનો છે. મુમુક્ષુતાની ખામી છે. "સત્પુરુષમાં જ પરમેશ્વરબુદ્ધિ એને જ્ઞાનીઓએ પરમ ધર્મ કહ્યો છે." (૨૫૪) જ્યારે પ્રેમ આવશે ત્યારે બધું થશે.

"પર પ્રેમપ્રવાહ બઢે પ્રભુસેં, સબ આગમભેદ સુઉર બસેં."

સત્પુરુષ અને સત્સંગ એ જોઈએ. કૃપાળુદેવે વચનામૃતમાં ઠેકાણે ઠેકાણે સત્પુરુષ અને સત્સંગ એ બેને ગાયાં છે.

શરીરને લઈને કર્મ બાંધે છે. શરીરને લઈને બધો સંસાર છે. જેટલો એને શરીર ઉપર વૈરાગ્ય આવશે તેટલું મોક્ષ ભણી વલણ થશે.

પાંચ ઇન્દ્રિયોના વિષયોની લોલુપતા મટે તો કષાય મટે, કારણ કે પાંચ ઇન્દ્રિયોના વિષયને લઈને કષાય ઉત્પન્ન થાય છે. ઇન્દ્રિયોના વિષયો પરથી ભાવ ઊઠી જાય તો કષાય કોના ઉપર કરે ?

**૨૬** શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૧૩, ૨૦૦૭

ગાંધીજીએ શ્રીમદ્ રાજચંદ્રને ગુરુ તરીકે નથી માન્યા. તેઓ કહેતા કે શ્રીમદ્ રાજચંદ્રજીએ મારા ઉપર અપાર ઉપકાર કર્યો છે, બહુ અસર થઈ છે. પણ અંતરથી ગુરુ તરીકે નહીં માનેલા.

અનંતકાળથી પોતાને સારું લાગ્યું તે તો કરતો આવ્યો છે, પણ સત્પુરુષની આજ્ઞાએ કર્યું નથી. જ્યારે ત્યારે પણ સત્પુરુષની આજ્ઞા આરાધશે ત્યારે જ સુખી થશે. શ્રીમંત હો, ધીમંત હો, ગરીબ હો કે ગમે તે હો, પણ જ્યારે ત્યારે પણ 'હું કંઈ જાણતો નથી' એવું થશે ત્યારે જ છૂટકારો થશે.

આ કાળમાં શ્રીમદે અપાર ઉપકાર કર્યો છે. 'આત્મસિદ્ધિ' તેમણે નડિયાદમાં રચી હતી. તેમાં કહ્યું છે કે અનાદિકાળથી પોતાનું સ્વરૂપ ન સમજવાથી અનંત દુઃખ પામ્યો, તે સ્વરૂપ જેણે સમજાવ્યું તે સદ્ગુરુદેવને નમસ્કાર. આ વર્તમાન કાળમાં મોક્ષમાર્ગ બહુ લોપ થઈ ગયો છે તે મુમુક્ષુને વિચારવા માટે 'આત્મસિદ્ધિ'માં પ્રગટ કહી દીધો છે.

જીવને લક્ષ થવો જોઈએ. અહંભાવ એ મોટો દોષ છે. એનો નાશ કરવાનો છે. આ જીવ અનંતકાળથી દુઃખ ભોગવતો આવ્યો છે; છતાં હજુ સુધી સંસારમાં સુખ માને છે ! એ ખરું સુખ નથી, પણ કલ્પિત સુખ છે. જેવી ઇચ્છા કરે તેવું તેને મળે તો સારું લાગે, નહીં મળે ત્યારે ખોટું લાગે છે.

સર્વથી ભક્તિ એ બળવાન સાધન છે. ભક્તિ અને સત્સંગ આરાધવાથી સહજે આત્મબોધ થાય. કૃપાળુદેવે છ પદના પત્રમાં લખ્યું છે—"જે સત્પુરુષોએ સદ્ગુરુની ભક્તિ

નિરૂપણ કરી છે, તે ભકિત માત્ર શિષ્યના કલ્યાણને અર્થે કહી છે, જે ભક્તિને પ્રાપ્ત થવાથી સદ્‌ગુરુના આત્માની ચેષ્ટાને વિષે વૃત્તિ રહે, અપૂર્વ ગુણ દૃષ્ટિગોચર થઈ અન્ય સ્વચ્છંદ મટે, અને સહજે આત્મબોધ થાય"—એવી ભક્તિ સત્સંગમાં હોય છે, માટે સત્સંગ કરવો. આખી જિંદગી સુધી જે સત્સંગાદિ સાધનો કરવાં છે, તે એક સમાધિ-મરણ થાય તે માટે કરવાં છે. જેમ કોઈ ભણીને બાર મહિને પરીક્ષા આપે છે, તેમાં પાસ થાય તો તેનું ભણેલું સફળ છે, તેમ આખી જિંદગી સુધી સત્સંગ આદિ સાધનો કરી સમાધિમરણ કરવાની જરૂર છે. અને તેને માટે જ બધાં સાધનો છે. જેમ બધાં કામો છે તેમ સમાધિમરણ પણ એક જરૂરનું કામ છે. બીજાં કામ તો ન કરે તો પણ ચાલે, પણ મરણ તો અવશ્ય આવવાનું છે. આપણે કોઈ ગામ જવું હોય તો એકબે દિવસ રોકાઈને પણ જઈએ, પણ મરણ કંઈ રોકી શકાતું નથી.માટે સમાધિમરણની તૈયારી કરી રાખવી.

છૂટવાની જિજ્ઞાસા જાગી નથી. જ્યારે સંસાર બંધનરૂપ લાગે ત્યારે છૂટવાની ઇચ્છા જાગે. જીવ દેહરૂપી પાશથી બંધાયો છે. જગતમાં જોઈએ તો મુખ્ય બે પદાર્થ છે: એક જડ અને બીજું ચેતન. જડમાંથી આત્મબુદ્ધિ છૂટીને ચેતનમાં આત્મબુદ્ધિ થાય તો જન્મ-મરણ ટળે. આ મનુષ્યભવ મળ્યો છે તે હારી જવા જેવો નથી; આત્માનું કલ્યાણ કરી લેવું.

આત્મા છે, તે નિત્ય છે, તે કર્મનો કર્તા છે, તે કર્મનો ભોક્તા છે, જીવનો મોક્ષ છે અને મોક્ષનો ઉપાય પણ છે. એટલી વાતોનો મોક્ષને માટે દૃઢ નિશ્ચય કરવાનો છે. મોક્ષ-સુખની કોઈ જાત જ જુદી છે. મોક્ષનું સુખ નિરુપાધિક છે અને સંસારનું સુખ ઉપાધિ-વાળું છે. બે માર્ગ છે. જેને નિરુપાધિક સુખ જોઈતું હોય તે મોક્ષ ભણી વળે અને જેને ઔપાધિક સુખ જોઈતું હોય તે સંસાર ભણી વળે.

અભિમન્યુ જ્યારે પોતાની માતાના ગર્ભમાં હતો ત્યારે તેણે છ કોઠાને કેમ જીતવા તે શીખી લીધું. તેનો જન્મ થયો પછી તે મોટો થયો ત્યારે ચક્રવ્યૂહ યુદ્ધ જીતવા તૈયાર થયો. તે છ કોઠા તો ગર્ભમાં હતો ત્યારે જ કેમ જીતવા તે શીખેલો, એટલે જીતી ગયો. સાતમો છાણમાટીનો કોઠો રહી ગયેલો. પણ તે કહેતો કે એમાં શું જીતવું છે? એવું મનમાં ધારીને પ્રમાદમાં રહેલો, શીખેલો નહીં, તેથી હારી ગયો અને તેને મરવું પડ્યું. તેમ આ મનુષ્યદેહ છાણમાટીના કોઠા જેવો છે, તેનો મોહ જિતાતો નથી. તેને જીતે તો જીતી જાય, નહીં તો હારી જાય.

૨૭ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૧૪, ૨૦૦૭

સત્પુરુષની આજ્ઞા એ જ ખરો માર્ગ છે. નાગને પાર્શ્વનાથ ભગવાને સ્મરણ-મંત્ર સંભળાવ્યો તેથી તે ધરણેન્દ્ર થયો, નહીં તો નાગ તો નરકે જાય. ભીલે એક 'મારે કાગડાનું માંસ નથી ખાવું' એટલી જ આજ્ઞા આરાધી, જેથી મરીને તે દેવ થયો, પછી શ્રેણિક રાજા થયો, અનાથીમુનિ મળ્યા ત્યારે સમકિત પામ્યો અને મહાવીર ભગવાન મળ્યા ત્યારે ક્ષાયિક સમકિત થયું અને તીર્થંકરગોત્ર બાંધ્યું. સારા ભાવની જરૂર છે. વીસ દોહરામાં પહેલી જ પ્રાર્થના કરી છે કે "શુદ્ધ ભાવ મુજમાં નથી."

શુદ્ધ ભાવ ન રહેતા હોય ત્યારે શુદ્ધ ભાવ પામેલા પરમકૃપાળુદેવમાં ચિત્ત રાખવું. મરુદેવા કેળના ઝાડમાંથી ચ્યવીને જન્મ્યાં હતાં અને મોક્ષે ગયાં. આત્માની અનંત શક્તિઓ છે. આ મનુષ્યભવ મોક્ષની બારી સમાન છે. તેમાં પેસી જાય તો થાય. નહીં તો ફરી એવી બારી મળવી મુશ્કેલ છે. વાસનાથી આખું જગત ભરેલું છે. વાસના એ જ દુઃખ છે. માટે આપણે વાસનાથી બચવું. મનુષ્યભવ ચિંતામણિ સમાન છે. જે ઇચ્છે તે મળી શકે. વાસના ભૂત જેવી છે. જેમ કોઈને ભૂત વળગ્યું હોય ત્યારે ગાંડો બની જાય છે તેમ વાસનાથી મનુષ્ય ગાંડો બની જાય છે. "માટે જેની (સત્) પ્રાપ્ત કરવાની દૃઢ મતિ થઈ છે, તેણે પોતે કંઈ જ જાણતો નથી એવો દૃઢ નિશ્ચયવાળો પ્રથમ વિચાર કરવો, અને પછી 'સત્'ની પ્રાપ્તિ માટે જ્ઞાનીને શરણે જવું; તો જરૂર માર્ગની પ્રાપ્તિ થાય." (૨૧૧)

૨૮ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૧૫, ૨૦૦૭

મનુષ્યભવ બહુ દુર્લભ છે. તેમાં પણ સત્સંગનો જોગ મળવો બહુ દુર્લભ છે. સત્સંગ વગર કંઈનું કંઈ થઈ જાય છે. ઘણા લોકો ઉપનિષદ્, ન્યાય, વ્યાકરણ, વગેરે શાસ્ત્રો ભણવામાં આખી જિંદગી ખોઈ દે છે. જીવને કંઈક વૈરાગ્ય અને ઉપશમનું બળ વધે એટલા માટે શાસ્ત્ર વાંચવાનું છે. અનાદિકાળથી જીવ સ્વચ્છંદે ચાલ્યો છે અને તેથી જ રખડતો આવ્યો છે. સંસ્કાર પડેલા મટવા બહુ મુશ્કેલ છે.

મહાવીર ભગવાનનો જીવ પૂર્વભવે બ્રાહ્મણને ઘેર જન્મેલો. ત્યાં વેદશાસ્ત્ર ભણીને તાપસ થયો ત્યાંથી મરીને ફરી જન્મેલો અને ફરી તાપસ થયો. એમ ઘણી વાર તાપસ થયો. છેવટે જ્યારે મુનિ મળ્યા ત્યારે તે સંસ્કાર મટયા. કોઈ વખતે ભલું થવાનો વખત આવે ત્યારે જ એવા સંસ્કારો મટે છે.

શું કરવા જન્મ્યો છે અને શું કરી રહ્યો છે? એ તો ધ્યાનમાં જ નથી લેતો. જરાય ભૂલી જાય તો જવું હોય ક્યાં અને જાય ક્યાંય. કંઈ ખબર ન પડે તો સ્મરણમાં ચિત્ત રાખવું. બીજું કંઈ ડહાપણ કરવા જાય તો પાર આવે તેમ નથી. 'મોક્ષમાર્ગપ્રકાશ'માં કહ્યું છે કે સત્સંગ ન હોય ત્યારે સત્શાસ્ત્રનું વાંચન કરવું, વિચારવું, પણ ભાવના સત્સંગની રાખીને કરવું. કુસંગ ત્યાગવો. "સત્સંગ વિના ધ્યાન તે તરંગરૂપ થઈ પડે છે, સંત વિના અંતની વાતમાં અંત પમાતો નથી." (૧૨૮) સર્વમાં ઉત્તમમાં ઉત્તમ સાધન સત્સંગ છે, અને એ મુખ્ય સાધન છે.

પ્રશ્ન—સત્સંગ એટલે શું?

ઉત્તર—આત્માને સત્ય રંગ ચઢાવે તે સત્સંગ, એકાંતમાં બેસીને પોતાનો વિચાર કરવો તે સત્સંગ, ઉત્તમનો સહવાસ તે સત્સંગ, આત્માભણી વૃત્તિ રહેવી તે સત્સંગ. જીવ દેખતભૂલીમાં પડ્યો છે. પોતાને ભૂલી ગયો છે. પોતાને ભૂલી ગયા પછી પોતે પોતાને હાથ આવવો બહુ મુશ્કેલ છે. જ્ઞાનીપુરુષોએ ભક્તિ, સ્મરણ આદિ સાધનો કહ્યાં છે તે અંતરવૃત્તિ થવા માટે કહ્યાં છે. ધ્યેય ઊંચું રાખવું. સર્વથી બળવાન સાધન આજ્ઞા છે.

૨૯ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૫, ૨૦૦૭

શુદ્ધભાવ જો ન રહેતો હોય તો શુદ્ધભાવ જ મારે કરવા યોગ્ય છે એવો અંતરમાં લક્ષ રાખીને શુભભાવમાં પ્રવર્તે તો મોડેવહેલે શુદ્ધભાવની પ્રાપ્તિ થાય.

મુમુક્ષુ—શુદ્ધભાવની જીવને ખબર નથી તો લક્ષ કેવી રીતે રહે ?

પૂજ્યશ્રી—જ્ઞાની પુરુષના અવલંબને શુદ્ધભાવનો લક્ષ રખાય છે. જ્ઞાનીએ કહ્યું તે સાચું છે, હું તો કંઈ જાણતો નથી, એવો ભાવ રાખે તો શુદ્ધભાવનો લક્ષ રહે છે. શુદ્ધભાવને અર્થે જે શુભભાવ કરવામાં આવે છે તે પુણ્યાનુબંધી પુણ્ય એટલે પરંપરાએ મોક્ષનું કારણ થાય છે. અને જે શુદ્ધભાવના લક્ષ વિનાની ક્રિયા કરવામાં આવે છે તે શુભભાવ નથી પણ શુભક્રિયા છે. તેનું ફળ સંસાર છે.

જગતમાં ક્યાંય રાચવા જેવું નથી. જેને પોતાના સ્વરૂપનું ભાન નથી અને જે પોતાની ઇચ્છાએ વર્તે છે તે મિથ્યાદૃષ્ટિ છે.

જે વ્રતાદિ સાધનો કરવાં છે તે પોતાના આત્મા માટે કરવાં છે. આત્મા ત્રણે લોકમાં સાર વસ્તુ છે. આત્મા જેવી બીજી એકે વસ્તુ નથી. સત્સંગમાં જે કંઈ સાંભળવા, વાંચવા મળ્યું હોય તેને બહુ વિચારવું.

મુમુક્ષુ—વિચારવું કેવી રીતે ?

પૂજ્યશ્રી—પોતાની શક્તિ પ્રમાણે, જે કંઈ સાંભળ્યું હોય વાંચ્યું હોય તે, યાદ કરવું અને તેને આપણા જીવન સાથે ઘટાવવું. એમાં જે વાત કહી તે મારામાં છે કે નહીં ? એમાંથી મારે શું લેવા યોગ્ય છે ? શું ત્યાગવા યોગ્ય છે ? એમ વિચારવાથી આપણને ઉલ્લાસભાવ આવે; તેથી કર્મ ખપે. નહીં તો એકલું સાંભળ સાંભળ કરે તો સામાન્ય થઈ જાય અને કહે કે એ તો મેં વાંચ્યું છે, મોઢે કર્યું છે. સત્પુરુષનાં વચનો ક્ષણે ક્ષણે નવીનતા ધારણ કરે છે. જેમ જેમ તેને વાંચે, વિચારે તેમ તેમ તેમાં નવીનતા દેખાય છે.

જીવને મનુષ્યભવની મહત્તા લાગી નથી. મનુષ્યભવની એક પળ પણ ચિંતામણિરત્ન સમાન છે. એક પળમાં એને સમકિત થઈ જાય, એક પળમાં એને ચારિત્રનો ઉદય થઈ જાય છે, એક પળમાં કેવળજ્ઞાન થઈ જાય, એક પળમાં એનો મોક્ષ થઈ જાય. એવી એવી પળો મનુષ્યભવમાં છે. તે હારી જવા જેવી નથી. આ મનુષ્યભવ સંસાર ભોગવવા માટે નથી મળ્યો, પણ એક આત્મકલ્યાણ કરવા માટે મળ્યો છે. નથી (નવિ) જાણ્યો જે આત્મા તેને જાણવો છે; અને જે પુદ્‌ગલાદિ જાણ્યું છે તે નથી જાણવું. આત્મા જેવી એકે સાર વસ્તુ નથી. જેને સત્પુરુષ સુધી પરમાર્થ સાધવાને માટે સાધનો મળ્યાં છે તો પણ ન ચેતે તો તે ક્યારે ચેતશે ? માટે આપણે ચેતી લેવું. આખું જગત નાશવંત વસ્તુઓને વળગી રહ્યું છે, અવિનાશી શુદ્ધ ચૈતન્ય એવો જે આત્મા તેને તો ભૂલી જાય છે. જે છ પદ છે તે સર્વોપરી છે: આત્મા છે, આત્મા નિત્ય છે, આત્મા કર્તા છે, આત્મા ભોક્તા છે, મોક્ષ છે, મોક્ષનો ઉપાય છે. છ પદનો પત્ર રોજ વિચારવો અને તેને દૃઢ કરી લેવો. "અનાદિ

સ્વપ્નદશાને લીધે ઉત્પન્ન થયેલો એવો જીવનો અહંભાવ-મમત્વભાવ તે નિવૃત્ત થવાને અર્થે આ છ પદની જ્ઞાની પુરુષોએ દેશના પ્રકાશી છે."

મુમુક્ષુ—કોઈ પદ અથવા પત્ર બોલતાં અભિમાન આવી જતું હોય તો બોલવું કે ન બોલવું ?

પૂજ્યશ્રી—જ્યારે બોલે ત્યારે વિચારે કે હું હજુ શીખ્યો નથી. એવું અભિમાન કરવા જેવું શું શીખ્યો છું? પૂર્વે થઈ ગયેલા ગણધરોએ ચૌદપૂર્વની રચના કરી હતી. ઘણા એ પૂર્વોને ભણ્યા હતા. તે જ્ઞાનની આગળ મારું જ્ઞાન શું છે? કશુંયે નથી. ભગવાનમાં કેટલા ગુણો છે ! મારામાં કેટલા બધા દોષો ભરેલા છે? મારે તો હજુ ઘણું કરવાનું છે. એમ જો વિચાર કરે તો અભિમાન થાય નહીં, અને પુરુષાર્થ પણ જાગે. જ્યારે મનમાં અભિમાન આવે ત્યારે ભગવાનને સંભારે તો અભિમાન ન થાય. પોતાનાથી જે નીચા છે તેના ઉપર દૃષ્ટિ રાખે તો અભિમાન થાય.

મુમુક્ષુ—"અધમાધમ અધિકો પતિત સકલ જગતમાં હું ય, એ નિશ્ચય આવ્યા વિના સાધન કરશે શું ય?" એ ગાથાનો શો આશય હશે ?

પૂજ્યશ્રી—"હું તો દોષ અનંતનું" એનું બીજું રૂપ જ છે. મારામાં બહુ દોષો ભરેલા છે. ભગવાનમાં જેટલા ગુણ છે તેટલા મારામાં દોષો ભરેલા છે. હું છેલ્લે પગથિયે ઊભો છું; મારે હજુ ઘણો પુરુષાર્થ કરવાનો છે. હું બધાથી અધમ છું, એમ પોતાનું અધમપણું લાગે ત્યારે પુરુષાર્થધર્મ વર્ધમાન થાય.

૩૦ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૮, ૨૦૦૭

જીવને અજ્ઞાન જેવું દુઃખ નથી. મનુષ્યભવ બહુ દુર્લભ છે તે ફરી ફરી નથી મળતો. ક્વચિત્ મનુષ્યભવ મળે તો ઉત્તમ કુળ, સત્સંગ, સત્પુરુષ મળવા બહુ દુર્લભ છે. એવી જોગવાઈ ફરીથી નહીં મળે. જીવને ભ્રાન્તિ થઈ ગઈ છે, એ જ મોટું દુઃખ છે. જ્ઞાનીઓને એમ લાગે છે કે પાણીમાં ડૂબીને મરી જઉં, અગ્નિમાં બળી જઉં, પણ ભ્રાંતિ કદી ન થાઓ. એટલું ભ્રાંતિનું દુઃખ લાગે છે !

૩૧ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૯, ૨૦૦૭

જીવને જગતના ઝેરમાંથી બચવા માટે સત્સંગ એ મોટું સાધન છે. જીવને જ્યારે સત્સંગ ન હોય ત્યારે બધું ભૂલી જાય છે. જો સત્સંગ હોય તો ભક્તિ વગેરે કરવાની સહેજે ભાવના થાય છે. તેને કંઈ કહેવું ન પડે.

વધારે પુરુષાર્થની જરૂર છે. ચોથા કાળના જે મનુષ્યો હતા, તેઓને કોઈક વખતે સત્પુરુષ મળતા અને કોઈ વચન કહેતા, ત્યારે તેઓ તે વચનની પકડ કરી લેતા. અને હમણાં તો રોજ સાંભળે છે, તો પણ કંઈ લાગતું નથી. માટે બહુ પુરુષાર્થ કરવો.

૩૨ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૧૦, ૨૦૦૭

કામ એ ખરાબ વસ્તુ છે. સ્ત્રીને અડવું એ સાપ કરડવા કરતાં પણ વધારે માઠું

છે; કારણ કે સાપ કરડવાથી તો એક જ વાર મરણ થાય, પણ સ્ત્રીનો સંસર્ગ કરવાથી, કામવિકાર થવાથી ભવોભવ જન્મમરણ કરવાં પડે છે. મહાદેવજી કાળકૂટ વિષને પોતાના ગળામાં રાખીને ફરતા હતા, પણ કામવાસનાને જીતી ન શક્યા. એ કાળકૂટ વિષ કરતાં પણ અતિ દુષ્કર છે.

જે મનુષ્ય ઊંચી ભૂમિકામાં રહી નીચી પ્રવૃત્તિ કરે તેને તે કલંકરૂપ છે. ચંદ્ર સાવ સફેદ હોય છે, તેમાં થોડોક કાળાશને લીધે મનુષ્યો તે તરફ આંગળી કરે છે. તેમ ઊંચી ભૂમિકામાં નીચ કામ કરે તે કલંકરૂપ છે. મુમુક્ષુને છાજે તેવું આચરણ રાખવું જોઈએ. નહીં તો પછી સત્પુરુષને કલંક ચઢાવે. કેમકે લોકો તો મુમુક્ષુ હોય અને સારું આચરણ ન રાખતો હોય, તો કહે કે સત્પુરુષ એને એવું જ કહેતા હશે. કૃપાળુદેવ મુમુક્ષુઓને ઠપકો આપતા કે સમાગમ કરતાં પાંચ પાંચ વર્ષ થયાં છે, છતાં હજુ કેમ કશું કરતા નથી! સત્પુરુષનો યોગ થયા પછી તો દેહને ભૂલી જ જાય. ખાવાપીવાનું કશું ગમે નહીં. દેહ મારો નથી તો દેહને ગમે તે થાય તેમાં મારું કશુંયે બગડવાનું નથી. મુમુક્ષુની ભૂમિકા ઊંચી છે, બહુ યોગ્યતા આવી જાય છે. માથું આપવાનું કહે તો માથું પણ દે. એક મોક્ષ સિવાય બીજી કોઈ અભિલાષા રહે નહીં. મારે મોક્ષ માટે જ જીવવું છે, એવી જ્યારે ઇચ્છા જાગે ત્યારે મુમુક્ષુતા આવી ગણાય.

મનને જેનું માહાત્મ્ય લાગે છે તેમાં વૃત્તિ જાય છે. પરમાર્થનું માહાત્મ્ય લાગ્યું હોય તો ત્યાં વૃત્તિ જાય અને ત્યારે જ ખરો સુખી કહેવાય. મનને એ ગમે તો એની ભાવના સહેજે થાય. પછી એને બીજું કંઈ સારું લાગે નહીં. શુદ્ધ આત્મા છે તે જ હું છું, એવું થઈ જાય.

"પ્રભુ પ્રભુ લય લાગી નહીં, પડ્યો ન સદ્‌ગુરુપાય;
દીઠા નહીં નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય?"

પોતાના દોષ જોવાના છે. 'પ્રભુ પ્રભુ'ની રટના નથી લાગી, તે લગાવવી છે.

કૃપાળુદેવ લખે છે કે મુમુક્ષુના અમે દાસ છીએ. નીરાંત કોળી, ભોજો ભગત જેવા પુરુષોની સેવા મળે તો સારું એમ કૃપાળુદેવ ઇચ્છતા. પ્રભુશ્રીજી કહેતા કે યોગ્યતાવાળો કોઈ જીવ જતો હોય તો તેને બોલાવીને પણ આપી દઈએ.

રાતદિવસ આ દેહની ફિકર કરે છે, આત્માને તો કદી સંભારતો પણ નથી. દેહભાવ છૂટે તો બધું છૂટે. દેહને લઈને બધો મોહ અને રાગદ્વેષ થાય છે.

પહેલું એક લોકસંબંધી બંધન છે. તે છૂટે ત્યાં તો બીજું સ્વજન–કુટુમ્બ–બંધન એ આવીને ઊભું રહે. એ બંધન ટળી જાય તો દેહાભિમાનરૂપ બંધન નડે; અને કદાચ એ પણ ટળી જાય તો પાછું સંકલ્પ–વિકલ્પરૂપ બંધન નડે. એ ન ટળે તો ધ્યાનમાં હોય તો પણ એને ક્યાંનો ક્યાંય લઈ જાય. મન જીતવું બહુ કઠણ છે. જેણે મનને જીત્યું તેણે બધું જીત્યું.

મોક્ષની ઇચ્છા જ નથી જાગી. મોઢાથી કહે તોપણ મનમાં બીજું રાખે. જ્ઞાનીપુરુષો

એને છોડવાનું કહે છે, પણ એને તો ગ્રહણ કરવું છે; તો ક્યાંથી મોક્ષ મળે? છોડવાનું કહે, તો કહે કે એવો મોક્ષ મારે નથી જોઈતો. લખચોરાશીમાં ફરી ફરીને હજુ થાક્યો નથી. ફરી જન્મવું નથી એવો જ્યારે નિશ્ચય થાય ત્યારે કર્મ ન બંધાય. જેમ જેમ ભાવના વધે તેમ તેમ કામ થાય. "જેવા ભાવ તેવા પ્રભુ ફળે." સંસાર ઉપર ભાવ કરે તો દુઃખી થાય અને સત્પુરુષ ઉપર ભાવ કરે તો મોક્ષ થાય. આ જીવ જગતની વસ્તુઓમાં રોકાયો છે. માટે સારાં નિમિત્તની જરૂર છે. સારાં નિમિત્ત વિના ભાવ ફરે નહીં. સત્સંગ, સત્શાસ્ત્રનું વાચન એ સારાં નિમિત્તો છે. મનને નવરું ન રહેવા દેવું. નવરું રહે તો નખોદ વાળે. જેમ ટેવ પાડે તેમ પડી શકે છે. જેમકે આપણે એક વાગે વાંચવાનું રાખ્યું હોય તો ઝટ યાદ આવે કે એક વાગે મારે વાચન કરવું છે. અને ભાવના પણ થાય. મન ઉપર સંસારનો બોજો છે. માટે મનુષ્યભવ પામીને સત્પુરુષાર્થ કરવો.

મુમુક્ષુ—પુરુષાર્થ કેવી રીતે કરવો?

પૂજ્યશ્રી—જે થોડી પણ આજ્ઞા મળી હોય તેને દરેક કામ કરતાં સંભારે કે હું એ કામ કરું છું એમાં જ્ઞાનીની આજ્ઞા છે કે નહીં? અને આજ્ઞાને આરાધવાનો ખૂબ પ્રયત્ન કરે. "आणाओ धम्मो, आणाओ तवो." તે માટે ભક્તિ એ સર્વોત્કૃષ્ટ સાધન છે. સ્વચ્છંદને રોકવો એ મોટું તપ છે.

મુમુક્ષુ—ભક્તિ એટલે શું?

પૂજ્યશ્રી—સંસારથી વૃત્તિ ઊઠીને સત્પુરુષ ઉપર થાય તે ભક્તિ છે. પ્રભુશ્રીજીના બોધમાં આવ્યું હતું કે ભક્તિ એ ભાવ છે. સંસાર ઉપર જે પ્રેમભાવ છે તે ઊઠી સત્પુરુષ ઉપર તેવો ભાવ થાય તે ભક્તિ છે.

**૩૩** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૧૧, ૨૦૦૭

સમભાવ એ મોટી વસ્તુ છે. સમભાવે કર્મને વેદે તો ઝટ પતી જાય. કર્મની રચના બહુ ગહન છે. પ્રકૃતિ, ઉદય, ઉદીરણા એમ કર્મની રચના અનેક પ્રકારે છે, પણ ભોગવવા-વાળો એક આત્મા છે.

સમજણની જરૂર છે. શ્રેણિકરાજાએ શ્રદ્ધા કરી તો ભગવાન થઈ ગયા. ક્ષાયિક સમ્યગ્દર્શન તો કેવલી અને સમકિતીને સરખું જ છે. શ્રદ્ધામાં ભેદ પડતો નથી. શૂરવીર-પણું જોઈએ. વાત છે માન્યાની. જગત નહીં તે નહીં જ. પણ તેમ માનવું જોઈએ. જગત આત્માનું થતું નથી. જીવને દોષ થાય છે તે દેહના નિમિત્તે થાય છે. દેહભાવ છૂટી જવો જોઈએ.

"કાયાની વિસારી માયા, સ્વરૂપે સમાયા એવા,
નિર્ગ્રંથનો પંથ ભવ-અંતનો ઉપાય છે."

કાયાને ભૂલી જવી જોઈએ. જ્ઞાની કહે છે કે તું કાયા પરથી ઊઠ. કાયા આત્માથી જુદી છે. જીવ જૂઠમાં ઊભો છે. ત્યાંથી ખસવાનું છે. "પગ મૂકતાં પાપ છે, જોતાં ઝેર છે.

અને માથે મરણ રહ્યું છે" (૨-૩૫) ત્યાં આ જીવ ઊભો છે. નાશવંત જે વસ્તુઓ છે તે આપણી નહીં. જો કાયાનું સ્વરૂપ વિચારે તો એને લાગે કે આત્મા દેહથી જુદો છે. દેહના ગુણ જુદા અને આત્માના ગુણ જુદા છે. અજ્ઞાનથી ભુલાવો થયો છે. તેને જો ટાળવો હોય તો તેને માટે ખોટી થઈને વિચાર કરવો. બરાબર તપાસે તો ભૂલ નીકળે. જે દેહને એ મારો માને છે, તે દેહ એનો છે નહીં. જો એનો હોય તો મરે ત્યારે અહીં કેમ મૂકી જાય છે? એનો જો હોય તો સાથે જવો જોઈએ. એ માટે સૂક્ષ્મ વિચારની જરૂર છે. "જેમ જેમ હું સૂક્ષ્મ વિચારથી ઊંડો ઊતરું છું તેમ તેમ તમારા તત્ત્વના ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે." દેહભાવ છોડવાનો છે.

"છૂટે દેહાધ્યાસ તો, નહીં કર્તા તું કર્મ;
નહીં ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ."

આ જીવ ભૂલના થોકના થોક મૂકે છે. કલ્પનાથી મુક્ત થવાનું છે. જડ અને ચેતન એ બન્ને જેમ છે તેમ સમજાય તો કલ્પના છૂટે. કોઈ કાળાં ચશ્મા પહેરે તો તેને આખું જગત કાળું દેખાય. જ્ઞાનીનાં ચશ્મા પહેરે તો જગત જ્ઞાનમય દેખાય. જ્ઞાનીએ કહ્યું તે સાચું છે, એ જ મારે કરવું છે. જેટલું થાય તેટલું કરવું. વધારે ન થાય તો, વધારે કરવાની ભાવના રાખવી; પણ કરવું એ જ છે. સમજણ જોઈએ. "સમજ પીછે સબ સરલ હૈ." એ સમજણ પોતાની મેળે અનંત ઉપાય કર્યા છતાં ફરવી મુશ્કેલ છે.

સદ્‌ગુરુના યોગે જીવને દોષની ખબર પડે છે. મુમુક્ષુને પોતાના દોષ જડતાં રોમાંચ ઉલ્લસી આવે છે. અજ્ઞાન જવાનું કારણ બોધ છે.

"દેહ જીવ એકરૂપે ભાસે છે અજ્ઞાનવડે;
ક્રિયાની પ્રવૃત્તિ પણ તેથી તેમ થાય છે."
"એવો જે અનાદિ એકરૂપનો મિથ્યાત્વભાવ;
જ્ઞાનીનાં વચન વડે દૂર થઈ જાય છે."

જ્ઞાનીનો યોગ થયા પછી દેહ છૂટી ગયો એવી ભાવના થવી જોઈએ એમ કૃપાળુદેવે કહ્યું છે. ગરજ જાગવી જોઈએ. પૈસાની ગરજ હોય ત્યારે તડકે જઈને પણ ઊભો રહે. ગરજ નથી જાગી.

**૩૪** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૧૪, ૨૦૦૭

કૃપાળુદેવ આ કાળમાં એક અપવાદરૂપ પુરુષ થયા છે. ઇચ્છાઓને રોકવા માટે મહાપુરુષોનાં વચનો છે.

સમજવું જોઈએ. સમજે તો કલ્યાણ થઈ જાય. સમજણની જરૂર છે. હું જાણું છું તે ખોટું છે, 'હે ભગવાન, હું બહુ ભૂલી ગયો.' એવો ભાવ થવો જોઈએ. વૃત્તિ નિર્મળ કરવા માટે વ્રત કરવાનું છે. પોતાની કલ્પના મૂકવી અને એક આત્મા ઉપર આવવું. સત્પુરુષનું એક વચન પણ સમજી જાય તો સમ્યગ્દર્શન થઈ જાય, કલ્યાણ થાય. એક આત્માને જાણવા માટે બધાં સાધનો છે. જ્ઞાનીએ જાણ્યો તે આત્મા. દેહ, રાગદ્વેષ આદિ તે આત્મા નહીં.

બીજી વસ્તુઓ પરથી પ્રીતિ ઊઠે ત્યારે આત્મા ઉપર પ્રીતિ થાય. જે જણાય છે તે પર છે. જાણનારને જાણવો છે. જડ પ્રત્યે મોહનો પડદો એને જાણવા દેતો નથી. ઉદાસીનતા વધે તો મોહનો પડદો ખસે. આત્મા કંઈક ઠરે તે માટે ભક્તિ સત્સંગ આદિ સાધનો છે. જડનો સ્વભાવ જુદો છે અને આત્માનો સ્વભાવ જુદો છે. દેખાય છે તે જડ છે, આત્મા નથી. દેખાય છે તે બધું ખોટું છે. મોહ કરાવવાવાળી વસ્તુઓ જગતમાં વધી પડી છે. એક સત્પુરુષનું અવલંબન લેવું, અને શ્રદ્ધા પણ તેની જ કરવી. સત્પુરુષની શ્રદ્ધા હોય તો અર્ધું કામ થઈ ગયું. પહેલી શ્રદ્ધા કરવી. સાચી વસ્તુ હાથમાં આવી છે. જીવ ઊંઘે છે તેને જગાડવાનો છે. અનાદિથી ભૂલ્યો છે તેથી રખડ્યો છે. "હે ભગવાન, હું બહુ ભૂલી ગયો," હવે પાંચ ઇન્દ્રિયોના વિષયો પ્રત્યે રાગદ્વેષ ન કરું, એવું જ્યારે મનમાં થશે ત્યારે રાગદ્વેષ ઓછા થશે, અને ત્યારે જ શાંતિ થશે. "એક આત્મા સિવાય કંઈ મારું નથી, ઝેર ખાવું સારું, પણ રાગદ્વેષ નહીં કરું," એવો નિશ્ચય કરવાની જરૂર છે. જીવ કહે છે કે મારે મોક્ષે જવું છે, પણ પાછો ઊંધી જાય છે. જ્યારે એને દુઃખ લાગશે ત્યારે જ એ માર્ગ ભણી વળશે.

પોતાના દોષ જોવા અને બીજાના ગુણ જોવા. કોઈ આપણને ગાળ ભાંડતો હોય તો એમ વિચારવું કે મારામાં અનંત દોષ ભરેલા છે અને આ તો એક દોષ દેખીને જ મને ગાળ ભાંડે છે. એમ વિચારે તો કર્મ ન બંધાય. આત્મા જાગવો જોઈએ.

૩૫ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૧૫, ૨૦૦૭

મનુષ્યભવ મળ્યો છે તે જ્ઞાન થવા માટે છે. પોતાની મેળે તો ઘણું યે કર્યું, પણ જ્ઞાનીની આજ્ઞાએ નથી કર્યું. તે કરવાનું છે. આત્મા જણાય એવા સાધનો હોય તે ગ્રહણ કરવાં.

"શું કરવાથી પોતે સુખી ? શું કરવાથી પોતે દુઃખી ?" એ વિચારવું. આ જીવને દેહનું સુખ લાગે છે, પણ આત્માનું નથી લાગતું. ખરું સુખ તો આત્માના સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ ગુણો પ્રગટે ત્યારે થાય છે. સમ્યગ્દર્શન મુખ્ય છે, જો એ પ્રાપ્ત થાય તો જીવન સફળ થઈ જાય. જે મૂળ વસ્તુ જ્ઞાનદર્શનચારિત્રરૂપ છે તે જ્ઞાનીએ જાણી છે. આત્મા કદી મરતો નથી. શરીર છૂટી જાય, પણ આત્મા ન મરે. એ આત્મા બધાથી જુદો છે.

ચોરાશી લાખ જીવયોનિમાં ભટકતાં ભટકતાં કોઈકવાર મનુષ્યભવ મળે છે. તો આપણે મોક્ષ થાય એવું કંઈક કરી લેવું. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર એ ત્રણ રત્ન કહેવાય છે. એ ત્રણ વસ્તુઓ પ્રાપ્ત થવી દુર્લભ છે. બીજા રત્નો જે વેચાતાં મળતાં હોય તે મૂલ્ય આપીને લે છે, પણ પોતામાં જે અમૂલ્ય રત્નો છે તેને લેતો નથી. રત્નત્રય એ મોક્ષનો મૂળમાર્ગ છે.

જેને પરપદાર્થની ઇચ્છા ન રહે તે મોટા છે. જેને રાગ નથી એટલે વીતરાગ છે તે મોટા છે. "જેટલા પોતાની પુદ્ગલિક મોટાઈ ઇચ્છે છે તેટલા હલકા સંભવે." (૮૫) પરપદાર્થને ગ્રહણ કરવા એ જ અધોગતિનું કારણ છે. જેમ ત્રાજવામાં એક પલ્લામાં વધારે મૂકે તો

નીચું જાય, તેમ ગ્રહણ કરવાની બુદ્ધિ કરે તો નીચો જાય છે. ત્યાગમાં સુખ છે, ત્યાગમાં સુખ છે, એમ મોઢે બોલે તેથી ખબર ન પડે; પણ જેણે માત્ર એક પરમાણુ ય ત્યાગ કરીને જોયું છે તેને જ ખબર પડે છે. ગ્રહણ કરવું એ સુખનો નાશ છે એમ જ્ઞાનીએ જાણ્યું છે. જે કંઈ સાધનો કરવાં છે તે અસંગ થવા માટે કરવાં છે. પ્રભુશ્રીજી કહેતા કે આત્માને માટે કરવાનું છે. અસંગ થવાનો લક્ષ ભૂલી ન જવો. વાત માનવી દુર્લભ છે. લૌકિકથી છૂટે તો અલૌકિક થાય. અલૌકિક દૃષ્ટિની ભાવના કરવાની છે. સત્સંગે કંઈક સાંભળવાનું મળે અને તેની અપૂર્વતા લાગે તો થાય એમ છે. જગતમાં શોધે તો દુઃખ સિવાય કંઈ ન મળે. એક સત્પુરુષને શોધે તો કામ થાય. "બીજું કાંઈ શોધ મા. માત્ર એક સત્પુરુષને શોધીને તેનાં ચરણકમળમાં સર્વ ભાવ અર્પણ કરી દઈ વર્ત્યો જા. પછી જો મોક્ષ ન મળે તો મારી પાસેથી લેજે." (૭૬) ગેરંટી આપી છે.

જગતમાં અપૂર્વ પદાર્થની ઇચ્છાવાળા થોડા છે; પોતાની ઇચ્છાએ વર્તનારા ઘણા છે. કૃપાળુદેવે એક પત્રમાં લખ્યું છે કે આ કાળમાં પરમાર્થની વૃત્તિ બહુ ક્ષીણપણાને પામી છે. પહેલી માન્યતા સુધારવાની જરૂર છે. જેવી ઇચ્છા કરે તેવો થાય.

૩૬ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૧, ૨૦૦૭

('નિઃશંકતાથી નિર્ભયતા ઉત્પન્ન થાય છે' એ પત્ર બોલાઈ રહ્યા બાદ.)

પૂજ્યશ્રી—નિઃશંકતા એટલે શું ?

એક મુમુક્ષુ—આત્મા છે તેને વિષે શંકારહિતપણું.

બીજા મુમુક્ષુ—સત્પુરુષને વિષે શંકારહિતપણું.

પૂજ્યશ્રી—મૂળ પાયો સત્પુરુષ છે. સત્પુરુષને વિષે નિઃશંકપણું હોય કે આ જ સત્પુરુષ છે તો જ તેની આજ્ઞાનું આરાધન થઈ શકે. સત્પુરુષમાં જેને દૃઢ નિશ્ચય હોય છે તેને મોહાસક્તિ મટી પદાર્થનો નિર્ણય હોય છે. તેને લીધે વ્યાકુળતા મટે છે અને તેથી નિઃસંગતા પ્રાપ્ત થાય છે. ખરી નિઃસંગતા તો વ્યાકુળતા મટે ત્યારે થાય છે. "મુમુક્ષુતા તે છે કે સર્વ પ્રકારની મોહાસક્તિથી મૂંઝાઈ એક મોક્ષને વિષે જ યત્ન કરવો." "તે ઉત્પન્ન થવાનું લક્ષણ પોતાના દોષ જોવામાં અપક્ષપાતતા એ છે." (૨૫૪). મારામાં મુમુક્ષુતા ઉત્પન્ન થઈ છે કે નહીં એમ કોઈને જોવું હોય તો વિચારવું કે હું મારા દોષ જોવામાં અપક્ષપાતતા રાખું છું કે નહીં? એમ દેખે તો ખબર પડે. જે દોષ દેખાય તે કાઢવાનો પ્રયત્ન કરે તો નીકળી જાય.

છ પદના પત્રમાંથી ઘણું જાણવાનું મળે છે. એ છ પદ સમ્યગ્દર્શનનાં મુખ્ય નિવાસ-સ્થાન છે. પ્રભુશ્રીજીને એક વખતે માંદગી આવેલી તે વખતે એક શ્રાવકને પણ માંદગી આવી અને મરી ગયો. એ શ્રાવકની અને પ્રભુશ્રીજીની જન્મરાશિ એક હતી એટલે પ્રભુશ્રીજીએ વિચાર્યું કે મારે પણ એના જેવી માંદગી આવી છે; માટે મારું પણ મરણ થઈ જશે, વધારે જિવાશે નહીં. એમ વિચારીને કૃપાળુદેવને એક પત્ર લખ્યો. તેમાં લખ્યું કે મને માંદગી આવી છે, મારાથી વધારે જિવાશે નહીં. મને આપનો જોગ મળ્યો છે અને

હું સમકિત વગર દેહ છોડું તો ઠીક નહીં. મારો મનુષ્યભવ નકામો ન જાય એવું કંઈક કરો. તેના ઉત્તરમાં કૃપાળુદેવે એ છ પદનો પત્ર લખી મોકલ્યો હતો. પછીથી સોભાગભાઈએ કૃપાળુદેવને જણાવેલું કે એ પત્ર મોઢે થવો મુશ્કેલ પડે છે માટે ગાવાનું હોય તો ઠીક પડે. ત્યારે કૃપાળુદેવે આત્મસિદ્ધિ શાસ્ત્ર લખ્યું હતું. એમાં છ પદનો વિસ્તાર કરેલો છે.

૩૭ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૨, ૨૦૦૭

એક ભાઈ—મારે ચોથું વ્રત બ્રહ્મચર્ય લેવું છે.

પૂજ્યશ્રી—આત્માને માટે કરવાનું છે. નિશ્ચય છે ને? પ્રભુશ્રીજી કહેતા કે એક હાથમાં ઝેર અને એક હાથમાં કટાર લે. મરી જવું, પણ વ્રત ભંગ ન કરવું.

૩૮ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૩, ૨૦૦૭

આત્મસિદ્ધિશાસ્ત્ર વિચારવા યોગ્ય છે. કંઈક સંસારમાં દુઃખ લાગે તો વિચાર પણ આવે. પહેલી ગાથામાં જ કેવો વૈરાગ્ય છે!

"જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત."

અનંત દુઃખ પામ્યો છે, માટે જ્ઞાની પુરુષો વચનવડે જાગૃત કરે છે. જેમ ચંદ્ર ઘણો દૂર છે, તો પણ તે ચંદ્રની સામે આંગળી કરીને આપણને બતાવે ત્યારે ચંદ્ર આપણને દેખાય છે. તેમ આત્મા તો અરૂપી પદાર્થ છે, આંખથી દેખાય નહીં. કોઈ પણ ઇન્દ્રિયથી તે જણાતો નથી. તો પણ સત્પુરુષના વચનમાં ચમત્કાર હોય છે તેથી આત્માનું ભાન થાય છે. એ આત્માનું સ્વરૂપ સમજવા માટે આખી આત્મસિદ્ધિ લખી છે. પોતે તે સ્વરૂપ થઈને કહ્યું છે. સંસારમાં રહ્યા છતાં પણ તે સ્વરૂપને ન ભૂલ્યા. અનુભવજનિત વચનોમાં ચમત્કાર છે. જેણે તે સ્વરૂપ સમજાવ્યું તે સદ્ગુરુદેવને નમસ્કાર.

જગતમાં ભ્રાંતિ વધારનાર અસદ્ગુરુ છે. માટે સદ્ગુરુ જીવને ચેતાવે છે કે ક્રિયાજડ થઈશ નહીં, શુષ્કજ્ઞાની થઈશ નહીં. જે ક્રિયાજડ હોય છે તે માત્ર ક્રિયામાં જ રાચી રહ્યા છે. ક્રિયા શા માટે કરવી છે? એથી આત્માનું કલ્યાણ થાય છે કે નહીં? એ વિચાર્યા વિના માત્ર બાહ્ય ક્રિયા કરે અને જ્ઞાનને નિષેધે છે કે જ્ઞાનનું આપણે શું કામ છે? જ્ઞાનનું ફળ વિરતિ છે, તે તો આપણને આવી ગઈ છે. "લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું વ્રતઅભિમાન." એમ માત્ર ક્રિયામાં જ રાચી રહે છે, તે ક્રિયાજડ છે.

કેટલાક શુષ્કજ્ઞાનીઓ છે. તે કહે છે કે આત્મા બંધાયેલો નથી, તેથી તેનો મોક્ષ પણ નથી. આત્માને કંઈ કર્મ બંધાતાં નથી, સિદ્ધ જેવો છે. માટે કંઈ કરવું નહીં. એમ કહે અને વર્તે પાછા મોહમાં. તે નરકે પણ જાય. જે ક્રિયાજડ છે તે તો કંઈક પુણ્ય બાંધે; પણ શુષ્કજ્ઞાની તો પાપ જ બાંધે છે.

માટે જ્ઞાનીપુરુષો ચેતાવે છે કે "જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ; ત્યાં ત્યાં તે તે આચરે." પહેલાં ત્યાગ-વૈરાગ્યની જરૂર છે. જેના ચિત્તમાં એ નથી તેને જ્ઞાન થતું નથી. શુષ્કજ્ઞાન છૂટવાનો કોઈ ઉપાય હશે?

મુમુક્ષુ—જ્ઞાનીપુરુષના યોગે છૂટે.

પૂજ્યશ્રી—જ્ઞાની પુરુષનો યોગ હોય તો શુષ્કજ્ઞાનીપણું અને ક્રિયાજડપણું પણ ન આવે. તે જ્ઞાની-સદ્ગુરુનાં લક્ષણ હવે કહે છે :—

"આત્મજ્ઞાન, સમદર્શિતા, વિચરે ઉદયપ્રયોગ;
અપૂર્વ વાણી, પરમ શ્રુત, સદ્ગુરુલક્ષણ યોગ્ય."

પોતાના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન હોય, શત્રુ મિત્ર પ્રત્યે પણ સમભાવ હોય. એવી દશા છતાં સંસારમાં કેમ વર્તવું પડ્યું ? તો કે પૂર્વે જે કર્મ બાંધ્યાં છે તે નિવર્તવાને માટે, તેને અનુસાર વર્તે છે. સત્પુરુષનું ઓળખાણ તેમની વાણીથી થાય છે.

ગૌતમસ્વામીને પણ આત્માની જ શંકા હતી. પછી ગૌતમ જ્યારે મહાવીર પાસે ગયા કે તરત સમાધાન થઈ ગયું.

જીવ જ્યારે ઝૂરણાથી શોધતો હોય ત્યારે એવો યોગ મળે તો સમાધાન થઈ જાય. આત્મજ્ઞાની પુરુષો આત્માને જાગૃત કરે છે. નહીં તો જીવ પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં જ આસક્ત રહે છે. તેમાં દુઃખ છે અને આ જીવ સુખ માને છે. કૃપાળુદેવે 'ઉપદેશછાયા'માં કહ્યું છે કે સિદ્ધ ભગવાનના એક પ્રદેશનું સુખ અને આખા લોકનું સુખ એ બેમાં સિદ્ધના એક પ્રદેશનું સુખ અનંતગણું ચઢી જાય છે. છતાં જીવ કેમ નથી પ્રાપ્ત કરતો ?

સત્પુરુષનો યોગ નથી થયો; અને યોગ થયો તો અધિકારીપણું નથી આવ્યું. એટલે કે વૈરાગ્ય-ઉપશમ એની સાથે નથી આવ્યા, સ્વચ્છંદ નથી ગયો. એક મળ્યું તો બીજું નથી મળ્યું, એટલે રખડ્યો. બધી જોગવાઈ મળે ત્યારે બને.

દુઃખ લાગ્યું નથી. કેટલાંય જન્મ-મરણ કર્યાં, છતાં હજુ સુધી દુઃખ લાગ્યું નથી. જ્ઞાનીના વચનથી લાગે છે. જો સત્પુરુષનો યોગ ન હોય તો સત્સંગ કરવો, સત્શાસ્ત્રનું વાચન કરવું. તેથી પુણ્ય બંધાય તો જ્ઞાની પુરુષનો યોગ થાય, અને જેમ પુણ્ય વધે તેમ આજ્ઞાનું આરાધન થાય. સત્પુરુષનો યોગ મળ્યો હોય અને સ્વચ્છંદ ન ગયો હોય તો કંઈ થાય નહીં. માનાદિકને રોકે ત્યારે થાય એમ છે. મતાર્થીપણું જાય તો બોધ પરિણામ પામે. માર્ગનો મૂળ હેતુ વિનય છે. એ વિનયગુણ પ્રગટે ત્યારે બને.

૩૯ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૪, ૨૦૦૭

મનુષ્યભવ પામીને આત્માનું હિત કરવાનું છે. સત્સંગની જરૂર છે. નિમિત્તાધીન જીવ છે. જેવાં નિમિત્ત મળે તેવા ભાવ થઈ જાય છે. સ્ટેશન પર જઈએ તો ત્યાંની વાતો સાંભળવાના ભાવ થશે, દવાખાનામાં જાય તો તેવા ભાવ થાય, અને ધર્મના સ્થાનમાં જઈએ તો ધર્મના ભાવ થાય. માટે સારાં નિમિત્તની જરૂર છે. મનુષ્યભવ પામીને આટલી વાતોનો વિચાર કરવાનો છે—

"હું કોણ છું ? ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારું ખરું ?
કોના સંબંધે વળગણા છે, રાખું કે એ પરહરું ?"

મુમુક્ષુ—વળગણા એટલે શું ?

પૂજ્યશ્રી—ઘર કુટુંબ, માબાપ, ભાઈ, બહેન એ બધા સંબંધો છે તે વળગણા છે.

જ્યારે આપણો ભાવ મોળો પડવા લાગે ત્યારે ઝટ ચેતીને સત્સંગ કરવા જતા રહેવું.

નોળિયો સાપ સાથે લડવા જાય ત્યારે સાપ તેને દંશ મારે કે તરત જઈને જડી-બૂટી સૂંઘી આવે તેથી ઝેર ઊતરી જાય. ફરી તેની સાથે લડવા જાય, ત્યારે સાપ કરડે કે તરત બૂટી સૂંઘી આવે. એમ કરતાં કરતાં નોળિયો નિર્વિષ થઈને ઝેરીલા સાપને મારી નાખે છે. તેમ સંસારરૂપી સાપ છે, જીવરૂપી નોળિયો છે અને સત્સંગરૂપી બૂટી છે. જ્યારે જીવને સંસારરૂપી સાપનું ઝેર ચઢે ત્યારે સત્સંગરૂપી બૂટીને સૂંઘી આવે તો ઝેર ઊતરી જાય. એમ કરતાં કરતાં સંસારનો નાશ કરીને મોક્ષે જાય. માટે ભાવ બગડે કે તરત ચેતી લેવું.

૪૦ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૫, ૨૦૦૭

ધર્મધ્યાનમાં વૃત્તિ રાખવાની છે. જીવે લૌકિક ભાવો તો બહુ કર્યા છે. કોઈ લોકો એમ કહે છે કે દિવાળી આવે છે, માટે ઘેર ગયા વિના ન ચાલે; પણ આપણે તો નવા દિવસોમાં નવા નવા ભાવ થાય તેવું કરવાનું છે. પર્વોમાં જીવો રૂઢિ પ્રમાણે વર્તે છે. મનુષ્ય-ભવ આમ ફરી નહીં મળે, માટે કંઈક કરી લેવું.

મુમુક્ષુ—...ને ઓપરેશન કરાવ્યું છે. બે ગાંઠો નીકળી છે.

પૂજ્યશ્રી—કર્મની ગાંઠ મોટી છે. "રાગદ્વેષ અજ્ઞાન એ, મુખ્ય કર્મની ગ્રંથ." દેહને માટે ઘણું કરે છે, પણ આત્માને મોટી ગાંઠો પડેલી છે, તેનો તો વિચાર જ નથી! જેમને એક ભવમાં જ મોક્ષે જવાનું હતું તેવા જીવોએ પણ કેટલો પુરુષાર્થ કર્યો હતો! ખાધું ય નહીં, પીધું ય નહીં, એવો પુરુષાર્થ કર્યો હતો. તો એને તો કેટલો પુરુષાર્થ કરવાની જરૂર છે?

આત્મભાવ મોટી વસ્તુ છે, માટે આત્મદૃષ્ટિ કરવાની છે. દેહદૃષ્ટિ છોડીને આત્મદૃષ્ટિ કરવી છે. આ મનુષ્યભવમાં જુદા પ્રકારનું મરણ કરવાનું છે. આત્મા ન ભુલાય એવો લક્ષ રાખવાનો છે.

એક શેઠ હતો. તેને છોકરો ન હતો. તેને ધન માલ બહુ. વૃદ્ધાવસ્થામાં તેને છોકરો થયો એટલે સારું સારું ખાવાપીવાનું આપ્યું. ઘરેણાં વગેરે પહેરાવીને બહુ પ્રેમથી ઉછેર્યો. તેને પછી પરણાવ્યો. પણ પેલાને તો પૂર્વ સંસ્કારોને લીધે વૈરાગ્ય હતો, એટલે ઘેરથી નીકળી પડ્યો. તે શેઠ રાતદિવસ તેની ચિંતામાં રહે કે મારો છોકરો ક્યાં રહેતો હશે? તેને ખાવાનું કોણ આપતું હશે? એમ આખો દિવસ ને રાત ચિંતા કરે, પણ ભૂલે નહીં. તેમ આત્માને માટે લક્ષ રાખવાનો છે. મનુષ્યભવમાં આત્માને ભૂલવાનો નથી. રાતદિવસ એક આત્માને જ ઇચ્છવો, તેની જ ચિંતના અને તેમાં જ ચિત્ત રાખવાનું છે. એ જ કરવાનું છે.

અંતરમાં સુખ છે; સંસારમાં નથી. જીવ પોતાની કલ્પનાથી માને છે. આત્માથી બહાર બધું દુઃખ જ છે. રાગ-દ્વેષ અગ્નિ જેવા છે. આત્માથી બધી વસ્તુઓ હીન છે. જીવ કલ્પનાથી દુઃખી થાય છે. કલ્પના મટે તો સુખી થાય. કૃપાળુદેવે કહ્યું છે કે—

"ઊપજે મોહ–વિકલ્પથી, સમસ્ત આ સંસાર;
અંતર્મુખ અવલોકતાં, વિલય થતાં નહિ વાર." (૯૫૪)

આત્મા ભણી વળે તો "મારું મારું" થાય નહીં. "મારું મારું" એ ભૂલવાનું છે. બધું દેખાય છે તે સ્વપ્ના જેવું છે. મેળામાં ઘણા પ્રકારની દુકાનો હોય છે. ત્યાં કોઈ મોટરમાં બેસે છે, કોઈ ઘોડે ચડે છે, અને થોડીવારમાં બધા વિખરાઈ જાય છે તેમ મરણ થાય ત્યારે બધું વિખરાઈ જાય છે. આત્માની સંભાળ અને તેની જ કાળજી રાખવાની છે. જેટલો વિકાસ કરે તેટલો થોડો છે; કેમકે આત્મા અનંત જ્ઞાનવાળો છે.

જ્ઞાનીપુરુષોએ કહ્યું છે તે ભૂલવા જેવું નથી. પોતાની મેળે બહુ કર્યું છે. "વહ સાધન બાર અનંત કિયો, તદપિ કછુ હાથ હજુ ન પર્યો." "રોકે જીવ સ્વચ્છંદ તો, પામે અવશ્ય મોક્ષ." જ્ઞાની સિવાય થાય નહીં. "સત્સાધન સમજ્યો નહીં, ત્યાં બંધન શું જાય?"

પોતાથી બને તેટલું કરવું. ન થતું હોય તો ભાવના કરવી. આત્માને ઓળખ્યો તો સુખી થાય; નથી ઓળખ્યો તો પુરુષાર્થ કર. શ્રેણિક રાજાને અનાથીમુનિએ કહ્યું: આત્મા છે, તે જ કર્મનો કર્તા છે, તે જ કર્મનો ભોક્તા છે અને કર્મને ટાળનાર પણ તે જ છે. રાજાને શ્રદ્ધા થઈ ગઈ; તેથી ફર્યા નહીં, પછી તીર્થંકર નામકર્મ બાંધ્યું. બળ કરવાની જરૂર છે. બળિયો થાય ત્યારે થાય. પણ પાછો થાકી જાય છે. જેને માથે ધણી છે તેને શી ફિકર છે? "ઘિંગ ધણી માથે કિયા રે, કુણ ગંજે નર ખેટ, વિમલ જિન, દીઠાં લોયણ આજ."

મુમુક્ષુ—સ્મરણ કરતી વખતે કેવા ભાવ રાખવા?

પૂજ્યશ્રી—સમભાવ રાખવો. સમજણ સારી કરવાની છે. જે સ્મરણ મળ્યું છે તે આત્મા જ આપ્યો છે. માટે જેટલી બને તેટલી જ્ઞાનીની આજ્ઞા આરાધવી.

મુમુક્ષુ—"મુક્તિ સંસાર બિહુ સમ ગણે" એટલે શું?

પૂજ્યશ્રી—"મોક્ષ કહ્યો નિજ શુદ્ધતા." જેટલો સમભાવ હોય તેટલો મોક્ષ થયો કહેવાય છે. જ્ઞાનીને તો સિદ્ધશિલા પર હોય તોય સમભાવ છે અને પ્રારબ્ધના ઉદયથી ઘરમાં રહેતા હોય તો પણ સમભાવ છે.

**૪૧** શ્રીમદ્ રા. આ. અગાસ, કાર્તિક સુદ ૧, ૨૦૦૮

મહાપુરુષોએ જે જે કહ્યું છે તે બધું આત્માના હિત માટે કહ્યું છે. માટે મનમાં નિશ્ચય રાખવો કે એ જ મારે કામનું છે. જ્ઞાનીને જે ગમે તે જો આપણને ગમે તો સમકિત છે. જ્ઞાનીને આત્મા ગમે છે, જો આપણને આત્મા ગમે તો સમકિત છે. આત્મા સિવાય બધી વસ્તુઓ વિનાશી છે. આત્મા ઇન્દ્રિયોથી જાણી શકાતો નથી કે કોઈના હાથમાં આવે તેવો નથી. ઉપયોગ ઉપયોગમાં જોડાય ત્યારે આત્મા હાથમાં આવે. આત્મા ઉપયોગથી ઓળખાય છે. "છે દેહાદિથી ભિન્ન આતમા રે, ઉપયોગી સદા અવિનાશ." ઉપયોગ વિના પકડાય એવો નથી. મહાપુરુષોએ બધેથી ઉપયોગ રોકી એક આત્મામાં ઉપયોગ જોડ્યો છે.

અંદરથી ઇચ્છાઓને રોકવી એ તપ છે. મોટી ભૂલ એ છે કે જીવ ઇચ્છાઓ કરે

છે. આત્માનું સુખ ઇચ્છાઓ કરવાથી જતું રહે છે. ઇચ્છાઓનો નાશ કર્યા વગર સુખ ન મળે. બધા ય વગર આત્મા રહી શકે છે. સિદ્ધભગવાનને શરીર નથી, આહાર નથી, તો પણ રહે છે ને ? રહી શકે છે. એક પરમાણુ માત્ર ગ્રહણ કરવું એ સર્વ સુખનો નાશ છે. જ્યારે પરવસ્તુની ઇચ્છા કરે છે, ત્યારે સુખ જતું રહે છે. "કયા ઇચ્છત ખોવત સબે, હૈ ઇચ્છા દુઃખ મૂલ." બહુ વિચારવા જેવી વાત છે. જ્ઞાનીની કહેલી એક વાત પણ જો ગ્રહણ કરી તો બસ.

મિથ્યાત્વ મંદ થાય ત્યારે ખરો ધર્મ પ્રગટે. એ મિથ્યાત્વ નાશ કરવાનું છે. જ્યાં સુધી મિથ્યાત્વ છે ત્યાં સુધી ચેતવા જેવું છે. કોણ જાણે કેવું કર્મ ઉદયમાં આવે અને ક્યાં લઈ જાય.

૪૨ શ્રીમદ્ રા. આ. અગાસ, કાર્તિક સુદ ૨, ૨૦૦૮

એક ભાઈ—ક્રોધ ન થાય એનો ઉપાય શો ?

પૂજ્યશ્રી—સમજણ આવે પછી ક્રોધ મંદ પડે છે. ક્રોધ આવે ત્યારે વિચારે કે ક્રોધ કરું છું પણ એ તો ઝેર છે. મને આથી નુકસાન થાય છે, માટે મારે નથી કરવો. "પ્રત્યક્ષ કષાયાદિનું તીવ્રપણું હોય, પણ તેના અનભ્યાસથી, તેના અપરિચયથી, તેને ઉપશમ કરવાથી તેનું મંદપણું દેખાય છે" (૪૯૩), એ ઉપાય છે. જેમ જેમ દોષ દેખાય તેમ તેમ દોષને કાઢવાનો ઉપયોગ રાખે તો નીકળે.

એક ભાઈ—ભક્તિ કરવી ત્યારે મૌનપણે કરવી કે મોટેથી બોલીને કરવી ?

પૂજ્યશ્રી—આપણું ચિત્ત જો વિક્ષેપવાળું હોય તો મોટેથી બોલવું. જેનું ચિત્ત થોડું બીજું સાંભળતાં ત્યાં જતું રહે એવું વિક્ષેપવાળું હોય, તેણે મોટેથી ભક્તિ કરવી, જેથી તેનું ચિત્ત બહાર ન જાય. આપણે સ્મરણ બોલીએ છીએ ત્યારે એક જણ આગળ બોલે અને પછી બધા ય બોલે છે. એમ બોલવાથી ચિત્ત સ્થિર રહે છે. જો આપણું ચિત્ત વિક્ષેપ-રહિત હોય તો ભક્તિ મૌનપણે કરવી. અથવા હોઠ ફરકાવ્યા વિના કાયોત્સર્ગરૂપે કરે તો મોટેથી બોલે તેના કરતાં દશ ગણો લાભ થાય. પણ—"જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ." સ્યાદ્વાદ માર્ગ છે. માટે સમજીને પોતાની ભૂમિકા તપાસીને કરવું. ચિત્ત વિક્ષેપવાળું હોય અને કાયોત્સર્ગમાં ઊભો રહી ભક્તિ કરે તો પ્રસન્નચંદ્ર રાજર્ષિની જેમ લડાઈ કરવા લાગે. માટે સમજીને કરવું.

૪૩ શ્રીમદ્ રા. આ. અગાસ, કાર્તિક સુદ ૮, ૨૦૦૮

ગમે ત્યાં જઈએ તો પણ ભક્તિ, વાચન, વિચાર કરવાનું રાખવું.

એક ભાઈ—વૈરાગ્ય શાથી થાય ?

પૂજ્યશ્રી—વિચારથી, શરીરનો વિચાર કરે કે આ શરીર ઉપરથી સારું દેખાય છે, પણ એની અંદર શું ભરેલું છે ? એનું સ્વરૂપ કેવું છે ? એમ જો વિચાર કરે તો વૈરાગ્ય થાય. વૈરાગ્યની જરૂર છે. પ્રથમ "હું દેહાદિ સ્વરૂપ નથી, અને દેહ સ્ત્રી પુત્રાદિ કોઈપણ મારાં નથી," એમ કહ્યું. એટલું થાય તો મનાય કે "શુદ્ધ ચૈતન્યસ્વરૂપ અવિનાશી એવો

હું આત્મા છું." (૬૯૨) કંઈક વૈરાગ્ય હોય તો બોધ પરિણામ પામે. જ્ઞાનીનું એક વચન પણ ગ્રહણ થાય તો મોક્ષે લઈ જાય. સત્પુરુષના એક એક વાક્યમાં, એક એક શબ્દમાં અનંત આગમ રહ્યાં છે. સત્પુરુષોએ એક 'સમતા' શબ્દ કહ્યો તેનાથી તો કેટલાય મોક્ષે ગયા.

કોઈ એક મુનિ બેઠા હતા. ત્યાં આવી ચિલાતીપુત્રે તરવાર દેખાડી કહ્યું કે મને મોક્ષ આપ, નહીં તો તારું માથું કાપી નાખીશ. મુનિએ વિચાર્યું કે આ ભવ્ય જીવ છે તેથી 'શમ, વિવેક, સંવર' એમ ત્રણ શબ્દો તેને કહ્યા. ચિલાતીપુત્ર ત્યાં જ ઊભો રહ્યો. 'શમ, વિવેક, સંવર', એની ધૂન લગાવી. એમ કરતાં કરતાં તે શબ્દો તેને સમજાયા અને વિચાર કરતાં કેવળજ્ઞાન પામ્યો.

વૈરાગ્ય રાખવો, સંસાર પ્રત્યે ઉદાસીનભાવ રાખવો. પર તે પર. ભેદ પાડી દેવાનો છે.

"અધ્યાત્મની જનની તે ઉદાસીનતા." (૭૭)

કૃપાળુદેવ મુંબઈને સ્મશાન સમાન દેખતા હતા; લોકો મુંબઈ જોવા જાય છે! જેને છૂટવું છે તેણે પરભાવમાં ઉદાસીન રહેવું અને જે કરવાનું છે તે ન ભૂલવું.

**૪૪** શ્રીમદ્ રા. આ. અગાસ, કાર્તિક સુદ ૧૧, ૨૦૦૮

✓કોઈ માણસ બીજાને મારતો હોય તો કહે કે પાપ કરે છે; પણ ક્રોધ, માન, માયા, લોભ એ મોટાં પાપ છે, તે હોય તો તેને પાપ કહેતા નથી. ક્રોધ આવે ત્યારે તરત ખબર પડે. આંખો લાલ થઈ જાય, પોતે દુઃખી થવા લાગે. પણ જ્યારે માન આવે ત્યારે જીવને પોતાને ખબર પડવી મુશ્કેલ છે. સામાને તેની ખબર પડે. માયાની તો સામાને પણ ખબર ન પડે. એ તો સત્પુરુષના યોગે જ જાય. માયા તો પંડિતોને પણ છેતરી જાય છે. લોભ છે તે સર્વથી મોટો દોષ છે. લોભને લઈને બીજા ત્રણ દોષો થાય છે. ક્રોધ, માન, માયા એ લોભને લઈને કરે છે.✓

✓એ ચારેને કાઢવા માટે તેના ચાર પ્રતિપક્ષી લક્ષમાં રાખવાના છે. ક્રોધનો પ્રતિપક્ષી ક્ષમા છે. માનનો પ્રતિપક્ષી વિનય છે. ક્ષમા, વિનય હોય ત્યાં ક્રોધ, માન ન રહે. માયાનો પ્રતિપક્ષી સરલતા છે. લોભનો પ્રતિપક્ષી સંતોષ છે.✓

ક્રોધાદિને શત્રુ જાણે તો વહેલામોડા નીકળે. એ આત્માના મોટા શત્રુઓ છે. કેવા શત્રુઓ છે! કેટલાય ભવનું પુણ્ય કર્યું હોય તેને બાળી નાખે છે. પુંડરિકનો ભાઈ કુંડરિક ક્રોધથી સાતમી નરકે ગયો. "ક્ષમા એ જ મોક્ષનો ભવ્ય દરવાજો છે." (૮)

"અધમાધમ અધિકો પતિત, સકલ જગતમાં હુંય" એવું રોજ બોલીએ છીએ, પણ અંદરથી લાગવું જોઈએ. કૃપાળુદેવે કહ્યું છે કે "જગતમાં માન ન હોત તો અહીં જ મોક્ષ હોત." (૨૧-૭૩). માનને કાઢવા માટે ખરો ઉપાય વિનયગુણ છે. દૃષ્ટિ ફેરવવી છે. જ્યાં ધર્મનું માહાત્મ્ય લાગે ત્યાં શરીરનું માહાત્મ્ય ન લાગે. શરીર તો નાશ પામવાનું છે. અભિમાન કરીશું તોય નાશ પામશે. ગમે તેટલું અભિમાન કરે તો પણ રહે નહીં. અભિમાન કરવા જેવી તો કોઈ વસ્તુ જગતમાં નથી.

સરલભાવ આવે ત્યારે માયા છૂટે. સરલતા એ મોટો ગુણ છે. જેટલી સરલતા હોય

તેટલો બોધ પરિણમે. સરલભાવ ન આવે ત્યાં સુધી બોધ ન પરિણમે. સરળતાવાળો સીધો છે અને માયાવાળો વક્ર એટલે વાંકો છે.

જ્યાં લોભ ન હોય ત્યાં સંતોષ અને સુખ છે. જેમ જેમ લોભ ઓછો થાય તેમ તેમ સમકિત થાય છે. લોભ જાય તો બધી આકાંક્ષા જાય. બધાય મહાપુરુષોએ આ સંસારને અસાર કહ્યો છે, છતાં આ જીવને તે બેસતું નથી. સંસારમાં ક્યાંય માલ છે નહીં. મહાપુરુષનાં વચનો છે તે માખણ છે અને બીજા બધા જીવો છાશ ખાય છે. તુચ્છ વસ્તુ તે જીવને મોટી લાગે છે. ઘરમાં કંઈક ચોરી થઈ ગઈ હોય તો આકુળવ્યાકુળ થઈ જાય; અને જેને ઘેર છ ખંડનું રાજ્ય હતું તે ક્ષણવારમાં છોડીને ચાલી નીકળ્યા. સમજણ કરી લેવાની છે. સમજણ થઈ તો એની મેળે છૂટી જશે. વૈરાગ્યની વાત છે. વિચારવા જેવી છે.

લોભમાં બધા દહાડા જાય છે. ઇચ્છા માત્ર લોભ છે. એ જ મોટી ભૂલ છે. "કયા ઇચ્છત ખોવત સબે, હૈ ઇચ્છા દુઃખમૂલ." વસ્તુ ગ્રહણ કરવાની ઇચ્છા એ જ પરિભ્રમણનું કારણ છે. જીવને ગ્રહણ કરવાની બુદ્ધિ છે, તો પછી સુખી ક્યાંથી થાય? માથે બોજો ઉપાડે તો દુઃખી જ થાય. ઇચ્છા દુઃખનું મૂળ છે. એક લોભ જાય તો ચારેય જાય. છેક અગિયારમા ગુણસ્થાનથી પાડનાર લોભ છે.

મુમુક્ષુ—ઇચ્છા ન કરીએ તો ખાવાપીવાનું શાથી મળે?

પૂજ્યશ્રી—એ તો પૂર્વે જે બાંધ્યું છે તે મળશે. એક પરમાણુ માત્ર ગ્રહવું એ જ સુખનો નાશ છે. માટે જ્ઞાનીઓએ આત્માને આગળ રાખવાનું કહ્યું છે. "આત્માથી સૌ હીન." સમજણ નથી ફરી તેથી બહાર ફરે છે. લોભને કાઢવા માટે પરિગ્રહની, જરૂર હોય તેટલી, અમુક મર્યાદા કરે કે આટલું થયા પછી ધર્મધ્યાન કરીશું. જ્યાં સુધી સમજણ ન ફરી હોય, ત્યાં સુધી મર્યાદા પણ એવી જ હોય. જરૂર હોય એક લાખની અને મર્યાદા કરે ચાર લાખની, તો શાથી પાર આવે? લોભ શત્રુ છે એમ જાણે તો જ તેને કાઢવા લાગે. કંઈક પાછું વળવાની ઇચ્છા હોય, તો જ થાય. કષાયની ઉપશાંતતા તે આત્માર્થીનું પહેલું લક્ષણ છે.

**૪૫** શ્રીમદ્ રા. આ. અગાસ, કા. સુદ ૧૨, ૨૦૦૮

મુમુક્ષુ—"વચન નયન યમ નાહીં" એનો શો અર્થ હશે?

✓ પૂજ્યશ્રી—કર્મ બાંધવામાં મુખ્ય કારણ વચન અને નયન છે. કોઈથી વેર બાંધે તો વચનથી જ બાંધે છે. કોઈને ખરાબ વચન કહે તો કર્મ બાંધે. આંખથી દેખીને રાગદ્વેષ કરે તેથી કર્મબંધ થાય છે. તેનો હે ભગવાન ! મારાથી સંયમ થઈ શકતો નથી.✓

✓બાહ્યદૃષ્ટિ છે તે ફેરવીને અંતરદૃષ્ટિ કરવાની છે. હું કોણ છું? કોણ બોલે છે? કોણ સાંભળે છે? તેનો વિચાર કરવાનો છે. આત્મા સિવાય બીજું કંઈ કરવું નથી. જીવની બાહ્ય દૃષ્ટિ છે, તેથી અંતરદૃષ્ટિ થતી નથી. કર્તાપણું અને મારાપણું એ બન્નેય ખરાબ છે. જીવનો સ્વભાવ જાણવાનો છે. જીવને 'હું કરું છું', 'મેં આ કર્યું" એમ કર્તાપણાની ટેવ પડી ગઈ છે. જો જાણે તો બધું ખોટું લાગે.

તો તત્ત્વની વાત પણ કાને પડતી નથી. શું કરવાથી આપણો મનુષ્યભવ સફળ થાય? તે જાણતા નથી. અત્યારે વર્તમાનકાળમાં એવી સ્થિતિ છે. જેને આગ્રહ હોય તેને સાચી વસ્તુ ન ગમે. ત્યાગવૈરાગ્ય એ યોગ્યતા છે, એ અમૂલ્ય વસ્તુ છે, એમ જેને સમજાયું હોય અને એવી દશા વર્તતી હોય તે જ આત્માનો ઉદ્ધાર કરી શકે છે. કૃપાળુદેવ કહે છે કે ઉપદેશ આપી શકીએ એવી અમારી દશા છે. જનદર્શન સાગર જેવું છે. બીજાં દર્શન જૈનથી ઊતરતાં છે. બીજાં દર્શનમાં ભજના માત્ર છે.

"જિનવરમાં સઘળાં દર્શન છે, દર્શને જિનવર ભજના રે;
સાગરમાં સઘળી તટિની સહી, તટિનીમાં સાગર ભજના રે." (આ૦ ૨૧)

જૈનધર્મ એ વિશ્વધર્મ છે. જેની વાણી અપૂર્વ હોય, જે પરમશ્રુત હોય, તે જ બીજા જીવોનો ઉદ્ધાર કરી શકે છે. પરમશ્રુત એ સદ્ગુરુનું મુખ્ય લક્ષણ છે, જ્ઞાનીપુરુષો સત્તામાં જે કર્મ રહેલાં છે તેને જોઈ શકે છે, આત્માની નિર્મળતાથી જોઈ શકે છે. યોગસાધન કરવું હોય તેને સર્વસંગપરિત્યાગ જોઈએ અને એકાંત સ્થાનની પણ જરૂર છે. કૃપાળુદેવ (પત્રાંક ૭૦૮માં) લખે છે કે અમે છ દર્શનોને બરાબર તપાસ્યાં છે. તે છ દર્શનોમાંથી જૈનદર્શનની અધિકતા લાગી, તેથી એ દર્શનનો ઉદ્ધાર કરવાની ભાવના થાય છે.

આ કાળમાં જીવો એવા છે કે ઘણો બોધ કરવા છતાં કંઈ અસર થતી નથી. મતભેદના આગ્રહથી મારું કલ્યાણ થવાનું નથી એમ લાગે, મતાગ્રહ મંદ થાય, તેથી કંઈક સાંભળવાની વૃત્તિ થાય. જેણે આત્મા જાણ્યો છે એવા પુરુષથી ધર્મ પમાય છે એવું લક્ષમાં રહે, આત્મજ્ઞાનને જણાવનારાં શાસ્ત્રોનો વધારે પરિચય થાય, અને તેનો વિચાર કરે તો ઉદ્ધાર થાય. (૭૦૯)

*

✓ જીવે બહુ વિચારવા જેવું છે. જન્મ અને લગ્નના જેમ પ્રસંગો આવે છે, તેમ મરણનો પ્રસંગ પણ અવશ્ય આવવાનો છે. માટે ચેતતા રહેવું. "એકવાર જો સમાધિમરણ થયું તો સર્વ કાળનાં અસમાધિમરણ ટળશે". (૨૫)—બધા ભવોમાં સમાધિમરણ જ થાય. આ સમાધિમરણનું કામ એમને એમ થતું નથી. પહેલાં તૈયારી કરી રાખી હોય તો થાય. 'હું નહીં મરું' એમ ચાલતું નથી. મરણ આગળ તો ઇન્દ્ર પણ શરણરહિત છે. મહાવીર ભગવાનને ઇન્દ્રે કહ્યું કે હે ભગવાન, આપના નિર્વાણ પછી ભસ્મગ્રહ આવવાનો છે, માટે આપ થોડુંક આયુષ્ય વધારો તો અટકે. ત્યારે ભગવાને કહ્યું કે આયુષ્ય વધારવા કે ઘટાડવા કોઈ સમર્થ નથી.✓

મરતાં આવડવું જોઈએ. મરતાં આવડે તો ફરી દેહ ધારણ કરવો ન પડે. દેહ અને આત્મા બન્નેય સ્પષ્ટ જુદાં દ્રવ્ય છે; પણ જીવે વિચાર કરીને ભેદ પાડ્યો નથી. જો ભેદ પાડ્યો હોય તો આત્મા નિત્ય છે એવું દૃઢ થઈ જાય. દેહ અનિત્ય છે, વિશ્વાસ રાખવા જેવો નથી. માટીનું વાસણ ફૂટતાં વાર ન લાગે. તેમ આ દેહ છે તે માત્ર સંયોગરૂપ છે, પરમાણુઓનો જથ્થો ભેગો થયો છે. આત્મા દ્રષ્ટા છે, દેહ દૃશ્ય છે. દેહ રૂપી છે; આત્મા

અરૂપી છે. જડ અને ચેતન બે વસ્તુ છે જે જાણે તે ચેતન; જે ન જાણે તે અચેતન, જડ. પુદ્ગલમાં હર્ષ-શોક, મોહ ઇત્યાદિ કરીને જીવ પોતાને સુખી-દુઃખી માને છે તે ભૂલ છે. એ ભૂલ નીકળે તો પછી ગભરામણ, મૂંઝવણ કંઈ ન થાય. જેને મોહ ઓછો થયો છે તેને મૂંઝવણ ન થાય. આ દેહ મારો છે એમ થઈ ગયું છે. આખી જિંદગી 'મારો દેહ, મારો દેહ' એમ કરે, પણ પોતાનો ન થાય. 'મારો દેહ, મારો દેહ' એમ કરે છે એ ભ્રાંતિ છે.

સદ્ગુરુનો યોગ થાય તો એ ભ્રાંતિ છેદાય. "છે દેહાદિથી ભિન્ન આતમા રે" એનું નામ જ્ઞાન છે. જેવું છે તેવું જાણે તો મોહ થાય નહીં. કોઈ વસ્તુમાં મોહ કરવા જેવું નથી.

શરીરમાં બધો ગંદવાડો છે. હાડમાંસથી ભરેલું છે, ભ્રાંતિને લીધે જીવ એને પવિત્ર માને છે. પોતાનું નહીં તેને પોતાનું માની રહ્યો છે, એ જ ભ્રાંતિ છે, જીવતાં મરાય તો ફરી મરવું ન પડે. દેહ એ આત્મકલ્યાણ કરવાનું સાધન છે, પણ એમાં મોહ કરવા જેવું નથી.

જ્ઞાનીપુરુષ અને જ્ઞાનીપુરુષનો આશ્રિત બેય મોક્ષમાર્ગમાં છે. સદ્ગુરુ કહે તે માને-એટલું થયું તો મોક્ષ થઈ જાય એવું છે. જ્ઞાનીને એક આત્માનું જ શરણ હોય છે અને આશ્રિતને જ્ઞાનીનું શરણ હોય છે; તેથી તેનો પણ મોક્ષ થાય છે. જ્ઞાનીપુરુષનું ઓળખાણ થાય તો પોતાનું પણ ઓળખાણ થાય. નિજસ્વરૂપને જે જાણે છે તેને દેહમાં મમતા હોતી નથી. દેહને જેમ છે તેમ જાણે તો મમત્વ ટળે અને આત્મજ્ઞાન થાય. આત્મજ્ઞાન થવાથી આત્મસ્વરૂપમાં સ્થિરતા થાય. તેથી તેનો દેહ છૂટતાં મોક્ષ થાય. દેહનું મમત્વ ગયું તો ફરીથી દેહ પ્રાપ્ત ન થાય.

કૃપાળુદેવ નડિયાદમાં હતા ત્યારે એક વખતે પોતાનો કોટ ઉતારીને એક ભાઈને આપ્યો અને કહ્યું કે જેવી રીતે અમે આ કોટ આપીએ છીએ, તેવી રીતે આ દેહ છોડીને જવાના છીએ. આત્મા દેહથી ભિન્ન છે, એવું જેને થયું છે તેને દેહ છોડતાં કોટ ઉતાર્યા જેવું લાગે છે. મોહ ઓછો કરવાનો છે, માટે પ્રમાદ ન કરવો. શાતામાં મોહ ઓછો કરવાનો અભ્યાસ ન કર્યો હોય તો અશાતામાં વિચાર કરીને પણ ઓછો કરવો. એમ પણ ન થયું હોય તો મરણકાળે તીવ્ર વેદના વખતે 'હું દેહથી ભિન્ન છું' એ ભુલાય નહીં એવું કરવું. સમાધિમરણ કરવા માટે મનુષ્યભવ મળ્યો છે. માટે પ્રમાદ ન કરવો.

✓દેહ છે તે એક ધર્મશાળા જેવો છે વૈરાગ્યમાં વૃત્તિ વાળવી. બીજાનો દેહ છૂટી જવાથી હું ખેદ કરી રહ્યો છું પણ મેં તો કશી તૈયારી કરી નથી. મારે માથે પણ મરણ તો છે, માટે હું દેહથી ભિન્ન છું એવું દૃઢ કરવા દે. એમ તે વખતે વિચાર કરવો. કોઈ અમરપટ્ટો લઈને આવ્યું નથી. મરણની તૈયારી કરી રાખવી. ગાડીમાં જવું હોય તો પહેલાં તૈયારી કરવાની જરૂર છે. સમાધિમરણ માટે કેમ કરવું? એ સમજવા 'ભગવતી-આરાધના' વગેરે પુસ્તકો છે.✓

✓કષાયો ઓછા કરવાના છે. કષાય ઓછા થાય ત્યારે સમાધિમરણ થાય. સમાધિમરણ કરાવે એવા પુરુષનો સમાગમ થવો બહુ દુર્લભ છે. સમકિતનું કેટલું માહાત્મ્ય છે તે જીવના

ખ્યાલમાં નથી. સમકિતી વધારે પુરુષાર્થ કરે તો આઠ સમયમાં મોક્ષે જાય. જીવને સાચી વસ્તુ પ્રાપ્ત થઈ તો મોક્ષ દૂર નથી. "તું છો મોક્ષસ્વરૂપ." જ્ઞાનદર્શનાદિ બધા ગુણો પોતાની પાસે જ છે. મોક્ષ અહીંથી સાત રાજ અળગો છે એમ કહે છે તે કલ્પના છે. મહાપુરુષોને તો મૃત્યુ મહોત્સવ જેવું લાગે છે. સમાધિમરણ માટે તૈયારી કરી રાખવી. સવળી સમજણ કરવાની છે. દેહનું મમત્વ ઓછું કરવું. પોતાનું નહીં તે નહીં. દેહ પોતાની સાથે આવતો નથી. દેહનો મોહ છૂટે તો બધુંય છૂટે.✓

૧૨ ગુડિવાડા, પોષ સુદ ૪, ૨૦૦૮

મનુષ્યભવનો સાર ભક્તિ છે. આત્મજ્ઞાનીની આજ્ઞાએ કરીએ તો મોક્ષનું કારણ થાય. સાત વ્યસનનો જીવતાં સુધી ત્યાગ રાખવો. આપણે પાળીએ છીએ, પણ કૃપાળુદેવની આજ્ઞાએ પાળીએ તો ધર્મ કહેવાય. આજ્ઞા એ ધર્મ છે. સદાચાર હોય તો ભક્તિ થઈ શકે. પાપનાં ફળ ધર્મમાં વિઘ્ન કરે છે. જે નિયમ લઈએ તે ટેક રાખીને પાળવો.

✓આત્મા સંબંધી જે શાસ્ત્ર હોય તે વાંચવું. સત્સંગ મોટી વસ્તુ છે. મનુષ્યભવ દુર્લભ કહ્યો છે. એ ક્યારે છૂટી જશે, તેની ખબર નથી. માટે ચેતતા રહેવું. સદાચાર એ ધર્મનો પાયો છે. એ હોય તો સત્પુરુષનો યોગ થાય, ભક્તિ થાય, બધું થાય. બધું આત્માર્થે કરવું છે. જેવા ભાવ થાય તેવું ફળ મળે. કોઈ ઉપર ક્રોધ કરવાનો નથી અને રાજી પણ થવાનું નથી. પોતાનાં પરિણામ તપાસે તો કામ થાય. હું તો અધમાધમ છું એ લક્ષ ન ચૂકવો. આત્મલક્ષ ન ચુકાય એમ રાખવું. જીવના અનંત દોષો છે તે વિચારવા જેવા છે. ક્યાં કેવળજ્ઞાન અને ક્યાં આ મારી દશા! પોતાના દોષો ઓળખે તો મારી શી વલે થશે, એમ લાગે. પોતાના આત્માને વારંવાર નિંદે, તો બધા દોષો નાશ પામે. પોતાના દોષ જોવા અને કાઢવા. જીવને સત્પુરુષનો યોગ થયા પછી 'મારો દેહ છૂટી ગયો છે' એવો ભાવ થવો જોઈએ. સત્સંગે કરીને પોતાના દોષ જોવા. આત્માને નિંદે તો આગળ વધી શકે. હું કંઈ નથી જાણતો, મને ખબર નથી, સત્પુરુષ આગળ હું કંઈ ગણતરીમાં નથી. ખરો લાગ આવ્યો છે. દોષોને વારંવાર નિંદવા. સમયે સમયે જીવ કર્મ બાંધી રહ્યો છે. કર્મથી અવરાઈ ગયો છે, તેથી ભાન નથી, ભોગથી મૂંઝાય તે મુમુક્ષુ છે. ખાતાં, પીતાં બોલતાં, ચાલતાં મારામાં અનંત દોષો છે, હું વિભાવમાં છું, એમ પોતાના દોષ જુએ તો મુમુક્ષુતા પ્રગટે. પ્રભુશ્રીજી કહેતા કે તું વાણિઓ નથી, બ્રાહ્મણ નથી, સ્ત્રી નથી, પુરુષ નથી, આત્મા છું, શરીરના ધર્મથી રહિત છું. આત્મા તો અહંભાવથી રહિત છે. તું ધનવાન નથી, તું દેહ નથી, આત્મા છું. અહંભાવને લીધે જીવને રાગદ્વેષ થાય. જ્યાંસુધી અહંભાવ હોય ત્યાંસુધી સત્પુરુષનો બોધ પણ ન સમજાય. અહંભાવથી રહિત થાય તો જ આત્મા સુધી બોધ પહોંચે. હું કોણ છું? એ વિચાર કર્યા વિના ન સમજાય. જ્ઞાનીનાં એવાં એવાં વચન હોય છે કે એક વચન પણ જીવને જો ચોંટી જાય તો કલ્યાણ થઈ જાય. આત્માની સન્મુખ થાય ત્યારે કલ્યાણ થાય. જેને આત્માની સન્મુખ થવું હોય તેણે વિભાવભાવને પૂંઠ દેવી. 'આ મેં કર્યું, આ મેં સારું કર્યું' એવા પ્રકારના અભિમાનમાં

જીવ ભૂલી જાય છે. અહંભાવમાં જીવ તલ્લીન થઈ જાય છે. અહંભાવ હોય ત્યાં સુધી કલ્યાણ ન થાય.

✓માન સંસારમાં સર્વત્ર નજરે આવે છે. ખાતાં, પીતાં, ચાલતાં, બેસતાં જીવ માન સાથે રાખીને ફરે છે. વિચારે કે મેં શું કર્યું ? અભિમાન કરવા જેવું તો કશું છે નહીં. પણ વિભાવ અને અહંભાવને લઈને જીવને એવા વિચાર નથી આવતા. અમૃતચંદ્રાચાર્યે 'તત્ત્વાર્થસાર' ગ્રંથમાં છેવટે લખ્યું છે: 'મેં કશું કર્યું નથી; ધાતુને લઈને શબ્દ થયા, શબ્દોથી વાક્ય બન્યાં અને વાક્યોથી આ ગ્રંથ બન્યો. એમાં મેં શું કર્યું ? કશુંય કર્યું નથી.' સમજણ હતી તેથી અભિમાન ન થયું.✓

સાચ ગ્રહણ થતું નથી. ભાવને આધારે સંસાર અને ભાવને આધારે મોક્ષ છે. અજ્ઞાનથી જે જીવ ભાવ કરે છે તે લૌકિકભાવ છે અને જ્ઞાનીપુરુષોની આજ્ઞાએ જે ભાવ કરે છે તે અલૌકિકભાવ છે. ઇન્દ્રિયોને વશ કરવી તે ઉપયોગ સ્થિર રહેવાનું કારણ છે. પાંચ ઇંદ્રિયો પણ વશ કરી લે તોય કલ્યાણ તો સત્પુરુષના આશ્રયે જ થાય છે. સત્સંગમાં વિઘ્ન કરનાર પાંચ ઇન્દ્રિયોના વિષયો છે. પૂર્વે ઘણીવાર સત્સંગ મળ્યા છતાં પાંચ ઇન્દ્રિયના વિષયોમાં વૃત્તિ રહેવાથી નિષ્ફળ થયા છે. પાંચ ઇન્દ્રિયોના વિષયોમાંથી પાછો ખસે તો જ્ઞાનીનું કહેલું સમજાય. એ પહેલું પગથિયું છે. આત્મા મારે પ્રાપ્ત કરવો જ છે એવો લક્ષ તે અંતરલક્ષ છે. અંતરવૃત્તિ થાય તો આત્માને શું થઈ રહ્યું છે તેની ખબર પડે. જ્ઞાનીપુરુષનો લક્ષ રહે તો કલ્યાણ થાય. જ્ઞાનીપુરુષના યોગે જ બધાં સાધનો સફળ થાય છે. શરીરના રોગ જુદા છે અને આત્માના રોગ જુદા છે. જન્મમરણ એ આત્માના મુખ્ય રોગ છે.

લોભ છે એ પણ રોગ છે. ઉપાય કર્યા વિના લોભ ન જાય; પણ જીવને દર્દ લાગે તો દવા કરે. સંસાર દુઃખરૂપ લાગે તો છોડે. આખો સંસાર લોભને લઈને છે. બધાં દુઃખોનું મૂળ કારણ ઇચ્છા છે.

"હે જીવ, કયા ઇચ્છત હવે, હે ઇચ્છા દુઃખમૂલ."

દરદ સમજે તો કાઢવાનો પુરુષાર્થ કરે. વિચારે તો ખબર પડે કે મને ક્યાં ક્યાં લોભ થાય છે? દુઃખરૂપ લાગે તો છોડે. લોભ જાય તો નવરો થાય અને સદ્વિચાર આવે. માંદો પડે ત્યારે ડૉક્ટરને શોધે છે, તેમ જ લોભ છે તે મને મોટો રોગ છે એમ લાગે તો લોભ જાય એવા ઉપાય શોધે. જેમ જેમ ઇચ્છા વધારે તેમ તેમ જીવ નીચી ગતિમાં જાય છે. સમ્યક્ત્વ ન થવા દે એવો લોભ છે, આત્મા ભણી ન વળવા દે એવો છે. દોષો જાય તો જ્ઞાન પ્રગટે. મારે દોષો છોડવા જ છે એવી અંતરમાં લાગણી થાય તો દોષો છૂટે. જ્ઞાનીપુરુષોએ ઘણું કહ્યું છે પણ જીવે કરવું બાકી રાખ્યું છે. જીવને જો અપૂર્વતા લાગે તો જ્ઞાનીપુરુષનું કહેલું વારંવાર એને સાંભરે. લોભ ઓછો કર્યા વિના સમકિત ન થાય જે જે કરવું છે તે બધું લોભ છોડવા માટે કરવું છે. જીવ જ્ઞાનીપુરુષોનાં વચન માનતો નથી. બીજભૂત લાગણી થાય તો પાછો પડે નહિ. આત્મા લોભને કાઢવા પાછળ પડે તો કાઢી શકે. દોષ કાઢવાની વૃત્તિ થઈ તો દોષ કાઢીને જ્ઞાન, દર્શન, મોક્ષ બધું પ્રાપ્ત કરે.

લોકો એમ માને છે કે આત્મા એક જ છે. પણ એમ જો હોય તો રામ મોક્ષે ગયા તો બધાનો મોક્ષ થવો જોઈતો હતો. આત્માનું જ્ઞાન એક જાતનું છે, પણ આત્મા જુદા જુદા છે. અનંત ગુણ હોય પણ આત્મા એક કહેવાય. વૈરાગ્યઉપશમ હોય તો સમજાય કે શું કહેવું છે, અને જાણવાની જિજ્ઞાસા વધે. વિશેષ જાણતાં એવી ખોટી ભ્રાંતિ ટળી જાય. જ્યાંસુધી ભ્રાંતિ છે ત્યાંસુધી સમજાય નહીં.

*

મુમુક્ષુ—'વચનામૃત'માંથી પત્ર કે 'મોક્ષમાળા'ના પાઠ વાંચતાં આ તો મેં વાંચ્યું છે, ફરી ફરી શું વાંચવું, એમ સામાન્ય થઈ જાય છે અને વિચાર નથી આવતા તેને માટે શું કરવું ?

પૂજ્યશ્રી—"સત્પુરુષના એક એક વાક્યમાં, એક એક શબ્દમાં અનંત આગમ રહ્યાં છે" (૧૯૬). મને સમજાતું નથી, પણ જ્ઞાનીએ જે કહ્યું છે તે સાચું છે. 'મોક્ષમાળા' તો બહુ વિચારવા જેવી છે. મોઢે કરવા જેવી છે, માટે મોઢે કરવી.

આપણે આત્મસ્વરૂપ છીએ. કર્મને લઈને ભૂલા પડ્યા છીએ. દેહ છે તે આત્મા નથી. જે પ્રકારનાં કર્મ ઉદય આવે તેમાં સમભાવ રાખી વર્તવું એવો જ્ઞાનીપુરુષનો માર્ગ છે. ગુરુ કૃપા કરે તો સમભાવ થાય, બધું થાય. ગમે તેવું કર્મ ઉદયમાં આવે તો પણ તે વખતે મુમુક્ષુપણું ન છોડવું. આત્માનો સ્વભાવ જાણવાનો છે. ઘણી અનુકૂળતા વખતે સમભાવ ન રહે, પણ મારે સમભાવ રાખવો છે. એવી ભાવના રાખવી. કરવા યોગ્ય સમભાવ છે, બીજી ઇચ્છા ન કરવી. કોઈ કોઈનાં કર્મ લઈ શકે એમ નથી. પોતપોતાનાં ભોગવ્યા વિના છૂટકો નથી. બધાં કર્મ છૂટે છે. જ્ઞાનીપુરુષો કદી અન્યથા કરે નહીં, કહે નહીં. કૃપાળુદેવ લખે છે કે આત્મા સિવાય બીજામાં ચિત્ત જતું નથી. પોતાનું સ્વરૂપ મૂકીને બીજામાં સુખ હોય જ નહીં. કર્મના યોગે ગમે ત્યાં જાય, પણ ત્યાં જ્ઞાનીપુરુષને કંઈ ગમે નહીં. પહેલા જે કર્મ બાંધ્યાં છે એટલા પૂરતું જ ત્યાં જવું પડે છે. બાંધેલું છે તે છૂટી જાય એવી ભાવના રાખવી.

એક ભાઈ—આઠ દૃષ્ટિની સજ્ઝાયમાં પાંચમી સ્થિરાદૃષ્ટિ છે, તેમાં "એ ગુણ વીરતણો ન વિસારું" છે, એના બદલે અહીં 'નિત્યક્રમ' માં "એ ગુણ રાજતણો ન વિસારું" એમ બોલાય છે તેથી લોકો કહે છે કે ભગવાન મહાવીરને ઉઠાવી રાજચંદ્રજીનું નામ અંદર કેમ બોલાય છે ?

પૂજ્યશ્રી—જેની ભક્તિ કરતાં ઉલ્લાસ આવે તેનું નામ લેવું. લોકોને દેખાડવા ભક્તિ નથી કરવી, આત્મહિત માટે કરવી છે. સમજ સમજમાં પણ કેટલોય ફેર છે.

"સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય."

એ દશા આવ્યે સમજાય એવું છે. મહાવીર મહાવીર એમ બધા કહે, પણ મહાવીરને ઓળખનારા વિરલા છે. ગુરુભક્તિ એ જ સર્વોત્કૃષ્ટ છે.

"પ્રથમ નમું ગુરુરાજને, જેણે આપ્યું જ્ઞાન;
જ્ઞાને વીરને ઓળખ્યા, ટળ્યું દેહ-અભિમાન."

—મંગલાચરણમાં પણ કહ્યું છે કે—

"ગુરુભક્તિસેં લહો તીર્થપતિપદ શાસ્ત્રમેં વિસ્તાર હૈ."

ગુરુભક્તિ કરવાથી તીર્થંકરગોત્ર બંધાય છે એમ શાસ્ત્રમાં વિસ્તારથી કહ્યું છે.

૧૩ બેઝવાડા, પોષ સુદ દ્વિ. ૪, ૨૦૦૮

"કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતાં શમાય;
તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય."

બધાં કર્મો બાળવાનો ઉપાય જ્ઞાન છે. સમયે સમયે જીવ કર્મ બાંધ્યા જ કરે છે. ભય લાગ્યો નથી. જ્યારે એને સત્પુરુષ પાસેથી કંઈ સાંભળવાનું મળે ત્યારે તપાસ થાય કે હું કરું છું એમાં ખોટ છે કે નફો છે. મારે માથે મરણ છે, પણ મરણનો તો હું વિચાર જ નથી કરતો. આવા વિચારો સત્સંગમાં થાય છે. સત્સંગમાં આત્માની વાત થાય છે. કષાયો છેદીને ઓછા કરશે ત્યારે આત્મજ્ઞાન થશે. જે વસ્તુઓ કામની નથી તેમાં પડ્યો છે. મારે શું કરવા યોગ્ય છે એનો વિચાર નથી આવતો, એનો વિચાર કરવાનો છે. અત્યારે જે ભાવ કરે છે તેનું ફળ આવશે. "ભાવ બડો સંસારમેં." જે સંસારના ભાવ થાય તેનું ફળ સંસાર આવે. બધાનો આધાર ભાવ છે. "ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવળજ્ઞાન." પ્રસન્નચંદ્ર રાજર્ષિએ આતમભાવના ભાવી તો કેવળજ્ઞાન પામ્યા. ભાવ અપૂર્વ વસ્તુ છે. જ્ઞાનીનું કહેલું માનવું. જાણનારો છે તે દેહથી જુદો છે. માર્ગ ત્યાગનો છે, મૂકવાનો છે. જેણે ત્યાગ કર્યો તે સુખી થયા. જેટલું ગ્રહણ કરે તેટલો વધારે ભારે થાય. પર વસ્તુઓનો વિયોગ થયા વિના રહે નહીં. સમજણ છે એ જ સુખ છે.

"સમજ સાર સંસારમેં, સમજુ ટાળે દોષ;
સમજ સમજ કરી જીવ હી, ગયા અનંતા મોક્ષ."

જ્ઞાની ટૂંકો રસ્તો બતાવે છે. કરે તો થાય. કોઈને ધર્મ કરવાની ભાવના થાય ત્યારે વ્રત તપાદિ કરે, પણ કંઈ નહીં. લક્ષ રાખીને કરે તો કામનું છે. "જગતની વિસ્મૃતિ કરવી અને સત્‌ના ચરણમાં રહેવું." (૨૯૯) એ લક્ષ રાખીને કરવું. એ લક્ષ જો હોય તો સંસાર છોડીને મોક્ષે જતો રહે. મારે જગતને ભૂલવું છે, એમ કરી પછી સત્પુરુષની શોધ કરવાની છે. સત્પુરુષ વિના સંસારની વિસ્મૃતિ થાય નહીં. ટૂંકો રસ્તો છે. સત્પુરુષ પ્રત્યે પ્રેમ અને જગત પ્રત્યે ઉદાસીનતા એ બે કરવાનાં છે. એ લક્ષ વિના જપ તપ આદિ સફળ થાય નહીં. કોઈ જ્ઞાની પુરુષને શોધીને તેની આજ્ઞા આરાધવી તે મોક્ષનો માર્ગ છે. ઠેઠ બારમા ગુણસ્થાન સુધી જ્ઞાની પુરુષોનાં વચનોનું અવલંબન લેવાનું છે. જગતના ભાવો છોડવા પડશે. બધું જીવન એક આત્માર્થે ખર્ચવાનું છે. જગતની વિસ્મૃતિ એકદમ થતી નથી, સત્સંગે થાય છે. સત્સંગ, સત્પુરુષના યોગે 'આત્મામાં કેવળજ્ઞાન છે' એમ માહાત્મ્ય સમજાય તો બધો પુરુષાર્થ તે પ્રગટ કરવા માટે કરે. આ દુઃખરૂપ સંસારને મોટા મોટા ચક્રવર્તીઓ પૂંઠ દઈ છોડીને ચાલી નીકળ્યા. મનુષ્યભવ બહુ કિંમતી છે. સંસાર દુઃખરૂપ છે, એમ સમજાય ત્યારે ઉદાસીનતા આવે. સ્વચ્છંદે વર્તે તો તેનું ફળ દુઃખ આવે. વાસુદેવ ત્રણ ખંડમાં પુજાય છે, પણ છેવટે નરકમાં પડે છે.

અનાદિ કાળના સંસ્કારો પડ્યા છે. તે એમ ને એમ જતા નથી. જેને વસ્તુ પ્રાપ્ત

થઈ છે, એવા પુરુષ પ્રત્યે રાગ તે મોક્ષનું કારણ છે. વીતરાગ પ્રત્યે રાગ તે પ્રશસ્ત રાગ છે. શું કરવું? શું કરવાથી હું સુખી થાઉં? શું કરવાથી હું દુઃખી થાઉં? સમ્યક્ત્વ કરવું હોય તો એની ખોજ કરવી. આત્માની શ્રદ્ધા તે સમ્યગ્દર્શન છે. વ્યવહાર એ પરમાર્થનું કારણ છે. મોક્ષ મેળવવાનાં સાચાં કારણો મળ્યાં છે, પણ પોતે સાચો થાય તો મોક્ષ થાય. જગતની વિસ્મૃતિ કરવાથી પાંસરું થશે. સંસાર અને મોક્ષ એ બેય રસ્તા જુદા છે. સંસારનો માર્ગ છે એમાં ગ્રહણ કરવાનું છે અને મોક્ષનો માર્ગ છે તેમાં ત્યાગ કરવાનો છે. અસંગપણામાં જ સુખ છે એ ધ્યેય થાય તો મોક્ષમાર્ગમાં એ મદદ કરે. બીજી આશાઓ મૂકવી પડે. આત્માર્થી થાય તો બધું બને. એ થયા પછી જે કંઈ કરે તે સવળું થાય. આત્માર્થી ન હોય ત્યાં સુધી મમત્વ હોય છે, અને મમત્વને લઈને મોક્ષ ન થાય. મમત્વને લઈને આખો સંસાર છે. મન વશ થાય તો બધું થાય. મનને લઈને સંસાર અને મનને લઈને મોક્ષ છે. મનનું સ્વરૂપ સત્પુરુષ પાસે સમજવાનું છે. શાસ્ત્રોમાં મનના બે ભેદ પાડ્યા છે : એક દ્રવ્યમન અને બીજું ભાવમન. સંકલ્પ વિકલ્પ આત્માના ભાવથી થાય તે ભાવમન. દ્રવ્યમન વિચાર કરવાનું સાધન છે મન સમજવું ઘણું અઘરું છે. ઘણો બોધ થાય ત્યારે સમજાય છે પોતાનાં પરિણામ તપાસવાં. મનને લઈને શું શું થાય છે? આ વાત ઘણા કાળના બોધે સમજાય છે. મન એ તપાસવા જેવું છે. 'મન', 'તેને લઈને', 'આ બધું' અને 'તેનો નિર્ણય'—આ ચાર વસ્તુઓ ઘણા કાળના બોધે સમજાય છે. એ સિદ્ધાન્ત સત્પુરુષ પાસેથી સમજવો જોઈએ મનનો યથાર્થ નિર્ણય તો સમ્યગ્દર્શન થાય ત્યારે થાય. ઘણા કાળના બોધે સમજાય એવું છે. જેને છૂટવું છે, જેને મોક્ષે જવાની ઈચ્છા છે, તેનું મન બીજે જાય નહીં. યથાર્થ જ્ઞાન થયા પછી વૃત્તિ આત્મા તરફ જ વહ્યા કરે છે. મન કેમ વશ થાય? આ વાત ઘણા કાળના બોધથી સમજાય છે, અને સમજાય છે એટલે મન વશ થાય છે. વિચાર કરશે તો સમજાશે. જ્ઞાની પુરુષનો દેહ બે કારણને લઈને વર્તે છે : એક તો પ્રારબ્ધ કર્મ ભોગવવાને અર્થે, અને બીજું, બીજા જીવોના કલ્યાણ અર્થે. જ્ઞાનીને એવું હોતું નથી કે જીવોનું કલ્યાણ કરવું. પ્રારબ્ધને લઈને ઉદાસપણે ઉદયાધીન વર્તે છે. જ્ઞાનીપુરુષની મન-વચન-કાયાની ચેષ્ટા આશ્ચર્યકારી હોય છે. એ જો જીવને સમજાય તો નિર્જરા થાય.

જ્ઞાનીપુરુષો 'આ જીવને એવો ઉપદેશ આપવો અને બીજા જીવને એવો ઉપદેશ આપવો' એમ કરતા નથી. સહજ સ્વભાવે ઉદય આવે તો ઉપદેશ આપે. 'ધ્યાન કરું, વિદ્યા ભણું' તેના કરતાં જ્ઞાનીનાં વચનોનો વિચાર કરવો એ વધારે હિતકારી છે. લોકસંજ્ઞામાં વૃત્તિ ન જાય, જ્ઞાનીએ કહ્યું તે જ મારે માનવું છે, એવો નિશ્ચય જોઈએ. વૃત્તિ જો શાસ્ત્રસંજ્ઞા પર જતી હોય તો તે ભ્રાન્તિ છે. સત્પુરુષના એક એક વાક્યમાં, એક એક શબ્દમાં અનંત આગમ રહ્યાં છે. જ્ઞાનીનું એક વચન પણ વિચારવાથી મોક્ષ થાય એવું છે. મુનિએ ચિલાતીપુત્રને ઉપશમ વિવેક સંવર એમ ત્રણ શબ્દો કહ્યા. પછી મુનિ ત્યાંથી ચાલ્યા ગયા. ચિલાતીપુત્ર પછી વિચાર કરવા મંડ્યો. મારે શું કરવાનું છે? વિવેક શું છે?

ઉપશમ શું છે? અને છેવટે સંવરનો વિચાર કરતાં કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા.

ઉપાધિ છૂટે તો સમાધિભાવ થાય. ઉપાધિ ન છૂટતી હોય તો પણ ભાવના તો છોડવાની રાખવી. મારું આટલું જીવન સત્સંગમાં જ ગાળવું છે, એમ રાખવું. આજીવિકા જેટલું ન હોય તો અમુક કાળ સુધી રળીને મારું જીવન સત્સંગમાં ગાળીશ, એમ હોય તો વાંધો નહીં. આજીવિકા જેટલું થાય તો પછી અવકાશ મળે તે સત્સંગમાં ગાળવો. એમ લાગે તો સંતોષ આવે. તેથી મોજશોખ આદિ બીજી ઇચ્છા હોય તે મટી જાય છે અને સત્સંગમાં વધારે રસ આવે છે. જે કંઈ મારે કરવું છે તે છૂટવાને માટે જ કરવું છે, એવો લક્ષ રાખવો. એ લક્ષ વિના સંસારનો પાર આવે તેમ નથી. મોટો નિશ્ચય એ કરવાનો છે કે સત્સંગ જેવું કોઈ આત્મસાધન નથી. સંસારનું વિસ્મરણ કરવાનું છે. આત્મા આત્મભાવ પામે તો આત્મા પોતે જ ધર્મરૂપ છે. જ્ઞાનીપુરુષ પાસેથી પોતાનું સ્વરૂપ સાંભળી શ્રદ્ધા કરે તે ધર્મ છે. કલ્પના કરીને જીવ અનાદિ કાળથી રખડ્યો છે. કલ્પનાથી શાંતિ થાય નહીં. જ્ઞાની દ્વારા આત્માનું ખરું સ્વરૂપ સમજાય તો કલ્પનાઓ મટે, અને શાંતિ થાય.

## ૧૪

એઝાવાડા, પોષ સુદ ૫. ૨૦૦૮

પૂજ્યશ્રી—સંકલ્પ વિકલ્પ રોકવા એ બહુ મુશ્કેલ છે, મન વશ કરવું એ બહુ મુશ્કેલ છે. એ કરવા માટે ત્યાગવૈરાગ્ય વિશેષ જોઈએ. ઘણા કાળના બોધે એ સમજાય છે. જ્ઞાનીની અપૂર્વતા લાગે ત્યારે મન ત્યાં રહે. બોધ વડે મન વશ થાય છે, મનને કંઈ ને કંઈ કામ જોઈએ છે. એને વિચારમાં રોકે તો બીજે ન જાય. એને ખોરાક આપીએ તો બીજે ન જાય.

માર્ગ એ કહ્યો કે—જ્ઞાનીપુરુષનો યોગ અને તેની પ્રતીતિ. ઉપશમભાવ આવે, વીતરાગતા પ્રગટે, એવા પુરુષની ખોજ રાખવી. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ એ ચારની અનુકૂળતા જોઈએ. આ કાળમાં પ્રવૃત્તિ વધી ગઈ છે, જરૂરીઆત કરતાં વધારે થઈ ગઈ છે. લોભવૃત્તિ વધતી જાય છે. જ્યાં સુખ નથી ત્યાં સુખ શોધ શોધ કરે છે. એક ડોશી હતી, તે કપડું સીવતી હતી. એવામાં તેની સોય ખોવાઈ ગઈ. ઘરમાં અંધારું હતું. પછી કોઈએ કહ્યું, ડોશીમા! અજવાળે શોધો. તેથી તે ડોશી બહાર અજવાળે જઈને શોધવા લાગી, પણ ક્યાંથી મળે? ઘરમાં સોય ખોવાઈ અને બહાર શોધવાથી કંઈ મળે? એમ આ જીવ બીજામાં સુખ છે નહીં, ત્યાં સુખ શોધવા જાય છે. કેટલાય ભવ થયા પણ સમાધિસુખ પ્રાપ્ત થયું નથી. જ્યાં સુખ છે ત્યાં તો શોધતો નથી અને જ્યાં નથી ત્યાં શોધે છે. જીવના બધા પ્રયત્નો નિષ્ફળ જાય છે તેનું એ જ કારણ છે.

અશાતાનો ઉદય આવે છે ત્યારે તેને ટાળવાના ઉપાયો કરે છે, બહુ ફાંફાં મારે છે; પણ ખરો ઉપાય કરતો નથી. સમજણ નથી. અશાતાવેદની ન જોઈતી હોય તો નવું પાપકર્મ ન બંધાય એવું કરવું. એને જોઈએ છે તે સાચું સુખ જડતું નથી. જોઈએ છે બીજું અને કરે છે બીજું. સમજણ વગર જીવ દુઃખી થાય છે. પાપનું ફળ દુઃખ આવે છે. અને ફરી ખોટા ઉપાય કરીને પાપ બાંધ બાંધ કરે છે. મને અજ્ઞાન છે તેથી હું દુઃખી છું, એમ

લાગતું નથી. એટલા માટે જ સત્સંગની જરૂર છે. સત્સંગમાં હું કરું છું તે ઠીક છે કે જ્ઞાની કહે તે ઠીક છે તેની ખબર પડે છે. વિચારની ખામી છે. સત્સંગ વગર સદ્‌વિચાર જાગવા મુશ્કેલ છે.

આત્મસિદ્ધિશાસ્ત્રને વૈરાગ્ય ઉપશમની વૃત્તિ કરીને વાંચીએ તો ઘણો લાભ થાય. આત્માર્થીપણું આવવું જોઈએ, તો જ જ્ઞાનીનું કહેલું સમજાય. નહીં તો જ્ઞાની કહે કંઈ અને પોતે સમજે કંઈ. આરંભપરિગ્રહ ઓછા થાય તો વૈરાગ્યઉપશમની વૃત્તિ થાય.

[ખેઝવાડાથી પોષ સુદ ૫ ના રવાના થઈ શ્રી ભાંડુકતીર્થ તથા શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથ જઈ આવી પૂજ્યશ્રી બ્રહ્મચારીજી વગેરે ધૂળિયા રોકાઈ અંજડ પધાર્યા. અંજડમાં ત્યાંના મુમુક્ષુને ત્યાં સ્થાપના કરી પોષ સુદ પૂનમે રવાના થઈ બડ્વાણી પાસે બાવનગજાજી રાત રોકાઈ બીજે દિવસે સાંજે ઇંદોર પધાર્યા. ત્યાંથી બનેડિયાજી, મક્સીજી, ઉજ્જૈન, માંડવગઢ, સિદ્ધવરકૂટ વગેરે સ્થળોએ ઘણા મુમુક્ષુઓ સાથે યાત્રાર્થે ગયા હતા. ઇંદોરથી મહા સુદ ૬ ના રવાના થઈ અજમેર, બ્યાવર રહી શિવગંજ ચાર દિવસ રોકાયા. ત્યાંથી મહા સુદ પૂનમના રવાના થઈ સાંજે આહોર પધાર્યા.]

**૧૫** શ્રી રાજમંદિર આહોર, મહા વદ ૧, ૨૦૦૮

ધર્મનું મૂળ વૈરાગ્ય છે. "ત્યાગવિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન." ત્યાગવૈરાગ્ય ન હોય તો આ કાને સાંભળે અને આ કાને કાઢે. દુઃખરૂપ સંસાર છે. સંસારનું સ્વરૂપ વિચારે તો વૈરાગ્ય થાય. ભગવાને કેવળજ્ઞાનથી જોઈને સંસાર કેદખાના જેવો અને અનંત ખેદમય કહ્યો છે. આનંદ નથી ત્યાંસુધી દુઃખી છે. ખેદ હોય તેને દુઃખ જ હોય છે. આત્મા સ્વભાવમાં ન રહે ત્યાં સુધી ખેદ છે, દુઃખ છે, ઠેકાણા વગરનું છે. એકસરખી પ્રવૃત્તિ રહે એવું નથી. એક રૂપે રહે એવો સંસાર નથી. અનિત્ય છે, નાશવંત છે. એવા સંસારમાં સુખ માને છે, એ વિપરીતતા છે, મિથ્યાત્વનું કામ છે. લોકોને ભડકાવવા કહ્યું નથી. એવું જ છે. આખા સંસારનું સ્વરૂપ વિચારે તો કેટલાકને આધિ, કેટલાકને વ્યાધિ અને કેટલાકને ઉપાધિ જોવામાં આવે. કેદખાના જેવું છે. એકેક જીવે અનંતકાળ થયાં કેટલું બધું પરિભ્રમણ કર્યું છે! હું કોણ છું? તેનું ભાન નથી. પોતાના અનંત જ્ઞાન અને અનંત વીર્યને ભૂલી ગયો છે. મોક્ષથી આઘો ગયો છે.

"ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે, કાં અહો રાચી રહો!"

ભાવમરણ થયા કરે છે, જન્મકાળમાં તો દુઃખ જ છે. પરિભ્રમણ થાય છે, તે મોટો રોગ લાગુ પડ્યો છે. જીવ મોહમાં પડ્યો છે તેથી વિચાર નથી આવતો. જ્ઞાનીઓ મોહથી મૂંઝાય છે અને એને આનંદ આવે છે. સંસાર ઉપર ઉપરથી સારો લાગે પણ દુઃખમય છે. એની ભયંકર દશા જ્ઞાની જ જાણે છે. જીવે જગત જ દીઠું છે, બીજું કાંઈ જોયું નથી. આત્માનું સુખ કેવું છે તેનો વિચાર પણ આવતો નથી. ખાવું પીવું એ જ સુખ છે, એમ માને છે. દેખાય એવું વિચારે છે. એની બિચારાની શી ભૂલ! એનો વાંક નથી. પણ સુખી કેમ થવાય? ત્યાં ભૂલો પડ્યા છે. અજ્ઞાન એ જ વાંક છે. વિપરીતતા એ જ દુઃખ છે.

જ્ઞાનીને સંસારમાં સુખ દેખાતું નથી. તીર્થંકર જેવાને શું દુઃખ હતું? છતાં સર્વ છોડીને ચાલી નીકળ્યા.

૧૬ શ્રી રાજમંદિર આહોર, મહા વદ ૨, ૨૦૦૮

ભગવાન મહાવીર મળ્યા ત્યારે ગૌતમસ્વામી બધું છોડી ભગવાનની પાછળ પડચા. સત્પુરુષના સહવાસથી થોડાક પ્રયાસે પણ ઘણો લાભ થાય છે. અખંડપણે ભગવાનમાં લય લાગે ત્યારે ખરો વૈરાગ્ય છે. આપણને શું નડે છે તે વિચારવાનું છે. ભગવાનને જેટલા વિસારે તેટલું અહિત થાય છે.

૧૭ શ્રી રાજમંદિર આહોર, મહા વદ ૩, ૨૦૦૮

યોગની પ્રવૃત્તિને આસ્રવ કહ્યો છે. યોગ એ એક કર્મ આવવાનું નિમિત્ત છે. પ્રમાદથી બંધાય છે. આત્મવિચાર ભૂલે ત્યાં પ્રમાદ છે. સ્વભાવમાં રહેવું અને વિભાવથી મુકાવું એ જ્ઞાનીની આજ્ઞા છે. એ જ કરવાનું છે. તેને માટે અનેક પ્રકારની યુક્તિઓ, કથાઓ કહેલી છે.

એક મહાપુરુષે એક મુનિને 'मा रुष, मा तुष।' એટલું જ કહ્યું. પછી મુનિ રાત દિવસ એની પાછળ પડચા. એ દવાથી રાગદ્વેષ જતાં વીતરાગ થયા અને કેવળજ્ઞાન પ્રગટ્યું. મોટામાં મોટો રોગ મિથ્યાત્વ છે. તે ઘણા કાળના બોધે ખસે એવો છે. માથે મરણ છે, શરીરમાં બધી અશુચિ ભરેલી છે, રોગનું ઘર છે; એમ જ્ઞાનીએ કહ્યું તે આપણા માટે કહ્યું છે. જીવ સ્વચ્છંદ કરે છે. 'એના કરતાં હું વધારે ઉપવાસ કરું' એમ દેખાદેખી કરે છે. પોતાને માટે કરવાનું છે. દેખાદેખી ઘણું કર્યું, પણ આત્માને માટે નથી કર્યું. જ્ઞાનીની આજ્ઞાથી વ્રત આવ્યું હોય તો એના ભવ કપાઈ જાય. અહંકારથી કરે તે મોક્ષના કામમાં આવતું નથી.

"અહંભાવથી રહિત નહીં, સ્વધર્મસંચય નાંહિ."

અહંકાર કાઢવાનો છે. લોકલાજથી આત્માનું ભલું ન થાય. કોઈ ધર્મના રક્ષણ અર્થે પણ આત્માને ભૂલીને કરે તે પણ કામ ન આવે. આત્માને ભૂલીને કરે તે આત્મહિતનું કારણ ન થાય. તપશ્ચર્યા ન કરવી એવું નથી, પણ આત્માર્થે કરવી. સાચા પુરુષને આશ્રયે જે કરવામાં આવે તે સત્સાધન છે. પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે તે સ્વચ્છંદ છે. જ્ઞાનીને સારું લાગે તે કરવું. કોઈ પણ ક્રિયા સદ્‌ગુરુને સંભાર્યા વિના કરવા જેવી નથી. આજ્ઞા ન હોય તો સ્વચ્છંદ છે. સ્વચ્છંદ ટાળવા માટે આજ્ઞા છે. જેને સ્વચ્છંદે વર્તવું હોય તેનાથી એ ન થાય. 'आणाए धम्मो, आणाए तवो' જ્ઞાનીની આજ્ઞાએ ધર્મ છે, સ્વચ્છંદે નથી. જે કંઈ કામ કરવું હોય તે પહેલાં જ્ઞાનીની આજ્ઞા લઈ પછી કરવું. સ્વચ્છંદ ટાળવાનો છે તેને ઊલટો પોષે છે. સ્વચ્છંદે વર્તે તે અજ્ઞાની છે. અલ્પ આજ્ઞા હોય તોય ધર્મ પ્રગટ થાય છે. જ્ઞાનીએ આને તો ધ્યાન કરવા કહ્યું અને મને બીજું કહ્યું, એમ ન કરવું. આજ્ઞાનું માહાત્મ્ય હોય તો જીવનું ભલું થાય છે. કષાય ન થવા દે અને જ્ઞાનીની આજ્ઞા આરાધે તો કલ્યાણ થાય. જ્યાંસુધી સ્વચ્છંદ છે ત્યાંસુધી ધર્મ પરિણમતો નથી. શ્રદ્ધાની ખામી છે તેથી સ્વચ્છંદ પોષાય છે. 'હું કહું તે જ થાય,' એમ કર્યે કલ્યાણ ન થાય. જ્ઞાની

કહે તેનાથી મારું કલ્યાણ છે, એમ થાય તો પછી એને કષાય ન થાય. જ્ઞાનીનું ઓળખાણ થાય તો પછી એની આજ્ઞાએ વર્તવામાં જ કલ્યાણ છે. વિકલ્પ ન કરવા. જ્ઞાનીપુરુષો આ ભવ, પર ભવ જાણે છે. વિકલ્પ ટાળવા માટે જ્ઞાનીઓ કહે છે કે આ સંસાર ત્યાગવા યોગ્ય છે. જ્ઞાનીપુરુષો ઘણો વિચાર કરીને કહે છે. તે ગ્રહણ કરે તો કલ્યાણ થાય. જગતનું જેટલું માહાત્મ્ય છે તેટલી ભ્રાંતિ છે. મારાં સગાં, મારાં છોકરાં, મારું કુટુંબ એમ કહે છે, પણ આંખ ફરી તો કંઈ ન રહે.

ભ્રાંતિ મટ્યે ભાન થાય. રાત્રે સ્વપ્નું આવે એવું આ છે. ભ્રાંતિ રાખવા જેવી નથી. જગત અસાર છે. જ્ઞાનીનાં વચનોનો વારંવાર પ્રહાર થાય તો ભ્રાંતિ મટે. જ્ઞાનીઓ કહે છે કે કલ્પના ન કરવી. વરસાદ આવે ત્યારે ઘણી વનસ્પતિઓ ઊગી નીકળે છે, તેમ જ્ઞાનીની એક પણ આજ્ઞા આરાધે તો અનંત ગુણ પ્રગટે છે. બહુ માહાત્મ્ય છે. એ આરાધી હોત તો ફરી જન્મ ધારણ ન થાત. પણ ન આરાધી. જ્ઞાની અજ્ઞાનીનો ભેદ પડવો મુશ્કેલ છે. વૈરાગ્ય ઉપશમ વધશે તેટલું કામ થશે. "ગુરુ ઓળખવા ઘટ વૈરાગ્ય."

વૈરાગ્ય એ ભોમિયો છે. ભૂલો ન પાડવા દે. વૈરાગ્યવાળો પોતે સવળો છે તેથી સવળું શોધે છે. વૈરાગ્ય ન હોય તો જ્યાં લક્ષ કરવો છે ત્યાં ન થાય, બીજામાં તણાઈ જાય. વૈરાગ્ય હોય તો પ્રતીતિ આવે છે. સત્સંગ—સત્પુરુષનો યોગ અનંત ગુણ પ્રગટ કરનાર છે.

"નથી આજ્ઞા ગુરુદેવની, અચળ કરી ઉરમાંહિ."

ગમે તેમ હો પણ આજ્ઞા તોડવી નહીં. લોકલાજથી કે દેખાડવા કરે તે માયા છે, મિથ્યાત્વ છે. તેથી આત્મા ફરે નહીં. બહારના વેશથી જીવ ભૂલો પડે છે. વેશને આધારે વર્તવાનું નથી. જ્ઞાનીને અને અજ્ઞાનીને બન્નેને કર્મ હોય છે, પણ અજ્ઞાનદશા છે ત્યાંસુધી આસક્તિ છે અને જ્ઞાનદશામાં આસક્તિ નથી. સંસારનું માહાત્મ્ય લાગ્યું છે તેથી સંસાર ગમે છે. ઘણા કાળના બોધે સંસારમાંથી સુખભાવના છૂટે છે. મોહ દુઃખી કરે છે.

જ્ઞાનીની ઓળખાણ થાય પછી શું કરવું? તો કે જ્ઞાનીની શ્રદ્ધા કરવી. નિશ્ચય હોય તો આશ્રય થાય. આજ્ઞાનું આરાધન કરવું જ છે એવું દૃઢ થયું હોય તેને ઉપાય મળી આવે છે. મરતાં સુધી એને શરણે રહે તો મોક્ષ થતાં સુધી સહાય કરે, ફરી જ્ઞાની મળી આવે. ભીલે જ્ઞાનીની એક અલ્પ આજ્ઞા આરાધી અને દૃઢતા રાખી તો દેવ થયો, શ્રેણિકરાજા થયો, અનાથિમુનિ મળ્યા ત્યારે સમકિત પામ્યો, મહાવીર ભગવાન મળ્યા ત્યારે તીર્થંકરગોત્ર બાંધ્યું અને મોક્ષે જશે. જગતને સારું દેખાડવા કરે છે, તે મટાડવા સત્સંગ અને સત્પુરુષની જરૂર છે. ચિત્ત જગતમાં રોકાય, આર્તધ્યાન કરે તે આસ્રવ છે. સત્પુરુષમાં–સત્સંગમાં ધ્યાન દે તો ત્યાં ધર્મધ્યાન છે અને તે સંવર છે.

[મહા વદ ૪ ની વહેલી સવારે પૂજ્ય શ્રી બ્રહ્મચારીજી પચાસેક મુમુક્ષ ભાઈ–બહેનો સહિત પંચતીર્થી તથા જેસલમેર વગેરેની યાત્રા કરવા માટે મોટરમાં રવાના થયા. દરેક સ્થળે દર્શન કરતા જતાં જ્યાં વિશેષ રોકાયા ત્યાં ભક્તિક્રમ ચાલુ હતો અને બોધ પણ થતો.]

૧૮ રાણકપુર દેરાસર, મહા વદ ૬, ૨૦૦૮

આ મોટું મંદિર ધન્નાશા શેઠે બંધાવ્યું હતું. ધન્નાશા શેઠને રાત્રે સ્વપ્નું આવ્યું તેમાં પાંચમા દેવલોકનું વિમાન જોયું. સવારમાં ઊઠ્યા ત્યારે મનમાં વિચાર આવ્યો કે મારે એ વિમાન જેવું મંદિર બંધાવવું. પછી તેમણે બધાય સલાટોને બોલાવીને કહ્યું કે મને સ્વપ્નું આવ્યું હતું તેવું મંદિર બાંધવું છે. સલાટો બોલ્યા કે તમે સ્વપ્નામાં જોયેલા મંદિરને અમે કેવી રીતે બનાવીએ? પછી શેઠના કહેવાથી તેઓએ અનેક પ્રકારના મંદિરના નકશાઓ બનાવ્યા, પણ જેવું તે શેઠને સ્વપ્નામાં દેખાયું હતું એવા મંદિર જેવો એક્કે નકશો એના જોવામાં ન આવ્યો. ત્યારે શેઠે શાસનદેવીને પ્રાર્થના કરી કે મને સ્વપ્નું આવ્યું હતું તેવું સલાટોને સ્વપ્નું આવે કે જેથી તેઓ મંદિર બનાવે. પછી રાત્રે એક સલાટને પાંચમા દેવલોકના વિમાનનું સ્વપ્નું આવ્યું. તેણે રાત્રે ઊઠીને નકશો ચીતર્યો. પછી શેઠે મંદિરનું કામ શરૂ કરાવ્યું. તે મંદિર બંધાવવામાં જે ખર્ચ થાય તે દેવો લાવીને પૂરે. એમ ૮૦ વર્ષે એ મંદિરનું કામ પુરું થયું. આ મંદિરમાં ૧૪૪૪ સ્થંભ છે. એ પાંચમા દેવલોકના વિમાન જેવું છે.

[એ મંદિરમાં દર્શન કર્યા પછી નાના મંદિરમાં દર્શન કરવા ગયા હતા. ત્યાં ચોકમાં ભક્તિ કરી. પછી વાંચન ચાલ્યું હતું.]

પૂજ્યશ્રી—સ્વાધ્યાય એ મોટું તપ છે, અંતરંગ તપ છે. પહેલાંના લોકો ચાલીને જાત્રાએ જતા અને ભક્તિ કરતા. દરેક વસ્તુને માટે દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવની જરૂર છે. સમજણ સારી જોઈએ, ક્ષેત્ર નિવૃત્તિવાળું જોઈએ, કાળ અનુકૂળ જોઈએ. તીર્થમાં ફરવાથી પરની ઉપાધિમાંથી ચિત્તવૃત્તિ દૂર થાય, લોભ ઓછો થાય, સત્પુરુષનો સંગ મળે તો લાભ થાય.

જે વખતે તીર્થંકર વિચરતા હતા ત્યારે આ જીવ ક્યાંનો ક્યાંય ભટકતો હતો. હવે મનુષ્ય ભવ મળ્યો પણ તીર્થંકર ભગવાનનો યોગ નથી. તે માટે મંદિર છે તે સમોવસરણ અને તેમાં પ્રતિમા છે તે તીર્થંકર ભગવાન છે એવી ભાવના કરવી.

શ્રી નાડોલ.

ભાવના કરવાનાં નિમિત્ત છે. જ્યાં જ્યાં ભગવાનના કલ્યાણક થયાં હોય ત્યાં ધર્મરંગ દૃઢ થાય છે. *'લઘુશાંતિ' બધાય શીખે પણ અહીં આવવાથી ભાવના થાય. આ 'લઘુશાંતિ' આચાર્યને દયા આવવાથી, લોકોના હિતને માટે બનાવી છે.

એક ભાઈ—આરંભપરિગ્રહ એટલે શું?

પૂજ્યશ્રી—મકાનો બનાવવાં ઇત્યાદિ હિંસાની પ્રવૃત્તિ તે આરંભ છે અને મકાનાદિમાં મમતા મૂર્છા તે પરિગ્રહ છે. આલોચનામાં આવે છે કે—

---

*રાણકપુરથી રવાના થઈ નારલાઈ આવ્યા. ત્યાં એક પહાડ પર ગિરનાર પહાડની રચના છે. અને સામેના પહાડ ઉપર શત્રુંજય પર્વત મુજબ મંદિરોની રચના કરેલી છે ત્યાં ભક્તિ કરી હતી. ત્યાંથી રવાના થઈ નાડોલ આવ્યા. ત્યાં નેમિનાથજીના મંદિરમાં એક ઓરડી છે, ત્યાં શ્રી માનદેવસૂરીએ 'લઘુશાંતિ'ની રચના કરી હતી. ત્યાં તેઓની પ્રતિમા પણ છે.

"સમરંભ સમારંભ આરંભ, મન વચ તન કીને પ્રારંભ."

સમરંભ એટલે હિંસાની પ્રવૃત્તિ કરવાની ઇચ્છા કરવી, સમારંભ એટલે એવી સામગ્રી એકઠી કરવી અને આરંભ એટલે હિંસાની પ્રવૃત્તિ કરવી તે.

'કૃત કારિત મોદન કરી કે, ક્રોધાદિ ચતુષ્ટય ધરી કે"

એમ હિંસાના એકસો ને આઠ પ્રકાર આલોચનામાં કહ્યા છે.

એક ભાઈ—રોજ બોલીએ છીએ છતાં લક્ષ નથી રહેતું.

પૂજ્યશ્રી—અંતરપરિણતિ તપાસવી એ મોટી વાત છે. સર્વસંગ પરિત્યાગ કરે તો પણ પોતાની અંતરપરિણતિ કેવી રહે છે તેની ખબર પડવી બહુ મુશ્કેલ છે. તો પછી ગૃહસ્થને માટે તો પૂછવું જ શું? આખો જૈન ધર્મ ભાવ ઉપર રહ્યો છે. માત્ર ક્રિયાઓ કરે છે, પણ મારામાં શો દોષ છે? તે દોષ મારે નથી કરવો એમ વિચારનારા બહુ ઓછા છે.

[નાડોલથી રવાના થઈ વરકાણા રોકાઈ રાણી આવ્યા. ત્યાંથી સીધા જોધપુર અને જોધપુરથી ટ્રેનમાં રવાના થઈ પોકરણ આવ્યા. ત્યાંથી મોટરમાં જેસલમેર આવ્યા.]

૧૯ જેસલમેર, મહા વદ ૮, ૨૦૦૮

("સમાધિસોપાન"માંથી સોળ કારણભાવનાનું વાચન)

અભીક્ષ્ણ જ્ઞાનોપયોગ એટલે નિરંતર જ્ઞાનોપયોગ. આત્માનો સ્વભાવ જ્ઞાન છે. જ્ઞાનથી આત્મા ઓળખાય છે. જ્ઞાન એટલે શું?

"છે દેહાદિથી ભિન્ન આતમા રે, ઉપયોગી સદા અવિનાશ;
એમ જાણે સદ્‌ગુરુઉપદેશથી રે, કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ."

જ્ઞાની પુરુષની પાસે દેહ અને આત્મા બન્ને લક્ષણથી જુદાં છે, આત્માનું લક્ષણ ઉપયોગ છે, જાણે છે તે આત્મા છે, એમ જાણે તે જ્ઞાન છે. જાણનારને ભૂલીને જાણે તે જ્ઞાન નહીં. ફેરફાર જણાય છે, પણ આત્મા આત્મારૂપે જ રહે છે. બધાનો નાશ થાય પણ આત્મા અવિનાશી છે. પોતે પોતાને જાણે તે અનુભવ છે. આત્મા અનુભવાય છે. આત્મા પોતાનું સ્વરૂપ તેના લક્ષણાદિ વડે જાણે છે.

પ્રશ્ન—યોગ્ય કાળે શાસ્ત્ર વાંચવું એટલે શું?

પૂજ્યશ્રી—શાસ્ત્રોને માટે અમુક કાળે શાસ્ત્ર વાંચવું એવો નિયમ છે. આગમ શાસ્ત્રોના બે ભેદ છે: કાલિક અને ઉત્કાલિક. અમુક સમયે જે શાસ્ત્ર વાંચવાનું છે તે બીજે કાળે વાંચે તો પાપ લાગે.

એક મુનિ હતા, તે અકાળે પરોઢિયે શાસ્ત્ર ભણવા બેઠા. શાસનદેવીએ તે વાત જાણી અને તેના મનમાં થયું કે હું મુનિને ન ચેતાવું તો એવી પ્રથા પડી જશે. તેથી તે ભરવાડણનો વેશ લઈને મુનિના ઉપાશ્રય પાસે સવારે અંધારામાં છાશ લઈને વેચવા આવી અને 'છાશ લ્યો, છાશ લ્યો' એમ બોલે. મુનિને થયું અત્યારમાં કોણ છાશ વેચવા આવ્યું છે? પછી તે મુનિએ બહાર આવી ભરવાડણને કહ્યું, આ અકાળ વેળાએ છાશ વેચાતી હશે? ત્યારે ભરવાડણે કહ્યું કે આ અકાળ વેળાએ શાસ્ત્ર ભણાતું હશે? એટલે મુનિ સમજી ગયા.

ચારિત્રમાં જ્ઞાન અને ધ્યાન એ બે વસ્તુ મુખ્ય છે. ધ્યાનમાં એકાગ્ર રહેવું પડે. ધ્યાન ન રહે તે વખતે સ્વાધ્યાય કરવો. નિરંતર જ્ઞાનધ્યાનમાં વર્તે તે અભીક્ષ્ણ જ્ઞાનોપયોગ છે. શુદ્ધ આત્માની ભાવના કરવાનું કહે છે. પરિભ્રમણનું કારણ વિભાવ છે. રાગદ્વેષથી પરિભ્રમણ થાય છે, તે ટાળવા તીર્થંકરનાં વચનો છે.

જીવ અહિતકારી વસ્તુમાં વળગ્યો છે. આત્મા તો આત્મા જ છે. અત્યારે એને ભાન નથી. આવરણ આવી ગયું છે. આત્મા પ્રાપ્ત કરવા અભીક્ષ્ણ જ્ઞાનોપયોગ સર્વોત્કૃષ્ટ છે. ઓળખાણ નથી, તેથી બીજી વસ્તુને પોતાની માને છે. પોતાનું ઓળખાણ થવા માટે 'હું દેહથી ભિન્ન જ્ઞાનસ્વરૂપ છું' એવો લક્ષ રહે તો થાય.

બીજું, સંવેગ એટલે વૈરાગ્ય. હું ક્યાંથી આવ્યો છું અને ક્યાં જવું છે? એનો વિચાર કરવો. ભગવાન જ્યારે દીક્ષા લેવા જાય છે ત્યારે બાર ભાવના ભાવે છે. તે વૈરાગ્યનું કારણ છે. ફરી ન જન્મવાની ભાવના થાય તે ભવવૈરાગ્ય છે. ભવ, શરીર અને ભોગ એ ત્રણ પ્રત્યે વૈરાગ્ય ચિંતવવાનો છે. આ શરીર છે તે અશુચિ છે, મળમૂત્રની ખાણ છે, ગંધાતા પદાર્થો એમાંથી નીકળે છે. એનું સ્વરૂપ ન સમજાય ત્યાંસુધી જીવને એમાં મોહ થાય છે. એ મોહ જ્ઞાનને વિપરીત કરે છે, મોહ એ જ મિથ્યાત્વ છે. તે બે પ્રકારે છે. ગ્રહિત અને અગ્રહિત. કુગુરુ, કુદેવ, કુધર્મ ઉપર શ્રદ્ધા થાય તે ગ્રહિત મિથ્યાત્વ છે; અને દેહાધ્યાસ છે તે અગ્રહિત મિથ્યાત્વ છે.

"છૂટે દેહાધ્યાસ તો, નહીં કર્તા તું કર્મ."

મોહ છૂટે એ ખરો ધર્મ છે. મહાવીર ભગવાને શરીર તરફ જોયું નહીં. એને જતું કરી આત્માની સંભાળ લીધી. સાડાબાર વર્ષ સુધી પુરુષાર્થ કર્યો. શરીર છે તે મોહનું સાધન છે. શરીર ઉપરથી મોહ છૂટે તો કામ થાય. ભોગ એ સુખનું કારણ નથી. ઇચ્છા થાય છે તે મટાડવા જીવ કરે છે. જેમ કોઈને વાગ્યું હોય અને મલમ ચોપડી પાટો બાંધ્યો હોય તેને સુખ માને, તેમ આ જીવને ઇચ્છા થાય છે તેથી ખાય, પીએ, કપડાં પહેરે તેને સુખ માને છે, અને અભિમાન કરે છે. શરીર સંબંધી જે જે ઇચ્છાઓ થાય તેને માટે ઉપાય કરે તે ભોગ છે. ભોગ એ સંસાર વધારનાર છે.

"નથી ધર્યો દેહ વિષય વધારવા, નથી ધર્યો દેહ પરિગ્રહ ધારવા."

ભોગ માટે પરિગ્રહ એકઠો કરે છે. પાંચ ઇન્દ્રિયોના વિષયો ભોગવવા માટે મનુષ્યભવ નથી મળ્યો. શરીરનો મોહ છે તે આત્માને ભુલાવે છે. તે વિપરીતતા છે.

જ્યાં આત્મા છે ત્યાં છએ દ્રવ્ય છે. તેમાંથી પોતાનું સ્વરૂપ ઓળખી લેવું. જ્ઞાનમાં ઉપયોગ રહે—જાણનારો આત્મા છે એમ રહે, તો બધી વસ્તુ તુચ્છ લાગે; ત્યારે વૃત્તિ જ્ઞાન–ધ્યાનમાં રહે. સ્વાધ્યાયમાં ચિત્ત રોકે તો એમાં ચિત્ત ચોંટે. ધ્યાનમાં એકાગ્રતા ન રહે ત્યારે મનને ભગવાનનાં વચનોમાં રોકવું. તેથી બીજે ન જાય. જ્ઞાન છે એ અગ્નિ છે. જ્ઞાનાગ્નિથી અંતર્મુહૂર્તમાં કર્મ ક્ષય થાય છે. શુક્લધ્યાન હોય ત્યારે આત્મા એટલો બળવાન થાય છે

કે બધા જીવોનાં કર્મો જેટલાં કર્મ હોય, તો પણ બાળી નાખે. એવી જ્ઞાનની શક્તિ છે. જ્ઞાનાભ્યાસથી ધર્મ ટકે છે. પરમાર્થસ્વરૂપ એ પોતાનું સ્વરૂપ છે. વિશાળબુદ્ધિ હોય તો મતમતાંતરમાં વૃત્તિ ન જાય. બધાનું કારણ જ્ઞાન છે. મૂર્ખતા હોય તો જગતમાં પણ નિરાદર થાય છે. આપણું ધન જ્ઞાન છે. ખરું દાન જ્ઞાનદાન છે. જ્ઞાનવાળો સર્વત્ર પુજાય છે. જ્ઞાનની વાર્તા ચર્ચાય તો જ્ઞાન વધે. આત્મા તો જ્ઞાનથી શોભે છે. જ્ઞાન તે કે જે મુક્તિ અપાવે. જે જ્ઞાનથી મોક્ષ નથી તેના મોહમાં પડી જવા જેવું નથી. જ્ઞાનની લગની લાગે ત્યારે 'તીર્થંકર પ્રકૃતિ' બંધાય છે. આત્માના હિત માટે ભણે તે હિતકારી છે. આત્માનું હિત કરવા કરવું છે તેને બધું સવળું છે. સંવેગના બે અર્થ છે. એક તો સંસારથી ઉદાસીનતા અને બીજું મોક્ષ સિવાય અન્ય કંઈ ઈચ્છવું નહીં. સંસારથી અટકવું અને મોક્ષની ઈચ્છા તે બન્ને સંવેગ જ છે.

સમાધિમરણ કરવું હોય તો એ સોળ કારણભાવના ભાવવાની છે. જીવ પાસે પ્રેમની મૂડી છે તે બીજે વેરી નાખી છે. ધર્મધ્યાન ચાર પ્રકારે છે—વાચના, પૃચ્છના, પરાવર્તના અને ધર્મકથા. ધર્મની વ્યાખ્યા ચાર પ્રકારે છે—દશલક્ષણ ધર્મ, અહિંસા ધર્મ, વસ્તુસ્વભાવ ધર્મ અને રત્નત્રયરૂપ ધર્મ. પૂર્વે જેણે ધર્મ કર્યો હોય તેને ચક્રવર્તી, નારાયણ આદિ પદવી મળે છે. ભગવાને પુણિઆ શ્રાવકની સામાયિક વખાણી હતી. આત્માને આત્મામાં રાખવો તે ઉત્તમ છે.

આત્મજ્ઞાન પામવા માટે ત્યાગ વૈરાગ્યની જરૂર છે. સર્વસંગ પરિત્યાગ કરવાની જેને ભાવના ન હોય તેને શ્રાવક નથી કહ્યો. પરવસ્તુમાં તન્મય થયો છે તે મટવા માટે ત્યાગ છે, "આત્મપરિણામથી જેટલો અન્ય પદાર્થનો તાદાત્મ્ય અધ્યાસ નિવર્તવો તેને શ્રી જિન ત્યાગ કહે છે." (૫૬૯). કષાય, નોકષાય અને મિથ્યાત્વ એ ૧૪ અંતરપરિગ્રહ છે. હું દેહ છું, ક્ષેત્ર, વાસ્તુ આદિ મારાં છે. એ 'હું ને મારું' એ સંસાર છે. દેહ પ્રત્યે જે મોહ તે મિથ્યાત્વ છે. દેહ અને આત્મા સાથે રહે છે, પણ તે બન્ને ભિન્ન છે. આ મનાતું નથી તે મિથ્યાત્વ છે. જેને ભેદ પડ્યો છે તે દેહને પોતાનું સ્વરૂપ માને નહીં. મોઢે ગમે તેમ કહેતા હોય પણ મારું કશુંયે નથી એવો તેમને ઉપયોગ છે.

[જેસલમેરમાં ચઢાણવાળા કિલ્લા ઉપર સુંદર કોતરણીવાળાં મંદિરો છે. ત્યાં દર્શન કરી એક મંદિરની નીચે આવેલો મોટો ગ્રંથભંડાર જોયો હતો. મહા વદ દશમે લુદ્રવા આદિ પંચતીર્થી જઈ આવ્યા. લુદ્રવામાં ભક્તિ–વાચન કર્યાં હતાં.]

**૨૦** જેસલમેર, મહા વદ ૧૦, ૨૦૦૮

"આત્મજ્ઞાન, સમદર્શિતા, વિચરે ઉદય-પ્રયોગ;
અપૂર્વ વાણી, પરમશ્રુત, સદ્ગુરુ લક્ષણ યોગ્ય."

જે સદ્ગુરુ છે તેની ભક્તિ કોઈ પુણ્યવાનને જાગે છે. જ્ઞાનીની આજ્ઞાએ ધર્મ થાય છે. 'आणाअे धम्मो.' આચાર્યના ગુણો ભક્તિ કરતાં હૃદયમાં ધારણ કરવા. જેટલું બહુમાનપણું ગુણો પ્રત્યે હોય તેટલી ગુરુભક્તિ થાય. ગુરુ શબ્દ સાંભળતાં જ ગુરુનાં બધા ગુણો

સાંભરે તે ગુરુભક્તિ છે. દેવ અને ધર્મનો આધાર ગુરુ છે. ગુરુ હોય તો દેવ અને ધર્મ સમજાય, નહીં તો ન સમજાય. પાંચ આચાર ધારણ કરે તે આચારવાન. આચાર્ય એવા હોય કે શિષ્યની પણ સેવા કરે. એ એમનો પ્રકર્તા ગુણ છે. ઉપાધ્યાય આચાર્ય જેવા જ હોય.

("સમાધિસોપાન"માંથી દશલક્ષણધર્મનું વાચન) **૨૧** જેસલમેર, મહા વદ ૧૨, ૨૦૦૮

આત્મસ્વરૂપને ઓળખવા દશ લક્ષણ કહ્યાં છે. ઉત્તમ ક્ષમા-માર્દવ-આર્જવ-શૌચ—સત્ય-સંયમ-તપ-ત્યાગ-આકિંચન્ય-બ્રહ્મચર્ય.

સત્યને આધારે ધર્મ રહ્યો છે. ધર્મ, રાજ, નીતિ અને વ્યવહાર સત્યને આધારે ચાલે છે. સત્ય બધાનો થાંભલો છે. દયા પળે છે તે સત્યને લઈને પળે છે. જ્યાં હિંસા થાય, પાપ થાય ત્યાં સત્ય હોય નહીં. સત્યવચન દયાધર્મનું મૂળ કારણ છે. સત્ય વગર વિશ્વાસ ન થાય. સત્ય પરમ ધ્યેય છે. કૃપાળુદેવ કહે છે કે 'પરમ સત્યનું ધ્યાન કરીએ છીએ.' જેને સત્ય આવ્યું તેને મોક્ષ છે.

સત્ય બે પ્રકારે છે: એક વ્યવહારસત્ય ને બીજું પરમાર્થસત્ય. જેવું હોય તેવું કહેવું તે વ્યવહારસત્ય, અને આત્માનો લક્ષ રાખીને બોલે તે પરમાર્થસત્ય. સત્યનો એક અંશ પણ આવ્યો નથી. જ્યારે કસોટી આવે છે ત્યારે ખબર પડે છે. જેને છૂટવું હશે તેને ભય લાગશે કે જૂઠું બોલીશ તો મારા આત્માનો ઘાત થશે. સત્ય ને અહિંસા બે મુખ્ય છે. ગમે તેવો ડાહ્યો હોય પણ સાચ ન હોય તો કંઈ નથી. ગમે તેટલું દાન કરતો હોય પણ અસત્ય હોય તો કંઈ નહીં. સત્ય એ જગતનો આધાર કહેવાય છે. વ્રત લીધું હોય અને પાળે નહીં તો ધર્મ શું થાય? વચન તો પાળ્યું નહીં. હરિશ્ચન્દ્રને કેટલાં કષ્ટ પડ્યાં! તેમ છતાં સત્ય ન છોડ્યું. રોજ બોલીએ છીએ "વચન નયન યમ નાંહિ." એ બેનો સંયમ કરવાનો છે. બોલતાં વિચાર કરવો કે હિતકારી છે કે કેમ? એમ વિચાર કરીને જેથી સામાને આઘાત ન લાગે તેવું વચન બોલવું. આત્મા ફરે તો બધું ફરે. બધા વ્રતો અહિંસા માટે છે. બહુ વિચારવા જેવું છે. મુનિ કોઈના ઘરમાં ઊતર્યા હોય અને ત્યાં ચોર ચોરી કરતો હોય તો પણ મુનિ ન બોલે. મુનિ તો આત્માનું હિત થાય તેવું બોલે. મહાવીર ભગવાનને ગોવાળીઓ બળદ સોંપીને ચાલ્યો ગયો અને ભગવાનને કહેતો ગયો કે હું થોડીક વારમાં આવું છું, તું આ બળદની સંભાળ રાખજે. પણ ભગવાન તો કાયોત્સર્ગમાં લીન હતા તેથી કંઈ ધ્યાન આપ્યું નહીં; અને બળદ આમ તેમ ચાલતા થયા. એટલામાં પેલો ગોવાળીઓ આવ્યો. બળદને ન જોવાથી તેને બહુ ક્રોધ આવ્યો. પછી ભગવાનના કાનમાં ખીલીઓ ઠોકી દીધી, તો પણ ભગવાન કંઈ બોલ્યા નહિ. હિત થાય તેવું બોલવું.

સાચું બોલીને અભિમાન કરવાનું નથી. દાન, ભક્તિ કરીને અભિમાન કરે તો બધું નિષ્ફળ થાય. ડાહ્યો થઈશ તો પોપટની પેઠે ફસાઈશ. આખો મોક્ષમાર્ગ સમતા ઉપર છે. જગત દુઃખથી ભરેલું છે. કોઈને દુઃખ આપવું નહીં. જગત દુઃખી જ છે. બીજાને દુઃખ ન થાય એવું બોલવું. સાચું બોલવાથી પોતાના દોષો દેખાય. દેખાય નહીં એટલે આત્મા

નથી, દેવલોક નથી, મોક્ષ નથી એમ ન કહેવું. પરદેશી રાજા નાસ્તિક હતો. કેશીસ્વામીનો બોધ સાંભળવા ગયો. રાજા કહે કે આત્મા નથી, દેવલોક નથી, નરક નથી પણ મુનિએ સિદ્ધ કરી બતાવ્યું હતું. જીવ વિચાર કરે તો સમજાય એવું છે. અનુભવવચન છે તે શુદ્ધ છે. જીવની ટૂંકી બુદ્ધિ છે. મોહને આધીન જીવ હોય ત્યારે ખોટાને સાચું માને છે, અને સાચાને ખોટું માને છે. આટલે ઊંચે જીવ આવ્યો છે. હવે જો અસત્ય બોલશે તો પડશે. જેટલા સિદ્ધ થાય તેટલા બીજા જીવ નિત્યનિગોદમાંથી નીકળી વ્યવહાર-રાશિમાં આવે છે. એકેન્દ્રિયમાં સારું ખોટું એમ ન જણાય. જીવને કેટલું દુઃખ સહન કરવું પડ્યું છે તે જ્ઞાની જાણે છે. જીવ કેટલો ભમી આવ્યો છે! મનુષ્યભવ મળ્યો છે તેમાં કામ કર્યું તો મોક્ષે લઈ જાય, નહીં તો લખ ચોરાશીમાં ભટકવું પડશે. 'ઝબકે મોતી પરોવી લે' એવો આ મનુષ્યભવ છે. મનુષ્યભવમાં એવી શક્તિ હોય છે કે સત્ય બોલી શકે છે, સત્પુરુષનો સમાગમ કરી શકે છે.

ચિંતામણિ રત્ન કાગડાને ઉડાડવા જીવ નાખી દે છે. દુર્લભ વસ્તુ છે. માણસની કિંમત તેના બોલ ઉપરથી થાય છે. વચનથી જણાય છે. હરિશ્ચન્દ્રે કેટલાં કષ્ટ વેઠ્યાં પણ સત્ય ખોઈ ના બેઠો. સત્ય ખોઈ બેઠો તો બધી કમાણી ખોવાઈ જશે. કેટલો સંયમ રાખવાની જરૂર છે! એક ક્ષણ વ્યર્થ ભૂલ્યો તો આખો ભવ હારી જાય. જૂઠું બોલીને ઘરેણાં ભેગાં કરે તેથી આત્માનું કલ્યાણ શું થાય? પ્રશ્ન ઉત્તરની શક્તિ મનુષ્યભવમાં જ હોય છે. વચન એ મુખ્ય છે. સ્વાધ્યાયના ભેદો વચનોથી જ થાય છે. બહુ વિચારવા જેવું છે. જીવને ફરી જતાં વાર નથી લાગતી. વચનથી કર્મ બંધાય છે, તેની ખબર નથી. એક વખત જૂઠું બોલ્યો પછી આખો ભવ મુનિપણું પાળે તો પણ કોઈ વિશ્વાસ ન કરે. મનુષ્યનો બધો વ્યવહાર વચન ઉપર છે. જેનું વચન બગડ્યું તેનું બધું બગડ્યું. વગર વિચાર્યે બોલે, મશ્કરી કરે પણ તેનું કેવું ફળ આવશે? તેની ખબર નથી. વિચાર કરીને વચન બોલવા જેવું છે.

ચાર પ્રકારનાં અસત્ય શાસ્ત્રમાં કહ્યાં છે. વસ્તુ છે છતાં તેની ના કહેવી, જે નથી તે છે એમ કહેવું, વિપરીત જ કહેવું અને નિંદાનાં વચનો કહેવાં, હાસ્ય, તે જૂઠ છે. શાસ્ત્રમાં હોય તેથી વિરોધી વાક્ય બોલવું તે જૂઠું છે. નિમિત્તને લઈને સારા ભાવ થાય છે. પ્રતિમાને જોઈને નિર્વિકારતા થાય છે. અને બીજા ખોટા નિમિત્તથી તેવા ભાવ થાય છે. બીજરૂપે કર્મ પડ્યાં હોય છે. પણ જેવું નિમિત્ત મળે તેવું ફળ તે કર્મ ઉદયમાં આવી આપે છે. અત્યારે આઠેય કર્મનો ઉદય છે, પણ વૃત્તિ સત્સંગમાં હોય તો રસ દીધા વગર કર્મ આવીને ચાલ્યાં જાય. એટલા માટે સારા નિમિત્તની જરૂર છે.

[મહા વદ ૧૨ ના જેસલમેરથી રવાના થઈ બીજે દિવસે સવારે નાકોડા આવ્યા. ત્યાં મોટી ધર્મશાળા અને મંદિરો છે. ત્યાં ચાર દિવસ રોકાઈ મોટરમાં જાલોર જતાં સિવાણા ગામ વચ્ચે બે દિવસ રોકાયા. જાલોર એક દિવસ રોકાઈ આહોર આવ્યા.]

૨૨ નાકોડા તીર્થ, મહા વદ ૧૩, ૨૦૦૮

મુમુક્ષુ—કૃપાળુદેવે ઠેકાણે ઠેકાણે લખ્યું છે ક પ્રત્યક્ષ સત્પુરુષ હોય તો જ કલ્યાણ

થાય. હવે કૃપાળુદેવ તો પરોક્ષ છે, તો કોને પ્રત્યક્ષ સત્પુરુષ માનવા ?

પૂજ્યશ્રી—પ્રત્યક્ષ સત્પુરુષનાં વચનો છે, તે પ્રત્યક્ષ સત્પુરુષતુલ્ય જાણી વિચારવાં તથા આરાધવાં તો સમકિત થાય એવું છે.

મુમુક્ષુ—'સમાધિસોપાન'માં આવે છે કે પ્રતિમાને વંદન કરવું, પૂજા કરવી વગેરે પ્રત્યક્ષ વિનય છે, તો તે પ્રત્યક્ષ વિનય કેવી રીતે ?

પૂજ્યશ્રી—ભાવ પ્રત્યક્ષના કરવાના છે. ભગવાન તીર્થંકર જ્યારે વિચરતા હતા, ત્યારે આ જીવ ક્યાંય એકેન્દ્રિયાદિમાં ભટકતો હશે અને હવે મનુષ્યભવ મળ્યો છે, પણ તેવો યોગ નથી. તે માટે ભગવાનના મંદિરમાં જઈને ભાવના કરવી કે સાક્ષાત્ ભગવાન વિરાજ્યા છે. આ મંદિર છે તે સમવસરણ છે, એમ જાણીને ભક્તિ કરવી. કષાય ઘટાડવાના છે.

મુમુક્ષુ—કષાય શાથી ઘટે ?

પૂજ્યશ્રી—અભ્યાસથી ઘટે. મારે બે કલાક લોભના વિચાર નથી કરવા,....એમ કરતાં કરતાં કષાય ઘટે છે.

મુમુક્ષુ—નય એટલે શું ?

પૂજ્યશ્રી—વસ્તુના બીજા ધર્મો ન ડુભાય તેમ વસ્તુને એક પ્રકારે કહેવી તે નય છે.

મુમુક્ષુ—નિક્ષેપ એટલે શું ?

પૂજ્યશ્રી—નિક્ષેપ ચાર પ્રકારે છે તે વસ્તુને ઓળખવાના કામમાં આવે છે.

૧. નામ નિક્ષેપ—નામથી વસ્તુ ઓળખાય છે. જેમ ઋષભદેવ એમ કહેતાં તે રાજા હતા, પછીથી તેમણે રાજ્યનો ત્યાગ કર્યો હતો, તે તીર્થંકર હતા, તે બધું એક નામ કહેતાં સાંભરી આવે.

૨. સ્થાપના નિક્ષેપ—જે વસ્તુ હાજર ન હોય તે તેની સ્થાપનાથી જણાય. જેમકે, પ્રતિમા છે તે ભગવાનની સ્થાપના છે.

૩. દ્રવ્ય નિક્ષેપ—જે પૂર્વે થઈ ગયું છે અથવા ભવિષ્યમાં થવાનું છે તેને વર્તમાનમાં હોય એમ કહેવું. જેમકે, કોઈ રાજા હોય, પછી ગાદીએથી ઉઠાડી મૂક્યો હોય તો પણ લોકો તેને રાજા કહે. શેઠના છોકરાને શેઠ કહે, કારણ કે ભવિષ્યમાં શેઠ થવાનો છે. દ્રવ્યથી પદાર્થ તેનો તે રહે છે, ભાવ ફરે છે.

૪. ભાવ નિક્ષેપ—વર્તમાનમાં જેવું હોય તેવું જ કહે. જેમકે કોઈ રસોયો હોય અને રસોઈ ન કરતો હોય તો તેને રસોયો ન કહે, રસોઈ કરતો હોય ત્યારે રસોયો કહે.

**૨૩** નાકોડા તીર્થ, મહા વદ ૧૪, ૨૦૦૮

મનુષ્યભવમાં છેલ્લું કામ સમાધિમરણ કરવાનું છે. ગમે તેટલું કર્યું હોય પણ સમાધિમરણ ન થાય તો કંઈ કામનું નહીં. મરણની પણ તૈયારી કરવાની છે. આલોચના કરવાથી ઘણાં પાપો જાય છે. ગુરુ ન હોય તો આત્માની સાક્ષીએ ભાવના કરવાની છે કે મારે પાપનો ત્યાગ છે. મરતાં સુધી મોહ છૂટતો નથી. પહેલાંથી તૈયારી કરી હોય, વૈરાગ્ય હોય તો સમાધિમરણ થાય. ગમે તેવા પરિષહ આવે તો પણ સહન કરવા છે, એવી ભાવના

હોય તો વ્રત લેવું કે હવે મારે કશુંયે ન જોઈએ. કોઈ જોગ ન હોય તો ભગવાનની સાક્ષીએ ભાવના કરવી. દિવાળી આવે ત્યારે લોકો સરવૈયું કાઢે છે, તેમ સમાધિમરણ વખતે સરવૈયું કાઢવાનું છે. બીજાને દુઃખી કર્યા હોય તેમને સંતોષ પમાડે અને પોતાના દોષોની નિંદા કરે.

સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન, સમ્યક્ચારિત્ર એ ત્રણ સાથે આવવાનાં છે. હું દેહનો નહીં અને દેહ મારો નથી એવો નિશ્ચય કરવાનો છે. દેહ ન હોય તો આત્મા સિદ્ધભગવાન જેવો જ છે. આખા સંસારનો આધાર દેહ છે. દેહ શત્રુ જેવો છે. શૂરવીરપણું રાખવાની જરૂર છે. "ૐ ખેદ નહીં કરતાં શૂરવીરપણું ગ્રહીને જ્ઞાનીને માર્ગે ચાલતાં મોક્ષપાટણ સુલભ જ છે." (૮૧૯). જે થાય તે શૂરવીરપણે ભોગવવું. મારે બધાં કર્મો છોડવાં છે. દીનતા ન કરવી. જ્ઞાનીનાં વચનો અમૃતની વૃષ્ટિ જેવાં છે, તે છેવટે જરૂર સંભારવાં. પર્યાયના નાશને પોતાનો નાશ માને તે ભ્રાંતિ છે. મારું બધું જતું રહ્યું, હવે ક્યારે મળશે? એમ મોહને લઈને થાય છે. સમ્યક્ત્વીને 'મારું નથી' એવું દૃઢ થયું છે તેથી ખેદ નથી થતો. દેહ કૃતઘ્ની છે, કર્યા ઉપકારને ગણતો નથી. દુર્જનનો સંબંધ નથી રાખતા તેમ દેહનો સંબંધ રાખવાનો નથી.

("સમાધિસોપાન"માંથી મૃત્યુ—મહોત્સવનું વાચન)

ભગવાનની પાસે બોધિ અને સમાધિ એ બે માગે છે. બોધિ એટલે રત્નત્રયની પ્રાપ્તિ અને સમાધિ એટલે મરતી વખતે રત્નત્રય છૂટી ન જાય, સાચવીને સાથે લઈ જવાય. સમાધિ સાથે મરણ તેનું નામ સમાધિમરણ છે. અનંત કાળમાં સમાધિમરણ કર્યું નથી. એ કરવાથી ઘણો લાભ છે. જીવને એક વખત સમાધિમરણ થાય તો બીજા ભવમાં, બાકીના બધા ભવમાં પણ સમાધિમરણ થાય. રત્નત્રયની પૂર્ણ પ્રાપ્તિ વીતરાગતા છે. તેથી જેને સમાધિ-મરણ કરવું હોય તેણે વીતરાગ ભાવમાં વૃત્તિ રાખવી. કેવળજ્ઞાનસ્વરૂપ તું છે.

"શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ."

દેહ કેદખાનું છે. એ છૂટતાં આત્માનું કંઈ ન બગડે. પરમાણુઓ વિખરાઈ જાય, પણ આત્મા તો અવિનાશી છે. દેહનો નાશ છે. મૃત્યુ તો મહોત્સવ છે. મરણના પ્રસંગમાં આનંદ થાય એવું રાખવાનું છે. રાજા હોય તે બીજા શહેરમાં જાય તેથી તેને ખેદ થતો નથી. તેમ આ શરીરને છોડી બીજા શરીરમાં જવાનું છે તેમાં ઉત્સવ માનવો. દેહમાં મોહ કરવા જેવું નથી. દેહના મમત્વને લઈને ગમે તેવું પાપ કરે છે, તેથી અધોગતિમાં જાય છે. દેહ તો બધાનો છૂટે છે. ભ્રાંતિ–ચિત્તભ્રમ આદિ થાય, પીડા દુઃખ થાય. જે થાય તે સહન કરવું. દેવગતિ બાંધી હોય તો દેહ મૂકે ત્યારે ત્યાં જવાય તેમાં ખેદ કેમ કરે છે? જેણે સારી રીતે જિંદગી ગાળી છે તેને મરણનો ભય કેમ હોય? મરણ તો દેવલોકમાં લઈ જનાર મિત્ર છે. દિવસે દિવસે શરીર ઘરડું થાય અને મરણ ન આવે તો કેટલા વખત સુધી ઘસડાય? ધીરજ રાખવી જોઈએ. મરણ સુધારવું એ મારી ફરજ છે. મરણ છેતરાય એવું નથી. જેટલા સારા ભાવ કર્યા હોય તેટલું સારું થાય. પહેલાંથી લક્ષ રાખવાનો છે, પણ મરણ વખતે તો ખાસ વધારે લક્ષ રાખવાની જરૂર છે. કર્મે જીવને કેદમાં નાખ્યો છે તેને

મૃત્યુ ન છોડાવે તો કોણ છોડાવે? મરણ સાંભળીને ડરવા જેવું નથી. મરણ બધાય દુઃખથી છોડાવનાર છે. ગર્ભથી માંડીને દેહની સંભાળ લેવાય છે, પણ તે જીવને અપકારી નીવડે છે. દેહથી હું ભિન્ન છું એમ થાય તો જ દેહનો મોહ ન થાય અને સમાધિમરણ થાય. નહીં તો લક્ષ ચોરાશી ખડી છે. ફરી મનુષ્યભવ ક્યારે મળે? પંચમહાવ્રત ક્યારે ધારીશ, સમાધિમરણ ક્યારે કરીશ, એમ ભાવના કરી છે, પણ સમાધિમરણનો વખત આવે ત્યારે ડરે છે. મૃત્યુ તો કલ્પવૃક્ષ જેવું છે. જેવું માગે તેવું મળે. મોક્ષ માગે તો મોક્ષ મળે. ફરીથી નથી જન્મવું એવું દૃઢ કરી લેવું. જાણનાર છે તે મરનાર નથી, જાણ જાણ જ કરે છે.

શરીરને આત્મા માનનાર બાહિરાત્મા છે. અંતરાત્મા દેહને દુઃખરૂપ માને છે અને બહિરાત્મા સુખરૂપ માને છે. આત્મા જ્યારે દેહમાંથી જાય છે, ત્યારે તેને કોઈ રોકનાર નથી. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર અને સમ્યક્તપ એ ચાર આરાધના સહિત મરણ કરવું. બહિરાત્માને દેહ છૂટે ત્યારે દુઃખ લાગે છે અને અંતરાત્માને સુખ લાગે છે. આત્માથી દેહ ભિન્ન છે એમ જાણ્યા પછી મોહ ન થાય. ચારે ગતિમાં ભમવાનું મૂળ દેહમાં મોહ એ છે. દેહ રોગનું ધામ છે, દુઃખરૂપ છે, એવું સમજાયું હોય તો દેહ છૂટે ત્યારે દુઃખ ન થાય.

"મંત્ર તંત્ર ઔષધ નહીં, જેથી પાપ પલાય;
વીતરાગવાણી વિના, અવર ન કોઈ ઉપાય."

પહેલાં પાપ બાંધ્યું હોય તે જંતરમંતર કે ઔષધથી ન જાય. વીતરાગનાં વચન એવાં છે કે એના ભાવ ફરી જાય તો પાપ નાશ પામે, ઘણો લાભ થાય. મોટો રોગ મરણ છે. ફરી મરવું ન પડે એવું કરવાનું છે. જ્ઞાનીપુરુષને બધું સવળું છે. તેઓ રોગથી લાભ માને છે. શરીરનો ધર્મ રોગ છે. આત્માનો ધર્મ અવિનાશી છે. કાયરને જરાક દુઃખ થાય તોય વધારે લાગે છે. જેટલી સહનશીલતા હોય તેટલા કર્મ ઓછાં બંધાય. એક વાર સમાધિમરણ કરે તો ફિકર નથી.

પ્રશ્ન—સમાધિમરણ કેમ થાય?

પૂજ્યશ્રી--જ્યાંસુધી શ્વાસોચ્છ્વાસ હોય ત્યાં સુધી સ્મરણ કરવું. જ્ઞાનીનો વિશ્વાસ તે જ સમાધિમરણનું કારણ છે. કંઈક સાંભળ્યું હોય તો લક્ષ રહે. ધીરજ રાખી "સર્વ પ્રકારે જ્ઞાનીના શરણમાં બુદ્ધિ રાખી નિર્ભયપણાને, નિઃખેદપણાને ભજવાની શિક્ષા શ્રી તીર્થંકર જેવાએ કહી છે .... કોઈ પણ કારણે આ સંસારમાં ક્લેશિત થવા યોગ્ય નથી." (૪૬૦) એટલું થયું હોય તો સમાધિમરણ થાય. એકનું એક કપડું હોય તેનો બહુ પરિચય થાય ત્યારે તેના ઉપર અભાવ આવે છે, પણ આ દેહ તો ઘણા કાળ સુધી ભોગવતાં અભાવ આવતો નથી!

("સમાધિસોપાન" માંથી સલ્લેખનાનું વાચન)

શરીરને કૃષ કરવું તે સલ્લેખના. શરીરનું લાલનપાલન કરે તો દોષનું ઘર થઈ જાય. જેને કાયા પરથી વિશ્વાસ ઊઠી ગયો હોય તેને સલ્લેખના છે. કષાય ઓછા કરે તે અંતર-સલ્લેખના છે. કાયામાં વૃત્તિ રહી તો આત્માનું હિત થવાનું નથી. ખૂબ ખાય અને પ્રમાદ

કરે તો મન બીજે જતું રહે. મનને જેવું કેળવ્યું હોય તેવું થાય. જ્યારે સમજણ આવે ત્યારે ફરે. ઋષભદેવ ભગવાને પોતાના અઠ્ઠાણું પુત્રોને બોધ કર્યો હતો કે દેવલોકમાં સાગરોપમનાં સુખો ભોગવ્યાં, છતાં તૃપ્તિ નથી થતી; વિચારથી તૃપ્તિ થાય છે.

કાયસલ્લેખના અનુક્રમે થાય છે. કાયસલ્લેખનામાં ભગવાનને શરણે ચિત્ત રાખવું. ધર્મ સધાતો હોય તો દેહને પોષવો. જેનાથી ધર્મ થાય તેવા દેહની સલ્લેખના કરવા નથી કહ્યું. સ્યાદ્વાદ માર્ગ છે. શરીરને નાખી દેવું નથી, પણ તેનાથી ધર્મનું કામ લેવું છે. મનુષ્યદેહ વિના ધર્મનું કાર્ય ન થાય. ધર્મમાં જેની કાયા મદદ ન આપતી હોય તેણે તેને કૃષ કરવી. ઉપવાસ આદિ કષાયનો જય કરવા માટે છે. ઉપવાસ કરીને કષાય કરે, એમ નથી કરવાનું. જે કંઈ કરવું તેનો ઉપયોગ રાખવો કે તે શા અર્થે છે! ઉપયોગ ત્યાં ધર્મ છે. શરીર તો ઘણા સૂકવે, પણ કષાય સૂકવે તે ખરું તપ છે. આ લોક, પરલોકની ઇચ્છા વિના તપ કરવું. જન્મમરણ ટાળવાં હોય તો ઇચ્છા ન કરવી. પાંચ ઇન્દ્રિયના વિષયો, કષાય, નોકષાય એ બધાને જીતવાના છે. કષાયને લઈને બધાં દુઃખ ઊભાં થાય છે. સમાધિમરણ વખતે ઘણા ઉપદેશની જરૂર છે. બને તો પોતાથી વિશેષ વૈરાગ્ય અને જ્ઞાનવાળા હોય તેનો યોગ મેળવવો. નહીં તો બને તેટલો સત્સંગનો યોગ મેળવવો. કર્મ બાંધતાં વાર નથી લાગતી. એક ક્ષણવારમાં સિત્તેર કોડાકોડી સાગરોપમની સ્થિતિ બંધાઈ જાય છે. છતાં એને ભાન નથી. ચેતીને ચાલવાનું છે. "પગ મૂકતાં પાપ છે, જોતાં ઝેર છે અને માથે મરણ રહ્યું છે; એ વિચારી આજના દિવસમાં પ્રવેશ કર." (૨-૩૫). ભાવથી બંધાય છે અને ભાવથી છૂટે છે. સિત્તેર કોડાકોડીનું બંધાયું હોય તે ઉદયમાં ન આવ્યું હોય અને ભાવ ફરે તો છૂટી જાય. પાછો ફરે તો છૂટી જાય. આત્મામાં અનંત શક્તિ છે. મનુષ્યભવમાં સત્સંગે જીવ કંઈક કુંણો થાય તો પોતાના કર્મોનો ડર લાગે છે.

૨૪ નાકોડા તીર્થ, મહા વદ ૦)), ૨૦૦૮

સમ્યગ્દર્શન સહિત તપ સફળ છે. શરીર ઉપરથી મોહ ઓછો થાય તે માટે તપ કરવાનું છે. શરીરનું સ્વરૂપ વિચારે તો એને વૈરાગ્ય થાય એવું છે. પોતાના સ્વરૂપનું જ્ઞાન તે સમ્યગ્ છે. જ્ઞાનથી આત્મા જણાય છે. મારું ખરું સ્વરૂપ આત્મા છે, એવી પ્રતીતિ તે સમ્યગ્દર્શન છે. જ્ઞાન અને વૈરાગ્ય બન્ને સાથે હોય છે.

"ત્યાગ વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન."

તે ન હોય ત્યાં સુધી એને શ્રદ્ધા પણ ન થાય. સમ્યક્ત્વ એ આત્માનો નિર્ણય છે. એ નિર્ણય સત્પુરુષના આશ્રયે થાય તે વ્યવહારસમકિત છે. પછી પોતાને અનુભવ થાય તે નિશ્ચયસમકિત છે. મિથ્યાત્વની મંદતા થાય ત્યારે સાચી શ્રદ્ધા થાય છે. "જીવને જ્ઞાનીપુરુષનું ઓળખાણ થયે તથાપ્રકારે અનંતાનુબંધી મોળા પડવા લાગે છે." (૫૨૨) તે તદ્દન દૂર થાય ત્યારે સમ્યગ્દર્શન છે. જ્ઞાનીપુરુષના આશ્રયે જ્ઞાનીએ જે માન્યું છે તેવું માને તો સમ્યગ્દર્શન છે. વધારેમાં વધારે અર્ધપુદ્ગલ-પરાવર્તન સંસાર હોય ત્યારે સમ્યક્ત્વ થાય છે. સમીપમુક્તિગામીને જ સમ્યગ્દર્શન થાય છે.

શરીરનું સ્વરૂપ જાણી એનાથી કામ લઈ લેવું. મોહ ન કરવો. શરીરમાં વૃત્તિ રહી તો કુમરણ થાય. ધર્મને માટે દેહનું પોષણ કરવું. એને પુષ્ટ ન કરવો. ભગવાને કહ્યું છે તેવું તપ કરવા જેવું છે. તપ એટલે ઇચ્છાનો નિરોધ. જેમ મન માને, જ્યાં જાય ત્યાં જવા ન દેવું; કેમકે તેથી સંસાર ઊભો થાય છે. વૃત્તિ ઉપર સંયમ કરવાની જરૂર છે. મનથી ત્યાગ કરવો અઘરો છે. જે અઘરું હોય તે જ કરવું છે. કામનો નાશ કરવો હોય તો તપની જરૂર છે. તપથી ઇન્દ્રિયો વશ થાય. ખૂબ ખાવાથી નિદ્રા બહુ આવે. તપ કરે તો નિદ્રા ઓછી થાય. શરીરને વશ રાખ્યું હોય તો ઠંડીમાં, ગરમીમાં બધે કામ આપે. તપમાં જીવ સ્વાધીન છે. ધર્મધ્યાન જેટલું કરવું હોય તેટલું થાય. તપમાં જે દુઃખ આવે છે તે જાય છે. પાપનું ફળ દુઃખ છે તે તપથી ઉદયમાં જલદી આવે છે. પહેલાંથી દુઃખ સહન કરવું જેથી સમાધિમરણ થાય. શક્તિને ગોપવ્યા વગર સ્વચ્છંદરહિત તપ કરવું. આજ્ઞા વગર કરે તો લાંઘણ કહેવાય. મિથ્યાત્વ હોય ત્યાં સુધી એને હિતકારી હોય તે ન ગમે. આખરે એને તપ સુખકારી છે. આત્માના દશ ધર્મ છે. એને લૂંટી લેનાર વિષયકષાય છે. તપ આગળ એનું બળ ન ચાલે. વિષયકષાયમાં મનુષ્યભવ છૂટી જાય તો એકેન્દ્રિયાદિકમાં ભટકે. જે તપ કરવાથી રોગ થાય, ઇન્દ્રિયોને હાનિ પહોંચે, એવું તપ ન કરવું. તપકલ્યાણક ભગવાનનું કહેવાય છે. મોક્ષે જવા માટે કઠણાઈ વેઠવી પડે છે. પોતાનું સ્વરૂપ ભૂલીને પરમાં રાજી થાય છે; પણ તપથી ઘણો લાભ છે. સર્વસંગપરિત્યાગ એ તપ છે. પરિષહ જીતવા એ તપ છે. કોઈ વસ્તુ ન ઇચ્છવી એ તપ છે. બાહ્ય અભ્યંતર એ બન્ને પ્રકારના પરિગ્રહમાં મમતા નહીં એ તપ છે. સમભાવ રાખવો એ તપ છે. દુઃખ આવે તેમાં કોઈનો વાંક નથી. પોતાનો જ વાંક છે. પાર્શ્વનાથ ભગવાનને કમઠે એક બાજુ ઉપસર્ગ કર્યા ત્યારે બીજી બાજુ ધરણેન્દ્ર અને પદ્માવતીએ આવી પૂજા કરી. એ બન્નેમાં ભગવાને સમભાવ રાખ્યો તેથી કેવળજ્ઞાન થયું. જ્યાં ત્યાંથી છૂટવું છે. પુણ્ય સારું અને પાપ ખોટું એમ ન કરવું. બધુંય છોડવાનું છે:

"નગ્નભાવ મુંડભાવ સહ અસ્નાનતા,
. . . . .
દ્રવ્યભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો."
"શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શિતા,
. . . . .
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો."

એ અભ્યંતર તપ છે. તપમાં આનંદ આવે છે. તપથી મોક્ષે જવાય છે. તપથી નિર્જરા થાય છે અને નિર્જરાથી મોક્ષ નજીક આવે છે. આગ લાગી હોય તો કિંમતી વસ્તુ કાઢી લે, તેમ પરિષહ, વિઘ્ન આવે ત્યારે વ્રતશીલની રક્ષા કરે. જે ધર્માત્મા હોય તેની સેવા કરે, રક્ષા કરે, તેને દુઃખ પડતું હોય તો દુઃખ દૂર કરે તે સાધુ-સમાધિ છે. પોતા પર વિઘ્ન આવે ત્યાં સમ્યગ્દર્શનાદિમાં ટકી રહે તે પણ સાધુ-સમાધિ છે. પોતે પોતાને

ઉપદેશ આપે એવી દશા કરવાની છે.

પાંચ ઇન્દ્રિયો, ત્રણ બળ, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય આ દશ પ્રાણના નાશને મરણ કહે છે. આત્માનાં ખરા પ્રાણ સમ્યગ્દર્શનાદિ છે. મરણથી ડરવા જેવું નથી. ધર્માત્માને મરણનો ભય રાખવા જેવું નથી. દેહાધ્યાસ છે તેટલું દુઃખ લાગે છે. ક્ષણે ક્ષણે જીવ મરી રહ્યો છે. ક્ષણે ક્ષણે આયુષ્ય જાય છે. મરવાનું જ છે તો શૂરવીરપણે મરવું. હું ભિન્ન છું એમ જાણ્યું તેને ભય ન લાગે. માત્ર પર્યાય ફરે, પણ આત્મા ન ફરે. જ્ઞાનીપુરુષો દેહને ગૂમડું માને છે. જેમ ગૂમડા ઉપર પાટો બાંધીએ તેમ જ્ઞાનીપુરુષો દેહને કપડાં વગેરે પહેરાવે છે. કર્મનો ઉદય પૂરો થશે ત્યારે બધું મટી જશે. ખરી દવા સમતા છે. એના જેવી દવા નથી.

'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' એ મંત્ર સમાધિમરણ કરાવે તેવો છે. હાલતાં, ફરતાં, ગમે ત્યારે યાદ આવે એવો અભ્યાસ કરી લેવાનો છે. મરણ વખતે યાદ રહેશે તો સમાધિમરણ કરાવે તેવો છે.

૨૫ ગઢ સિવાણા, ફાગણ સુદ ૧, ૨૦૦૮

સત્પુરુષને આશરે ભવ ગાળવો. સત્સંગ એ એનું સાધન છે. સત્સંગ મળવો દુર્લભ છે. સત્સંગથી પ્રાપ્ત થયેલ એક વચનને પણ આરાધે તો તે સત્સંગ જ છે. જીવ પરમાર્થમાં ઊંઘે છે અને વ્યવહારમાં જાગે છે. પરમાર્થની દૃઢ શ્રદ્ધા કરવાની છે. મરણ સુધી ટકાવી રાખવી. મનુષ્યભવની એક પળ પણ અમૂલ્ય છે. એનાં આટલાં વર્ષો ગયાં તેમાંથી એક પળ કોઈ આપી શકે? મનુષ્યભવમાં કોઈક ક્ષણે એને સમકિત થઈ જાય, કોઈક ક્ષણે એને કેવળજ્ઞાન થઈ જાય, કોઈક ક્ષણે મોક્ષ થઈ જાય. આવી આવી મનુષ્યભવની ક્ષણો છે. મનુષ્યભવ છૂટચા પછી મળવો મુશ્કેલ છે. મળ્યો છે તેની કિંમત નથી. જીવ વ્યાપારનું નામું લખે છે, પણ મારા કેટલા દિવસો નિષ્ફળ ગયા તેનો હિસાબ નથી રાખતો. કલ્યાણ કરવા માટે સત્સંગ છે. તેમાં પોતાના દોષો દેખાય તો કાઢે. જીવને વિચાર આવતો નથી. કઈ દિશામાં જીવ જાય છે એ વિચારવાનું છે. સવળું કરે તો ક્ષણમાં કામ થઈ જાય. અંજનચોર જેવું થઈ જાય. ક્ષણવારમાં ભાવ પલટાય તો ત્યાં "ભાવે કેવળજ્ઞાન." કેવળજ્ઞાન આઘે નથી. જીવ પરવસ્તુને દેખે છે ને ભૂલે છે. આત્મા જેવી એકકે વસ્તુ નથી. "આત્માથી સૌ હીન." સર્વોત્તમ વસ્તુ આત્મા છે. આત્મામાં અનંત સુખ છે. એને માટે મોટા મોટા ચક્રવર્તીઓ રાજ્ય છોડીને ચાલી નીકળ્યા. 'મને શું હિતકારી છે?' એવો જીવને વિવેક નથી. અનંતકાળ થયાં જન્મમરણ થાય છે, એનું ભાન નથી. ભૂત વળગ્યા જેવું થયું છે. દેહાધ્યાસ ભૂત જેવો છે. ભ્રાંતિને લઈને દેહની અપવિત્રતાનો, અનિત્યતાનો વિચાર આવતો નથી. કુગુરુને સુગુરુ માને એ પણ ભ્રાંતિ છે, વિપરીતતા છે, ઊંધું છે.

("સમાધિસોપાન"માંથી ક્ષમાધર્મનું વાચન) ૨૬ ગઢ સિવાણા, ફાગણ સુદ ૨, ૨૦૦૮

ધર્મ આત્માનો સ્વભાવ છે. વિભાવમાં પાપ અને સ્વભાવમાં ધર્મ છે. તેનાં ઉત્તમ ક્ષમા આદિ દશ ભેદ પાડચા છે. તે સમ્યગ્દર્શન સહિત હોય તો મોક્ષનું કારણ થાય છે. વસ્તુનો સ્વભાવ તે ધર્મ. આત્માનો ધર્મ જાણવાનો છે. પુદ્ગલના ધર્મ રૂપ, રસ, ગંધ,

સ્પર્શ અને શબ્દ છે. ક્ષમા જ્યારે હોય ત્યારે આત્મા **સ્વભાવમાં** હોય છે. ક્ષમા આત્માનો ગુણ છે. એ બગડી જાય ત્યારે ક્રોધ થાય છે. એ વિકાર છે. વિકાર ન હોય ત્યારે પોતે જ શુદ્ધ સ્વભાવમાં રહે છે. કર્મના નિમિત્તે જીવનો સ્વભાવ પલટાય છે. કર્મને લઈને વિકાર થાય છે. કષાય એ વિકાર છે. એ જાય ત્યારે સ્વભાવ પ્રગટે છે. "સહજસ્વરૂપે જીવની સ્થિતિ થવી તેને શ્રી વીતરાગ મોક્ષ કહે છે." (૬૦૯)

સ્વભાવમાં રહે તો કર્મ છૂટે. મોક્ષે જવું હોય તો ક્ષમા જોઈશે. માટે ક્ષમા ધારણ કરો. સંસારમાં પરિભ્રમણ કરાવનાર કર્મ છે, અને કર્મ કષાયથી બંધાય છે. માણસ શાંત બેઠો હોય અને ક્રોધ આવે ત્યારે ફરી જાય. ક્રોધમાં કંઈ ખબર રહેતી નથી. પછી પશ્ચાત્તાપ થાય. ક્રોધ માણસને તદ્દન બગાડી નાખે છે; વિવેક ન રહે, મારું હિત શાથી છે તે ધ્યાનમાં ન રહે. ક્રોધનો ઉછાળો આવે ત્યારે મન વશમાં ન રહે. ક્રોધ શમી જવો મુશ્કેલ છે. એનો ઉપાય સત્સંગ છે. સત્સંગે સમજણ ફરે છે. નિમિત્તો ઓછાં મળે એટલે સુકઈ જાય છે. જીવે પોતાના દોષ જોવા. એથી કષાય મંદ થાય છે. દોષવાળો જ જીવ છે, પણ એને જાગૃતિ થાય ત્યારે લાગે કે મારે દોષ નથી કરવા. પાંચમા પદમાં આવે છે—કષાયનું તીવ્રપણું હોય, તેનો અભ્યાસ થઈ ગયો હોય તો તેનો અનભ્યાસ કરે, તેવાં નિમિત્તોથી દૂર રહે. પછી ક્ષીણ થઈ જાય છે.

"ક્રોધાદિ તરતમ્યતા, સર્પાદિકની માંય, પૂર્વ-જન્મ-સંસ્કાર તે...."

જીવ પહેલાંથી જ લઈને આવે છે. સારો કહેવાતો હોય, પણ ક્રોધથી ખરાબ થઈ જાય. ક્રોધમાં આવે ત્યારે મારીય નાંખે છે. ક્રોધ આવે ત્યારે ધર્મ ન થાય. ક્રોધ એવો જ છે. નિમિત્તાધીન છે. નિમિત્ત મળે ત્યારે ભાન નથી રહેતું. અગ્નિ જેવો ક્રોધ છે. દ્વૈપાયન ઋષિએ ક્રોધમાં આવી દ્વારિકા બાળી નાખી. ક્રોધને નિર્મૂળ કરી નાખવો. મોક્ષે જનાર જે હોય તેને જ ક્ષમા ગુણ પ્રગટે છે. જેટલી ક્ષમા તેટલું મુનિપણું છે. પૃથ્વી જેમ બધું સહન કરે, તેવી રીતે સહન કરવું તે ક્ષમા છે. એક પણ કષાય જીતે તો બીજા કષાયોને જીતવાનું થાય. દશ ધર્મોમાં ક્ષમા ધર્મ આદિ (પ્રથમ) છે. જેને ધર્મ કરવો હોય તે પહેલો ક્રોધ ન કરે. ક્રોધ વખતે સમભાવ રાખવો એ જ ખરો ધર્મ છે.

જીવની ટૂંકી બુદ્ધિ છે તેથી કર્મના ફળને નથી જાણતો. જીવ સમજણ વગર પરિભ્રમણ કરે છે. સમજણ વગર દુઃખ થાય છે. સમજણ ફરી જાય તો લહેર થઈ જાય.

"જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત."

સદ્ગુરુ વિના જીવને સુખ થાય નહીં. સમભાવ એ મોટી વસ્તુ છે. મહાવીર ભગવાનને કેવા કેવા ઉપસર્ગ થયા છતાં સમભાવમાં રહ્યા. પોતાનાં કર્મ ઉદયમાં આવ્યાં છે, એમ સમજતા હતા.

* * * *

("સમાધિસોપાન" માંથી પ્રવચનભક્તિનું વાચન)

ભગવાને જે આગમ કહ્યાં છે તે પ્રવચન કહેવાય છે. સત્પુરુષના વચનને આધારે ધર્મ

ટકે છે. ભગવાનની જેવી દશા છે તેવી દશા આપણે પ્રાપ્ત કરવાની છે. બધા આગમોનો લક્ષ જીવને મોક્ષ થવા માટે શું કરવું તે કહેવાનો છે. વસ્તુનું સ્વરૂપ સમજાયું નથી તેથી મોહ થાય છે.

પાંચ અસ્તિકાય છે. જેમાં ઘણા પ્રદેશો હોય તે અસ્તિકાય છે. તત્ત્વ એટલે પદાર્થ. પદાર્થ એટલે કોઈ પણ વસ્તુ. તત્ત્વ એટલે સ્વરૂપ. ભગવાનનાં વચનો વડે રૂપી અરૂપી પદાર્થો જણાય છે. મુનિઓ આગમરૂપી. આંખોથી આખા જગતને જાણે છે. શાસ્ત્ર ભણવાં એ પ્રવચન-ભક્તિ છે. આખા વિશ્વનું કેવું સ્વરૂપ છે તેને છ દ્રવ્ય અને નવતત્ત્વમાં કહ્યું છે. જેમાં ગુણપર્યાય હોય તે દ્રવ્ય છે. ભગવાને જે કેવલજ્ઞાનથી જોયું તે ટૂંકામાં લોકોને કહ્યું. ભગવાનના આગમોનો અભ્યાસ કરવા જેવો છે.

કેમ જીવને કર્મ બંધાય છે એ કર્મગ્રંથમાં છે. ભગવાને કહેલાં વચનોમાં વૃત્તિ રહે તે માટે શાસ્ત્રો શીખવાનાં છે. મુનિઓ શાસ્ત્રો શીખીને રોજ ફેરવે છે, નવરા નથી રહેતા. બધાં આગમોને સંપૂર્ણપણે જાણે તેને શ્રુતકેવલી કહે છે. મતિ શ્રુત દ્વારા પણ ઘણું જાણી શકાય છે. કેવલજ્ઞાનથી આખો લોક પ્રત્યક્ષ દેખાય છે. આગમ છે તે ભગવાનનાં વચનો છે—ભગવાનનાં વચનોને આધારે ગણધરોએ રચ્યાં છે. જ્યાંસુધી શ્રુતકેવલી રહ્યા ત્યાંસુધી આખું શ્રુત રહ્યું. જ્ઞાનીનાં વચનો સાંભળે તો કેમ વર્તવું તે સમજાય છે. ભગવાનના વચનોમાં રાતદિવસ જાય તો સારું. જ્ઞાન એ મોટી વસ્તુ છે. રોજ એક એક શબ્દ નવો જાણવો, એમ કરે તોય કેટલાંય શાસ્ત્રો શીખી જાય.

૨૭ શ્રી રાજમંદિર, આહોર, ફાગણ સુદ ૩, ૨૦૦૮

બારે અંગમાં ભગવાનનાં બધાં વચનો આવી જાય છે. જ્ઞાનીપુરુષ કહે કે આત્મા નથી મરતો, પણ જીવની યોગ્યતા ન હોય તો અવળું સમજે કે હિંસા કરવાથી આત્મા ક્યાં મરે છે? એમ કહે છે. મોઢે વાતો કરે આત્માની અને વર્તે મોહમાં તે શુષ્કજ્ઞાની છે.

અઢાર દૂષણ રહિત દેવ, હિંસારહિત ધર્મ, અને નિર્ગ્રંથ ગુરુ એ ત્રણ તત્ત્વોની શ્રદ્ધા તે સમ્યગ્દર્શન છે. જેને મોક્ષમાર્ગ પ્રાપ્ત થયો હોય તેની શ્રદ્ધા થાય તો મોક્ષ થાય. અનુકરણ એટલે ભગવાનના કહ્યા પ્રમાણે વર્તવું. વીતરાગ ભગવાને જેવું તત્ત્વનું સ્વરૂપ નિરૂપણ કર્યું છે, તેવું કોઈ પણ દર્શનમાં નથી. માર્ગ સ્યાદ્વાદ છે. જે દ્રવ્યો છે તેને છે એમ માને છે અને જે નથી તેને નથી એમ માને છે. જડ અને ચેતન બે વસ્તુઓ છે. જડ તે ચેતન ન થાય અને ચેતન તે જડ ન થાય. સમ્યક્ચારિત્રથી કર્મની નિવૃત્તિ થાય છે. જીવ સંકોચવિકાસનું ભાજન છે. અનાદિકાળથી જીવ રાગદ્વેષમાં વર્તે છે. પરના નિમિત્તે રાગદ્વેષ થાય છે, પણ એ એનો સ્વભાવ નથી. 'દેહ તે હું' એમ થઈ રહ્યું છે, એ મોટી ભૂલ છે. પુદ્‍ગલના ગુણો આત્મામાં નથી.

ભગવાનની વાણી ચાર પ્રકારે છે. (૧) દ્રવ્યાનુયોગ (૨) કરણાનુયોગ (૩) ચરણાનુયોગ (૪) ધર્મકથાનુયોગ. દ્રવ્યાનુયોગમાં મુખ્યપણે આત્માની વાતો આવે છે, કરણાનુયોગમાં કર્મ

સંબંધી વાત આવે છે, ચરણાનુયોગમાં ચારિત્રની વાત આવે છે, અને ધર્મકથાનુયોગમાં મહાપુરુષોનાં ચરિત્રો વાર્તારૂપે આવે છે. બધાયમાં પૂજવા યોગ્ય તો 'સહજાત્મસ્વરૂપ' છે. પાંચ પરમેષ્ઠી છે તે સહજાત્મસ્વરૂપ છે. સાગરમાંથી ટીપું રહે તેટલાં આ કાળમાં શાસ્ત્રો રહ્યાં છે. ગહન વાતો લોકો ભૂલી ગયા છે. સ્થૂલ સ્થૂલ વચનો રહ્યાં છે. આ કાળમાં મોક્ષ નથી એમ ન ચિંતવવું. જેને ભવનો ભય લાગે તે ભગવાનના એક વચનને પણ ઉત્થાપે નહીં. ભવભીરુ જીવો ખંડનમંડન કરતા નથી. ખંડનમંડન કરવાથી ભગવાનનાં વચનો વિરાધાય.

૨૮ શ્રી રાજમંદિર, આહોર, ફાગણ સુદ ૪, ૨૦૦૮

ગૃહસ્થ અવસ્થામાં તો ઘણું વીર્ય હોય તો સમભાવે રહી શકાય. ગૃહસ્થ અવસ્થામાં રહેલા સત્પુરુષને ઓળખવા બહુ મુશ્કેલ છે. વૈરાગ્ય હોય તો ઓળખાય. આત્મા ઓળખવાનો છે. જેને આત્મા ઓળખાયો હોય તેને પછી ગમે તેવું પ્રબળ કર્મ ઉદય આવ્યું હોય તો પણ સમભાવમાં રહી શકે. મુમુક્ષુ જ્ઞાનીનું અંતર ઓળખે છે. સત્પુરુષ ગૃહસ્થ અવસ્થામાં હોય ત્યારે મુમુક્ષુને માહાત્મ્ય લાગે કે આટલી બધી ઉપાધિ છતાં આત્માને નિર્લેપ રાખે છે. સત્પુરુષાર્થ કરવાનો છે. અનંત કાળથી પોતાના સ્વરૂપનું ભાન નથી તેનો વિચારપૂર્વક નિર્ણય કરવો તે સત્પુરુષાર્થ છે. સત્પુરુષાર્થ કરે તો જીવનું કલ્યાણ થાય.

જ્ઞાની પુરુષો નિષ્કારણ કરુણાથી જીવોને બોધ આપે છે, છતાં જગતના જીવોને તેની કિંમત નથી. જ્ઞાનીનું એક વચન પણ ગ્રહણ થાય તો પણ બહુ લાભ છે. જેને મહાપુરુષનું, તેના વચનોનું માહાત્મ્ય નથી તેનું કલ્યાણ ન થાય. ભગવાનના પંચ કલ્યાણક છે તેમાં પૂજવાયોગ્ય તો આત્મા છે. બધી વખતે આત્મા પૂજવાનો છે. આત્માનું શુદ્ધ સ્વરૂપ પૂજવાયોગ્ય છે. જ્ઞાનીપુરુષો કહે છે કે સંસારનું કારણ દોષ છે, જ્ઞાની પાસે એ દોષો મટાડવાના ઉપાય છે. ક્રોધ-માન-માયા-લોભથી છૂટે, દોષો જાય તો જીવ સુખી થાય આત્માને કષાયરૂપી મેલ વળગ્યો છે, તે ધોઈ નાખવાનો છે. કર્મોથી સિદ્ધાવસ્થા રોકાય છે. જ્ઞાનીના વચનો સાંભળવાથી પોતાના દોષો દેખાય અને છૂટે છે. સત્સંગે ઘણો લાભ થાય છે.

જ્ઞાનીએ જે સુખનો માર્ગ કહ્યો છે તેથી જીવ ઊલટો વર્તે છે, સ્વચ્છંદે વર્તે છે. જે જ્ઞાનીને ગમે તે કરવાનું છે. અનંતકાળથી જીવે સ્વચ્છંદે કર્યું છે. સ્વચ્છંદને રોકી જ્ઞાનીની આજ્ઞાએ વર્તવાથી કલ્યાણ થાય છે. વ્રત આદિ ક્રિયા જ્ઞાનીની આજ્ઞાએ કરે તો કલ્યાણ છે. પોતાની મેળે કર્યાથી કાંઈ ન થાય. જ્ઞાનીની સાક્ષીએ કરે તો વિશેષ લાભ છે. સ્વચ્છંદ પોષે તે સંસાર છે. જીવ પોતાની બુદ્ધિ આગળ રાખી બધું કરે છે; પણ જ્ઞાની જાણે છે તેથી લાભ છે. જીવને ભવભય નથી લાગ્યો. વિષયકષાયમાં પ્રવર્તે છે. વિષયાદિની શ્રદ્ધા હોય ત્યાં મોક્ષની શ્રદ્ધા ન થાય. જ્યારે જીવને સંસાર ઝેર જેવો લાગશે, ત્યારે છૂટશે. આત્મજ્ઞાન કરવું હોય તે પહેલાં મનને ચોખ્ખું કરવું.

ઇચ્છાથી આત્મા મલિન થયો છે. મારે કશુંય જોઈતું નથી, આત્મા કર્મથી પકડાયો છે તે કેમ છૂટે ? એમ જ્યારે લાગશે ત્યારે કામ થશે. જ્ઞાનીપુરુષની આજ્ઞાએ વર્તવાથી મોક્ષ છે. સત્પુરુષ પ્રત્યે પ્રેમ થાય તો ભક્તિ જાગે. ભક્તિ એ સર્વોત્કૃષ્ટ માર્ગ છે. મન-

વચન–કાયાથી કર્મ આવે છે. તેથી વિચારવાન જીવ હોય તે મનને જ્ઞાનીની આજ્ઞામાં જોડે છે. કલ્પના એ કર્મનું કારણ છે. ખોટા વિચાર આવે ત્યારે ઝટ ચેતે છે અને પોતાના આત્માને ઠપકો આપી ઝટ સદ્‌વિચારમાં જોડે છે. અકાર્ય કરતાં ક્ષોભ ન રહ્યો તો તીવ્ર કર્મ બંધાશે. દરેકના સંસ્કાર પડે છે. પાપ કરીને પાછો અભિમાન કરે છે તે રૌદ્રધ્યાન છે. પોતાના દોષોની દરેકને ખબર હોય છે, પણ તેના પ્રત્યે તિરસ્કાર હોય તો દોષો જાય. એટલા માટે સત્સંગ કરવાનું કહ્યું છે. સત્સંગમાં પોતાના દોષો જણાય છે.

દરેક વસ્તુ પોતાનો સ્વભાવ બતાવે છે. પારસથી સોનું થાય છે. પણ લોખંડમાં કાટ હોય તો સોનું ન થાય. એવી રીતે સત્પુરુષનો યોગ થયો અને કલ્યાણ ન થાય તો જાણવું કે જીવમાં કાટ છે. યોગ્ય જીવ હોય અને સત્પુરુષનો યોગ થાય તો કલ્યાણ થાય જ. જીવને પોતાનું ભાન નથી. નહીં તો પોતાને દુઃખ થાય એવાં કામ ન કરે. પોતાના દોષ જોવાના છે. મારો જ વાંક છે એમ લાગે તો ફરી દોષ ન કરે.

' દીઠા નહીં નિજ દોષ તો, તરીએ કોણ ઉપાય ? ''

પોતાના દોષ જોયા વિના મોક્ષ ન થાય. પુરુષાર્થથી જય થાય છે; બધું થાય છે. વિચારવાનને કુવિચારો આવે ત્યારે તેને કાઢવા માટે પ્રયત્ન કરે છે; ફરી એવા વિચાર ન જ કરવા, આ રસ્તે નથી જવું, એમ નિશ્ચય કરે છે. દોષ જવાના ઉપાય છે, તે મહાપુરુષો પાસેથી જાણી આરાધવા. જ્ઞાની પુરુષોએ દોષીને જોઈ ને અભાવ કર્યો છે, ઉપાય શોધી કાઢયા છે. જ્યાંસુધી જગતના દોષો જોવા જાય છે ત્યાંસુધી પોતાના દોષ ન ઘટે. અયોગ્ય જીવ હોય તેને જ્ઞાની પુરુષો બોધ ન આપે, મૌન રહે. સંસાર દુઃખરૂપ છે, તે કેમ છૂટે ? એમ ઘણા વિચાર કરવાના છે. વિશેષ જાગૃતિ રાખવી. જ્ઞાની પુરુષોનાં વચનોથી જાણવાનું છે. જ્ઞાનીના વચનથી બધું સવળું થશે. જીવને સત્સંગની ઘણી જરૂર છે. જ્યાંસુધી પુણ્યનો ઉદય હોય ત્યાંસુધી સત્સંગ મળે છે. માટે પ્રમાદ કર્તવ્ય નથી. જે જીવો સંસારમાં પડયા છે, તે જ્ઞાનીના આશ્રય વિના ન છૂટી શકે. જેને સત્પુરુષનું માહાત્મ્ય લાગ્યું હોય તેને જ્ઞાનીનું કહેવું સાચું મનાય છે. સદ્‌ગુરુના યોગે જીવના આગ્રહ જાય છે. જીવને સમ્યકૃત્વ નામનો ગુણ છે, તેમાં વિકાર થવાથી મિથ્યાત્વરૂપ થઈ ગયો છે. જેણે મોક્ષે જવાની તૈયારી એવી કરી હોય કે માથું માગે તોય આપે, તે જ ખરો તરવાનો કામી છે. મારે જગત નથી જોઈતું એમ જો થાય તો જ્ઞાની જે બતાવે તે એને બેસી જાય. જ્યાંસુધી શ્રદ્ધા નથી ત્યાંસુધી ન થાય. અહંકાર, અભિમાન મટવા માટે નમસ્કાર કરવાના છે. જીવને પોતાના દોષનું ભાન નથી. અહંકાર રાખે છે. ભ્રાંતિ રાખે છે. સાચી વસ્તુની પરીક્ષા નથી. આ મારી ભ્રાંતિ છે એમ એને નથી ભાસતું. જ્યાંસુધી દોષો ન જાય ત્યાંસુધી સંસાર છૂટે એમ નથી.

લોકલાજ, મોટાઈ એ સત્સંગમાં વિઘ્ન કરે છે. તેને સાચી વસ્તુ હાથ ન આવે. આગ્રહથી કલ્યાણ નથી. બધું આત્માર્થે કરવું છે. ધર્મ છે તે શાંતિ માટે છે. શૂરવીર થવાની જરૂર છે. જેથી આપણું હિત થાય તે જ કરવું. જ્ઞાનીથી સમ્યકૃત્વ થાય છે; અજ્ઞાનીથી

મિથ્યાત્વ ગાઢ થાય છે. જ્ઞાનીપુરુષો બધાથી ઊંચે ગયા છે. જીવનું કલ્યાણ કેમ થાય તે જ્ઞાની જાણે છે. જ્ઞાનીની આજ્ઞામાં રહેવું એ કલ્યાણ છે. માર્ગ જેને મળ્યો છે તેને પૂછવું. પાપના માર્ગથી તો દુઃખ જ નીકળશે. પોતાનું નહીં તેને પોતાનું માને છે. પોતાના દોષ જોઈને ટાળવા તો કલ્યાણ થશે. આત્મહિત ગમે ત્યાંથી થતું હોય તો કરવું.

× × × ×

ઘણા પુણ્યના ઉદયે જીવને સત્સંગ પ્રાપ્ત થાય છે. સત્સંગે જીવને ઘણો લાભ થાય છે. સત્સંગમાં આત્માની વાત સાંભળવા મળે. આખા જગતમાં ક્યાંય સુખ નથી. ત્યાં આ જીવ સુખ માને છે. જીવની દૃષ્ટિ બાહ્ય છે, તેથી એને જે પરવસ્તુ મળે તેને માટે આખી જિંદગી ગુમાવે છે. મનુષ્યભવમાં જે કરવું હોય તે થઈ શકે છે. મનુષ્યભવથી મોક્ષ થાય છે, તેથી તે ઉત્તમ છે. જાગ્યા ત્યાંથી સવાર, મંડી પડવા જેવું છે. લક્ષ ફેરવવાની જરૂર છે. અનંત કાળથી જે નથી કર્યું તે સત્ વસ્તુ પ્રાપ્ત કરવાની છે. વૈરાગ્ય હાલતાં, ફરતાં બીજાં દરેક કામ કરતાં રાખવાનો છે. સમયે સમયે કર્મનું કારખાનું ચાલી રહ્યું છે. માટે ઘણી જાગૃતિની જરૂર છે. સત્સંગમાં રહેવાની જરૂર છે. આત્માની જાગૃતિ રાખવા માટે રાતદિવસ જ્ઞાનીપુરુષોનાં વચનોમાં વૃત્તિ રહે તેમ કરવું. સત્સંગ તો પુણ્ય હોય તો મળે. સદાચાર હોય તો ગ્રહણ થાય અને જ્ઞાનીનાં વચનો પરિણામ પામે. 'મોક્ષમાળા' મોક્ષનું બીજ થાય એવી છે. ધર્મમાં ઢીલ કરવા જેવું નથી. કોણ જાણે ક્યારે દેહ છૂટી જશે! મોક્ષને અર્થે મનુષ્યભવ છે. મનુષ્યભવમાં જીવ સત્સંગ કરી શકે, સારી ભાવના કરી શકે; અને પોતાના સ્વરૂપને સમજી શકે.

"પ્રમાદને લીધે આત્મા મળેલું સ્વરૂપ ભૂલી જાય છે" (૨૫). કર્મથી છૂટવા મનુષ્યભવ મળ્યો છે સમજે તો મનુષ્ય કહેવાય. જીવ ઊંઘે છે તેને જગાડવા માટે જ્ઞાનીનો બોધ છે. આત્મસ્વરૂપને પ્રાપ્ત કરવા બધું કરવાનું છે. જ્ઞાનીની આજ્ઞા આરાધાય તો ઘણો લાભ થાય. પ્રમાદમાં જીવ દેહરૂપ થઈ જાય છે. આત્મા ઉપયોગસ્વરૂપ છે. જેવો ઉપયોગ તેવો આત્મા છે.

" છે દેહાદિથી ભિન્ન આતમા રે, ઉપયોગી સદા અવિનાશ."

કદી નાશ પામવાનો નથી, એમ જો દૃઢ રહે તો ભય નહીં લાગે. આત્મા છે, નિત્ય છે, કર્તા છે, ભોક્તા છે, મોક્ષ છે, મોક્ષનો ઉપાય છે. આ છ પદ સમ્યગ્દર્શનનાં કારણ છે. પણ ધર્મ કરવાની ભાવના જાગવી મુશ્કેલ છે.

૨૯ શ્રી રાજમંદિર, આહોર, ફાગણ સુદ ૫, ૨૦૦૮

જીવની મોટામાં મોટી ભૂલ કંઈ છે? પોતાનું સ્વરૂપ ન સમજ્યો એ જ મોટી ભૂલ છે. અને એથી જ પરિભ્રમણ થયું છે.

" જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત."

એ જ મોટી ભૂલ છે. પોતાના સ્વરૂપનું ભાન નથી તેથી બીજામાં રાગદ્વેષ કરે છે. સ્વરૂપનું ભાન થવા માટે જેણે આત્મસ્વરૂપ પ્રગટ કર્યું છે, તે પુરુષમાં વૃત્તિ રાખવી. સિદ્ધભગવાન

સર્વ ક્લેશથી મુક્ત છે અને મારું સ્વરૂપ પણ તેવું જ છે. જીવે દુઃખને સુખ માન્યું છે. પોતાનું સુખ, ત્રણે કાળ રહે એવું છે. તે અજ્ઞાનને લઈને ભાનમાં આવતું નથી.

" જહાં કલપના જલપના, તહાં માનું દુઃખછાંહિ;
મિટે કલપના જલપના, તબ વસ્તુ તિન પાઈ. "

મારું તારું કશુંયે એક આત્મા છે તેની ઓળખાણ કરી લેવાની છે. ઉત્તમ વસ્તુ આત્મા છે. તેની ઓળખાણ થાય તો આનંદ આવે.

ચિંતામણિ હોય પણ જાણે નહીં તો કાંકરો જાણીને ફેંકી દે. એવો આ મનુષ્યભવ ચિંતામણિરત્ન જેવો છે. એક પળ પણ ચિંતામણિરત્ન જેવી છે, વ્યર્થ ખોવા જેવી નથી. પોતાના સ્વરૂપનું ભાન નથી, અજ્ઞાન છે. સંસારનું મૂળ કારણ 'દેહ તે હું' એ છે. એ મોટી ભૂલ છે. પોતાનું નહીં તેને પોતાનું માને છે. વિપરીતતા છે જે ભૂલવાળો હોય તે બધું ભૂલવાળું જ જુએ છે. દેહને માટે બધું કરે છે. જીવ અત્યારે સંસારસમુદ્રમાં પડયો છે, તેનું શું કારણ? એ મૂળ વિચાર કરવાનો છે. મને કર્મ કેમ બંધાય છે અને કેમ છૂટે? એનો પણ વિચાર કરવાનો છે. આત્માને સંસારથી છોડવાના વિચારો આવે તે સુવિચારણા છે. શાસ્ત્રો ભણીને, વાંચીને, બધું કરીને પોતાને મુક્ત કરવાનો છે. શાસ્ત્રો ભણીને આત્મા ન જાણ્યો તો બધું બોજારૂપ છે. જેને ભૂલ લાગે તેને પોતાના સ્વરૂપનું ભાન થાય છે, અને ત્યારથી શ્રાવકપણું કે સાધુપણું છે. ભૂલ જાણી અને મનમાં થયું કે આ જ મને નડે છે તો પછી કાઢી નાખે. પણ એવો નિશ્ચય થયો નથી. જે જે વસ્તુ એને મળે છે, તેમાં મારાપણું કરે છે. એણે સાચા સુખની ભાવના પણ કરી નથી. ભૂલ બરાબર લાગી નથી, લાગતી નથી. કર્મ છે તે દુઃખરૂપ છે. જીવ મોઢેથી એમ કહે કે હું દુઃખી છું, પણ એને 'ખરું દુઃખ મને શાનું છે?' તે સમજાયું નથી. સંસારના સુખને સુખ માને અને તેને જ ઇચ્છે છે.

જેને મોક્ષની ઇચ્છા હોય છે તેને સંસાર પ્રત્યે અભાવ થાય છે. સંસારમાં જીવ ભૂલો પડયો છે. હું દુઃખી છું એમ એને નથી લાગ્યું. સાચા માર્ગની શરૂઆતમાં ધર્મ-ધ્યાન અઘરું પડે છે. આત્મા ભણી વળવું મુશ્કેલ થઈ ગયું છે. જીવ વિષયોમાં પડયો છે. આત્મા સુખસ્વરૂપ છે એમ જો અભ્યાસ થાય તો પછી મન બીજામાં ન જાય. મતિ પહોંચે એવી વસ્તુ નથી. "સત્ છે તે ભ્રાન્તિ નથી. ભ્રાન્તિથી કેવળ વ્યતિરિકત (જુદું) છે; કલ્પનાથી પર (આઘો) છે." (૨૧૧). જ્ઞાનીએ જાણ્યો છે તે આત્મા છે, 'સત્' છે, એમ રાખવું. બીજી ઇચ્છા ઓછી કરવી, તો સહેજે સમજાશે. જીવને કલ્પિત વસ્તુનું માહાત્મ્ય લાગે છે તેથી આત્મા જણાતો નથી.

પ્રશ્ન—સમ્યગ્દર્શન કયારે થાય?

પૂજ્યશ્રી—'હું દેહથી ભિન્ન છું' એમ થાય ત્યારે. જેવા સંજોગો મળે તેવો જીવ થઈ જાય છે. હું વાણિયો, હું બ્રાહ્મણ એમ જેવા સંયોગો મળે તેવો પોતાને માને છે. કેવળજ્ઞાન કંઈ આઘું નથી, પાસે જ છે. ભરત ચક્રવર્તીને વિચાર કરતાં કેવળજ્ઞાન થયું

હતું 'હું અને મારું' એ સંસારનું સ્વરૂપ છે. લાખો રૂપિયા આપે પણ ન મળે એવો આ મનુષ્યભવ મળ્યો છે. નિર્ગ્રંથપણું, નિરહંકારપણું આવે તો જીવનું કલ્યાણ થાય. પાંચ ઇન્દ્રિયો છે તે શત્રુ જેવી છે. કોઈ પરવસ્તુ પ્રત્યે માહાત્મ્ય ન રહે તો રાગદ્વેષ ન થાય. તેથી કર્મ ન બંધાય. સ્વરૂપ સમજે ત્યારે થાય છે.

૩૨ શ્રી રાજમંદિર, આહોર, ફાગણ સુદ ૭, ૨૦૦૮

ઘણા પુણ્યના યોગે આ મનુષ્યભવ મળ્યો છે, તેથી અકસ્માત્ મરણ કોઈને થાય તે દેખતાં જ્ઞાનીને એમ લાગે કે આ બિચારાનો મનુષ્યભવ નિષ્ફળ ગયો. મરણનો પ્રસંગ કોઈનો થાય તે વખતે ખેદ કરવા જેવું નથી. તે વખતે જ્ઞાનીપુરુષોનાં વચનોનો વિચાર કરવો. સંસારમાં ક્યાંય સુખ નથી. સુખ દેખાય છે, તે ભ્રાંતિ છે. આ સંસારમાં મરણ વખતે કોઈ બચાવે એમ નથી. ઇન્દ્રનું મરણ થાય ત્યારે ઘણા દેવતાઓ પાસે ઊભા હોય છે, પણ કોઈ બચાવે નહીં; તો પછી મનુષ્ય તો શું કરી શકે? આ અનિત્ય સંસારમાં સુખ માનીને મોક્ષનું સાધન પ્રાપ્ત થયું છે તે વ્યર્થ ન જવા દેવું. ફરી જન્મવું ન પડે એવું કરવાનું છે. ગમે તેટલી માથાકૂટ કરે, પણ મૂકીને જવું પડે છે. સાથે ન આવે. મનુષ્યભવ આ સંસારની માથાકૂટમાં નકામો ગાળવા જેવો નથી. વૈરાગ્ય વધે તો મુક્ત થાય. આસક્તિ છૂટે તો વૈરાગ્ય થાય. વૈરાગ્ય એ જ કર્મ છોડવાનો ઉપાય છે. ગમે તેવો પાપનો કે પુણ્યનો ઉદય હોય તો પણ આસક્તિ ન કરવી તો મોક્ષ થશે, એમ ભગવાને કહ્યું છે. જેને વૈરાગ્ય હોય તે સંસારથી છૂટે છે. બીજાને ઉપદેશ કરવામાં જીવ બહુ ડાહ્યો છે, પણ પોતાનો પ્રસંગ આવે ત્યારે ખબર પડે.

સગર ચક્રવર્તીના સાઠ હજાર પુત્રોને દૃષ્ટિવિષ સર્પે મારી નાખ્યા તે વખતે ઇન્દ્ર બ્રાહ્મણનું રૂપ લઈને નગરમાં આવ્યો. પોતાના પુત્રનું મડદું લઈને ફરવા લાગ્યો પછી રાજદરબારમાં આવ્યો. સગર ચક્રવર્તીએ કહ્યું કે હે વિપ્ર! તમે શા માટે રડો છો? બધાનું મરણ તો થવાનું જ. તમે વિદ્વાન છો, માટે ધીરજ રાખવી જોઈએ. ત્યારે બ્રાહ્મણે કહ્યું, "તમારા પુત્રો જો મરી ગયા હોય તો ન રડો? ધીરજ રાખો?" રાજાએ કહ્યું, "હા." બ્રાહ્મણ બોલ્યો, "તમારા સાઠ હજાર પુત્રોએ અષ્ટાપદ પર્વત ઉપર તીર્થની રક્ષા કરવા માટે ગંગા નદી આણી, તેનું પાણી નીચે ભવનપતિ દેવોના ભવનોમાં ભરાઈ ગયું, તેથી ત્યાંના નાગકુમાર દેવતાને ભયંકર ક્રોધ વ્યાપ્યો. પછી તે બહાર આવ્યો અને દૃષ્ટિવિષથી તે સર્વને મારી નાખ્યા છે." આટલું સાંભળ્યું કે રાજા મૂર્છા ખાઈને પૃથ્વી પર પડી ગયો.

સંસારનું સ્વરૂપ એવું જ છે. માટે આત્માનું કામ પહેલાં કરી લેવું. વિચારવાન પુરુષો પહેલેથી જ આ સંસારમાં મારું કોઈ નથી, આમ હૃદયમાં ચોખ્ખું કરી રાખે છે. તેથી મરણનું દુઃખ લાગતું નથી. વિચારવાન જીવો પોતાનાં પરિણામ તપાસે છે અને સંસાર પ્રત્યે કંઈક આસક્તિ હોય તો છેદી નાખે છે. સંગમાં જીવને મોહ છે, તેનું ફળ દુઃખ આવે છે. મારું નથી એમ જેણે માન્યું તેને દુઃખ ન થાય. જે પુરુષો અસંગ છે તે

પરમ સુખી છે. સંગથી છૂટીને અસંગ થવાનું છે. અસંગ એકદમ થવાતું નથી, સત્સંગથી થવાય છે. જે પુરુષો મોક્ષે ગયા છે તેઓ સંસારનું તીક્ષ્ણ બંધન છેદીને ગયા છે, સૂક્ષ્મ વિચાર વિના સમજાય એવું નથી.

મરણ આવતાં પહેલાં મોહનો ક્ષય કરી લેવાનો છે. કોઈનું મરણ થાય તો વિચારવું કે આનો દેહ છૂટી ગયો એવી રીતે મારો દેહ પણ છૂટી જવાનો છે. હું પ્રમાદમાં પડ્યો રહ્યો તો મારી શી વલે થશે? ધર્મના કામમાં ઢીલ કરવા જેવું નથી. માથે મરણ છે એમ લાગે તો ખાવું, પીવું કંઈ ન ગમે. ક્ષણે ક્ષણે આયુષ્ય ક્ષય થાય છે. તેની જીવને ખબર નથી. ચેતવાનું છે. ક્ષણવારમાં દેહ છૂટી જાય છે. મરણના પ્રસંગે જીવને વિચાર આવે છે કે બધું નાશવંત છે, પણ પાછો ભૂલી જાય છે. વિચારવાન જીવો જ એ વૈરાગ્યને ટકાવી શકે છે અને પોતાનું જીવન પલટાવી દે છે. સત્સંગમાં કષાયની મંદતા થાય છે, સુવિચારણા જાગે છે. સત્સંગમાં જે સુવિચારો આવે તે નિરંતર ચાલુ રહે એવું કરવાનું છે, ગ્રહણ કરવાનું છે. જીવ જો લક્ષ રાખે તો થાય એવું છે. સમયે સમયે કર્મ બંધાય છે, માટે સમયે સમયે ઉપયોગ રાખવાનો છે. સર્વસંગ જેટલો છે તે બધો અહિતકારી છે. જેને અસંગ થવું છે તેણે સંગનો ત્યાગ કરવો. જેટલો સંગ છૂટ્યો તેટલો અસંગ થયો. મારું કશુંયે નથી, એમ કરવાનું છે.

૩૧ શ્રી રાજમંદિર, આહોર, ફાગણ, સુદ ૮, ૨૦૦૮

✓શ્રુતજ્ઞાનથી કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે. આત્મામાં અનંત શક્તિઓ છે. પાંચ પ્રકારના જ્ઞાનમાં મતિજ્ઞાન છે તે બધાનો પાયો છે. જ્યાં સુધી સમ્યગ્દર્શન ન થાય ત્યાં સુધી કુમતિ અને કુશ્રુત છે. મોક્ષમાર્ગમાં સમ્યગ્દર્શનનું મુખ્યપણું છે. સમ્યગ્દર્શનથી જ મોક્ષ થાય છે. મોક્ષમાર્ગની શરૂઆતમાં સમ્યગ્દર્શન પહેલું જોઈએ. જીવને જ્યારે અશાતાવેદની આવે છે, ત્યારે તેને મટાડવા પાછળ પડે છે. પણ અજ્ઞાન જે અનાદિકાળથી આત્માને પીડે છે, તેનું દુઃખ નથી લાગતું. જીવ બેભાન છે, ઊંઘે છે. સમજણ આવે ત્યારે ખબર પડે કે મોહનીયકર્મ મને દુઃખ દેવાવાળું છે, મારે તેને હણવાનું છે. મોહનીયકર્મ હણવા માટે ઉપાય સદ્‌ગુરુનો બોધ અને વીતરાગતા છે. "હણે બોધ વીતરાગતા." ઠેઠ બારમા ગુણસ્થાન સુધી સદ્‌ગુરુનું અવલંબન લેવાનું છે. જીવ સ્વચ્છંદથી રઝળે છે. "રોકે જીવ સ્વચ્છંદ તો, પામે અવશ્ય મોક્ષ."✓

જ્ઞાનીનાં વચનો જીવને અવલંબનરૂપ છે. પ્રત્યક્ષ સત્પુરુષથી ઘણો લાભ થાય છે. થોડાક કાળમાં જેમ છે તેમ સમજાય છે. સોભાગભાઈને પ્રત્યક્ષ પુરુષનો યોગ થયો તો સમ્યક્ત્વ પામ્યા.

પાંચ ઇન્દ્રિયોના વિષયો અને મનને લીધે આત્માનો ઉપયોગ બહાર જાય છે. એને વિભાવભાવ કહ્યો છે. એથી કર્મ બંધાય છે. એથી ઉપયોગ પાછો વાળે તો કર્મ ન બંધાય. સદ્‌ગુરુની આજ્ઞા ઉઠાવવાની છે, જાણનારને જાણવો છે.

"છે દેહાદિથી ભિન્ન આતમા રે, ઉપયોગી સદા અવિનાશ."

આત્મા ઉપયોગસ્વરૂપ છે, દેહથી ભિન્ન છે અને સદા અવિનાશી છે. એવા આત્માને જાણવાનો છે. એને જાણવા માટે બધું કરવાનું છે. 'આ આત્મા' એવું ભાન થાય, તેમ કરવાનું છે. પાંચ ઇન્દ્રિય અને મન રોકાય ત્યારે ઉપયોગ ખરા સ્વરૂપમાં વળે. એને માટે સદ્ગુરુની જરૂર છે. બધાનું મૂળ તો જાણનારો છે. તેના તરફ વૃત્તિ રાખવાની છે. જીવનો ઉપયોગ પરવસ્તુમાં જાય છે, એ વિભાવ છે. તે કર્મબંધનું કારણ છે. ઉપયોગ પલટે તો બધું થાય. એ ઉપયોગ પલટાવવા માટે જ્ઞાનીની આજ્ઞામાં ઉપયોગ રાખવો. आणाए धम्मो, आणाए तवो । આજ્ઞાનું માહાત્મ્ય લાગવું જોઈએ.

*

સંસારથી જીવો બળી રહ્યા છે. શાંતિનું સ્થાન એક સત્પુરુષ છે. સત્પુરુષથી તરાય છે. સદ્ગુરુ દીવા જેવા છે. સદ્ગુરુથી અજ્ઞાન દૂર થાય છે ગમે તેવો પાપી જીવ હોય તેને પણ મોક્ષમાર્ગે ચઢાવે, એવા સદ્ગુરુ છે. હજાર કિરણવાળા સદ્ગુરુ છે. ગુરુ હોય તો જોઈ શકે. ગુરુનો યોગ ન થાય ત્યાંસુધી જીવ રખડે છે. સંસારતાપથી બળતા જીવોને બચાવનાર સદ્ગુરુ છે. જ્ઞાની કહે છે એ બહુ ઝીણી વાત છે. એક પણ શાસ્ત્ર ભાવપૂર્વક સાંભળ્યું હોય તો કેવળજ્ઞાન સુધી પહોંચાડે. ભલે સમજાય ન સમજાય પણ બીજ રોપાય છે. જે ભવમાં જીવ જાય ત્યાં 'કાયા તે હું' એમ થઈ જાય છે. કાયા તો દુર્જન જેવી છે. જીવ દેહ જુએ છે, પણ દેહની સાથે આત્મા છે તેને જોતો નથી. સદ્ગુરુના યોગે દૃષ્ટિ ફરે તો છેતરાય નહિ. ગમે તેટલું દુઃખ હોય તો પણ જ્ઞાનીપુરુષો તો સમભાવમાં જ રહે છે. ગુરુ વગર કોઈ ભૂલ કાઢી શકે નહિ. મન જ આખો સંસાર ઊભો કરે છે, એટલું સમજે તો બસ છે. 'કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતાં શમાય.' મનુષ્યભવ દુર્લભ છે.

જ્ઞાનીના ગુણગ્રામ કરવા. એ જ કરવા યોગ્ય છે. સિદ્ધાંતની વાત જ્ઞાની જાણે છે. આપણે તો તેની ભકિત કરવી. પોતાનાં પરિણામ સુધરે એવું કરવાનું છે. સત્સંગ, સત્પુરુષ, તેની વાણી એ શ્રદ્ધા કરવાનાં, જીવના ભાવ ફેરવવાનાં સાધનો છે. "સદ્ગુરુ સંતસ્વરૂપ તુજ, એ દૃઢતા કરી દે જ." આજ્ઞાનું બહુ માહાત્મ્ય છે.

૩૨ શ્રી રાજમંદિર, આહોર, ફાગણ સુદ ૯, ૨૦૦૮

"સત્પુરુષમાં જ પરમેશ્વરબુદ્ધિ એને જ્ઞાનીઓએ પરમ ધર્મ કહ્યો છે." (૨૫૪). સત્પુરુષથી જ માર્ગ પ્રાપ્ત થાય છે. કુગુરુઓએ મનુષ્યપણું લૂંટી લીધું છે. પોતે મોહમાં પડયા છે અને બીજાને પાડે છે. એક પણ બોલ હૃદયમાં રાખે તો ઘણું થાય. સત્પુરુષની શ્રદ્ધા એ કંઈ જેવી તેવી નથી. 'श्रद्धा परम दुल्लहा' દુર્લભમાં દુર્લભ વસ્તુ શ્રદ્ધા છે, એમ ઉત્તરાધ્યયનમાં કહ્યું છે. આજ્ઞાથી વિશેષ લાભ થાય છે. આજ્ઞા આરાધવામાં વિલંબ ન કરવો. જીવે જે નિયમ લીધો હોય તે તોડવો નહીં. પ્રાણ જતાં પણ નિયમભંગ ન કરે એટલી દૃઢતા આવે ત્યારે કલ્યાણ થાય. જગતના આકર્ષણમાંથી બચવા સ્મરણ—"સહજાત્મસ્વરૂપ પરમગુરુ" એ એક સાધન છે. માટે સ્મરણ ભૂલવું નહીં. "સત્પુરુષના

એક એક વાકયમાં, એક એક શબ્દમાં અનંત આગમ રહ્યાં છે." જ્ઞાનીની આજ્ઞામાં વિશેષતા એ છે કે આખું જીવન પલટાઈ જાય. શ્રદ્ધા હોય તો જ્ઞાનીનું વચન ચોંટી જાય. મંત્ર "સહજાત્મસ્વરૂપ પરમગુરુ" છે, તે આત્મા છે. ચોંટે તો કામ થઈ જાય. આજ્ઞાથી થાય તો મોક્ષનું કારણ છે. આજ્ઞા વગર કરે તો પુણ્ય બંધાય, પણ મોક્ષનું કારણ ન થાય.

"સહજાત્મસ્વરૂપ પરમગુરુ" એમાં પાંચે પરમેષ્ઠી આવી જાય છે. હાલતાં, ચાલતાં, કામ કરતાં મંત્રનો જાપ કર્યા કરવો. એની રટના લગાવવાની જરૂર છે. કામ તો હાથ પગથી કરવાનું છે પણ જીભ તો નવરી છે ને? સ્મરણ ભુલાય નહીં એવી ટેવ પાડવાની જરૂર છે. સ્મરણની ટેવ પાડી હોય તો મરણ વખતે યાદ આવે અને સમાધિમરણ થઈ જાય એવું છે.

આજ્ઞાથી ધર્મ થાય છે. મને પ્રભુશ્રીજીએ તેઓનો દેહ છૂટતાં ચારપાંચ દિવસ અગાઉ કહેલું કે જેની ભાવના હોય તેને આ વીશ દોહરા, યમનિયમ, ક્ષમાપના એ ત્રણ પાઠ, અને સાત વ્યસનનો ત્યાગ તથા મંત્રસ્મરણ આપવું. તેથી હું આપું છું. પ્રભુશ્રીજીએ મને મંત્ર આપ્યો ત્યારે કહ્યું હતું કે 'કોઈને કહીશ નહીં'; કારણ કે જીવ ડાહ્યો થવા જાય છે તેથી પોતાનું ચૂકી જાય છે. પ્રભુશ્રીજી એક દિવસે પાટ ઉપર ચાદર ઓઢીને સૂતા હતા. તે વખતે મને સેવામાં રહ્યે થોડાક જ દિવસ થયા હતા. હું પાસે ઊભો હતો. તેઓએ મને કહ્યું, 'પરમગુરુ નિર્ગ્રંથ સર્વજ્ઞદેવ' એમ બોલતાં બોલતાં સેવા કર. તે વખતે મને બરાબર યાદ ન રહ્યું, પણ મનમાં એમ હતું કે જ્ઞાનીએ કહ્યું છે તે સાચું છે. પછીથી પ્રભુશ્રીજીએ છત્રીસ માળામાં અઠ્ઠાવીસ માળા 'પરમગુરુ નિર્ગ્રંથ સર્વજ્ઞદેવ'ની ફેરવવા કહ્યું.

૩૩ શ્રી રાજમંદિર, આહોર, ફાગણ સુદ ૧૦, ૨૦૦૮

પૂજ્યશ્રી—વૈરાગ્યની વાત કરવી. વૈરાગ્યની વાત જીવને હિતકારી છે. આપણે કલ્યાણ કરવામાં શું શું નડે છે, તે વિચારવું. મિથ્યાત્વ હોય ત્યાંસુધી જ્ઞાન પણ અજ્ઞાન છે. પોતાની વૃત્તિઓ કેવી રહે છે તે તપાસવાનું છે. પોતાના દોષો જાણે, દોષો કાઢવાનો માર્ગ શોધે તો દોષો ટળે. પોતાના દોષો દેખાય તો ખબર પડે કે મારામાં શમસંવેગાદિ ગુણો છે કે નહીં? સત્પુરુષના યોગે સાધુપણું લઈને પણ વૃત્તિઓ સારી ન થાય તો અભાવ જ છે. આત્મા જ્યારે સંસારને તુચ્છ માને ત્યારે પોતાની ભૂલ દેખાય. જગતની વસ્તુઓ અસાર લાગે અને આત્માનું સુખ સાચું છે એમ લાગે તો તે ભવિ જ છે. પોતાના દોષ જોવાના છે. મોક્ષે જવું હોય તો કાળજી રાખવી પડશે. સત્સંગનો યોગ મળવો બહુ દુર્લભ છે. સત્સંગના યોગે સુલભપણે આત્મસાધન થાય છે. આજસુધી અનાદિકાળથી જે જાણ્યું છે, તે ભૂલી જવું. બધું અજ્ઞાન છે. જે જાણવા યોગ્ય છે તેના તરફ લક્ષ નથી.

૩૪ શ્રી રાજમંદિર, આહોર, ફાગણ સુદ ૧૧, ૨૦૦૮

"સત્સંગ છે તે કામ બાળવાનો બળવાન ઉપાય છે." (૫૧૧) ત્રણે લોકને હરાવી દે એવો કામવિકાર છે, છતાં સત્સંગમાં ક્રમે ક્રમે તે બળતો જાય છે.

"નથી ધર્યો દેહ વિષય વધારવા, નથી ધર્યો દેહ પરિગ્રહ ધારવા."

એમ વિચાર આવે તો ભોગની ઇચ્છા નીકળી જાય. ભોગની ઇચ્છા નીકળી જાય તો પછી બીજી ઇચ્છા ન રહે. જેને મોક્ષે જવું છે, તેણે સંસાર સંભારવો નહીં. જગતની વાતો જીવે ઘણી સાંભળી છે. કશું માહાત્મ્ય નથી, પણ જીવ તેમાં માહાત્મ્ય માને છે. જ્ઞાનીનાં વચનો સાંભળવામાં આવે તો તે જીવમાં ઘર કરે; જ્ઞાનીનાં વચનો જીવમાં ઘર કરે તો જ્ઞાન થઈ જાય. વૈરાગ્ય થાય તો સંસારથી પાછો હઠે. ખરાબમાં ખરાબ વસ્તુ શરીર છે. વસ્તુ જેમ છે તેમ જીવને સમજાઈ નથી. ગંદવાડામાંથી સુખ લેવા જાય છે. આખા જગતમાં ગંદવાડો તો શરીરનો જ છે. વસ્તુસ્વરૂપ સમજાય તો કલ્પના છૂટી જાય. સાચી વસ્તુ સમજે તો બીજી ઇચ્છા ભાંગી જાય. દેહનો, ભોગનો અને સંસારનો વિચાર કરે તો તેથી પાછો હઠે. "કર વિચાર તો પામ." આત્મજ્ઞાન પામવા વિચાર કરવાનો છે.

ત્રણે લોક રાગદ્વેષથી બળતા છે. જગતનું સ્વરૂપ જ એવું છે. કામ વસ્તુ એવી છે કે જીવને ઉન્મત્ત બનાવી દે છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એ બધા કામને વશ છે, કોઈ તેને જીતી શક્યા નહીં. કામ બહુ બળવાન છે. કામનો વિશ્વાસ જરા પણ રાખવા જેવો નથી. જ્ઞાનીનો વિશ્વાસ રાખી તેના શરણે રહેવું. એક વીતરાગ ભગવાન જ કામને જીતી શક્યા છે. સત્સંગ–સત્શાસ્ત્રનો પરિચય કરીને વૈરાગ્ય ઉપશમ વધારવાના છે.

**૩૫** શ્રી રાજમંદિર, આહોર, ફાગણ સુદ ૧૨, ૨૦૦૮

મરણનો વિચાર ભયને અર્થે કરવાનો નથી, પણ તૈયારી કરવા માટે કરવાનો છે. સમ્યગ્દર્શન થયા પહેલાં પણ જીવને વૈરાગ્ય આવે છે. એ જો સત્સંગ મળે તો સવળો થાય. આત્મા સિવાય બીજે રસ ન આવે, આસક્તિ ન થાય ત્યાં વૈરાગ્ય છે. સંસારનો મોહ ઓછો કરવા માટે વૈરાગ્યની જરૂર છે. છ પદનો વિચાર કરવો. આત્મા નિત્ય છે. તે મરવાનો નથી. સંયોગો છૂટે પણ આત્મા તો નિત્ય છે. પર્યાયના નાશથી વસ્તુનો નાશ ન થાય. આત્મા ત્રણે કાળ રહે એવો પદાર્થ છે. સંયોગોનો સદુપયોગ કરવો. ગભરાવું નહીં. વિવેકની જરૂર છે. જેમ જેમ સત્પુરુષોનાં વચનોમાં વૃત્તિ રહેશે તેમ તેમ આનંદ આવશે; અને જ્ઞાનીને શું કહેવું છે, તેનો લક્ષ બંધાશે. છ પદનો વિચાર ખાસ કરવાનો છે. 'આત્મા કદી મરે નહીં' એમ આત્માની પ્રતીતિ થાય, તો ભય ન લાગે. અનિત્ય પદાર્થના મોહને લઈને નિત્ય પદાર્થનો વિચાર આવતો નથી. અનિત્ય પદાર્થમાં જ્યાંસુધી વૃત્તિ રહે ત્યાંસુધી નિત્ય પદાર્થોનું નિત્યપણું ન લાગે. અનિત્ય અને નિત્ય પદાર્થનો ભેદ કરવાનો છે. તેને માટે ઘણો પુરુષાર્થ કરવાનો છે.

**૩૬** શ્રી રાજમંદિર, આહોર, ફાગણ સુદ ૧૩, ૨૦૦૮

સત્સંગ કરવો, રોજ નવું કંઈક શીખવું. દેહમાં આત્મા રહેલો છે તે દેહથી ભિન્ન છે, તેને અર્થે ભક્તિ, વાચન, વગેરે કરવાનાં છે. સત્સંગના યોગે જીવને સારા ભાવ રહે છે. એ સત્સંગનો યોગ જ્યારે ન હોય ત્યારે જ્ઞાનીપુરુષનાં વચનો છે તે વિચારવાં. બીજે વૃત્તિ રહે તો કર્મ બંધાય છે, અને જ્ઞાનીનાં વચનોમાં વૃત્તિ રહે તો કર્મ છૂટે છે. કંઈ

ન થાય તો સ્મરણ કરવું. જીભને શું કામ છે? એને સ્મરણ સોંપી દેવું. સ્મરણની ટેવ પડી હોય તો મરણ વખતે યાદ આવે અને સમાધિમરણનું કામ થાય.

× × ×

સ્ત્રીઓને જ્ઞાનીપુરુષો જે કહે તે ઝટ માન્ય થાય છે. તીર્થંકર ભગવાનના સમયમાં પણ સાધુ અને શ્રાવકો કરતાં સાધ્વીઓ અને શ્રાવિકાઓ વધારે હતી. બ્રહ્મચર્ય પાળવામાં સ્વાદને ઓછો કરવો. 'સહજાત્મસ્વરૂપ' અને નવકારમંત્રમાં ભેદ નથી. જ્ઞાનીની આજ્ઞા જેમ થઈ તેમ કરવાનું છે. 'હું જાણું છું, સમજું છું' એમ કરવા જાય તો તે ડહાપણ છે. ધર્મ-ધ્યાનમાં ચિત્ત રાખવાનું છે. ભવનો ભય લાગ્યો હોય તો ધર્મ થાય.

"ભવભીત ભવિક જે ભણે ભાવે, સુણે, સમજે, સદ્દહે,
શ્રી રત્નત્રયની ઐક્યતા લહી, સહી સો નિજ પદ લહે."

આત્માના ગુણો સામે લક્ષ રાખવાનો છે. ભગવાનનાં માતાપિતા હતાં તે આત્મા હતાં. સંસારદૃષ્ટિ ન રાખવી.

૩૭ શ્રી રાજમંદિર, આહોર, ફાગણ સુદ ૧૪, ૨૦૦૮

પરમાત્મસ્વરૂપમાં જેટલી લીનતા થાય તેટલો સંવર થાય છે. ભરત ચક્રવર્તી જ્યારે લડાઈ કરતા હતા તે વખતે પુંડરિક ગણધરે ઋષભદેવ ભગવાનને પ્રશ્ન કર્યો કે ભરતનાં પરિણામ કેવાં છે? ભગવાને કહ્યું, તારા જેવાં. લક્ષ છૂટવાનો હતો. જેનામાં રાગદ્વેષ નથી તેનામાં વૃત્તિ રહે તો રાગદ્વેષ ન થાય. એ કામ ભરત ચક્રવર્તી કરતા હતા.

એક ભાઈ—મોહ ઓછો કરવો હોય તો થાય, લડાઈ ન કરવી હોય તો ન થાય; પણ લડાઈ કરવા છતાં ભરત મહારાજા અકર્તા કહેવાતા તે કેમ?

પૂજ્યશ્રી—ભરત લડાઈ કરતા, પણ તેઓનું ચિત્ત તો ભગવાન ઋષભદેવમાં જ હતું. ઋષભદેવ ભગવાન જ્યારે દીક્ષા લેવા તૈયાર થયા ત્યારે ભરતે કહ્યું, 'હું પણ દીક્ષા લઈશ.' પણ ભગવાને કહ્યું કે આ યુગલિયા હમણાં જ પાંસરા થયા છે અને જો રાજા નહીં હોય તો લડી પડશે. માટે તું રાજ્ય કર. તારે એ પ્રારબ્ધ છે અને મારે દીક્ષા લેવારૂપ પ્રારબ્ધ છે. એમ પિતાના કહેવાથી ભરત મહારાજા નોકર તરીકે રહ્યા હતા. છ ખંડનું રાજ્ય કરવું અને વૃત્તિ ભગવાનમાં રાખવી, આ કામ કરનારને મુનિ કરતાં પણ વધારે પુરુષાર્થ કરવો પડે છે. આજ્ઞાએ વર્ત્યા અને વૃત્તિ ભગવાનમાં રાખી તેથી કર્મ ક્ષય કરી નાખ્યાં. ઋષભ-દેવ ભગવાન એક હજાર વર્ષ છદ્મસ્થ અવસ્થાએ વિચર્યા હતા અને ભરત ચક્રવર્તીને તો ગૃહસ્થાવાસમાં જ કેવળજ્ઞાન થયું હતું.

૩૮ શ્રી રાજમંદિર, આહોર, ફાગણ સુદ ૧૫, ૨૦૦૮

જીવને મૂંઝવણ થવી જોઈએ કે ક્યારે છુટાશે? છૂટવાનો રસ્તો કયો છે? વધારે વાંચવાથી લાભ નથી. પણ થોડુંક જીવને પચે તો ઘણો લાભ છે. આ ભવમાં ચેતવાનું છે. ભયંકર સંસાર છે.

૩૯ શ્રી રાજમંદિર, આહોર, ફાગણ વદ ૧, ૨૦૦૮

પોતાની ઇચ્છાએ ન વર્તતાં જ્ઞાનીની આજ્ઞાએ વર્તવું છે અને તેમાં વિઘ્નરૂપ જે પ્રતિબંધ હોય તેને ત્યાગવો. આત્મહિત ન ચૂકવું. જ્ઞાનીએ કહ્યું કે આત્મા જાણ્યા સિવાય કલ્યાણ નથી. પહેલેથી જ કરી રાખ્યું હોય તો સમાધિમરણ થાય. સત્સંગે સમજણ પડે કે આથી મારું હિત છે. ગમે તેટલાં દુઃખ હોય પણ મારે સત્સંગ કરવો છે એવી ભાવના રાખવી. મનુષ્યભવમાં જે કંઈ કરવાનું છે તે કરી લેવું. પછી ન થાય. જ્ઞાનીએ આત્મહિત થાય એવો માર્ગ કહ્યો છે. એકાન્તે નથી. સત્સંગ વિના એનો આશય સમજાતો નથી. જેથી હિત થાય તે કરવું. સમજાય ન સમજાય તો પણ સત્સંગ હિતકારી છે. ઘણો પરિચય થાય તો જ્ઞાનીનું કહેવું સમજાય કે સર્વ ભાવથી વિરામ પામવારૂપ સંયમ છે. સત્પુરુષનો બોધ સાંભળવામાં વૃત્તિ રાખે તો કર્મ ખંખેરાય છે. પોતાની સમજણે ખેંચાખેંચ કરતાં અટકવું. કોઈ વસ્તુ એકાંતે ખરાબ કે સારી નથી. ગંધાતા કૂતરા જેવો દેહ છે. દેહમાં કશું સારું નથી, છતાં દેહમાં રહેલો આત્મા તે અપૂર્વ છે. તેની ઓળખાણ કરવાની છે. જ્ઞાનીએ કહ્યું છે તેમાં જ મારું હિત છે એમ કરી તેમાં મંડી રહે તો સમ્યક્ત્વ થશે, બધું થશે. 'હું કંઈ નથી જાણતો, જ્ઞાની જાણે છે.'

"અધમાધમ અધિકો પતિત સકલ જગતમાં હુંય."

એ કરવાનું છે.

જ્ઞાનીના આત્માની પવિત્રતા છે તે સમજવાની છે. મિથ્યાત્વ છે ત્યાં સુધી આત્મા મલિન છે. જ્ઞાની અને અજ્ઞાની બન્નેને કર્મ હોય છે; પણ જ્ઞાનીને વાસના નથી, આ લોકની અલ્પ પણ સુખેચ્છા નથી અને અજ્ઞાની વાસનાવાળો છે. સત્પુરુષથી કલ્યાણ છે. એ વિના નથી. જેથી આત્મહિત થાય તે કરવાનું છે. બધેથી વૃત્તિ ઉઠાવવી તે ત્યાગ છે. ભલે બાહ્યથી ન થાય પણ ભાવના તો ત્યાગની જ રાખવી. શાશ્વત શ્રદ્ધા એટલે કદી ફરે નહીં એવી શ્રદ્ધા અથવા ક્ષાયિક સમકિત.

જે કરવું છે તેમાં જ ચિત્ત લીન રહે એવું કરવાનું છે.

"નિશદિન નૈનમેં નિંદ ન આવે, નર તબ હિ નારાયન પાવે."

આટલો ભવ ભક્તિમાં જ ગાળવો છે. ભક્તિમાં આનંદ આવશે.

શ્રી આચારાંગમાં કહ્યું છે, "એક આત્માને જાણતાં સમસ્ત લોકાલોકને જાણીશ અને સર્વ જાણવાનું ફળ પણ એક આત્મપ્રાપ્તિ છે" (૬૩૧). બધેથી છૂટી આત્મા ભણી વૃત્તિ વાળવી, એવું જ્ઞાનીનું કહેવું છે. આત્મા બધાય શાસ્ત્રોનો સાર છે. જાણનારો છે તેના તરફ વૃત્તિ લઈ જવી છે. આત્માને જાણવો, માનવો અને સ્થિર કરવો તો મોક્ષ થાય એ નિરંતર લક્ષમાં રાખવું. જ્ઞાનીનું કહેલું સાચું છે. ચેતવા જેવું છે. ભરત ચક્રવર્તીએ પોતાને ચેતાવવા માટે માણસો રાખ્યા હતા તે રોજ 'ભરત ચેત, ભરત ચેત' એમ કહેતા અને તોરણમાં ઘંટડીઓ લબડાવી હતી. જ્ઞાનીએ મને કહ્યું છે કે જાણવું દેખવું એ મારો સ્વભાવ, એમ જો રહે તો સમાધિમરણ થાય. એ જ ચારિત્ર છે. જે થાય તે જોયા કરવું, ગભરાવું

નહીં. આત્મા ત્રણે કાળ રહે એવો છે. મારું કામ જોવાનું છે. દેહના ધર્મને મારો ધર્મ માનવો નથી. આત્મા સિવાય બધી વસ્તુઓ પુદ્ગલ છે. એથી જુદા થઈને જોયા કરવું. ગમે તે આવે પણ તે કર્મ છે. જ્ઞાનીનું શરણ હોય તો કશીયે ફિકર નથી. આત્માનું ઓળખાણ જેને થયું છે તેને વજ્રની ભીંત આડી પડી. આત્મા તો મરવાનો નથી, તો કંઈ ફિકર ન થાય. સાચી ઓળખાણ થાય તો બળ મળે. નિત્ય જાણ્યો તો પછી ભૂલી કેમ જવાય ?

આત્મસિદ્ધિ, છ પદ એ બધાં આત્મા જાણવા માટે લખ્યાં છે. દેહ છે તે હું નહીં. આત્મા છે તે કામનો છે. દેહમાં ગૂંચાયો છે. વિભાવમાં વર્તે તો મોક્ષ ન થાય. વેદના છે તે ઘાતીકર્મ નથી. મોહના બળથી વેદના વધારે લાગે છે. મોહ જાય તો વધારે વેદના ન લાગે. આત્માનો નાશ કરનાર એ વેદના નથી. જ્યાં સુધી ભાન હોય ત્યાંસુધી આત્માને ન ભૂલવો. બધા સંયોગ ક્ષણે ક્ષણે છૂટે છે. આત્મા જોવાનો છે. કોઈ કોઈની સાથે ન આવે. આત્મા એકલો જ છે. જેણે આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યું. જ્ઞાનીઓ કહે છે કે સંસાર જોઈએ છે કે મોક્ષ ? એક નિશ્ચય કરો. મારે મોક્ષ જ જોઈએ, એવું થાય તો મોક્ષ થાય. જગત ભયંકર છે, પણ સદ્ગુરુનો યોગ છે તેથી સર્વ વાનાં સવળાં છે. 'હું સમજી ગયો' એમ ન રાખવું. સદા ઊણા રહેવું.

**૪૦** શ્રી રાજમંદિર, આહોર, ફાગણ વદ ૨, ૨૦૦૮

ધર્મનું ફળ શું ? ધર્મનું ફળ શાંતિ છે. "હે આર્ય ! દ્રવ્યાનુયોગનું ફળ સર્વ ભાવથી વિરામ પામવારૂપ સંયમ છે." (૮૬૬). એ જ ધર્મનું ફળ છે. જ્ઞાનીપુરુષ અને જ્ઞાની પુરુષના આશ્રિત બન્ને અલૌકિક ભાવમાં વર્તે છે. કૃપાળુદેવે સોભાગ્યભાઈને લખ્યું કે અમે તમે લૌકિકભાવે પ્રવર્તશું તો અલૌકિકભાવે કોણ વર્તશે ? બધાય લૌકિક ભાવ છોડી અલૌકિક ભાવમાં આવવાનું છે. ગમે તેવો પ્રતિબંધ હોય, મરણ સમાન વેદના હોય, પણ આત્મહિત ન વીસરવું. આ મનુષ્યભવમાં ભક્તિ જ કરવી છે. જીવ ઢીલો પડે છે ત્યારે કર્મ આવે છે. મારે રાગદ્વેષ નથી જ કરવા એવો નિશ્ચય હોય તો કર્મ બિચારાં શું કરી શકે ? ભક્તિમાં વૃત્તિ રાખવી અને મનમાં "સહજાત્મસ્વરૂપ પરમગુરુ" બોલ્યા કરવું. એક મોક્ષ સિવાય બીજી ઇચ્છા ન રાખવી. "માત્ર મોક્ષ અભિલાષ." આ ભવમાં તો એ જ કરવાનું છે.

"આજ્ઞામાં જ એકતાન થયા વિના પરમાર્થના માર્ગની પ્રાપ્તિ બહુ જ અસુલભ છે." (૧૪૭). એકતાન થયા વિના માર્ગની પ્રાપ્તિ ન થાય. પોતાનાં કર્મ પ્રમાણે આજીવિકા મળી તેમાં સંતોષ રાખવો. તેમાં સમભાવે વર્તવું. કોઈ બીજા વિકલ્પ કરવા નહીં. 'એમ થાય તો સારું કે એમ થાય તો સારું', એમ ન કરવું. સત્સંગ કરવાનો છે. બધા વિકલ્પો મૂકી દેવા. અસંગ થવાનું છે.

**૪૧** શ્રી રાજમંદિર, આહોર, ફાગણ વદ ૩, ૨૦૦૮

અંતર ફેરવવાનું છે. જ્યારે સદ્ગુરુનો બોધ રુચશે ત્યારે સમ્યગ્દર્શન થશે. આત્મા અનંત કાળથી દુઃખી થયો છે. પોતાની દયા આવશે ત્યારે આત્માર્થી થશે. અને ત્યારે જ

બોધ ચોંટશે. તે વિના સમ્યગ્દર્શન ન થાય. આત્મા અખંડ સ્વરૂપ છે. આત્માને જાણ્યો ત્યાં આત્માનું જ્ઞાન હોય છે, પ્રતીતિ હોય છે, સ્થિરતા હોય છે. સત્પુરુષને ઓળખવા ન દે તે અનંતાનુબંધી છે. "જીવને જ્ઞાનીપુરુષનું ઓળખાણ થયે તથાપ્રકારે અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ મોળાં પડવાનો પ્રકાર બનવા યોગ્ય છે." (૫૨૨) જેવા થવું હોય તેવાની ભક્તિ કરવી. સદ્‌ગુરુની ભક્તિ પ્રાપ્ત થવાથી "સદ્‌ગુરુના આત્માની ચેષ્ટાને વિષે વૃત્તિ રહે, અપૂર્વ ગુણ દૃષ્ટિગોચર થઈ અન્ય સ્વચ્છંદ મટે અને સહેજે આત્મબોધ થાય." જે સાચો છે તે સાચાને જ ભજે છે. "મૂર્તિમાન મોક્ષ તે સત્પુરુષ છે." (૨૪૯). સત્પુરુષ ઓળખવા મુશ્કેલ છે. "ગુરુ ઓળખવા ઘટ વૈરાગ્ય." 'સત્પુરુષ તો પરમાત્મા જ છે.' એમ થાય ત્યારે ભક્તિ ઊગે. માહાત્મ્ય ન લાગે ત્યાં સુધી ભક્તિ ન થાય. પ્રત્યક્ષ સદ્‌ગુરુનો મોટો ઉપકાર છે. સિદ્ધ સમાન આત્મા છે. એમાં ભક્તિ લીનતા થાય તે મોક્ષનું કારણ છે. પોતાના આત્માને જાગૃત કરવા ભક્તિ કરવાની છે.

**૪૨** શ્રી રાજમંદિર, આહોર, ફાગણ વદ ૫, ૨૦૦૮

કૃપાળુદેવનો ઉપકાર મહાન છે—અનંત દુઃખને ટાળનારા છે. જ્ઞાનીની આજ્ઞા આરાધે તો જ્ઞાનીની છત્રછાયા નીચે જ છે. ભાવના સત્સંગની રાખવી, તો વિયોગમાં પણ સત્સંગનું ફળ થાય. જેવા ભાવ તેવું ફળ મળે. આત્મભાવના ભાવવી. "આતમભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે." પહેલાં કરવાનું છે : "હું દેહાદિ સ્વરૂપ નથી અને દેહ સ્ત્રીપુત્રાદિ કોઈ પણ મારાં નથી. શુદ્ધચૈતન્યસ્વરૂપ અવિનાશી એવો હું આત્મા છું. એમ આત્મભાવના કરતાં રાગદ્વેષનો ક્ષય થાય." (૬૯૨) દેહ ઉપરથી ભાવ ઊઠ્યો તો બધું થાય. "છૂટે દેહાધ્યાસ તો, નહીં કર્તા તું કર્મ."

ધર્મ ત્રણ પ્રકારે થાય છે. (૧) આપણાથી બને તેટલું કરવું, (૨) બીજા પાસે કરાવવું, (૩) આ ધર્મ કરે છે તે સારું કરે છે એમ માનવું. એવી ભાવના કરવી. સારાને સારું જાણે તે સત્યને સ્વીકાર્યું કહેવાય. કોઈને ધર્મ કરતાં વિઘ્ન કરે તો પોતાને અંતરાયકર્મ બંધાય. સરલભાવથી ધર્મ કરવાનો છે.

'આત્મસિદ્ધિ'માં બધાં શાસ્ત્રોનો સાર છે. અપૂર્વ ગ્રંથ છે. આ કાળમાં પરમાત્મદશા પામીને કૃપાળુદેવે આ ગ્રંથ રચ્યો છે. એમાં છ દર્શનનો સમાવેશ છે. જેને સદ્‌વિચાર જાગે તેને મોક્ષ સમજાય. સદ્‌વિચાર વિના છૂટકો નથી. "કર વિચાર તો પામ."

**૪૩** શ્રી રાજમંદિર, આહોર, ફાગણ વદ ૭, ૨૦૦૮

કૃપાળુદેવની આજ્ઞામાં રહેવું. ત્યાંથી આત્મા પ્રગટશે એવી દૃઢ શ્રદ્ધા જોઈએ. એનાં વચનોના બધાય જ્ઞાની સાક્ષી છે. ત્રણે કાળમાં એ સત્ય છે. જ્યારે ત્યારે જ્ઞાનીની આજ્ઞા આરાધશે ત્યારે કલ્યાણ થશે.

ત્યાગ–વૈરાગ્ય જોઈશે. જગતથી ઉદાસ થવું. દેહથી માંડી બધામાં ઉદાસભાવ રાખવો. ખાવાપીવામાં પણ જ્યાં ત્યાંથી પેટ ભરવું છે, પેટમાં નાંખવું છે, એમ રાખવું; સ્વાદ ન

કરવો. આત્માર્થે બધું કરવાનું છે. અનાદિ કાળથી દેહની સંભાળ કરી છે, દેહમાં જ વૃત્તિ રાખી છે, આત્માને નોકર બનાવ્યો છે. પણ આટલો દેહ આત્માર્થે ગળાય તો બધા ભવનું સાટું વળી જાય. આ દેહ તો આત્માર્થે છે, એને માટે જ મળ્યો છે. સમું કરી લેવું. આ ભવમાં બીજું કશું ય ઇચ્છવું નહીં. મારું માન્યું છે તે પોતાનું થવાનું નથી. જ્ઞાનીની આજ્ઞામાં જ દેહ ગાળવાનો છે. ન ગાળે તો આવી જોગવાઈ મળવી મુશ્કેલ છે. મનુષ્યભવ દુર્લભ છે. આટલો ભવ છે તે વ્યર્થ ન જાય.

ઘણી સામગ્રી એકઠી કરી, મનુષ્યભવ પામ્યો. એમાં કરવા જેવું સમાધિમરણ. એ વિના નકામું. 'મારે જ્ઞાનીથી આજ્ઞામાં જ આટલો ભવ ગાળવો છે' એમ હોય ત્યારે સમાધિમરણ થાય. કહેવા માત્રથી ન થાય. રાતદિવસ એ અર્થે જ જીવવું છે. અનંતવાર મનુષ્યભવ પામ્યો, પણ પોતાને ગરજ નહિ એટલે આત્મવિચાર જાગ્યો નથી.

"દીઠા નહીં નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય ?"

પોતાના દોષ ન જુએ તો ન થાય. તેમ થવાનો ઉપાય સદ્‌ગુરુ છે. જ્ઞાનીએ શું કહ્યું છે? એ વિચારતો નથી. કેવળજ્ઞાન પ્રાપ્ત કરવાની લય લાગી નથી. મોક્ષની ઈચ્છા હોય તો બધું છોડવું પડશે. મૂક્યા વિના છૂટકો નથી. પ્રારબ્ધ ઉપર વાત છે. જેને આજીવિકા જેટલું હોય તેણે ઝાંઝાં ઝાંવાં મારવા જેવાં નથી. શાંતિ થાય એવું કરવાનું છે.

[ પૂજ્યશ્રી બ્રહ્મચારીજી બપોરની મોટરમાં અગાસ આશ્રમમાં જવા પધાર્યા. ]



# સંગ્રહ ૪

૧ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ અગાસ,
ચૈત્ર સુદ ૪, ૨૦૦૮

સવારના સાડા ત્રણ વાગે ઊઠવું, અને ગોખવું, ફેરવવું. સૂતી વખતે તપાસવું કે આપણે શું કરવા આવ્યા છીએ અને શું કર્યું છે? એમ રોજ તપાસવું. તેથી દોષ હોય તે પકડાય કે આજ હું ક્યાં ઊભો હતો? ક્યાં વાતો કરી હતી? એ કામ ન કર્યું હોત તો ચાલત? એમ વિચારવું. એમ કરવાથી બીજે દિવસે દોષ ન થાય. સૂતી વખતે આટલું તો રોજ નામું મેળવવું. જેમ દુકાનદાર સાંજે નામું મેળવે છે, તેમ આપણે એનું નામું મેળવવું.

૨ શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર સુદ ૫, ૨૦૦૮

પુણ્યનો ઉદય હોય ત્યાં સુધી સત્સંગ મળે છે. સત્સંગથી પ્રાપ્ત થયેલી આજ્ઞા આરાધે તો કલ્યાણ થાય. માર્ગ મળ્યા પછી ચિત્ત તેમાં રાખવું. પરભવનું ભાથું છે. કર્યું તેટલું સાથે આવશે. રોજ વાંચવું, વિચારવું. ત્રણે પાઠ (વીશ દોહરા, યમનિયમ, ક્ષમાપના) મોઢે કરવા.

સવારમાં કેવું અને સાંજે કેવું! એમ જગત ફરે છે. પણ આત્મા તો એવો ને એવો જ છે. દેહમાં આત્મા છે, એને ન ભૂલવો. એનો અભ્યાસ મનુષ્યભવમાં થાય છે. જીવ દેખે છે અને ભૂલે છે. સત્સંગમાં સાંભળે છે કે દેહની કાળજી ન રાખવી, તે વખતે એને થાય કે ન રાખવી, પણ પછી ભૂલી જાય છે. એમ ભુલાવો થતો આવ્યો છે. આત્માને સંભાળ. વૈરાગ્યની જરૂર છે.

"ત્યાગ વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન."

બધું નાશવંત નાટક જેવું છે. આયુષ્ય છે ત્યાંસુધી જુએ છે; પછી નાટક બંધ. સત્સંગનો લાભ લઈ લેવો. પંચપરમેષ્ઠી સમકિત થયા પછી કહ્યા છે. ત્યાંસુધી ન હોય. સહજાત્મસ્વરૂપ પૂજ્ય છે. એ વગરનું સાધુપણું પૂજ્ય નથી. "આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરુ હોય." સમ્યક્ત્વ એ ધર્મનો પ્રાણ છે. દીવો ચીતર્યો હોય પણ તેથી કંઈ અજવાળું ન થાય. નામ માત્ર છે. કૃપાળુદેવ લખે છે કે, "આખું જગત સોનાનું થાય તો પણ અમને તૃણવત્ છે." (૨૧૪)

સમ્યગ્દૃષ્ટિને આજ્ઞા આરાધવાનો જ લક્ષ રહે છે. વીશ દોહરા બોલતી વખતે મન બહાર ફરતું હોય તો બોલવું બંધ કરવું. ફરીથી મન સ્થિર કરીને બોલવું. ધર્મ ન કરે અને ધર્મ ગણાવે તો તે દંભ છે. સાચું કરવાનું છે. મન સ્થિર કરીને કરવું. જેટલો આત્મા જોડાય તેટલો લાભ છે. ન બને તો ખોટાને ખોટું માનવું. મારે સાચું કરવું છે અને સાચું માનવું છે એમ રાખવું.

૩ શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર સુદ ૭, ૨૦૦૮

મનુષ્યભવમાં આત્માનું કરવું છે. તે પોતાની મેળે ન થાય. કૃપાળુદેવની આજ્ઞાથી કરવું. જગત ઉપર પ્રેમ છે તેના કરતાં અનંતગણો પ્રેમ કૃપાળુદેવ ઉપર કરવાનો છે.

"પર પ્રેમ—પ્રવાહ બઢે પ્રભુસેં, સબ આગમ—ભેદ સુઉર બસેં;
વહ કેવલકો બીજ જ્ઞાની કહે, નિજકો અનુભૌ બતલાઈ દિયે."

પૂર્વ પ્રારબ્ધ આવી પડ્યું હોય, પણ એક ક્ષણ નકામી ન જવા દેવી. વાંચવા વિચારવાનું રાખવું. કૃપાળુદેવને મારે જાણવા છે, એવી ભાવના રાખવી. 'કૃપાળુદેવ મને જ કહે છે' એવો લક્ષ રાખીને વાંચવું વિચારવું. વાંચવાનું વધારે રાખવું. એથી આત્માને શાંતિ થાય છે. એકાંતની જરૂર છે. પાસે પુસ્તક હોય તો લાભ લઈ લેવો.

આરોગ્યતા સાચવવી તે વિચક્ષણતા છે. જેટલી જેટલી સમજણ છે, તે તે પ્રકારે ચારે બાજુ જોઈને વિચક્ષણ પુરુષો પગલું મૂકે છે. "પુદ્ગલજ્ઞાન પ્રથમ લે જાણ, નરદેહે પછી પામે ધ્યાન." (૧૦૭) પુદ્ગલનો પણ પરિચય જાણવો, વિવેકપૂર્વક ગ્રહણ કરવો તો હિત થાય. વૈરાગ્યની ખામી છે. પુદ્ગલનું જ્ઞાન કરીને પણ વૈરાગ્ય કરવાનો છે. જરૂર પડતું જે કરે તેમાં બહુ ઉપાધિ ન થાય. જેટલી આસક્તિ તેટલી વધારે ઉપાધિ; વૈરાગ્ય હોય તો આસક્તિ ન થાય. "કલ્પિતનું આટલું બધું માહાત્મ્ય શું?" (૫૭૬). પણ જીવને કલ્પિત નથી લાગતું. 'મારું' માને છે. જ્ઞાનીને કલ્પિત લાગે છે. જેમ વિચાર ફરે તેમ આખું જગત ફરે. બધાનો આધાર સમજણ છે. વસ્તુનું સ્વરૂપ સમજાય તો દુઃખમાં પગ ન મૂકે. આત્માર્થીપણું આવે અને સદ્ગુરુનો બોધ થાય તો સમજણ ફરે. એ વિના સ્વચ્છંદે વિચાર કરવાથી લાભ ન થાય. સદ્ગુરુના લક્ષ વિના બધું અવળું છે. એણે કહ્યું તે કરવું છે, એવો લક્ષ રહે તો સવળું થાય. કૃપાળુદેવ ઉપર જેટલો પ્રેમ વધે તેટલો પ્રેમ વધારવાનો છે. જ્યાં સ્વરૂપ પ્રગટ છે તે ગમે તો મિથ્યાત્વ ખસે.

પ્રમાદ ઓછો થાય, આત્માનું હિત થાય તેમ કરવું. રોજ તપાસવું કે પ્રમાદ ઓછો થાય છે કે નહીં? ધર્મ ગમે નહીં તે પ્રમાદ છે, ધર્મની અનાદરતા તે પ્રમાદ છે, ઉન્માદ એટલે વગર વિચારે વર્તવું તે પ્રમાદ છે, પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં વર્તે તે પણ પ્રમાદ છે, પરવસ્તુઓમાં જીવને પ્રેમ છે તે પ્રમાદ છે. ચાર કષાય, વિકથા, ઊંઘ તે બધાં પ્રમાદ છે. આ બધાં ભાવમરણનાં કારણો છે. પ્રમાદથી વૃત્તિ પાછી હઠે તો વિચાર આવે. મારો દહાડો શામાં ગયો? એ તપાસે, ભૂલ થઈ હોય તે કાઢે તો પ્રમાદ જાય. દહાડા ઉપર દહાડા

જાય છે અને જે કરવાનું છે તે પડ્યું રહે છે. આત્માને જગાડવા ભક્તિ, સત્સંગ આદિ કરવાનાં છે. ખોટાને ખરું માનવું નથી.

"દીઠા નહીં નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય?"

દોષ છુપાવવા નહીં. ભક્તિમાં દોષ સેવે તો ભક્તિ નુકસાન કરે. 'હું બોલું છું' એવું મારામાં છે? પોતાને ન ભૂલવો એ પહેલી વસ્તુ છે. હું આત્મા છું. મારામાં દોષો છે તે ટાળવા ભક્તિ કરું છું. વિચાર હોય તો જે કરે તે બધું સફળ થાય. "હે પ્રભુ! હે પ્રભુ! શું કહું?" એટલું બોલતાં પણ વિચાર આવે. મારા જીવતા પ્રભુને બોલાવું છું. હું દુઃખી છું તેથી ભગવાનને બોલાવું છું. સંસાર દુઃખરૂપ લાગે, મારે છૂટવું છે, એવો ભાવ તે વૈરાગ્ય છે. વૈરાગ્ય હોય તો બધું સવળું થાય. "નિરંતર ઉદાસીનતાનો ક્રમ સેવવો." (૧૭૨). ક્યાંય આસક્તિ કે દ્વેષ કરવા જેવું નથી. કોઈનો વાંક નથી. કર્મ દુઃખ આપે છે. પોતાના દોષ પોતાને ટાળવાના છે. મુમુક્ષુ હોય તે પોતાના દોષ જુએ ને ટાળે.

"હું તો દોષ અનંતનું, ભાજન છું કરુણાળ."

દોષ થયા હોય તેનો પશ્ચાત્તાપ કરે તો ફરી ન થાય. સદ્ગુરુનો બોધ હોય તો સદ્વિચાર આવે. નહિ તો બધું સ્વચ્છંદે છે. પંચકલ્યાણક બોલીએ ત્યારે વિચારવું કે ભગવાનની ભક્તિ થાય છે કે બીજું થાય છે? ભક્તિ વિચાર સહિત કરવી. બડબડ બોલ્યા ન જવું.

૪ શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર સુદ ૮, ૨૦૦૮

ભાવથી કર્મ બંધાય છે અને ભાવથી છૂટે છે. જ્યાં શુદ્ધસ્વરૂપ પ્રગટ હોય ત્યાં લીનતા થાય તો તે સ્વરૂપ પ્રગટ થાય. સંસારમાં આસન જમાવ્યું છે તે ખસેડી ભગવાન પાસે જમાવવાનું છે. શ્રદ્ધા એ આત્માનો ગુણ છે. શ્રદ્ધા એ આત્મા છે. અત્યારે ભૂલવાળો છે. ભૂલ નીકળી જાય તો ખરી શ્રદ્ધા છે. ભગવાનનું શરીર એ ભગવાનને ઓળખવાનું સાધન છે. દૃષ્ટિ ફેરવવાની જરૂર છે.

સંકલ્પ-વિકલ્પ એ ભાવમન છે. જડચેતનનો ભેદ સમજવાની જરૂર છે. જીવ અવળું માને છે તે મટાડવાની જરૂર છે. મન એ દ્રવ્ય ઇન્દ્રિય છે. અંદર જે જાણે છે તે ભાવમન છે. ભાવમન એ આત્મા છે. પુદ્ગલવર્ગણા એ દ્રવ્યમન છે.

"મન વચન કાયા ને કર્મની વર્ગણા;
છૂટે જહાં સકલ પુદ્ગલ સંબંધ જો."

એ બધું દ્રવ્યરૂપ છે. દ્રવ્યમન પુદ્ગલ છે, અને તેને નિમિત્તે સંકલ્પવિકલ્પ થાય છે તે ભાવમન છે.

"પુદ્ગલ-રચના કારમી જી, તિહાં જસ ચિત્ત ન લીન;
એક માર્ગ તે શિવતણો જી, ભેદ લહે જગ દીન." (ચોથી દૃષ્ટિ)

૫ શ્રીમદ્ રા. આ. અગાસ. ચૈત્ર સુદ ૯, ૨૦૦૮

પ્રશ્ન—કોઈ અયોગ્ય કાર્ય કરતાં પ્રથમ વિચાર નથી આવતો અને પછી આવે છે એનું શું કારણ હશે?

પૂજ્યશ્રી—એટલી વિચારની ખામી છે. કેટલાક જીવોને અયોગ્ય કાર્ય કરતાં પ્રથમ વિચાર નથી આવતો અને પાછળથી પશ્ચાત્તાપ પણ નથી થતો. કેટલાકને પ્રથમ વિચાર નથી આવતો પણ પાછળથી પશ્ચાત્તાપ થાય છે. કેટલાકને પહેલાં વિચાર થાય કે આ મારે કરવા યોગ્ય નથી છતાં પરાધીનતાને લીધે કરે, પછી પશ્ચાત્તાપ કરે છે. જીવ ભવભીરુ હોય તેને કષાય ભાવ થવા લાગે ત્યારે આ સારા છે એમ ન થાય. એ કાર્ય સારું નથી છતાં એમ શા માટે થયું ? એમ તેને મનમાં થાય. પછી વિચાર કરે કે કોઈનો દોષ નથી, મારા કર્મનો દોષ છે. તેથી આગળ વાદ, પ્રવાદ કે ઝઘડા થતા નથી.

કામ, માન અને ઉતાવળ એ મોટા દોષો છે. દરેક કામ કરતાં તથા બોલતાં ઉતાવળ ન કરવી. વિચાર કરીને બોલવું. આ હું બોલું છું તે હિતકારી છે કે નહીં ? એમ વિચાર કરીને બોલવું. થોડુંક થતું હોય તો થોડું કામ કરવું પણ સારું કામ કરવું. ઉતાવળ ન કરવી. વિચારની ખામી છે.

૬ શ્રીમદ્ રા. આ. અગાસ. ચૈત્ર સુદ ૧૦, ૨૦૦૮

'દેહ તે હું નહીં' એમ થવું જોઈએ. તેને બદલે ઊલટું જાણે છે તે મિથ્યાત્વ છે. જડચેતનને એક માને છે, પુદ્ગલસંયોગમાં અહંભાવ કરી બેઠો છે, મમતા થઈ ગઈ છે, એ તાદાત્મ્ય અધ્યાસ છે. "સર્વ વિભાવપર્યાયમાં માત્ર પોતાને અધ્યાસથી ઐક્યતા થઈ છે, તેથી કેવળ પોતાનું ભિન્નપણું જ છે." (૪૯૩). પુદ્ગલનો સંયોગ થયો છે તેને હુંપણે માને છે. મનુષ્યપર્યાયમાં મારાપણું થઈ ગયું છે. જ્ઞાનાદિ આત્માના ગુણો છે. રાગદ્વેષ એ વિભાવ છે, તે પોતાનું મૂળ સ્વરૂપ નથી. 'હું ગોરો છું, કાળો છું' એ બધાય પુદ્ગલના પર્યાયો છે. જેવી અવસ્થા થાય તેવો પોતાને માને છે. અનાદિ સ્વપ્નદશા છે તેથી અહં-ભાવ મમત્વભાવ થઈ ગયો છે. સ્વપરનો વિવેક નથી તે મિથ્યાત્વ છે. મિથ્યાત્વનો તીવ્ર ઉદય હોય ત્યારે બધું ઊલટું સમજાય છે. સમજણ ફરે તો સમ્યગ્દર્શન થાય. મિથ્યાત્વ મંદ પડે ત્યારે એ થાય છે. અને ત્યારે જ રુચિ થાય છે. જેવો સંગ હોય તેવો રંગ લાગે. પુદ્ગલ ને જીવ જુદા છે. યથાર્થ જ્ઞાન હોય તો ભેદ પડે. પરાભક્તિ એટલે ભગવાન અને પોતામાં ભેદ ન રહે. તે જ્ઞાનદશા જ છે. અનંતાનુબંધી જાય ત્યારથી વીતરાગતા પ્રગટે છે. સમ્યગ્દર્શન છે ત્યાં અંશે વીતરાગતા છે. સંસારમાંથી વૃત્તિ ઉદાસીન થાય ત્યારે પરમ વીત-રાગ એટલે જેણે ચૈતન્યસ્વરૂપ પ્રાપ્ત કર્યું છે તેનામાં જોડાય, લગ્ન થાય. જગતના બધાય પદાર્થોથી વૃત્તિ ઊઠી શુદ્ધસ્વરૂપમાં પ્રીતિ થાય છે. સ્વયંવરમાં જેમ કન્યા જે વર પોતાને ગમે તેના ગળામાં હાર નાખે છે, તેમ જગતના પદાર્થો ન ગમે ત્યારે ભગવાનમાં પ્રીતિ થાય. આસક્તિ ફેરવવા માટે ભગવાનને પતિ કહ્યા છે.

૭ શ્રીમદ્ રા. આ. અગાસ. ચૈત્ર સુદ ૧૧, ૨૦૦૮

પોતાના દોષ જોવામાં અપક્ષપાતતા એટલે શું ?

પોતે ક્રોધ કરતો હોય તો ક્રોધને સારો ન માને. દોષને ખોટો જાણે અને કાઢવાનો

પ્રયત્ન કરે. પોતે જૂઠું બોલતો હોય તો 'હું એકલો જ ક્યાં જૂઠું બોલું છું, જગતમાં ઘણા બોલે છે' એમ ન કરે તે અપક્ષપાતતા છે.

હું દુઃખી છું, મારે મોક્ષની જરૂર છે, જ્ઞાની કહે તે મારે કરવું છે એ ચિત્તશુદ્ધિ છે. લૌકિકભાવ છોડીને આત્માને તારવાનો ભાવ તે ચિત્તશુદ્ધિ છે. આત્મામાં જૈનપણું, વૈષ્ણવપણું, સાંખ્યપણું નથી. ઠેઠ આત્મા સુધી પહોંચવાનું છે. મને વ્યવહાર સમકિત છે એમ કરી અટકી ન રહેવું. આત્મા કર્મથી અવરાયેલો છે, તેથી પ્રગટ થતો નથી. સદ્‌ગુરુનું વચન સાંભળવું, માનવું એટલે પ્રતીતિ કરવી એ વ્યવહાર સમકિત છે. અંતરંગ કર્મ માર્ગ આપે, સાત પ્રકૃતિ જાય ત્યારે નિશ્ચય સમકિત થાય છે. અનંતાનુબંધી એટલે સાચા ધર્મ પ્રત્યે અભાવ. જ્ઞાની કંઈ કહે ત્યારે ક્રોધ આવે, હું સમજું છું, એમ થાય તે અનંતાનુબંધી ક્રોધ તથા માન છે. અને ઉપરથી તમે કહો છો તે જ હું માનું છું એમ જણાવવું એ અનંતાનુબંધી માયા છે. ધર્મ કરી મોક્ષ ન ઇચ્છતાં પુત્ર, દેવલોક આદિની ઇચ્છા કરે તે અનંતાનુબંધી લોભ છે. જેમ મહાપુરુષો મોક્ષે ગયા તે રસ્તો આપણો નહીં, નાહવું ધોવું વગેરે કરતા હોય તેને જ ધર્મ માને તે મિથ્યાત્વ મોહનીય, ખોટાને માને અને સાચાને પણ માને તે મિશ્ર મોહનીય. સાચી વસ્તુ માન્ય કરવા છતાં આત્મા આમ હશે કે આમ ? અમુક તીર્થંકર અમુક પ્રતિમાને વિશેષ માનવા, એવા પ્રકારના ભાવો છે તે સમ્યક્‌ત્વમોહનીયના દૃષ્ટાંતો છે.

બધા કર્મોમાં મોહનીયકર્મ મુખ્ય છે. જેવો કર્મનો ઉદય હોય તેવો જીવ થાય છે. મોહને લઈને દુઃખ થાય છે. જીવને વસ્તુ ઉપર મોહ છે તેથી વસ્તુઓ સાંભરે છે. મોહ ચિંતા કરાવી કર્મ બંધાવે છે. આત્મા ન ભુલાય એટલી સંભાળ રાખવી. પરવસ્તુમાં જેટલી આસક્તિ હોય છે, તેટલું દુઃખ લાગે છે. મોહને લઈને પરવસ્તુમાં ચિત્ત જાય છે તે કર્મ બંધાવે છે. માટે સાવચેતી રાખવી. ચારે ગતિમાં મોહ છે. ક્યાંય ચિત્ત રાખવું નથી. જગતના પદાર્થો છે, તેવો આત્મા પણ એક પદાર્થ છે. તેને જગતની સાથે કંઈ સંબંધ નથી. આસક્તિને લઈને ભવ ઊભા થાય છે, માટે આસક્તિ ન કરવી. પોતાનું નહીં તેને પોતાનું માને તે મિથ્યાત્વ છે.

શરીર પોતાનું નથી. આત્મા શરીર નથી. આસક્તિ છૂટે તો જન્મમરણ ટળે. દેહ મારો નથી. દેહરૂપ સાધનથી હવે છૂટવાનું કામ કરવાનું છે. શુભાશુભ ભાવ હવે કરવા નથી. શુદ્ધભાવ કરવાનો છે. બધું ભૂલવાનું છે. દેહભાવ છોડવાનો છે. કૃપાળુદેવ લખે છે કે "અમે દેહધારી છીએ કે કેમ તે સંભારીએ ત્યારે માંડ જાણીએ છીએ." (૨૫૫) કેટલો અભ્યાસ ! આ ભવમાં કેટલાંય કપડાં પહેર્યાં તેને હવે સંભારતા નથી, તેમ દેહને સંભારવો નથી. શુદ્ધભાવમાં રહેવું. જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે વર્તવું તો કર્મ છૂટે. "કોઈ પણ કારણે આ સંસારમાં ક્લેશિત થવા યોગ્ય નથી." (૪૬૦).

૮ શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર સુદ ૧૨, ૨૦૦૮

કૃપાળુદેવના ગુણગ્રામ, ભક્તિ અને તેમનાં વચનોમાં ચિત્તની લીનતા કરવાની જરૂર છે. ભક્તિ કરે તેને સદાચાર રાખવાનો છે.

આત્માની સંભાળ લેવાની છે. આત્માની ઘાત કરનારાં કર્મો જાય, ત્યારે આત્મા નિરાવરણ થાય છે. દર્શનમોહથી હું દેહ છું એમ માને છે તેથી આત્માની શ્રદ્ધા ન થાય, દેહની શ્રદ્ધા રહે છે. કર્મને લઈને શરીર મળે છે. શરીર આત્માનું છે નહીં. પોતાનું નહીં તેને પોતાનું માની ખેદખિન્ન થાય છે. કર્મને લઈને શરીર બગડે તેને માટે ખેદ કરે છે. શરીર આદિ સર્વ કર્મને આધીન છે. શરીરનું સુખ તે સુખ નથી. સમાધિસુખ સાચું છે. પેલું તો આભાસ માત્ર છે. પાંચ ઇન્દ્રિયના વિષયની ઇચ્છા તે લોભ કષાય છે. ઇચ્છા એ જ લોભ છે. જેથી આત્મા સુખી થાય એવું જીવ કરતો નથી. એ બધું મિથ્યાદર્શનથી અવળું સૂઝે છે. મિથ્યાદર્શન જાય તો સુખી થાય.

"જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત."

અનંત દુઃખ પામ્યો તેનું કારણ શું? તો કે સ્વરૂપ ન સમજ્યો. સાપનો ભય લાગે છે, પણ મિથ્યાત્વનો ભય લાગતો નથી. સાપ તો એકવાર મરણ કરાવે, પણ મિથ્યાત્વ તો ભવોભવ જન્મમરણ કરાવે છે. જેવો સંગ મળે તેવું થાય છે. સાચો સંગ હોય તો મિથ્યાદર્શન જાય. ખોટો સંગ હોય તો સાચી વસ્તુ સૂઝે નહીં. મિથ્યાત્વથી અવળું સમજાય છે, આત્માને ભૂલી જાય છે, મોહમાં વખત જાય છે. એવા કુસંગથી છૂટવા માટે જ્ઞાની-પુરુષ કહે છે. કોઈ જીવ સમજે કે મારે સારું વાચવું, વિચારવું ઘટે છે, પણ કુસંગથી વિપરીત માર્ગમાં તણાઈ જાય છે. જગતને પૂંઠ દે, ત્યારે આત્મા ભણી વળે. બહારની વસ્તુઓમાં વૃત્તિ હોય ત્યાં સુધી ન થાય. હું દેહથી જુદો છું, મારે છૂટવું છે એમ વિચારવા માટે અને જન્મમરણથી છૂટવા માટે સંતપુરુષોએ આ સંતનું ધામ બનાવ્યું છે. પુણ્યનો ઉદય હોય તો જ સત્પુરુષ મળે.

જીવના ધાર્યા પ્રમાણે કંઈ થતું નથી. વસ્તુ જેમ થવાની હોય તેમ થાય છે માટે કલ્પનાઓ ન કરવી. શરીરને શરીર અને આત્માને આત્મા જાણે તો જીવને દુઃખ ન થાય. પારકી વસ્તુ પોતાની ન થાય. નાશવંતને નાશવંત જાણવું. વસ્તુનું સ્વરૂપ જેમ હોય તેમ જાણવું. શરીરનો મોહ છોડવો.

આત્મભ્રાંતિ એ દુઃખનું મૂળ છે. આત્મભ્રાંતિ જાય તો દુઃખ દૂર થાય. સદ્ગુરુનો ઉપદેશ સાંભળે, વિચારે, કહેલું ભૂલે નહીં તો દુઃખ જાય. દર્શનમોહ જાય તો સમ્યગ્દર્શન થાય. જગતમાં હું ને મારું માનીને ભૂલો પડ્યો છે, નહીં તો ભગવાન જેવો છે.

બધાય જીવ સિદ્ધ જેવા છે. સમજે તો સિદ્ધ થાય. સદ્ગુરુની આજ્ઞા આરાધે તો થાય. સિદ્ધસ્વરૂપ જેવો આત્મા છે. અશરીરી છે. તેને દેહની સાથે લેવાદેવા નથી. એકલો આવ્યો છે ને એકલો જવાનો છે. કશાયમાં ચિત્ત ન રાખવું. શરીર સારું છે, ખોટું છે એવા વિકલ્પ ન કરવા, ખસેડી નાખવા. કર્મ આગળ આવે ત્યારે ખસેડવાં. જ્ઞાનીને આશરે આશરે ચાલવું છે. જ્ઞાનીએ કોઈનું ભૂંડું ઇચ્છ્યું નથી. જે થાય તે જોયા કરવું. જે થાય છે તે ભલું થાય છે. ગરજ જાગશે તેમ તેમ યાદ રહેશે. "દેહની જેટલી ચિંતા રાખે છે તેટલી નહીં પણ એથી અનંતગણી ચિંતા આત્માની રાખ." (૮૪) સારી રીતે વિચારણા

કરે તો વચનો યાદ રહે છે. જેમ જેમ ઉપશમ અને વૈરાગ્ય આવે, અથવા ચાર કષાય અને પંચેન્દ્રિયની ઇચ્છા ઘટે, તેમ તેમ બુદ્ધિ વધે છે. વૈરાગ્ય અને ઉપશમની જરૂર છે. બીજી વસ્તુની ઇચ્છા ન થાય ત્યાં વૈરાગ્ય સહેજે થાય. મનમાં ખરાબ વિચાર ન પેસવા દેવા. ચોકી રાખવી. વિકલ્પમાં પડે તો પાર ન આવે. બધાનો સહેલો ઉપાય મંત્ર છે. મનને મંત્રમાં રોક્યું હોય તો સંકલ્પ–વિકલ્પ અટકી જાય.

કૃપાળુદેવ ઉપર પ્રેમ કરવાનો છે. મંત્ર સ્મરતાં મન કૃપાળુદેવમાં પરોવવું તો આનંદ આવે. મંત્રના ગુણો સાંભરે તો મન બીજે ન જાય. તેના વિચાર રહે તો શાંતિ રહે.

૯ શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર સુદ ૧૩, ૨૦૦૮
(મહાવીર જયંતિ)

પુણ્યનો ઉદય હોય ત્યારે સુખની સામગ્રી મળે છે. પણ તેમાં પાછો જીવ મોહ કરે છે. અનુકૂળ વસ્તુઓમાં જીવ સુખ માને છે. કોઈ સંપૂર્ણ સુખી જગતમાં નથી. એક સુખ હોય તો બીજું દુઃખ. સંસાર એકાંત દુઃખરૂપ છે. બધાય 'મને દુઃખ ન આવો' એમ ઇચ્છે છે, પણ દુઃખ આવે છે. સુખી થવાના પ્રયત્ન જીવ કરે છે પણ દુઃખી થાય છે. શાતાના ઉદયમાં જીવને સુખ લાગે છે, સુખમાં પ્રમાદ થાય છે. સમકિત લઈ દેવલોકમાં જાય તો ખોઈને પણ આવે–સુખ ભુલાવે છે. મોહ છે ત્યાં સુધી જંપવું નથી. મોહ છે ત્યાં સુધી સુખ નથી. સુભૂમ ચક્રવર્તીએ બાર ખંડ સાધવાની ઇચ્છા કરી તો સમુદ્રમાં બૂડી મર્યો. ઇચ્છાની હદ નથી. વ્યાકુળતા કરાવે છે. ભૂખ લાગે ત્યારે ખાય તેમાં સુખ શાનું? પુણ્યને લઈને પણ ઘણી ઇચ્છાઓ થાય છે. ઇચ્છાઓ છે તેથી શાતામાં પણ સુખ નથી. જીવ જે ઉપાય કરે છે તે જૂઠા છે. બાહ્ય વસ્તુમાં સુખ માને છે તે ભ્રાંતિ છે. જે નાશવંત છે તે તો નાશ પામશે; જે નાશ પામવાનો નથી એવા આત્માને ઓળખવો.

"આત્માથી સૌ હીન." આત્મા જ સાચો છે. ધન પૈસા પોતાના નથી; પોતાના હોય તો જાય નહીં. ખરું દુઃખ તો મોહ છે. એ ન હોય તો દુઃખમાં પણ સુખ લાગે. શ્રેણિક નરકમાં છે પણ સુખી છે. જીવને મોહ છે તેથી શરીર તે હું એમ માને છે. સમકિતીને 'જાણનારો હું છું, શરીર તો જવાનું છે' એમ હોય તેથી દુઃખ લાગે નહીં. ઇન્દ્રિયોથી સારું ખોટું ખબર પડે, તે સાથે મોહ હોય છે તેથી દુઃખી થાય છે. મુનિને ઉપસર્ગ આવે તો પણ દુઃખને ગણતા નથી. કેવલીને મોહ નથી તેથી દુઃખ નથી.

"આત્મભ્રાંતિ સમ રોગ નહીં." એ મોટો રોગ છે. વસ્તુ જેમ છે તેમ સમજાય, તો સામગ્રીના નિમિત્તે સુખી દુઃખી ન થાય. સમ્યગ્દર્શનની ભાવના કરે તોય લાભ થાય છે. સુખી થવું હોય તો આકુળવ્યાકુળ ન થવું. ગજસુકુમારને વેદના તો હતી, પણ ભગવાનના વચનનો લાગ લાગ્યો હતો તેથી મોક્ષ પામ્યા. આત્મા સ્વભાવે સુખી છે એમ માને તો બાહ્ય કારણોથી સુખદુઃખ ન લાગે.

✓આયુષ્યકર્મની સ્થિતિ હોય તેટલું જિવાય છે. મનુષ્યપર્યાયને 'હું છું' એમ માને છે. આત્મા દેહરૂપ નથી. ભ્રાંતિને લઈને પર્યાયને પોતાના સ્વરૂપે અનુભવે છે. આત્મા જન્મે

નહીં, મરે નહીં; સંયોગને લઈને જન્મ્યો અને મર્યો એમ કહેવાય છે. પણ આત્મા તો જીવતો જ છે. મરવું એક વાર છે પણ ડરે છે ઘણી વાર. સાપને દેખે તો ડરે કે મરી જવાશે. મરણથી બચવા કોઈ કોઈએ કિલ્લા બનાવ્યા પણ તેય મરી ગયા. ઇન્દ્ર મોટો કહેવાય છે, તેને પણ મરણ આવે છે. મરણ આવ્યા પછી એક સમય પણ ન જિવાય. અને આયુષ્ય પૂર્ણ ન થાય ત્યાંસુધી ઝેર ખાય તોય ન મરે. દેહ તો પડવાનો છે, આત્મા અમર છે, એમ જાણે તો ભય ન લાગે. આત્મા દેહ નથી, મનુષ્ય નથી, દેવ નથી, નારકી નથી, તિર્યંચ નથી, બ્રાહ્મણ નથી, વાણિઓ નથી, કાંઈ નથી. આત્માની આદિ નથી, અંત નથી. હું તો ચૈતન્ય દ્રવ્ય છું. પર્યાય પલટાય છે. મનુષ્યદેહ કપડાં જેવો છે. એ છૂટે પણ આત્માને નુકસાન ન થાય. સુખી થવાનો ખરો ઉપાય મોક્ષે જવું એ છે.✓

"દેહાદિક સંયોગનો, આત્યંતિક વિયોગ;
સિદ્ધ મોક્ષ શાશ્વત પદે, નિજ અનંત સુખભોગ."

*

સંસ્કૃતનો અભ્યાસ કરવો. ઘણાંખરાં શાસ્ત્રો મૂળ સંસ્કૃતમાં છે, તે સમજવામાં ઠીક પડે. પરમકૃપાળુદેવનાં વચનો પણ વિશેષ સમજાય. એક વચનમાં અનંત આગમ રહ્યાં છે, તે સમજવા માટે અભ્યાસ કરવાનો છે. કૃપાળુદેવે પ્રભુશ્રીજીને વૃદ્ધાવસ્થામાં પણ સંસ્કૃતનો અભ્યાસ કરવા જણાવેલું.

૧૦ શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર સુદ ૧૪, ૨૦૦૮

મનનો વિશ્વાસ રાખવા જેવું નથી. એને નવરું ન મૂકવું. નવરું મૂક્યું તો કંઈ ને કંઈ કરી બેસે. માટે એને હંમેશાં કામ સોંપવું. વાંચવું, વિચારવું, શીખવું અને જીવન નિયમિત કરી લેવું. નિમિત્ત સારાં રાખવાં કે જેથી સારા ભાવ રહે. બધી ઇન્દ્રિયોમાં રસેન્દ્રિય બળવાન છે. એને પોષે ત્યારે બધી ઇન્દ્રિયોને પોષણ મળે છે, જેમ વૃક્ષને મૂળથી પાણી મળે છે તેમ. બધેથી છૂટવું છે. ક્યાંય પણ રાગ કે આસક્તિ કરવી નથી. વચનનો પણ સંયમ રાખવો. જરૂર પડે તો જ બોલવું. નહીં તો સ્મરણ, વાચન, સદ્ભાવના, ભક્તિમાં રહેવું. વચન બોલવા, સાંભળવાથી આત્મામાં સંસ્કાર પડે છે, માટે એની બહુ જ સાવચેતી રાખવી કે જેથી ખરાબ સંસ્કાર ન પડે. આખા સંસારમાં મુખ્ય વસ્તુ ભોગ છે. તે જેને નથી જોઈતો, તેને પછી બધું સહજે પરમાર્થમાં મદદરૂપ થાય છે. આખું જગત ભોગમાં પડ્યું છે. એને અર્થે પૈસા એકઠા કરે, પાપ કરે, ન કરવાયોગ્ય કામ પણ કરે. પણ જેને સંસારનું મૂળ કારણ એવો આ ભોગ નથી જોઈતો, તેને તો બીજું સહજે છૂટી જાય છે. પણ એ બનવું બહુ વિકટ છે, કારણ અનાદિ કાળના સંસ્કાર સ્પર્શેન્દ્રિયના ઠેઠ એકેન્દ્રિયથી જ એને કેડે લાગેલા છે. એ છૂટવા માટે વિકટ સતત પુરુષાર્થની જરૂર છે. સારાં નિમિત્તોમાં રહી ઉપયોગપૂર્વક વર્તે તો કામ થઈ જાય એવું છે. આળસ અને પ્રમાદ આ જીવના અનાદિકાળના શત્રુ છે. માટે એમને વશ ન થવું. તપાસી તપાસીને એમને કાઢી મૂકવા છે, એવો દૃઢ નિશ્ચય કરી લેવો.

હવે તો છૂટવું જ છે. કંઈ ગ્રહણ કરવું નથી. મૂકવું, મૂકવું અને મૂકવું જ છે. દેહભાવ જીવને અનાદિકાળથી દૃઢ થઈ ગયો છે એટલે બીજાના દેહ પ્રત્યે પણ દૃષ્ટિ જાય છે. માટે 'હું દેહ નથી, દેહાદિ મારાં નથી' એવો દૃઢ અભ્યાસ કરવાની જરૂર છે. હંમેશાં 'હું દેહ નથી' એવો ઉપયોગ રાખવો. "હું તો જ્ઞાનીએ જાણ્યો એવો આત્મા છું." જીવ ધારે તે કરી શકે છે. પુરુષાર્થ કરે તો બધું થાય. આપણે વિચાર (વિમાસણ) કરીએ કે આ મન મારું વ્હાલું કેમ વશ થાય? પણ જો પુરુષાર્થ કરીએ તો એ જ મન બરાબર વશ થાય છે અને એને આપણે જેમ વાળવું હોય તેમ વળે છે. માટે સતત પુરુષાર્થની જરૂર છે. પ્રમાદ કર્ત્તવ્ય નથી.

૧૧ શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર સુદ ૧૫, ૨૦૦૮

ધર્મ વસ્તુ ભાગ્યશાળીને જ ગમે છે. પૂર્વના સંસ્કાર હોય તેને ગમે. દુઃખમાં વધારે લાભ થાય છે. દુઃખ આવે ત્યારે ધર્મ સાંભરે, સ્મરણમાં ચિત્ત રહે. જીવને સત્સંગની ઘણી જરૂર છે. સત્સંગ વધારે મળે એવું કરવાની જરૂર છે. સત્સંગ ન હોય ત્યારે મન બીજી વસ્તુમાં જઈ પડે છે. બીજા સંસ્કાર પડી જાય તો વ્રતભંગ થાય. માટે પહેલા આખો લાડવો મોઢામાં નહીં નાખતાં કકડા કરીને ખાવો તે નુકસાન નહીં કરે. ભાવના ઠેઠની રાખવી. મનને ફેરવવાનું છે. પીંપળપાન જેવું મન છે. મનથી કર્મ બંધાય છે. આત્મા ને દેહ જુદા દેખાય, જ્ઞાનીનું કહેલું સમજાય એટલા માટે વ્રત પાળવું છે. બ્રહ્મચર્યવ્રત હોય તેણે થોડા દિવસ પણ અહીં રહેવું, વાચન-ભક્તિમાં ચિત્ત રાખવું. કંઈક સમજણ આવે ત્યારે વ્રતથી વધારે લાભ થાય છે.

"પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન;
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન."

કંઈ સાથે નહીં આવે. ધર્મના ભાવ કરેલા સાથે આવશે. જેમ જેમ ધર્મની ગરજ જાગશે, તેમ તેમ ધર્મ વધારે સમજાશે. જીવને સત્સંગની ખામી છે. આત્માનું કામ કરવું હોય તેને બીજાં કામની નવરાશ ક્યાં છે? આત્મા માટે જીવવું છે એવું કરવાની જરૂર છે. કોઈ તો ગર્ભમાં આવતાં જ મરી જાય છે, કોઈ બે-પાંચ વર્ષનો થઈને મરી જાય છે, અને કોઈ પચાસ વર્ષનો થઈને પણ મરે છે. એમ આયુષ્યનું ઠેકાણું નથી. જેટલું જીવવું છે તેટલું સારું જીવવું છે. તે માટે મને સત્સંગ થાય તો સારું, એવી ગરજ રાખવી. અત્યારે દેહ છૂટે તો જીવ શું લઈ જાય? કંઈક ભક્તિ કરી હોય, વાચન-વિચાર કર્યા હોય તે સાથે આવે. પૈસા ટકા કંઈ સાથે ન આવે.

મનુષ્યભવમાં ખાઈએ, લહેર કરીએ એવું ન કરવું. ધર્મથી આત્માનું હિત થાય છે. જગતમાં ઇચ્છા છે તેટલું દુઃખ છે. દેવ પણ દુઃખી છે. દુઃખ એટલે મનમાં આકુળતા થાય તે. એ થવાનું કારણ ઇચ્છા છે. જીવ ઇચ્છા વગર રહેતો નથી, એક મટે તો બીજી. જેટલી ઇચ્છા થાય તેટલી પૂરી થાય એવું તો કંઈ ન હોય. પુણ્યવાન પણ સુખી નથી. વધારે ઇચ્છા થાય તો દુઃખી જ છે. જેટલી ઓછી ઇચ્છા તેટલો સુખી. મિથ્યાત્વ, અજ્ઞાન,

અસંયમ એ ઇચ્છા થવાનાં કારણો છે. માટે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્સંયમ કરવાં, તો ઇચ્છા મટી સુખ થાય.

પ્રથમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરવું. સમજણ ફરે તો ઇચ્છા જાય છે. સત્સંગ એનું સાધન છે. સત્સંગ કરે અને ઇચ્છા રોકે તો સુખી થાય. મોહનો ક્ષય કરે ત્યારે સાચું સુખ પ્રગટે, કેવળજ્ઞાન થાય. ત્યાર પછી અઘાતિકર્મ પણ ક્ષય થાય ત્યારે સંપૂર્ણ સુખી થાય.

**૧૨** શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૧, ૨૦૦૮

મોહનો ક્ષય થવાથી ઇચ્છા ઉત્પન્ન થતી નથી. ઇન્દ્રિયોથી અધૂરું જ્ઞાન થાય છે, પણ આત્માથી તો પૂર્ણ જ્ઞાન થાય છે. અત્યારે આત્મા ઉપર આવરણ છે તેથી ઇન્દ્રિયોથી જાણે છે. સંસારનાં કારણો મીઠાં લાગે, મોક્ષનાં કારણો અપ્રિય લાગે, એવી અવળી માન્યતા તે મિથ્યાત્વ છે. મોહને લઈને દુઃખ થાય છે, મોહ દૂર થાય તો સુખ છે. આત્મા નિરાવરણ થાય તો પરિપૂર્ણ સુખી જ છે. દુઃખ દૂર કરવાનો ઉપાય સમ્યગ્દર્શન છે. ભગવાને છ દ્રવ્ય કહ્યાં છે તેની આપણે ઓળખાણ કરવી છે. જેવું પદાર્થનું સ્વરૂપ છે તેવું માનવું તે સમ્યગ્દર્શન છે. અવળું માનવું અને મને સમજાયું છે તે સાચું છે એવો આગ્રહ તે મિથ્યાદર્શન છે. જે પ્રયોજનભૂત નથી તેને ન જાણે કે મિથ્યા જાણે તો હાનિ નથી પરંતુ* પ્રયોજનભૂતને યથાર્થ જાણે તો સમ્યગ્દર્શન થાય. સમ્યગ્દર્શન થાય તો સુખી થાય છે. દ્રવ્યલિંગી મુનિ અગિયાર અંગ ભણે તો પણ તેને સમ્યગ્દર્શન ન હોય, દેહાધ્યાસ ન છૂટે; અને તિર્યંચને પણ 'દેહથી હું ભિન્ન છું' એમ શ્રદ્ધા થાય તો સમ્યગ્દર્શન થાય છે. જ્ઞાનના ક્ષયોપશમ માત્રથી નહીં, પરંતુ દર્શનમોહ જવાથી સાચી શ્રદ્ધા થાય છે, ત્યારે સમ્યગ્દર્શન થાય છે.

દેહભાવને પોષવા માટે કંઈ ન કરવું. દેહભાવ છોડવાનો છે. શરીર પાસે ભક્તિનું કામ કરાવી લેવું. 'મોક્ષમાળા' મોઢે કરવા જેવી છે, મોક્ષનું બીજ છે. જગતના ભાવમાંથી વૃત્તિ ઉઠાડવી. જેને આગ્રહ હોય તેને સાચી વસ્તુ હાથ ન આવે. અંતરંગ જેનું ચોખ્ખું હોય તેને સાચી વસ્તુ પરિણમે. આપણા ભાવ સુધારવા માટે કરવાનું છે. ખરો ત્યાગ તો અંતરત્યાગ છે. જે વસ્તુનો મનમાંથી ભાવ ઊઠી ગયો તેટલો ત્યાગ થયો. બાહ્યત્યાગ પણ અંતરત્યાગ થવા માટે છે. જ્યાં સુધી બાહ્યત્યાગ ન થાય ત્યાં સુધી (નહીં ત્યાગેલી વસ્તુઓની) ઇચ્છા રહે છે તેથી જ્યાં જ્યાં વસ્તુઓ તૈયાર થતી હોય તે બધું પાપ આપણને લાગે. જ્ઞાનીએ કહ્યું તે સાચું માનવું, તો છુટાશે. આપણી બુદ્ધિ આગળ ન કરવી. જ્ઞાનીએ કહ્યું તે સાચું છે, એમ રાખવું.

ગચ્છમતનું કારણ અજ્ઞાન છે. જ્યાં સુધી મિથ્યાત્વ, અજ્ઞાન અને અહંભાવ–મમત્વભાવ છે ત્યાંસુધી સાચું સાધુપણું ન ગણાય. વેષથી કંઈ સાધુપણું ગણાય નહીં. આ હુંડાવસર્પિણી કાળ છે તેથી ધર્મમાં ઘણાં વિઘ્નો આવે છે. મૂળ વસ્તુ પર લક્ષ જાય તેને કશો ઝઘડો નથી. જોવા જેવો તો એક આત્મા છે. પારકી પંચાતમાં પડે તો પાર ન આવે.

* પં. ટોડરમલ્લજીવિરચિત 'મોક્ષમાર્ગપ્રકાશક' અધ્યયન ૪

૧૩ શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૨, ૨૦૦૮

પ્રયોજનભૂત તત્ત્વો એટલે મોક્ષે જવા માટે જે તત્ત્વો જાણવાં જરૂરનાં છે તે. જીવ માત્ર સુખને ઇચ્છે છે. દુઃખ જાય તો સુખ થાય. જીવાદિ તત્ત્વોની શ્રદ્ધારૂપ સમ્યગ્દર્શન છે, તે સુખનું કારણ છે. મિથ્યાત્વ દુઃખનું કારણ છે. મિથ્યાત્વ જાય તો સમ્યક્ત્વ થાય. હું કોણ છું ? શરીર કોણ છે ? એ ભેદ પાડે તો સુખ થાય. આત્માને જન્મમરણાદિનું દુઃખ લાગતું નથી. શરીરના ઉપચાર કરે તેથી દુઃખ દૂર ન થાય. આત્માથી ભિન્ન એવા દેહઘરને પોતાનું માને છે તેથી દુઃખ થાય છે. આત્માનું દુઃખ જન્મમરણ મટે તો જાય. તે માટે આત્માનાં લક્ષણ અને દેહનાં લક્ષણ ભિન્ન વિચારે.

"દેહ માત્ર સંયોગ છે, વળી જડ રૂપી દૃશ્ય;
ચેતનનાં ઉત્પત્તિ લય, કોના અનુભવ વશ્ય."

શરીર પરમાણુઓથી થયું તે જડ છે અને દૃશ્ય છે. તે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. આત્માનાં લક્ષણો એથી ઊલટાં છે. દેહ મડદું છે, એ ન જાણે. આત્મા અંદર હોય ત્યાંસુધી એને ફેરવે તેમ ફરે. પણ દેહમાંથી જીવ નીકળ્યો તો કંઈ ન થાય. દેહ તે હું એ ભૂલ છે. દેહ અજીવ વસ્તુ છે. આત્મા ચેતન વસ્તુ છે. બેય પદાર્થ જુદા છે. શરીરની શાતા-અશાતાને સુખદુઃખ માને છે એ કલ્પના છે. જ્ઞાનીએ કલ્પના કરવાની ના કહી છે. આત્મા તો માત્ર નિર્વિકલ્પ દ્રષ્ટા છે. કર્મથી દુઃખી થાય છે. કર્મ આવવાનાં કારણો પાંચ છે—(૧) મિથ્યાત્વ (૨) અવિરતિ (૩) પ્રમાદ (૪) કષાય (૫) યોગ.

ભ્રાંતિને લઈને જીવ દુઃખી થાય છે. ભ્રાંતિ એ મિથ્યાત્વ છે. દેહને આત્મા માને એ જ દુઃખનું કારણ છે. દેહને દેહ અને આત્માને આત્મા જાણે તો કર્મ ન બંધાય. તેથી પછી દુઃખ ન થાય. કર્મ કેવી રીતે આવે છે તે જાણવું જોઈએ. કર્મ આવે તેને રોકે તો કર્મ ન બંધાય. પાંચ આસ્રવમાં મિથ્યાત્વ મોટું છે. એ જાય તો બીજા ચારેય જાય. દેહમાં રહેલો જીવ જુદો છે એમ ભાસ્યા કરે એવું કરવાની જરૂર છે. કરવા માંડે તો થાય. જાણનારો આત્મા છે. દેખાય તે હું નહીં. આસ્રવ જવાથી કર્મ આવતાં રોકાય તે સંવર છે. થોડાં થોડાં કર્મો છૂટે તે નિર્જરા છે; અને બધાં કર્મ છૂટે ત્યારે મોક્ષ થાય છે. મોક્ષે જવું હોય તેણે નવે તત્ત્વો જાણવાં જોઈએ. મોક્ષનું સ્વરૂપ ન જાણે તો ઉપાય પણ ન કરે. મોક્ષ ન થાય તો સંસારમાં જન્મમરણનાં દુઃખ સહન કરે.

પ્રયોજનભૂત એ સાતે તત્ત્વો જાણવા જેવાં છે. આત્મા સર્વથી ભિન્ન છે, અસંગ છે. સાત તત્ત્વ જાણે તો ત્યાગવા યોગ્ય ત્યાગે અને ગ્રહણ કરવા યોગ્ય ગ્રહણ કરે. સાત તત્ત્વની પ્રતીતિ, શ્રદ્ધા તે સમ્યગ્દર્શન છે. શ્રદ્ધા થાય તો તે પ્રમાણે વર્તવા લાગે. દેહ તે હું એ ઊંધી શ્રદ્ધા છે, તે મિથ્યાત્વ છે; તેથી સંસાર થાય છે. દેહથી જુદો જીવ છે, એમ અજીવથી જીવને ભિન્ન જાણે, તેથી સમ્યગ્દર્શન થાય અને તેથી મોક્ષ થાય છે. બીજા પદાર્થો ન જાણે તો કંઈ નહીં પણ આ પ્રયોજનભૂત તત્ત્વો જાણવાં જોઈએ. પુણ્ય અને પાપ જુદાં ગણતાં

નવ તત્વ પણ કહેવાય છે. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ. જીવ-અજીવમાં એ નવે તત્વનો સમાવેશ થઈ જાય છે. તેથી જીવ અને અજીવ એ એની શ્રદ્ધા કરવાની છે. જો શ્રદ્ધા હોય તો દુઃખ ન થાય. જીવ ચૈતન્ય છે, એ મુખ્ય છે. જડ જુદું છે; એમ જાણે તો રાગદ્વેષ ન થાય.

હું સ્ત્રી, હું પુરુષ, હું નાનો, હું મોટો એ બધું રાગદ્વેષ થવાનું કારણ છે. હું ચૈતન્ય છું, દેહથી ભિન્ન છું, એમ જાણવું પ્રયોજનભૂત છે. મિથ્યાત્વ કેવું છે? એ જાણે તો છૂટે. સંસારમાં જીવે ઘણા દેહ ધારણ કર્યા છે એવો આ મનુષ્યદેહ પણ ધારણ કર્યો છે. શરીરમાં જીવ છે, એને કર્મનિમિત્તે બધી પુદ્ગલની વર્ગણા વળગી છે તેથી આ મનુષ્ય-પર્યાય થયો છે. પણ હું મનુષ્ય નહીં, તેમાં રહેલો તે હું જુદો છું એમ વિચારે તો મિથ્યાત્વ ઘટે. પરંતુ દેહ તે હું, દેહ મારો છે, દેહને થાય તે મને થાય છે, વિષય-કષાય મારા છે, એમ અહંભાવ-મમત્વભાવ કરે તેથી મિથ્યાત્વ વધે.

**૧૪** શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૩, ૨૦૦૮

મિથ્યાત્વને જાણે તો મિથ્યાત્વ ટળે. તેથી તેનું સ્વરૂપ કહે છે—

સંસારી જીવો અનાદિકાળથી અનેક દેહ ધારણ કરે છે. દેહમાં બે વસ્તુ છે : એક જીવ અને બીજી પુદ્ગલ. કર્મના નિમિત્તે શરીરની વર્ગણા ગ્રહણ કરી, 'તે હું છું' એમ માને છે, આત્મા અને દેહ બે જુદા છે તેને એક માને છે, તે મિથ્યાત્વ છે. આત્મામાં વિભાવ (ક્રોધાદિક કર્મજનિત ભાવ) થાય છે તેને પોતાના માને છે તે પણ મિથ્યાત્વ છે. આત્માના પ્રદેશો શરીર વધે ત્યારે ફેલાય છે અને શરીર ઘટે ત્યારે સંકોચાય છે, એમ શરીરપ્રમાણ રહે છે. બે પદાર્થ છે તેને જુદા માનતો નથી તે મિથ્યાત્વ છે. શરીરની ક્રિયાને અને આત્માની ક્રિયાને એક માને છે—સેળભેળ ખીચડો કરે છે—તે મિથ્યાત્વ છે. દેહમાં મન, ઇન્દ્રિય વગેરે છે તેને 'હું' માને છે. આત્માનું જ્ઞાન મન અને ઇન્દ્રિયને આધારે પ્રવર્તે છે. જાણે છે, જુએ છે, સાંભળે છે, સૂંઘે છે, ચાખે છે, સ્પર્શે છે તેમાં આત્માનો ઉપયોગ તે ભાવ છે અને પુદ્ગલરચના છે તે દ્રવ્ય છે. દ્રવ્યમન આઠ પાંખડીવાળા કમળ જેવું છે અને ભાવમન તે આત્મા છે. તેવી રીતે આંખની રચના તે દ્રવ્યઆંખ છે અને જોવાનો ઉપયોગ તે ભાવઆંખ છે. એમ પાંચે ઇન્દ્રિયનું જાણવું. પોતાનું શું છે? અને પારકું કેટલું છે? તેનો વિવેક નથી, એનું નામ મિથ્યાત્વ છે. રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ એ પુદ્ગલના ગુણપર્યાય છે, જાણવું એ આત્માનો ગુણ છે; તેનો ભેદ નથી રહેતો એ મિથ્યાત્વ છે.

જે જે કુળમાં ઊપજ્યો ત્યાં ત્યાં હું માને છે. શરીરના ઉત્પત્તિ-નાશને પોતાના જન્મ-મરણ માને છે. આત્મા શાશ્વત છે તે મનાતું નથી. પર્યાયબુદ્ધિથી મનુષ્ય, હાથી, પશુ એમ પોતાને માને છે; અંદર આત્મા છે, તેનું ધ્યાન નથી. ઉપરથી શરીરને જોઈને માતા, પિતા, સ્ત્રી આદિ માને છે. શરીરને આધારે બધો સંસાર છે. આત્મા જે મુખ્ય વસ્તુ છે તેનું ભાન નથી. 'હું જાણું છું' તેમાં પણ શરીર જે દેખાય છે તેને હુંપણે માને છે. નથી દેખાતો એવો જે અરૂપી આત્મા છે તેનું સ્વરૂપ ભાસતું નથી. આત્માની જગ્યા શરીરે લીધી

છે તેથી હું શરીર છું એમ થઈ ગયું છે. મનુષ્યપર્યાય તે જ હું એમ થઈ ગયું છે. આત્મા અને દેહને એક ક્ષેત્રાવગાહી સંબંધ છે. બેય પદાર્થ જુદા છે અને જુદાં જુદાં કામ કરે છે, છતાં જીવ પોતાને ભૂલી જાય છે. આત્મા તો જાણનારો જુદો છે. છતાં મિથ્યાત્વને આડે વિચાર જ નથી આવતો, વૃત્તિ આત્મામાં જતી નથી. મિથ્યાત્વ મંદ થાય અને સત્સંગ થાય, ત્યારે મારું શું તે જણાય.

મિથ્યાદર્શન અવળી સમજણ છે. જે પદાર્થ પ્રત્યક્ષ જુદા દેખાય છે, સ્ત્રી પુત્ર કાકા વગેરે, તેને પોતાના માને છે. શરીર નાશ પામવાનું છે, છતાં સદા રહેવાનું હોય એમ માને છે. બીજાને મરતા જુએ છે છતાં મારું શરીર અનિત્ય છે એમ સમજાતું નથી. કર્મ બંધાય એવાં કારણોમાં રાગ થતો હોય તો તેને સુખનાં કારણ માને છે. પૈસા કમાવા જાય ત્યાં શરીરને દુઃખ થાય, પરિશ્રમ પડે તોય તેને સુખ માને છે. જીવ અજીવ ભિન્ન ન ભાસે તે અયથાર્થ જ્ઞાન છે અને તેવી શ્રદ્ધા તે અયથાર્થ દર્શન છે.

ક્રોધ કરવાનો મારો સ્વભાવ પડી ગયો છે, એમ માને છે. કર્મને લઈને ભાવ થાય તે પોતાનો સ્વભાવ નથી, વિભાવ છે. જ્ઞાન દર્શન એ આત્માનો સ્વભાવ છે. સ્વભાવને સ્વભાવ અને વિભાવને વિભાવ માનતો નથી. મિથ્યાદર્શન બધે નડે છે. આથી મને કર્મબંધ થાય છે એમ સમજાતું નથી. દૃષ્ટિ બાહ્ય છે તેથી પોતાના ભાવ સુધરે છે કે નહીં તે જાણતો નથી. બધા દુઃખનું કારણ મિથ્યાત્વ છે, કષાય છે. પોતાને ક્રોધ થતો હોય તેથી પોતાને દુઃખી નથી માનતો, પણ એમ માને છે કે એણે મને ગાળો ભાંડી છે તેથી દુઃખી છું. આ ભાવ કરું છું તેનું ફળ શું આવશે? એ ભાસતું નથી.

કષાયની તીવ્રતા હોય તેથી નરકમાં જાય છે અને મંદ કષાય હોય તો દેવલોકમાં જાય છે. ત્યાં દેવલોકમાં પણ વ્યાકુળતા થાય છે તે ભાસતી નથી. જે ભાવોથી કર્મ આવે છે તે આસ્રવ તત્ત્વની શ્રદ્ધા નથી. તેથી કર્મને લઈને હું દુઃખી થાઉં છું એમ માનતો નથી. એક વખતે જે કર્મ આવ્યાં તે આઠે ભાગમાં વહેંચાય છે એને પ્રકૃતિબંધ કહે છે. કર્મ આપણી આંખોથી ન દેખાય. એ સુક્ષ્મ છે. કેવલી જાણે છે. બંધતત્ત્વની શ્રદ્ધા નથી એ મિથ્યાત્વ છે. આસ્રવ ન જાણે તો સંવરની ખબર ન પડે. જીવે કર્મ રોકાય એવું કર્યું નથી. સંવરથી સુખ થાય છે એની એને ખબર નથી. તેથી બીજા ઉપાય સુખ થવાના કરે છે.

**૧૫** શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૪, ૨૦૦૮

સત્પુરુષના બોધે જીવને સમજાય કે 'કર્મ આવે છે'. સત્પુરુષનો બોધ એ દર્શનમોહ હણવાનો ઉપાય છે. અહિતકારી વસ્તુ અહિતકારી લાગે તો છોડવાના ભાવ થાય. આસ્રવ થશે તે મારે ભોગવવા પડશે એમ લાગે તો આસ્રવ થવા ન દે. સંવર કરે. કર્મ નવાં ન આવે એવું તો સમ્યગ્દર્શન થાય પછી થાય છે. સમ્યગ્દર્શનથી સંવર થાય છે. બંધ વૃત્તિઓને ઉપશમાવે તેનું નામ સંવર છે. બંધવૃત્તિઓ ખોટી છે એવું જીવને ભાન નથી તેથી રોકતો નથી. દુઃખનું કારણ કર્મ છે. સંવર સુખરૂપ છે, એમ મિથ્યાત્વ માનવા દેતું નથી.

બંધને ઓળખતો નથી તો નિર્જરા કેમ કરે? કર્મ દેખાતાં નથી તેથી જેના નિમિત્તે કર્મ ઉદય આવે ત્યારે, તેણે મારું ભૂંડું કર્યું એમ માને છે. એથી કંઈ કર્મ જાય નહીં. નિમિત્ત છોડવાનો ઉપાય કરે છે. પણ કર્મ છૂટે એવો ઉપાય કરતો નથી. પોતાને અનુકૂળ કે ઇષ્ટ વસ્તુ મળી આવે ત્યારે કહે કે મેં કર્યું; પુણ્યથી થયું એમ નથી જાણતો. નિર્જરા તત્ત્વનું ભાન નથી. બંધ દુઃખરૂપ છે એમ ન જાણે તો એનો અભાવ કરવો એ સુખ છે એમ ક્યાંથી જાણે? કર્મના ફળનું ભાન નથી. ઘણી વસ્તુ એકઠી કરીએ તો સુખ થશે એમ માને છે, પણ ખરું સુખ તો અંતરમાં છે, બહાર નથી. બધાં કર્મ છોડે તો જ મોક્ષ થાય. ચક્રવર્તી ઘણું એકઠું કરે, પણ તેથી સુખી થતો નથી. મિથ્યાત્વ છે તે અવળું મનાવે છે.

મિથ્યાત્વને લઈને સાત તત્ત્વોની શ્રદ્ધા થતી નથી. 'એમ જ છે' એવો નિર્ણય નથી. પ્રયોજનભૂત તત્ત્વોની શ્રદ્ધા નથી તે જ મિથ્યાત્વ છે. પુણ્ય, પાપ, બંધ અને આસ્રવમાં વિભાવ છે તેથી હેય છે. જ્ઞાની એમ જાણે છે કે પુણ્યના ઉદયે સમાધિસુખ નથી. તૃષ્ણા છે એ જ અગ્નિ છે, આત્માને બાળનાર છે. પુણ્યના ફળથી પણ આત્માને શાંતિ ન થાય, પાપથી પણ ન થાય. કર્મરહિત થાય ત્યારે શાંતિ થાય છે. કોઈ કર્મ સુખ આપતું નથી; સુખ મોક્ષમાં છે. પણ મિથ્યાત્વ અવળું મનાવે છે. જ્ઞાનીઓએ મિથ્યાત્વને અહિતકારી કહ્યું છે તેથી છોડવા યોગ્ય છે.

મિથ્યાજ્ઞાનથી પણ જીવ દુઃખી થાય છે. સાત તત્ત્વોને અયથાર્થ જાણે તે મિથ્યાજ્ઞાન છે. જ્ઞાનના દોષ સંશય, વિપર્યય અને અનધ્યવસાય છે—

૧ સંશય—ઠૂંઠું હોય તે રાતે માણસ જેવું દેખાય ત્યારે સંશય થાય કે આ શું હશે? ચોક્કસ ન થાય એનું નામ સંશય છે.

૨ વિપર્યય—ઊંધું જાણે; જેમકે, દેહ તે હું છું એમ જાણે.

૩ અનધ્યવસાય—દેહમાં કોઈક છે ખરો એમ જાણે. સંશયમાં ડગમગતું છે, વિપર્યયમાં ઊલટું જણાય છે, અને અનધ્યવસાયમાં કંઈક છે એમ લાગે, પણ નિર્ણય નથી. પ્રયોજનભૂત નવ કે સાત તત્ત્વ કહ્યાં એ જાણવામાં ભૂલ હોય તો તે અજ્ઞાન અથવા મિથ્યાજ્ઞાન કહેવાય છે. અપ્રયોજનભૂતને યથાર્થ જાણે તો પણ કંઈ કામનું નથી. પ્રયોજનભૂતને યથાર્થ જાણે તો મોક્ષ થાય. અપ્રયોજનભૂતને જાણવામાં ભૂલ આવે તો હાનિ નથી, પણ સાત તત્ત્વ જાણવામાં ભૂલ આવે તો મોક્ષ અટકે એવું છે. મોક્ષના પ્રયોજનભૂત સાત તત્ત્વને યથાર્થ જાણવાં તે સમ્યગ્જ્ઞાન છે.

મિથ્યાદર્શનને લઈને જ્ઞાન મિથ્યા થાય છે. મિથ્યાત્વનો ઉદય હોય ત્યારે શાસ્ત્રો ભણે તો પણ અજ્ઞાન છે; કારણ કે શાસ્ત્ર ભણીને જે કરવું હતું તે ન થયું. ક્ષયોપશમ અવળો વાપરે તો બંધનરૂપ થાય છે.

સમ્યગ્દર્શન થતાં જ્ઞાન પણ સમ્યક્ થાય છે. જીવને મિથ્યાત્વ અવસ્થામાં મતિ શ્રુત અવધિ હોય છે, એ મિથ્યાત્વના ઉદયથી કુજ્ઞાન કહેવાય છે. સમ્યગ્દર્શન થાય ત્યારે તે સમ્યગ્જ્ઞાન કહેવાય છે. સમ્યગ્દૃષ્ટિ સર્પને દોરડી કહે તેથી કંઈ મિથ્યા કહેવાય નહીં,

કેમકે પ્રયોજનભૂત નથી; અને મિથ્યાદૃષ્ટિ સર્પને સર્પ અને દોરડીને દોરડી જાણે તોય મિથ્યા છે. મિથ્યાત્વનો ઉદય હોય છતાં જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ હોય તેથી જાણે કે આ મોક્ષનાં કારણો છે તે સુખનાં કારણ છે. એમ છતાં મિથ્યાત્વનો ઉદય એને ખેંચે છે તેથી માન્યતામાં બેસતું નથી ને સંસારને ભજે છે. મિથ્યાત્વના ઉદયથી આત્મામાં વૃત્તિ જાય નહીં. આત્મા પરમાનંદરૂપ છે એમ મિથ્યાત્વ માનવા દેતું નથી આત્મા અસંગ છે, મોક્ષસ્વરૂપ છે, એ માનવામાં આવતું નથી. જીવને મોક્ષનાં કારણ જાણવાની શક્તિ છે, પણ તેને જાણતો નથી. જે મોક્ષ થવામાં કામ ન આવે તેને જાણ જાણ કરે છે. મનુષ્યભવ છે ત્યાંસુધી આત્માનું કામ કરી લઈએ એમ સૂઝતું નથી. મિથ્યાત્વ મંદ પડે ત્યારે લાગે કે આ કામ પહેલાં કરવા જેવું છે.

૧૬ શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૫, ૨૦૦૮
(કૃપાળુદેવની નિર્વાણતિથિ)

જીવ યથાતથ્ય ન સમજી શકે એનું કારણ જ્ઞાનાવરણીયકર્મ છે. મિથ્યાદૃષ્ટિ જ્ઞાનાવરણીયના ક્ષયોપશમ પ્રમાણે અપ્રયોજનભૂતને તો જાણે, જેમકે એંજિન ચલાવવા વગેરેની કળાઓ જાણે, પણ પ્રયોજનભૂતને ન જાણે. એકેન્દ્રિય વગેરેને જ્ઞાનાવરણીય અને મિથ્યાત્વ એ બન્નેનો ઉદય છે. જે વસ્તુ ન જાણે તેની શ્રદ્ધા ન થાય. મિથ્યાત્વસહિત જ્ઞાન હોય તેને સમ્યગ્જ્ઞાન ન કહેવાય. મોક્ષમાર્ગમાં સમ્યગ્દર્શન મુખ્ય છે તેથી પહેલું કહ્યું છે. મિથ્યાદૃષ્ટિ સોનાને સોનું જાણે; અને સમ્યગ્દૃષ્ટિ પણ એ જ પ્રમાણે જાણે. એનું સાચું છે અને પહેલાનું મિથ્યા છે.

પ્રશ્ન—પહેલાનું મિથ્યા કેમ કહેવાય ?

પૂજ્યશ્રી—મિથ્યાદૃષ્ટિને મોહ છે. સમ્યગ્દૃષ્ટિને સોનાનું માહાત્મ્ય નથી. મોક્ષ ભણી જ તેની રુચિ છે, તેથી વૈરાગ્યનું કારણ છે.

મોક્ષમાર્ગમાં સમ્યક્ત્વની મુખ્યતા છે. એનું માહાત્મ્ય છે. એ વગર જ્ઞાન મિથ્યા છે. સમ્યગ્દર્શન હોય તો સમ્યગ્જ્ઞાન હોય. બન્ને સાથે જ હોય છે. સમ્યગ્જ્ઞાનદર્શન વિના ચારિત્ર મિથ્યા છે. મિથ્યાદર્શનજ્ઞાનચારિત્ર એ સંસારનાં કારણો છે. મિથ્યાત્વનો ઉદય હોવાથી મિથ્યાદૃષ્ટિ પોતાની શક્તિ સંસાર વધારવામાં વાપરે છે. સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્ર એ મોક્ષનો માર્ગ છે. તેમાં પ્રયોજનભૂતને યથાર્થ વિચારવાની જરૂર છે.

રોજ એકાદ કલાક સત્શાસ્ત્ર વાંચવા વિચારવાનો દરેક મુમુક્ષુએ નિત્યનિયમ રાખવાનો છે. કોઈ દિવસે પણ ચૂકવું નહીં. ભલે શાસ્ત્ર વાંચતાં મૂંઝવણ આવતી હોય, ન ગમતું હોય, તો પણ એ વાંચવું વિચારવું. પછી ટેવ પડી ગયા પછી સહજ થઈ જશે. જેમ બને તેમ આરંભપરિગ્રહનો ત્યાગ કરવો.

મુમુક્ષુ—આ મારા જેવો આરંભપરિગ્રહ ત્યાગ કરી નવરો બેઠો હોય એને ત્યાગ કર્યો કહેવાય કે નહીં ?

ઉત્તર—અંતરથી ત્યાગ કરવાનો છે. એ છોડી પાછા આખા ગામનું માથે લેવું હોય તોય લેવાય. અવકાશ મેળવીને વૃત્તિઓને શમાવવી, એવો નિયમ કરવો. આરંભપરિગ્રહ

જેમ બને તેમ ઓછા કરવા. નકામાં માથાં મારવાં નહીં. તેમાંથી વૃત્તિ ઊઠે—આરંભપરિગ્રહ ઝેર જેવા લાગે ત્યારે વૃત્તિ સત્શાસ્ત્રમાં રહે. બધેથી રુચિ પલટાવવાની છે. આરંભપરિગ્રહથી વૃત્તિ પાછી વાળવી એ બહુ અઘરી વાત છે.

એક મુનિ હતા. તેઓએ પાસે એક મહોર રાખી હતી. તેથી તેઓ પરિગ્રહત્યાગ સંબંધી ઉપદેશ કરી શકતા નહીં. ઘણી વસ્તુ હોય તો જ જીવને ખેંચે એમ પણ નથી, થોડી પણ ખેંચે છે. કારણ કે થોડી તો થોડી, પણ નમૂનો તો એ છે, સંસારમાં વૃત્તિ રખાવે એવી જાત છે.

પર્વના દિવસે જીવને જે પહેલાં સાંભળ્યું હોય તે તાજું થાય છે. આપણાં અહોભાગ્ય કે ભક્તિ ને સત્સંગનો યોગ મળ્યો. નહીં તો કૃપાળુદેવ લખે છે કે "ભક્તિ અને સત્સંગ એ વિદેશ ગયાં છે." (૧૭૬) કંઈ ન થાય તો સ્મરણમાં રહેવું. શક્તિ છે ત્યાંસુધી એમાં વૃત્તિ રાખવી.

જ્ઞાનીએ જાણ્યો એવો મારો આત્મા છે એ ભાવના રાખવી, અને સત્શાસ્ત્ર વાંચવા વિચારવાનો નિયમિત વખત રાખવો. કૃપાળુદેવ મને જ કહે છે એવો લક્ષ રાખીને વચનામૃત વાંચવું. મારે ઘેર જ કૃપાળુદેવ આવ્યા છે એમ જાણવું.

**૧૭** શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૬, ૨૦૦૮

પોતાના રાગદ્વેષભાવથી કર્મ બંધાય છે. કર્મના ઉદયથી સુખદુઃખ થાય છે. શુભકર્મ હોય તો સારું ફળ આપે, અશુભ હોય તો અશુભ ફળ આપે. ભાવને લઈને કર્મ બંધાય છે. ઇચ્છા થાય એથી કર્મ બંધાય છે. ઇચ્છા ન કરવી હોય તો ન થાય. ઇચ્છા કરવાની ટેવ પડી ગઈ છે. ઇચ્છા રોકવા તપ કરવાનું છે.

"ઇચ્છારોધન તપ નમો, બાહ્ય અંતર દુભેદેજી;
આતમસત્તા એકતા, પરપરિણતિ ઉચ્છેદેજી." (નવપદ પૂજા)

કર્મ બંધામાં હોય પરંતુ ભાવ ફરે તો કર્મ પણ ફરી જાય. સારાં નિમિત્ત રાખવાં. કર્મ ઉપર રાગદ્વેષ કરવા મિથ્યા છે કારણ કે પોતે જ કરેલાં છે. રાગદ્વેષ કરે છે એ મિથ્યા-ચારિત્ર છે. નકામી ચિંતા જીવને દુઃખી કરે છે. કામને સંકલ્પ કહ્યો. સંકલ્પને લઈને કામ થાય છે. સંકલ્પ જેણે રોક્યા એને કર્મ—ઇષ્ટ અનિષ્ટ—ઘણાં રોકાય છે. કૃપાળુદેવે લખ્યું છે કે "ભોગના વખતમાં યોગ સાંભરે એ હળુકર્મીનું લક્ષણ છે" (૨૧-૩૯). આત્મા જાણ્યો હોય તો આત્મામાં રમણતા રહે. ન જાણ્યો હોય તો યોગ્યતા આવ્યે વૃત્તિ રોકાય તો વિચાર જાગે. ઠેકાણે ઠેકાણે વૃત્તિ રહે તો વિચાર ન આવે, નવરો પણ ન થવા દે. શારીરિક ફાયદા બ્રહ્મચર્યથી થાય છે. મનની અસર શરીર ઉપર પણ થાય છે. પુરુષાર્થ કરે તો કષાય ઉપશાંત થાય છે. જાણવાયોગ્ય આત્મા છે. આત્મા સ્વપર-પ્રકાશક છે—પોતાને જાણે, પરને પણ જાણે. આત્માને જાણ્યો તેણે સર્વ જાણ્યું. મોહ ભૂલ કરાવે છે.

**૧૮** શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૭, ૨૦૦૮

રાગદ્વેષનું કારણ પર્યાયદૃષ્ટિ છે. પર્યાયદૃષ્ટિ છે તેથી મૂળદ્રવ્યનું ભાન નથી. શરીર

હું છું એમ માને છે. પોતાને ગમે એવી અવસ્થામાં રાગ કરે છે અને ન ગમે એવી અવસ્થામાં દ્વેષ કરે છે. બાહ્યદૃષ્ટિ છે ત્યાંસુધી બાહ્યમાં રાગદ્વેષ થયા કરે છે. આખો સંસાર રાગદ્વેષરૂપ જ છે, પોતાને કંઈ લેવાદેવા ન હોય તો પણ રાગદ્વેષ નકામા કરે છે. કલ્પના કરીને સુખદુઃખ ઊભાં કરે છે. ગાય વાછરડા પર રાગ કરે છે—વાછરડું તેને કંઈ સુખી ન કરે, તોય તેના ઉપર રાગ કરે છે. તેવું જીવ કરે છે. એ ટેવ સમજણ આવ્યે ઘટે. મારે આત્મા સાથે સંબંધ છે, દેહની સાથે લેવાદેવા નથી; તો શા માટે દેહ ઉપર રાગ કરું ? સ્મરણ કરવાની ટેવ પાડવી. ઘડીયે ઘડીયે મનને તપાસવું કે શું કરે છે ? તો ખબર પડે. જન્મમરણનો ત્રાસ લાગવો જોઈએ. હઠ કરીને સ્મરણમાં ચિત્ત રાખવું. એમનું એમ ન થાય. જ્યારે ત્યારે પુરુષાર્થ કરશે ત્યારે જ થશે. જીવને બીજામાં રાગદ્વેષ કરવાની ટેવ પડી ગઈ છે. પર્યાયદૃષ્ટિ એ મિથ્યાદૃષ્ટિ છે. 'શરીર તે હું છું' એ મોટી ભૂલ છે. એમાં ભેદજ્ઞાન નથી. શરીર ઉપર રાગ કરે તે અવિચાર છે, વિચારની ખામી છે. અવિચાર એ બધા અજ્ઞાનનું મૂલ છે. "કર વિચાર તો પામ." વિચાર કરતો નથી. શરીર જુદું છે એમ એને ભાસતું નથી.

જેવાં નિમિત્ત મળે તેવા ભાવ થાય છે. પર પદાર્થ એ રાગદ્વેષ થવામાં નિમિત્ત છે. ચારિત્રમોહ રહે ત્યાંસુધી રાગદ્વેષ રહે છે. દર્શનમોહનીય ગયા પછી ચારિત્રમોહનીય રહે, પણ તે ઢીલું પડી જાય છે. ચારિત્રમોહના ઉદયે રાગદ્વેષ થાય છે એમ સમ્યક્ત્વી જાણે છે, તેથી તેને વધારવામાં તેની પ્રવૃત્તિ થતી નથી. રાગદ્વેષ થવામાં મૂળ કારણ ચારિત્રમોહ છે. બાહ્ય પદાર્થ કંઈ રાગદ્વેષ ન કરાવે. મહામુનિને બાહ્ય કારણ હોવા છતાં રાગદ્વેષ થતા નથી. ચારિત્ર-મોહના ૨૫ ભેદ છે : ૧૬ કષાય અને ૯ નોકષાય.

સ્વરૂપાચરણ ન થાય ત્યાંસુધી ખરો વૈરાગ્ય હોતો નથી. અનંતાનુબંધી જાય ત્યારે સ્વરૂપાચરણ કરવાની શક્તિ પ્રગટે છે. એ વિના ચારિત્ર તે મિથ્યાચારિત્ર છે. પાંચ ઇન્દ્રિય અને મનને ન જીતે અને છકાયની રક્ષા ન કરે એ બાર પ્રકારે અવિરતિ અથવા અસંયમ છે.

સદ્ગુરુનો યોગ હોય, સાંભળવાનું હોય તોય જીવ માનતો નથી કે આત્મા મરતો નથી. ભૂતના પ્રસંગો પ્રત્યક્ષ જોયા છતાં, આત્મા મરતો નથી એમ થતું નથી. જાતિસ્મરણ થાય ત્યારે જાણે કે આ મારો પિતા હતો, કાકો હતો અને તેમાં ઊલટો મોહ કરે. અંદર કર્મ ફરે ત્યારે દશા ફરે. દર્શનમોહ ઓછો થાય ત્યારે એનું જ્ઞાન સવળું થાય છે.

પ્રત્યક્ષ દેખે છે તો પણ સમજતો નથી. ઘડીકમાં નાશ પામતા ધનાદિને દેખે છે, છતાં "મારું" માને છે. મરવાનું છે એમ જાણે, પણ મનુષ્યભવમાં જે કંઈ કરવા જેવું છે તે ન કરે. કંઈક આત્મહિત કરી લેવું, એવું ભાન નથી. પરભવમાં જવું છે તેને માટે તો કંઈ કરતો નથી અને છોકરા વગેરે જે અહીં પડ્યા રહેવાના છે, છતાં તેઓને માટે પૈસા વગેરે કમાય છે. એ બધું મોહના ઉદયે થાય છે.

**૧૯** શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૯, ૨૦૦૮

આત્માનું સ્વરૂપ તો સહજ સ્વરૂપ છે; કર્મને લઈને વિભાવરૂપ છે. જેમ સ્ફટિકરત્ન

કાળી વસ્તુ ઉપર પડ્યું હોય તો કાળું દેખાય છે, પણ જો ઊંચું લઈ દેખીએ તો શ્વેત દેખાય છે. વિભાવથી રહિત આત્માનું સ્વરૂપ છે. સહજ સ્વરૂપ એટલે વિભાવથી રહિત સ્વરૂપ. આત્મામાં શુદ્ધાશુદ્ધની કલ્પના નથી, પણ કર્મના યોગે એમ કહેવું પડે છે. આત્મા આત્મા જ છે. ઘણીવાર કીડી મકોડી થયો, ઘણીવાર મનુષ્ય પણ થયો, પણ આત્મા કીડી મકોડી કે મનુષ્ય નથી.

સમ્યક્ત્વ થાય એટલી શક્તિ બધાને છે. પણ મિથ્યાત્વને લઈને તત્ત્વવિચાર ભણી વૃત્તિ જતી નથી. મિથ્યાત્વને લીધે અનંતકાળ ગયો છે. ઘણી વખત અવધિજ્ઞાન (વિભંગ) આદિ પણ થયાં પણ આત્માનું ભાન ન થયું. મરણનો ભય લાગતો નથી. જેને જાગૃતિ છે, એવા પુરુષથી જાગૃતિ આવે છે. પોતે સ્વચ્છંદે કરે તેથી જાગૃતિ ન થાય.

"પરમ નિધાન પ્રગટ મુખ આગળે, જગત ઉલંઘી હો જાય, જિનેશ્વર." (આ. ૧૫)

અંદર ગરજ હોય તો થાય. આત્માના વિચાર કરવા માટે આશ્રમમાં રહીએ છીએ. શરૂઆતમાં તો ત્યાગ કરીને વિચાર કરવાનો છે.

**૨૦** શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૧૦, ૨૦૦૮

[આજે શાંતિનાથનું સ્તવન બોલાયા પછી પૂજ્યશ્રીએ પૂછ્યું—એમાં શું આવ્યું ? પછી પોતે વિવેચન કર્યું.]

"શાંતિસ્વરૂપ કેમ જાણીએ, કહો મન કેમ પરખાય રે ?"

એવો પ્રશ્ન થયો એ ક્ષયોપશમલબ્ધિ છે.

"ભાવ અવિશુદ્ધ સુવિશુદ્ધ જે, કહ્યા જિનવર દેવ રે;
તે તેમ અવિતત્થ સદ્દહે, પ્રથમ એ શાંતિપદ સેવ રે."

એનું ભાન થાય, અર્થાત્ આ શુદ્ધભાવ છે અને આ અશુદ્ધભાવ છે એવો ભેદ થાય, તે બીજી વિશુદ્ધિલબ્ધિ છે.

"આગમધર ગુરુ સમકિતી, કિરિયા સંવર સાર રે;
સંપ્રદાયી અવંચક સદા, શુચિ અનુભવ આધાર રે."

સદ્ગુરુનો યોગ થાય અને દેશના પ્રાપ્ત થાય એ દેશનાલબ્ધિ અને વિશેષ સમજાય એ પ્રાયોગ્યલબ્ધિ છે. અને પછી કરણલબ્ધિ આવે ત્યારે સમકિત થાય. તે પ્રાપ્ત કરવા માટે—

"દુષ્ટજન સંગતિ પરિહરી, ભજે સુગુરુસંતાન રે;
જોગ સામર્થ્ય ચિત્ત ભાવ જે, ધરે મુક્તિ-નિદાન રે."

એટલે કુસંગ તજી સત્સંગ કરવો. દર્શનમોહ ગયા પછી ચારિત્રમોહ રહે છે, તેને દૂર કરવા પુરુષાર્થ કરવાનો છે. ચારિત્રમોહ દૂર કરવા 'જોગ સામર્થ્ય' એટલે વીર્ય સ્ફુરે તેથી ચારિત્રમોહ દૂર થાય. જોગ સામર્થ્ય એ મુક્તિનું કારણ છે. પછી આગળ દશા વધે છે ત્યારે સમભાવ આવે છે, ત્યારે મોક્ષ અને સંસાર બેઉ સરખા લાગે છે. પહેલાં તો મોક્ષની ઇચ્છા હતી, પણ હવે સ્વરૂપરમણતા થઈ તેથી બેઉ ઉપર સમભાવ આવ્યો.

"ૐ જેની મોક્ષ સિવાય કોઈ પણ વસ્તુની ઇચ્છા કે સ્પૃહા નહોતી અને અખંડ

સ્વરૂપમાં રમણતા થવાથી મોક્ષની ઇચ્છા પણ નિવૃત્ત થઈ છે તેને હે નાથ! તું તુષ્ટમાન થઈને પણ બીજું શું આપવાનો હતો?" (૬૮૦) સ્વરૂપ રમણતા થાય પછી કોઈ પણ વસ્તુની ઇચ્છા રહેતી નથી. પછી પોતે પોતાને કહે છે—

"અહો! અહો! હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે;"

મને ધન્ય છે કે વીતરાગનો કહેલો પરમ શાંતરસમય ધર્મ પૂર્ણ સત્ય છે તે તરફ મારું વલણ થયું! પોતે ધન્ય છે એમ લાગે છે.

"સત્પુરુષમાં જ પરમેશ્વરબુદ્ધિ એને જ્ઞાનીઓએ પરમ ધર્મ કહ્યો છે." (૨૫૪) એ વિના ભક્તિ આવતી નથી.

એક ભાઈ—"તાહરી ગતિ તું જાણે હો દેવ; સ્મરણ ભજન તે વાચક યશ કરે જી." એટલે શું?

પૂજ્યશ્રી—હે ભગવાન, તારું અદ્ભુત રૂપ દેખીને આત્મા અરૂપી બને છે, મોક્ષ પામે છે. એ શાથી બને છે? તો કે 'તાહરી ગતિ તું જાણે હો દેવ.' મને ખબર નથી, પણ તું જાણે છે. હું તો તારું સ્મરણ ભજન કરું છું.

× × × ×

જ્ઞાનીની આજ્ઞાથી લાભ થાય છે. કોઈના કહેવાથી ધર્મ કરવામાં પાછું ન પડવું.

× × × ×

અસંગ થવાનું છે. "હું અસંગ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ છું." એવી જીવે ભાવના કરવાની છે. "વર્ધમાન સમકિત થઈ ટાળે મિથ્યાભાસ."

"મારું તારું" આભાસ છે, ખરું તો છે નહીં. જેને ભેદ પડ્યો છે તેને આ જુદું લાગે છે. "કલ્પિતનું આટલું બધું માહાત્મ્ય શું?" (૫૭૬) જન્મમરણ કરવાનું કારણ 'મારું તારું' છે. આત્મા તો શુદ્ધચૈતન્યસ્વરૂપ છે. જંગલમાં બેઠા બેઠા મુનિઓ આત્માનું ચિંતન કરે છે કે 'આત્મા પ્રાપ્ત કરવા જેવો છે', 'પુરુષાર્થ વિના સિદ્ધ થાય એમ નથી.' એમ ઉપનિષદમાં વચનો છે. એવાં આ કૃપાળુદેવે પણ છુટક છુટક વચનો લખ્યાં છે.

યાજ્ઞવલ્કય નામે બ્રાહ્મણ હતો. તે જનકરાજાના દરબારમાં જતો. એક વખત રાજાએ તેને પૂછ્યું, ત્યાગનું સ્વરૂપ કેવું છે? બ્રાહ્મણે કહ્યું, કાલે કહીશું. પછી તે ઘેર ગયો. તેને મૈત્રેયી અને કાત્યાયિની નામે બે સ્ત્રીઓ હતી. તેમને ધન વહેંચવા લાગ્યો અને કહ્યું કે તમે અર્ધું અર્ધું વહેંચી લ્યો. હું તો ત્યાગ લઉં છું. મૈત્રેયીએ કહ્યું, ધનથી મોક્ષ મળશે? તે વિચારવાન હતી તેથી કહે, મોક્ષ મળતો હોય તો આપો. પછી તેણે પણ ત્યાગ લીધો અને કાત્યાયિનીને ધન આપ્યું. પછી બીજે દિવસે યાજ્ઞવલ્કય જનકરાજાના દરબારમાં ગયો. રાજાએ જાણી લીધું કે આ ત્યાગનું સ્વરૂપ છે. વગર કહ્યે જાણી લીધું.

કૃપાળુદેવને પરને અનુગ્રહ થાય એવી વૃત્તિ હતી. કૃપાળુદેવ કહે છે કે "તું પોતે પ્રથમ ચૈતન્ય જિનપ્રતિમા થા." (હા. નોં. ૨–૧૮). તો પછી બીજાના ઉપર અનુગ્રહ થશે! ચૈતન્ય જિનપ્રતિમા થવાનો કાળ છે? તો કે એવી કલ્પનાથી નિર્વિકલ્પ થા. કાળને એક બાજુ

મૂક, શૂરવીર થા. જે નડે છે તેને કૃપાળુદેવ કહે છે કે—

"હે કામ ! હે માન ! હે સંગઉદય ! હે વચનવર્ગણા ! હે મોહ ! હે મોહદયા ! હે શિથિલતા ! તમે શા માટે અંતરાય કરો છો ? પરમ અનુગ્રહ કરીને હવે અનુકૂળ થાઓ ! અનુકૂળ થાઓ." (હા. નોં. ૨–૧૯)

પ્રશ્ન—મોહદયા એટલે શું ?

પૂજ્યશ્રી—મોહ પોષાય અને કહે કે આ છોકરાં છે, તે બિચારાંને કમાઈ આપું, નહીં તો તેઓનું શું થશે ? એવી દયા તે મોહદયા છે. બૈરાંછોકરાંને માટે કરવું પડે છે, તે મોહદયા છે. મારી સાથે પહેલાં પેટલાદમાં એક છોકરો ભણતો હતો. હું અહીં આશ્રમમાં રહ્યો. પછી એક વાર તે મને મળવા આવ્યો. ત્યારે તેણે કહ્યું કે તમે ત્યાગ કર્યો અને મેં ત્યાગ ન કર્યો તો શું ? મારે કંઈ સાથે આવવાનું નથી અને તમારે પણ આવવાનું નથી. એમ મોહદયા છેતરે છે. વ્રતનિયમ લીધાં હોય તો તે મોહદયાથી ઢીલાં પડી જાય.

**૨૧** શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૧૧, ૨૦૦૮

મોટું પુસ્તક-વચનામૃત વાંચવું, ઘણા વૈરાગ્યનું કારણ છે. આત્મામાં કંઈ ભેદ નથી. વેદાંતી જૈન એ દેહના ધર્મો છે. આત્મા કંઈ વેદાંતી જૈન નથી. "આત્મવિચાર કર્તવ્યરૂપ ધર્મ ભજવો યોગ્ય છે." (૩૭૫) જેમ કૃપાળુદેવે કહ્યું તેમ છે. હું કોણ ? એનો વિચાર નથી આવતો. ચૈતન્ય છે. આત્માનો સ્વભાવ અચિંત્ય છે. આત્માનો સ્વભાવ તો શુદ્ધ ચૈતન્યસ્વરૂપ છે.

"ઘટ પટ આદિ જાણ તું, તેથી તેને માન;
જાણનાર તે માન નહીં, કહિયે કેવું જ્ઞાન."

આત્મા ન હોય તો મડદું છે, બાળી નાખે. સમ્યગ્દૃષ્ટિની શ્રદ્ધા સવળી હોય છે. રાગદ્વેષ નથી કરવા એમ ભાવના રહે છે.

✓એક વાર સમકિત થયું અને ફરી મિથ્યાત્વમાં આવે તે સાદિમિથ્યાત્વ છે. સુખનું કારણ સમ્યક્ત્વ છે. પૈસાટકા આદિને સુખ માને છે, પણ એ સુખ નથી. સમ્યક્ત્વ આવે ત્યારે એને સુખ પ્રાપ્ત થાય. સમ્યક્ત્વ વિના મોક્ષ થાય નહીં, સમજાય પણ નહીં. એનું માહાત્મ્ય હોય તો એવા મહાત્માને શોધે. જ્યાં સમ્યક્ત્વ પ્રગટ છે એવા મહાત્માને શોધે. ભક્તિનું કારણ એ જ છે. ગુણ છે તે ગુણીથી અળગો રહેતો નથી. મહાપુરુષ પાસે સમ્યગ્દર્શન હોય. બીજે સમ્યક્ત્વ જોવા જાય તો મળે નહીં. સંસારનું દુઃખ કેટલું ભોગવ્યું છે, એનો હિસાબ આવે એવો નથી.

"જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત."

અનાદિથી ભોગવતો આવ્યો છે, છેડો આવે નહીં. દેખતભૂલી છે. જેણે જે ગુણોને ઓળખ્યા છે, તે તેની સાથે વાત કરે છે.

પ્રશ્ન—"કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો." એટલે શું ?

પૂજ્યશ્રી—કંઈ કરવાનું રહે નહીં.

સમ્યગ્દર્શન થાય પછી શ્રદ્ધા જાય નહીં. ભગવાન સાચું કહે છે. તેની આરાધના જે કરતા હોય તેની પાસે જાણીને ઉપાસના કરવી. મિથ્યાત્વમાં પરિણમ્યો હતો ત્યાંથી ફરી આત્મામાં પરિણમ્યો. ત્યાં આત્મા જ ફર્યો છે. અનંતાનુબંધી જાય ત્યાં સ્વરૂપરમણતા થાય છે. સમ્યગ્દર્શન સાથે જ સ્વરૂપરમણતા શરૂ થાય છે. સમ્યક્ત્વીને મોક્ષની મીઠાશ લાગે છે.

"ધર્મજનિત પણ ભોગ ઈહાં તેમ, લાગે અનિષ્ટ તે મનને રે."

એ સમ્યક્ત્વનું લક્ષણ છે.

૨૨ શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૧૨, ૨૦૦૮

જેનું ભલું થવાનું હોય તેને સારા ભાવ થાય છે.

પ્રશ્ન— "તુજ મુદ્રા તુજ વાણીને, આદરે સમ્યક્ત્વંત;
નહિ બીજાનો આશરો, એ ગુહ્ય જાણે સંત."

એનો અર્થ શો ?

પૂજ્યશ્રી—આપની મુદ્રા અને વાણીને સમ્યગ્દૃષ્ટિ આદરે છે. બીજાને એ ગમે નહીં. મૂર્તિ એ ભગવાન જ છે એમ લાગે છે. બીજા જીવોનું એટલું ગજું નથી, કે મૂર્તિ જોઈને કેવલજ્ઞાનનું સ્વરૂપ સમજાય. સમ્યગ્દર્શન થવાનું એ કારણ છે, ધ્યાનનું કારણ છે. ભગવાન છે તે ચૈતન્યની મૂર્તિ છે.

"એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણ કલંકરહિત અડોલ સ્વરૂપ જો;
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય,
અગુરુલઘુ અમૂર્ત સહજપદરૂપ જો."

એવું સ્થિર ભગવાનનું સ્વરૂપ છે. શુકલધ્યાનથી કેવી દશા થાય છે, તે બતાવવા માટે પ્રતિમા છે. તારી સુખમુદ્રા અને વાણીને સમ્યગ્દૃષ્ટિ પુરુષો આદરે છે.

પ્રશ્ન—બીજા ન આદરે ?

પૂજ્યશ્રી—બીજાને એ ન ગમે. જેનું ભલું થવાનું હોય તેને જ ગમે. સમ્યક્ત્વનું એ કારણ છે. જે સમ્યક્ત્વ પ્રાપ્ત કરવા તરફ વળ્યો છે, તેને પણ એ ગમે છે. મૂર્તિ એ ભગવાન જ છે.

પ્રશ્ન—"નહીં બીજાનો આશરો, એ ગુહ્ય જાણે સંત", એટલે શું ?

પૂજ્યશ્રી—બીજા જીવો મૂર્તિ દેખીને કેવળજ્ઞાનનું સ્વરૂપ ન સમજી શકે. ભગવાનની મૂર્તિ ચૈતન્યસ્વરૂપ છે અને તે અડોલ એટલે અચળ છે. "એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા" એવું સ્વરૂપ જાણે તે સંત છે.

પ્રશ્ન—ગુપ્તદાન એટલે શું ?

પૂજ્યશ્રી—કોઈ જાણે નહીં એવી રીતે દાન દેવું કે જેથી પોતાનો લોભ છૂટે અને અભિમાન ન થાય. દાન લેનારને પણ પરાધીનતા, દીનતા ન થાય એ ગુપ્તદાન છે. લોભ છોડવા માટે દાન કરવાનું છે. દેવલોકની ઇચ્છા વગર દાન કરવું.

કુદેવને માને તેથી કુધર્મ થવાનું કારણ છે. વિરાધક જીવને સમ્યક્ત્વ થતાં વાર લાગે છે, સમ્યક્ત્વ ગમતાં પણ વાર લાગે છે. પુરુષાર્થ કરવો આપણે હાથ છે. અનંત કર્મો છે. સમયે સમયે જીવનાં પરિણામ પરિવર્તન પામે છે. સમ્યગ્દર્શન એ બીજ છે. એ આવે તો ડાળી પાંદડાં ફૂટે, ફળ ફૂલ આવે. દિવસે દિવસે વૃદ્ધિ પામે છે.

પ્રશ્ન—સમતા રાખવી છે છતાં કેમ નથી રહેતી?

પૂજ્યશ્રી—સમ્યક્ત્વ બીજ રોપાયું નથી. એની જરૂર છે. પછી સહેજે સહેજે સમભાવ વધતો જાય છે. સાચામાં સમ્યક્ત્વ છે.

"સમકિતનું મૂળ જાણીએ જી, સત્ય વચન સાક્ષાત્;
સાચામાં સમકિત વસે જી, માયામાં મિથ્યાત્વ-
રે પ્રાણી! મ કરીશ માયા લગાર." (માયાની સજ્ઝાય)

સાચામાં સમકિત વસે છે. અને વૈરાગ્ય એ સમ્યગ્દર્શનનું મુખ્ય લક્ષણ છે.

૨૩ શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૧૩, ૨૦૦૮

કૃપાળુદેવને દેહ છોડયાને પચાસ વર્ષ થયાં અને મોક્ષમાળા સોળ વર્ષથી ઉંમરે લખી હતી. એટલાં વર્ષ થયાં છતાં લોકો જાણતા પણ નથી કે મોક્ષમાળા શું હશે? સદ્ગુરુની કૃપા વગર સત્શાસ્ત્ર પણ હાથ ન આવે. ભગવાનની કૃપા થાય ત્યારે સદ્ગુરુનો યોગ મળે છે.

× × × ×

સમ્યગ્દર્શન થયા પછી સંસાર–સાગર ગાયની ખરી જેટલો થઈ જાય છે, ભવભય મટી જાય છે. 'અબ હમ અમર ભયે ન મરેંગે' એમ આનંદઘનજીએ ગાયું છે.

સમ્યક્ત્વ થયા પછી પુદ્ગલનું માહાત્મ્ય લાગે ત્યારે સમ્યક્ત્વ જતું પણ રહે છે. જ્યાંસુધી ૮ શંકાદિ દોષ, ૮ મદ, ૬ અનાયતન, અને ૩ મૂઢતા એ ૨૫ દોષની નિર્મૂળતા ન થઈ હોય ત્યાંસુધી દોષ ઉત્પન્ન થવાનો સંભવ છે. શંકાકાંક્ષાદિ દોષો સમ્યક્ત્વને મલિન કરે છે. વિવેકનો નાશ થાય ત્યારે વિષયકષાય સારા લાગે.

"વિષય વિકાર સહિત જે, રહ્યા મતિના યોગ;
પરિણામની વિષમતા, તેને યોગ અયોગ." (૯૫૪)

યોગ થયો હોય તો પણ ન થયો હોય એવું થાય. કઠોર વચન બોલવાથી આત્મા પોતાનું ભાન ભૂલી જાય છે. "હું જાણું છું" એ જ અનંતાનુબંધી છે. બુદ્ધિની હીનતા હોય તો જ્ઞાનીનું કહેવું મનાય નહીં. પોતાનો આગ્રહ થઈ જાય પછી જ્ઞાની કહે તોય ન માને. મિથ્યાત્વનો ઉદય હોય ત્યાંસુધી વસ્તુ વસ્તુરૂપે સમજાય નહીં. એ વિપરીતતા ટળે તો વસ્તુ વસ્તુરૂપે સમજાય છે.

દેહ પરથી વૃત્તિ ઊઠવી મુશ્કેલ છે. દેહભાવ છોડયો તે મોક્ષે ગયા છે. દેહભાવ રાખ્યો તે સંસારમાં બંધાયા છે. આત્માને આત્મા જાણે અને પરને પર જાણે એ ધર્મનું પહેલું પગથિયું છે. પોતાનું પોતે ભૂલી સુખ માને છે. સુખની ઇચ્છા કર્યા કરે છે, પણ સુખનું ભાન નથી. પોતાને નથી ગમતું એવું જે દુઃખ તે જાય એમ સર્વ જીવ ઇચ્છે છે. "જેણે જાણ્યો

ખરો આત્મા--આત્માને, અન્ય અન્યને" (સમાધિશતક-૧) સિદ્ધ ભગવાને પહેલું એ કર્યું છે. પહેલું કરવા જેવું એ જ છે. સુખનું ભાન નથી. પાંચ ઇન્દ્રિયોમાં સુખ મેળવવા જાય છે તેથી પાછાં કર્મ બંધાય છે. પતંગિયું દીવામાં પડે એમ વિષયકષાયમાં પડે છે. "સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે." પતંગિયું જેમ જ્યારે દીવાથી આઘે હોય ત્યારે દીવા તરફ જવાની ઇચ્છા કરે છે, તેમાં સુખ માને છે પણ તેની પાસે જતાં સુખ ટળે છે. અનાદિ કાળથી કર્મ છે. આત્મા બળવાન થાય તો કર્મને જીતી જાય છે, નહીં તો કર્મ એને જીતી જાય છે.

પ્રશ્ન—યાદ કેમ નથી રહેતું ?

પૂજ્યશ્રી—જેટલી ગરજ હોય તેટલું યાદ રહે. વંચાતું હોય ત્યારે ઉપયોગ બહાર હોય તો યાદ રાખવાની શક્તિ હોવા છતાં યાદ ન રહે.

પ્રશ્ન— "નહીં કષાય ઉપશાંતતા, નહીં અંતર વૈરાગ્ય;
સરલપણું ન મધ્યસ્થતા, એ મતાર્થી દુર્ભાગ્ય."

એટલે શું ?

પૂજ્યશ્રી—કષાયની ઉપશાંતતા ન હોય, અને અંતરવૈરાગ્ય નહીં એટલે બહારથી વૈરાગ્યનો ડોળ કરે પણ અંતરથી વૈરાગ્યભાવ ન હોય. બીજાને દેખાડવા માટે ડોળ કરે. સરળપણું ન હોય, માયા કરે. મધ્યસ્થભાવ એટલે આગ્રહરહિતપણું ન હોય. તે દુર્ભાગ્ય છે. મધ્યસ્થતા આવવી બહુ અઘરી છે. આગ્રહ હોય તેથી જ્ઞાનીનું કહેલું મનાય નહીં. જ્ઞાની કહે ત્યારે એમ વિચાર કરે કે એમાં મારો ધર્મ તો આવ્યો નહીં. હું કંઈ જાણતો નથી, એમ થવું બહુ મુશ્કેલ છે. 'હું સમજું છું, હું જાણું છું' એમ કરે છે; પણ—

"જાણ્યું તો તેનું ખરું, જે મોહે નવિ લેપાય;
સુખ દુઃખ આવ્યે જીવને, હર્ષ શોક નવિ થાય." (-પ્રીતમ)

ભવે ખેદ આવે ત્યારે વૈરાગ્ય થાય. "ઘણું કરીને મનુષ્યાત્મા કોઈ ને કોઈ ધર્મમતમાં હોય છે અને તેથી તે ધર્મમત પ્રમાણે પ્રવર્તવાનું તે કરે છે એમ માને છે, પણ એનું નામ મુમુક્ષુતા નથી." (૨૫૪)

**૨૪** શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૧૪, ૨૦૦૮

તત્ત્વદૃષ્ટિએ શ્વેતાંબર અને દિગંબરમાં ભેદ નથી. જે ગુણગ્રાહી છે, જેને ગુણથી ખપ છે, તે સારું સારું બધે જુએ છે. કૃપાળુદેવે ધર્મસંબંધી બહુ વિચારો કર્યા છે. એવા પણ મત છે કે જે કહેવરાવે તો જૈન અને હોય નહીં. તે જૈનાભાસ છે.

* * * *

ઘણું પુણ્ય હોય અને થોડું પાપ થતું હોય તો તે ઘણા પુણ્યની અપેક્ષાએ પાપ નથી. વીતરાગતા સેવાય તેટલો ધર્મ થાય છે. પ્રભુશ્રીજી કહેતા કે કોઈ છ મહિના ઉપવાસનું તપ કરે અને કોઈ પોતાને ગાળો ભાંડતો હોય તેને છ મહિના સુધી સમભાવથી સહન કરે એનું છ મહિનાના ઉપવાસ કરતાં વધારે ફળ થાય છે, કેમકે, તપ કરીને પણ

કરવાનું તો એ જ છે. સંસાર રાગદ્વેષથી વધે છે, માટે રાગદ્વેષ મોહ છોડવા. તત્ત્વની શ્રદ્ધા હોય તેને રાગદ્વેષ ઓછા થાય છે. રાગદ્વેષ છોડવાનું ભગવાને કહ્યું છે, અને રાગદ્વેષ કરે તો તે ધર્મ ન કહેવાય. કુદેવ, કુધર્મ અને કુગુરુની માન્યતા છે, તે હિંસા કરતાં પણ વધારે દુઃખનું કારણ છે, પાપનું કારણ છે. એમાં અનંતાનુબંધી પોષાય છે તેથી અનંતકાળ સુધી રખડવું પડે છે. મિથ્યાત્વશલ્ય એ અઢાર પાપસ્થાનકમાં મોટામાં મોટું પાપ છે. એનું નામ શલ્ય એટલે ખૂંચે એવું છે. જ્યાં કુદેવ આદિનાં સ્થાન હોય ત્યાં રહેવાથી, તેવા ભાવ થઈ જાય છે.

* * * *

પૂજ્યશ્રી—અહંકાર, મતિની મંદતા, કઠોર વચન, ક્રોધપ્રકૃતિ અને પ્રમાદ આ સમકિતનો નાશ કરનારાં કારણો છે. "પ્રમાદને લઈને આત્મા મળેલું સ્વરૂપ ભૂલી જાય છે." (૨૫). એ પાંચ કારણો સમકિતની ઘાત કરનારાં છે. ભગવાનને હૃદયમાં રાખવા હોય તો કચરો કાઢી નાખવો પડે. શ્રદ્ધા થઈ હોય પણ એવા દોષ હોય તો જતી પણ રહે. અહંકાર થાય તો સમકિત જતું રહે.

પ્રશ્ન—અભિમાન થવાનું કારણ શું ? બધું છે તો પારકું.

પૂજ્યશ્રી—પારકું નથી માન્યું. મારું નથી એમ જેને હોય તે અભિમાન ન કરે. પોતાનું માન્યું હોય તો અભિમાન થાય.

સમ્યક્ત્વનાં પાંચ દૂષણ—૧. શંકા—મનમાં શંકા રહે કે હું કરું છું તે બરાબર હશે કે નહીં ! લોક જાણશે તો હસશે, નામ પાડશે એમ લોકભય રાખે. ૨. કંખા અથવા ભોગરુચિ. ૩. આગામિક કાલની ચિંતા. ૪. કુશાસ્ત્રભક્તિ—જેમાંથી આત્મકલ્યાણ ન થાય એવાં કુશાસ્ત્રો વાંચવાથી પણ સમ્યક્ત્વને દોષ લાગે છે. ૫. કુદેવની ભક્તિ.

સમ્યક્ત્વનાં પાંચ ભૂષણ કહે છે—૧. પ્રભાવના થવાની ભાવના, ૨. હેયને હેય અને ગ્રહણ કરવા યોગ્યને ગ્રહણ કરવાયોગ્ય સમજે, ૩. ધીરજ, ૪. સમ્યક્ત્વપ્રાપ્તિમાં હર્ષ, ૫. તત્ત્વવિચારમાં પ્રવીણતા.

પ્રશ્ન—સમ્યક્ત્વ આવે ત્યારે શું થાય ?

પૂજ્યશ્રી—જન્મમરણ છૂટવાનું થાય. જે જે જીવો મોક્ષે ગયા તે તે જીવો સમ્યક્ત્વ પામીને ગયા. એ વિના મોક્ષે ગયા નથી, સમ્યક્ત્વ આવે ત્યારે સુખ થાય. કૃપાળુદેવે કહ્યું છે કે "શ્રેણિકરાજા નરકમાં છે પણ સમભાવે છે, સમકિતી છે, માટે તેને દુઃખ નથી." (ઉપદેશછાયા-૪)—દેહને દુઃખ છે પણ આત્માને નથી. દેવલોકનાં સુખ કરતાં આત્માનું સુખ વધારે માને છે. સમ્યક્ત્વીને ઇન્દ્રિયસુખ પણ ન ગમે. જેણે એ માર્ગ જાણ્યો છે, તે કહે છે કે અગ્નિમાં બળવું સારું, પાણીમાં ડૂબી જવું સારું પણ સમ્યક્ત્વ વગર રહેવું સારું નહીં.

ધિંગ ધણી માથે કિયારે, કુણ ગંજે નર ખેટ, વિમલ જિન—
દીઠાં લોયણ આજ." (આ. ૧૩)

સમ્યક્ત્વ આવે ત્યારે કોઈ પણ પ્રકારનો ભય ન રહે. નિર્ભય, નિઃશંક થઈ જાય, નિર્વિં-

ચિકિત્સા આવે, બીજાના દોષો ઢાંકે, પ્રભાવના કરે, એવા ગુણો પ્રગટે છે. આત્મા શું હશે? કેવો હશે? એવી શંકા ન થાય.

*

વિભાવથી છૂટે તો સ્વભાવમાં આવે. વિભાવથી છૂટવું, સ્વભાવમાં રહેવું એ જિનની આજ્ઞા છે એમ કૃપાળુદેવે લખ્યું છે. "હું કેવળ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ સહજ નિજ અનુભવ-સ્વરૂપ છું." આત્મા શબ્દોથી ન સમજી શકાય; સ્વાનુભવ વગર ન સમજાય. "જગત મારા વિષે ભાસ્યમાન હોવાથી અભિન્ન છે; પણ જગત જગતસ્વરૂપે છે, હું સ્વસ્વરૂપે છું. તેથી જગત મારાથી કેવળ ભિન્ન છે; તે બન્ને દૃષ્ટિથી જગત મારાથી ભિન્નાભિન્ન છે." જ્ઞાનમાં ભાસે છે તે તે ચૈતન્યસ્વરૂપ છે. જ્ઞાનપરિણતિ આત્મા જ છે. એ જ્ઞાનની પરિણતિ છે તે આત્માથી જુદી નથી. જ્ઞાનની પરિણતિ તે ચેતન છે. જ્ઞાનમાં જે જગત દેખાય છે તે જ્ઞાનથી ભિન્ન નથી, કારણ કે તે જ્ઞાનાકારે થાય છે. વસ્તુ સમજવી બહુ મુશ્કેલ છે. જગત જે જ્ઞાનાકાર નથી પણ જગતરૂપ છે તે ભિન્ન છે. વિભાવ પરિણતિ છૂટે ત્યારે એ વિચારો આવે. બે વસ્તુ ભિન્ન છે તે સમજવા માટે આ છે. આમાં મૂલ વસ્તુ બતાવી છે. "ૐ શુદ્ધ નિર્વિકલ્પ ચૈતન્ય." (હા. નોં. ૩-૭)

**૨૫** શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૦)), ૨૦૦૮

જીવને સૂક્ષ્મ મિથ્યાત્વ હોય પણ તેની ખબર ન પડે. ઉપરથી જીવને હું સદ્દેવને માનું છું એમ હોય પણ અંદર હોય મિથ્યાત્વ. એ સૂક્ષ્મ મિથ્યાત્વ છે. એકલા નિશ્ચય-નયને માને તે એકાંત મિથ્યાત્વ છે. "સર્વ જીવ છે સિદ્ધ સમ" પણ સમજે તો. સંસારી હોય અને માને કે હું સિદ્ધ છું, તે મિથ્યાદૃષ્ટિ છે. દ્રવ્યથી આત્મા સિદ્ધ સમાન છે પણ પર્યાય અપેક્ષાએ સિદ્ધ નથી. જેમકે, રાજા અને ગરીબ માણસની અપેક્ષાએ સમાન છે, પણ રાજાપર્યાય અને ગરીબપર્યાયની અપેક્ષાએ સમાન નથી. સિદ્ધપર્યાય ન પ્રગટ્યો હોય અને પોતાને સિદ્ધપર્યાય સમાન માને તે મિથ્યાદૃષ્ટિ છે. દ્રવ્ય કે પર્યાયને એ જાણતો પણ ન હોય અને કહે કે 'હું સિદ્ધ સમાન છું', એ પણ મિથ્યાત્વી જ છે. જેવું નથી તેવું માને તે મિથ્યાદૃષ્ટિ છે. જીવનું સ્વરૂપ કેવળજ્ઞાનસ્વરૂપ છે. આત્મામાં કેવળજ્ઞાન પ્રગટ છે પણ આવરણથી ઢંકાયેલું છે એમ માને તે ભ્રમ છે; કારણ કે કેવળજ્ઞાન પ્રગટ હોય તો કોઈ ઢાંકી શકતું નથી. શક્તિપણે કેવળજ્ઞાન છે પણ પ્રગટ નથી. કર્મને લઈને જ્ઞાન સંકોચ પામી મતિરૂપ થઈ ગયું છે. કર્મના નિમિત્તે કેવળજ્ઞાનનો અભાવ જ છે. ચાર ઘાતિકર્મ ક્ષય થયે જ પ્રગટે છે. ચૈતન્યપણું એ પારિણામિક ભાવ છે તેથી તેનો અભાવ થતો નથી. કેવળજ્ઞાનની આત્મામાં શકિત છે તેને વ્યક્ત ન થવા દે તે કેવળજ્ઞાનાવરણ છે. પાણીનો સ્વભાવ જેમ શીતળ છે તેમ આત્માનો સ્વભાવ કેવળજ્ઞાન છે પણ પ્રગટ-પણે નથી. કેવળજ્ઞાનનો અભાવ માને તે પણ મિથ્યાદૃષ્ટિ છે. જે રાગાદિ છે તે બીજાએ કર્યા નથી, પોતે જ કર્યા છે. જીવ અને કર્મ બન્ને મળીને કરે છે એમ નથી. ભાવકર્મ કંઈ પુદ્ગલને થતાં નથી. ચેતનથી જ થાય છે. રાગાદિની ઉત્પત્તિ કોઈ બીજો કરે છે એમ માને તે મિથ્યાદૃષ્ટિ છે. "ભાવકર્મ નિજકલ્પના, માટે ચેતનરૂપ."

"નય નિશ્ચય એકાંતથી, આમાં નથી કહેલ;
એકાંતે વ્યવહાર નહીં, બન્ને સાથ રહેલ."

એકાંતે કહે તે સાચું ન હોય. વ્યવહારની ગૌણતાએ નિશ્ચયનયથી બોલે તો સાચું છે. રાગાદિ પોતાના નથી એમ માને, કર્મને નિમિત્તે થાય છે, હું રાગાદિનો કર્તા નથી અને પછી રાગાદિ કરે, તો પણ માને કે હું નથી કરતો તે મિથ્યાદૃષ્ટિ છે. રાગાદિ એ ઔપાધિક ભાવ છે, આત્માનો સ્વભાવ નથી; પણ કરે છે તો આત્મા જ. રાગદ્વેષ છોડો એવો શ્રી સદ્ગુરુનો ઉપદેશ છે. રાગદ્વેષનું ઉપાદાન કારણ પોતે જ છે, પણ તે પોતાનો સ્વભાવ નથી.

"ચેતન જો નિજભાનમાં, કર્તા આપ સ્વભાવ;
વર્તે નહીં નિજભાનમાં, કર્તા કર્મ પ્રભાવ."

પોતાના સ્વભાવમાં ન હોય ત્યારે જીવ રાગાદિ કરે છે. પ્રયોજનભૂત સાત તત્ત્વના વિચારથી વિભાવ દૂર થાય છે. વિચારતાં વિચારતાં મોહ માર્ગ આપે ત્યારે કામ થાય, સમ્યક્ત્વ થાય. તત્ત્વવિચાર કરવાની શક્તિ તો છે, પણ વિચાર કરે તો થાય. રાગાદિ હોય છતાં સિદ્ધ સમાન માને, તે મિથ્યાદૃષ્ટિ છે. આત્મા ચૈતન્યસ્વરૂપ છે.

દયામૂળ ધર્મ કહ્યો છે. આત્મા અને મન જુદાં નથી રહેતાં. મન નિર્મળ થાય તેથી સમકિત થાય છે અને મન મલિન થાય તો પાછું સમકિત જતું રહે. કોઈ વસ્તુનો સંકલ્પ કર્યો કે 'આ વસ્તુ મારે નથી જ ભોગવવી' ત્યારથી નિયમ કર્યો કહેવાય છે. વસ્તુનું જેવું સ્વરૂપ છે તેવું કહ્યું છે. જ્ઞાનથી આત્મા અભિન્ન છે. "વિશ્વમાં જીવ અભેદતા માને છે એ જ ભ્રાંતિ છે." (૮૩૩). એક પદાર્થનું સંપૂર્ણ જ્ઞાન એક સમયમાં થાય તે કેવળજ્ઞાન છે. એનો સંપૂર્ણ સ્વભાવ પ્રગટે તો કશું અજાણ્યું ન રહે. કેવળજ્ઞાન બધા પદાર્થોને જાણનાર છે.

૨૬ શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ સુદ ૧, ૨૦૦૮

પહેલેથી જ કંઈ કરી મૂક્યું હોય તો જ ધીરજ રહે, નહીં તો મરણ સમયે ધીરજ રહેવી મુશ્કેલ છે.

સમકિત થયા પછી પણ ક્રોધાદિ આવે તે સુખનો ભંગ કરે. ચાર ઘાતિકર્મ જાય ત્યારે સંપૂર્ણ સુખ પ્રગટે છે. મોહનીય કર્મ જાય તો સુખ પ્રગટે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર ઘાતિકર્મ અનંતસુખને આવરણ કરે છે. બાકીના ચાર અઘાતિકર્મ તો બળી સીંદરીવત્ છે. આત્માને એથી બંધન નથી. વેદનીયકર્મનો ઉદય હોય તો પણ એને અનંતસુખના હિસાબમાં કંઈ નથી. આત્માને ઘાત કરનાર ચાર ઘાતિકર્મો છે. બાકીનાં ચાર કર્મો નામ, ગોત્ર, આયુષ્ય અને વેદનીય અઘાતિ છે. એને આત્મા સાથે સંયોગ નથી, શરીર સાથે સંયોગ છે. શરીર ઉપર મોહ હોય તો વેદના લાગે. આઠ કર્મમાંથી મોહનીય કર્મ મુખ્ય છે. બધાં કર્મ તેનો પરિવાર છે. મોહનીયને લઈને બધાં કર્મ બંધાય છે. ચારિત્રમોહ એ કષાય છે. વેદનીયકર્મ શરીર હોય ત્યાં સુધી રહે, પણ જેને મોહ નથી તેને શાતા અશાતા બધું સરખું લાગે. મોહનીય કર્મને લઈને વેદનીય લાગે છે. દશમે ગુણસ્થાનકે મોહનીયકર્મ ક્ષય થાય પછી બારમાના અંતે બાકીનાં ત્રણ ઘાતિ

કર્મો ક્ષય થાય છે. પહેલાં મોહનીય જાય, પછી જ્ઞાનાવરણીય આદિ જાય છે. બધાં ગુણસ્થાન મોહ અને કષાયની અપેક્ષાએ છે. તેરમે યોગની પ્રવૃત્તિ છે અને ચૌદમે નથી. ચૌદમે અયોગી કહેવાય છે. તે અયોગીકેવલી ગુણસ્થાનકની સ્થિતિ अ इ उ ऋ ऌ એ પાંચ હ્રસ્વ સ્વર બોલે એટલી છે.

"જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં, કહી શક્યા નહીં પણ તે શ્રી ભગવાન જો."

સર્વજ્ઞ ભગવાન મોક્ષસુખને જાણે છે, અનુભવે છે, પણ સંપૂર્ણ કહી શકતા નથી.

*

સાત તત્ત્વોની શ્રદ્ધા તે સમ્યગ્દર્શન છે. વિચાર વિના આત્મજ્ઞાન ન થાય. જે મુમુક્ષુ થયા છે તે પોતાને પરમાત્મસ્વરૂપ માને તે ભૂલ છે. હું તો પરમાત્મા છું, મારે તો કોઈનો સંબંધ નથી એ તો બારણા વાસી દેવા જેવું છે. પછી પુરુષાર્થ કરવા જેવું રહે નહીં. જેમ છે તેમ માનવું તે સમ્યક્ત્વ છે; અને એમ ન માનવું તે ભ્રમ છે. બે પ્રકારની શુદ્ધતા છે: એક દ્રવ્યશુદ્ધતા અને બીજી પર્યાયશુદ્ધતા. જડ તે ચેતન ન થાય અને ચેતન તે જડ ન થાય તે દ્રવ્યશુદ્ધતા છે. કર્મની ઉપાધિથી જે ભાવ થાય છે તે ઔપાધિક, વૈભાવિક ભાવ છે; તેથી છૂટવું તે પર્યાયશુદ્ધતા છે. આત્માની શુદ્ધભાવના ભાવવી. હું જડ નથી, ચેતન છું, શુદ્ધ છું એમ દ્રવ્યથી ભાવના કરવાની છે. દ્રવ્ય અપેક્ષાએ આત્મા શુદ્ધ છે, પરદ્રવ્યોથી ભિન્ન છે. પરદ્રવ્યોથી ભિન્ન રહેવું, પોતાના ભાવથી અભિન્ન રહેવું, તે દ્રવ્યશુદ્ધતા છે. દ્રવ્ય એ વસ્તુનું સામાન્ય સ્વરૂપ છે. પર્યાય એ વસ્તુનું વિશેષ સ્વરૂપ છે.

મુનિ જ્યારે ધ્યાનમાં ન જોડાઈ શકે ત્યારે સ્વાધ્યાયમાં રહે છે. કાં તો ભગવાનના સ્વરૂપમાં વૃત્તિ રહે, કાં તો સ્વાધ્યાયમાં રહે, બીજે ચિત્ત ખસવા દેવા જેવું નથી. નહીં તો અશુભ ભાવ આવી જાય. સમ્યગ્દૃષ્ટિને જે વાંચે તે સવળું પરિણમે છે. અધ્યાત્મશાસ્ત્ર વાંચી આત્માનો નિર્ણય કરવાનો છે. કષાય મંદ કરવા માટે બીજા શાસ્ત્રો પણ વાંચવાં, ધર્મકથાનુયોગ, ચરણાનુયોગ, કરણાનુયોગ, ગણિતાનુયોગ એ બધાં શાસ્ત્રો કામનાં છે. જેને એ શાસ્ત્રો પ્રત્યે અરુચિ છે, તેને તેટલી સમ્યક્ત્વની ખામી છે. ચારે અનુયોગ હિતકારી છે. એ શાસ્ત્રો સમજવા માટે વ્યાકરણ, શબ્દશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર જાણવાં જોઈએ. તેથી શાસ્ત્ર યથાર્થ સમજાય. આત્મામાં વૃત્તિ રાખવી છે તે છોડી શાસ્ત્રોમાં જાય તે બુદ્ધિ વ્યભિચારિણી કહી છે. આત્મામાં નિરંતર રહેતી હોય તો બહુ સારું, પણ ન રહેતી હોય તો શાસ્ત્રોમાં રાખવી; નહીં તો વિષયકષાયમાં જાય, તેથી અશુભભાવ થઈ જાય. નિર્વિકલ્પદશા ન હોય અને શાસ્ત્રોનો અભ્યાસ પણ ન કરે, તો અશુભ ભાવમાં પ્રવર્તે. બીજા વિચારો કરે.

સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રરૂપ મોક્ષમાર્ગ છે. ત્રણેની ઐક્યતા થાય ત્યારે મોક્ષ થાય. શાસ્ત્રોમાં જે ગુણસ્થાન આદિ કહ્યાં છે, તે પણ વિચારવા જેવાં છે. એથી રાગદ્વેષ થતા નથી. લોક આદિનું સ્વરૂપ જાણવાથી નુકસાન નથી, રાગાદિ મટાડવાનું કારણ થાય છે. પાપ-કારણોથી છૂટે અને પુણ્ય બંધાય એવાં કારણોમાં પ્રવર્તે તો રાગદ્વેષ ઓછા થવાનું કારણ થાય છે. વિશેષ જાણવાથી આત્મા નિર્મળ થાય છે. જેને શરીર ઉપર મોહ છે તેને તપ

આદિથી કષ્ટ લાગે છે, પણ જે મોક્ષમાર્ગે ચઢે છે તેને देहदुःखं महाफलं લાગે છે. તપ એ નિર્જરાનું કારણ છે. સમ્યક્ત્વીને કોઈ કારણથી તપ ન થતું હોય તો પણ તે તપને ભલું જાણે છે. ઇચ્છા રોકવી એ તપ છે. સ્વાધ્યાય કરવો. એથી વૃત્તિ રોકાય છે. ગળ્યું ગળ્યું ભાવતું હોય તે ન ખાય તે પણ તપ છે. જ્ઞાનનું ફળ વિરતિ છે. વચનવર્ગણા છે તે કર્મ આવવાનું કારણ છે. "વચન નયન યમ નાંહિ." જેટલી વચન, કાયા અને મનની પ્રવૃત્તિ ઓછી તેટલો ઓછો આસ્રવ થાય.

આત્મા છે એમ જાણ્યું, આત્માનું અસ્તિત્વ સ્પષ્ટ લાગે, તે સમકિત છે. જ્ઞાન છે તે અનંત છે. જ્ઞાનની હદ નથી. નિરાવરણજ્ઞાનની સ્થિતિ સાદિ અનંત છે.

૨૭ શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ સુદ ૨, ૨૦૦૮

પાપનું ફળ દુઃખ આવે છે. લોકો માંદા પડે ત્યારે મધ ખાય છે, પણ મધથી કંઈ જિવાય નહીં. આયુષ્ય પૂર્ણ થવા આવ્યું હોય તો કોઈ જિવાડે નહીં. માટે મધનો ત્યાગ કરવો.

શુભભાવથી વૈરાગ્ય વધે છે. શુભભાવમાં ક્ષુધા આદિની પણ ખબર ન પડે. વૈરાગી હૃદય હોય છે ત્યારે ક્ષુધા આદિ ઓછાં લાગે છે. પુરુષાર્થહીન ન થવું. એક વખતે પ્રભુશ્રીજી ભક્તિ કરતા હતા તે વખતે સ્તવન બોલાતું હતું, તે બંધ રખાવી પૂછ્યું કે જ્ઞાનીપુરુષ ભક્તિ કરે કે નહીં? પછી પોતે જ કહ્યું કે અશુભમાં વૃત્તિ જતી હોય તે અટકાવવા માટે ઉલ્લાસપૂર્વક કરે છે, કેમકે અશુભભાવ ખરાબ છે. શુભભાવથી થોડામાં પતી જાય છે.

આત્મા અખંડ છે, અચળ છે, નિત્ય છે. આત્મા જાણ્યો હોય તો જ્ઞાનની સાથે વૈરાગ્ય રહે છે. પરને પર જાણ્યું તો રાગદ્વેષ ન કરે. તેથી પંચાત રહે નહીં. રાગાદિને સમ્યગ્દૃષ્ટિ સારા માનતો નથી. રાગાદિ મને થાય છે અને તે દુઃખરૂપ છે એવી શ્રદ્ધા ન હોય તો પછી કોણ કાઢે? જીવાજીવને જાણે તો રાગદ્વેષ ન થાય અને ઉદયને લઈને થાય તો સારા ન ગણે. રાગાદિને દૂર કરવા હોય તો પહેલાં તીવ્ર રાગાદિ છોડવા અને શુભમાં પ્રવર્તવું. પછી મંદ રાગાદિરૂપ શુભભાવ પણ છોડીને શુદ્ધમાં આવવું. એ ક્રમ છે. સંવર-નિર્જરાનું કારણ રાગાદિ ન થવા તે છે. પરદ્રવ્યને જાણવાથી આસ્રવ થતો નથી. દેહાધ્યાસ છોડવાનો છે, ધર્મનો મર્મ તો દેહાધ્યાસ છોડવો એ છે.

"છૂટે દેહાધ્યાસ તો, નહીં કર્તા તું કર્મ;
નહીં ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો ધર્મ."
"એ જ ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષસ્વરૂપ."

બધાયથી છૂટે ત્યારે મોક્ષ થાય. જ્યારે સંસાર દુઃખરૂપ લાગે ત્યારે છૂટે. જો સંસાર દુઃખરૂપ લાગે નહીં, સારો લાગે, તો છૂટવાની ભાવના મોળી છે એમ જાણવું.

બે પ્રકારના સાધુ છે: ૧ સ્થવિરકલ્પી, ૨ જિનકલ્પી. સ્થવિરકલ્પી મુનિ મુનિઓ સાથે રહે છે અને જિનકલ્પી એકલવિહારી હોય છે. બન્ને સમ્યગ્દૃષ્ટિ હોય છે. આવરણ ઘટે, ચારિત્રમોહ ઘટે તે ક્ષયોપશમ ચારિત્ર છે. એ વિના જે ચારિત્ર છે તે ઔદયિક ચારિત્ર છે. ચારિત્રમોહનો ક્ષય થવાથી આત્માની શાંતિ થાય છે. એ વિના માત્ર વેષ પહેરે તે ઔદયિક

ચારિત્ર છે. પોતાનું સ્વરૂપ ન જાણ્યું ત્યાં સુધી કર્મ જ બાંધે છે. ભાવ વધતાં કર્મ ખસે છે.

"પ્રેરક અવસર જિનવરુ, સખિ દેખણ દે;
મોહનીય ક્ષય જાય રે, સખિ દેખણ દે.
કામિતપૂરણ સુરતરુ, સખિ દેખણ દે;
આનંદઘન પ્રભુ પાય રે, સખિ દેખણ દે." (આ૦ ૮)

બાહ્ય નિમિત્ત પણ સારાં જોઈએ અને આત્માનું બળ પણ જોઈએ.

ચોથે ગુણસ્થાનકે આત્મજ્ઞાન હોય છે. આત્માના બધા ગુણો સ્વાધીન રહે તેથી બળ વધે. આવરણ છે તે પરાધીનતા છે. આવરણ જાય તો નિરાવરણ થાય છે. જ્ઞાનનું ફળ વિરતિ છે. તીર્થંકર નામકર્મ બાંધેલું હોય તેથી ભગવાન ઉપદેશ કરે છે, લોકાનુગ્રહ કરે છે. એ બધું સ્વાભાવિક થાય છે.

૨૮ શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ સુદ ૩, ૨૦૦૮

મુમુક્ષુ—જ્ઞાનચેતના, કર્મચેતના અને કર્મફલચેતના એટલે શું ?

પૂજ્યશ્રી—જેને આત્મભાવની મુખ્યતા છે, હું આત્મા છું, અસંગ છું એવી આત્માની જેને મુખ્યતા છે, તેને જ્ઞાનચેતના છે. જે જીવો હું કરું છું, મેં કર્યું, આ મારું છે એવા ભાવવાળા છે, તેની જેને મુખ્યતા છે તેને કર્મચેતના છે. અને જે જીવો એકેન્દ્રિય આદિ છે, તેઓને કર્મ ભોગવવાનું મુખ્યપણું છે એટલે કર્મના ફળ ભોગવે છે, તેઓ પણ કર્મ તો બાંધે છે, પણ મન નથી તેથી કર્મ બાંધવાની વિશેષતા નથી, તે જીવોને કર્મફલચેતના છે.

તપ, ભક્તિ, વાચન, વિચાર કરવાની જરૂર છે. વીતરાગભાવથી સંવર થાય છે. કષાય ઘટે તેથી સંવર થાય છે. જેટલા રાગદ્વેષ ઓછા તેટલો બંધ ઓછો. વીતરાગતા વધે તેમ તેમ બંધ મંદ થાય. જેને છૂટવું હોય તેને કોઈ પર રાગ કે દ્વેષ કરવાના નથી. વીતરાગદશામાં જેટલી ખામી છે તેટલો બંધ વધારે પડે છે. વીતરાગતા સહિત જે વિચાર થાય તે નિર્વિકલ્પદશા છે. ધર્મધ્યાનમાં વસ્તુને સમજવા માટે વિચાર કરે એ કંઈ વિકલ્પદશા નથી. વિચાર ન હોય તો જ્ઞાન પણ ન હોય. જ્યાં રાગદ્વેષ છે ત્યાં વિકલ્પ છે. રાગદ્વેષ રહિત નિર્વિકલ્પ દશા છે. વિકલ્પમાં રાગદ્વેષની હાજરી હોય છે. રાગદ્વેષ રહિત જે વસ્તુનો વિચાર કરે તે વિકલ્પ નથી. ઉપયોગ વારંવાર ફરે તેનું નામ વિકલ્પ છે. એક વસ્તુમાં ઉપયોગ રોકાય, બીજી વસ્તુમાં ઉપયોગ ન જાય તે ધ્યાન છે. નિમિત્તને લઈને જેને રાગદ્વેષ થાય છે, તેને આત્મચિંતન રહે તો રાગદ્વેષ ઘટે. નીચી દશાવાળા જીવોને એ ઉપદેશ કર્યો છે. દશા વધ્યા પછી દેવલોકનું, નરકનું ચિંતન કરે તો કંઈ રાગદ્વેષ ન થાય.

મુમુક્ષુ—જ્યાં સુધી સ્વરૂપ ન જાણ્યું હોય ત્યાંસુધી શામાં રહેવું ?

પૂજ્યશ્રી—જ્ઞાનીપુરુષની આજ્ઞામાં રહેવું.

વસ્તુને જાણવાથી દોષ નથી, પણ રાગદ્વેષ કરવાથી દોષ છે. જેટલા અંશે વીતરાગતા છે તેટલા અંશે સમ્યગ્દર્શન છે. જેટલી વીતરાગતા તેટલું નિર્વિકલ્પપણું છે. મોક્ષ સુખરૂપ છે અને મોક્ષનો માર્ગ પણ સુખરૂપ છે.

મુમુક્ષુ—લોકોને મોક્ષમાર્ગ દુઃખરૂપ કેમ લાગે છે?

પૂજ્યશ્રી—મુમુક્ષુદશા ન આવે ત્યાં સુધી દુઃખ લાગે. મૂકવું પડે છે, તેનું દુઃખ લાગે છે.

૨૯ શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ સુદ ૪, ૨૦૦૮

આત્માને ઓળખવા માટે આ મનુષ્યભવ મળ્યો છે. જો આત્માને ન ઓળખ્યો તો પશુ જેવો જ છે. જ્યારે મિથ્યાત્વ મંદ પડે ત્યારે આત્માની ગરજ જાગે છે. પુરુષાર્થ કરે તો મિથ્યાત્વ મંદ પડે. સત્ય પુરુષાર્થ જોઈએ.

"જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ."

એ પુરુષાર્થ જાગવાનો ઉપાય સત્સંગ છે. સત્સંગથી વિચાર અને વિચારથી આત્મજ્ઞાન થાય છે. બધાં દુઃખને નિર્મૂલ કરવાનો ઉપાય એક આત્મજ્ઞાન છે. આત્મજ્ઞાન કરવા માટે બીજાં બધાં સાધનો ગૌણ કરી એક સત્સંગને આરાધવો તથા ગવેષવો, તો સત્સંગનું માહાત્મ્ય લાગે. સત્સંગમાં જે આજ્ઞા મળી હોય તેને ઉપાસે તો સત્સંગ જ છે. "એમ જે સત્સંગને ઉપાસે છે તે અવશ્ય આત્માને ઉપાસે છે, અને આત્માને ઉપાસનાર સર્વ દુઃખથી મુક્ત થાય છે. (દ્વાદશાંગીનું સળંગ સૂત્ર)." (૪૯૧). એમાં બારેય અંગનો સાર કૃપાળુદેવે કહી દીધો છે. આત્માનું હિત થાય એ માટે જ સત્પુરુષોનાં બધાં વચનો લખાયાં છે.

દુઃખ નથી લાગ્યું. દુઃખ લાગે તો તેથી છૂટવા ઇચ્છે. હું દુઃખી છું એમ એને લાગતું નથી. "શું કરવાથી પોતે સુખી, શું કરવાથી પોતે દુઃખી?" એનું ભાન નથી શારીરિક વેદના હોય ત્યારે દુઃખ લાગે છે પણ અનાદિ કાળથી જન્મમરણ કરતો આવ્યો છે તેનું દુઃખ લાગતું નથી. કૃપાળુદેવે મોક્ષમાળામાં ચાર ગતિના પાઠમાં (શિક્ષાપાઠ ૧૮) લખ્યું છે કે "એક તરુણ સુકુમારને રોમે રોમે લાલચોળ સૂયા ઘોંચવાથી જે અસહ્ય વેદના ઊપજે છે તે કરતાં આઠગુણી વેદના ગર્ભસ્થાનમાં જીવ જ્યારે રહે છે ત્યારે પામે છે. મળ, મૂત્ર, લોહી, પરુમાં લગભગ નવ મહિના અહોરાત્ર મૂર્ચ્છાગત સ્થિતિમાં વેદના ભોગવી ભોગવીને જન્મ પામે છે. જન્મ સમયે ગર્ભસ્થાનની વેદનાથી અનંતગુણી વેદના ઉત્પન્ન થાય છે." મરણ સમયે એથી વધારે વેદના થાય છે. બધા પ્રદેશો ખેંચાઈને બહાર નીકળે છે. મરણ વખતે એને દેહ છોડવો ગમતો નથી, પણ આયુષ્ય પૂરું થવા આવ્યું હોય છે, તેથી દેહ છૂટ્યા વગર રહે નહીં. માટે સમાધિમરણની તૈયારી કરી રાખવી. દેવગતિમાં જ્યારે દેવનું આયુષ્ય પૂરું થવા આવે છે, ત્યારે છ મહિના પહેલાંથી દુઃખ લાગે છે. ત્યારે જીવ બહુ જ દુઃખી થાય છે. શાસ્ત્રોમાં કહ્યું છે કે જે મિથ્યાદૃષ્ટિ દેવો હોય છે તેઓને મરણ પહેલાં છ મહિનાથી સાતમી નરક જેટલું માનસિક દુઃખ હોય છે.

"ઉષ્ણ ઉદક જેવો રે આ સંસાર છે, તેમાં એક તત્ત્વ મોટું રે સમજણ સાર છે."

બધાનો સાર સમજણ છે. દેહ ને આત્મા જુદા સમજાય તો પારકી પંચાતમાં ન પડે. આત્મા અને દેહને એક માને છે તે દેહાધ્યાસ છે. દેહાધ્યાસ છૂટે ત્યારથી ધર્મની શરૂઆત થાય છે.

મુમુક્ષુ—'પંચાસ્તિકાય' ગ્રંથ કોણે રચ્યો છે?

પૂજ્યશ્રી—કુંદકુંદાચાર્યે રચ્યો છે. કૃપાળુદેવે એનો અનુવાદ કર્યો છે. કૃપાળુદેવે ઘણાં પુસ્તકો લખેલાં. નાની અવસ્થામાં ઘણું લખતા. એમણે લખી લખીને મૂકેલા કાગળ એમના અવસાન પછી કોથળામાં ભર્યા હતા તે ઊધઈ આવવાથી સડી ગયેલા. એવામાં કોઈ પ્રસંગે અંબાલાલભાઈ વવાણિયા ગયા અને એ કોથળો એમણે જોયો. તેમાંથી શોધતાં શોધતાં એક 'પુષ્પમાળા' સાજી મળી આવી તે લઈ આવ્યા અને છપાવી. મહાભારત રામાયણના અનુવાદ કૃપાળુદેવે કરેલા અને બીજાં કેટલાંક પુસ્તકો રચેલાં પણ ઊધઈ વગેરેથી નાશ પામ્યાં.

× × × ×

જીવો સાધન કરે છે પણ નિશ્ચયનયને ભૂલી જાય છે. એથી પુણ્ય બંધાય છે, પણ આત્માનું હિત ન થાય. યથાર્થ શ્રદ્ધાન કરી શુભ દ્વારા શુદ્ધમાં પ્રવર્તે તો મોક્ષ થાય. આ શુભ છે તેથી પુણ્ય બંધાય છે માટે તેને છોડી દેવાં, એમ પણ ન કરવું. સાધન કરવાં પણ લક્ષ નિશ્ચયનો રાખવો. નિશ્ચયને એકાન્તે માને કે વ્યવહારને એકાંતે માને તે બેય મિથ્યાત્વ છે. પુણ્ય એ ધર્મ નથી. ધર્મ તો શુભાશુભ ભાવનો ત્યાગ કરી શુદ્ધમાં રહે ત્યારે થાય છે. શુદ્ધભાવની પ્રાપ્તિ કરવી.

"વીત્યો કાળ અનંત તે, કર્મ શુભાશુભ ભાવ;
તેહ શુભાશુભ છેદતાં, ઊપજે મોક્ષ સ્વભાવ."
"નિશ્ચય વાણી સાંભળી, સાધન તજવાં નો'ય;
નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય."

શુદ્ધનો લક્ષ રાખીને શુભમાં પ્રવર્તે તો શુદ્ધભાવ પ્રાપ્ત થાય. કૃપાળુદેવે કોઈ ક્રિયાનો નિષેધ કર્યો નથી. સમજ કરવાની જરૂર છે. "સમજ સાર સંસારમેં." જે સમજશે તે મોક્ષે જશે કોઈ કુળધર્મને જ ધર્મ માની બેસે છે–આપણા બાપદાદા કરતા હતા તે કરવું, પણ એથી કલ્યાણ નથી. શાસ્ત્રો વાંચવાં વિચારવાં અને જે સારું હોય તે ગ્રહણ કરવું. સ્વચ્છંદે વર્તે તેથી કલ્યાણ નથી. ભગવાને જે મૂળમાર્ગ કહ્યો છે, તે પાપી લોકોએ બગાડી નાખ્યો હોય તેને માને, તેથી કલ્યાણ ન થાય. એ છોડી ભગવાનનું જે કહેવું છે, તે જ પ્રમાણે પ્રવર્તે તો તેમાં સ્વચ્છંદ ન ગણાય. સમજીને કરવું. મારા બાપદાદા કરતા આવ્યા છે તે ધર્મ વાસ્તવિક કેવો છે? એનો યથાર્થ વિચાર કર્યા પછી કરે તો કલ્યાણ થાય.

આત્મવિચારકર્તવ્યરૂપ ધર્મ છે. આત્મા જાગે ત્યારે ધર્મ થાય. ક્રિયા કરવાથી ધર્માત્મા કહેવાય નહીં. ખરું ફળ સમજનું મળે છે. ધર્મમાં કોઈનો અધિકાર નથી. કરે તેના બાપનો છે. જન્મમરણ છૂટવા માટે ભગવાને કહ્યો છે. ભગવાને મારા માટે છૂટવાનું કહ્યું છે, મારે છૂટવું છે, એવું થાય ત્યારે મોક્ષ થાય. આજ્ઞાનો વિચાર કરવાનો છે. રાગદ્વેષ ન કરવા એમ કહ્યું તેનું કારણ શું? એમ વિચારે તો સમજાય કે રાગદ્વેષથી બંધ થાય છે તેથી રાગદ્વેષ કરવાની ના કહી છે. ભગવાને સાચું કહ્યું છે પણ મારી બુદ્ધિથી સમજાતું નથી. બે પ્રકારનાં વચનો શાસ્ત્રોમાં છે. કેટલાંક અનુમાનથી મનાય છે અને કેટલાંક એવાં છે કે આજ્ઞાથી માન્ય

કરવાનાં છે. આપ્તપુરુષનાં બધાંય શાસ્ત્રો સત્ય છે. પ્રયોજનભૂત તત્ત્વોની સમજણ કરવાની છે. બીજી ન થાય તો કંઈ નહીં. પણ એમાં ભૂલ થાય તો મોક્ષ ન થાય. મનવચનકાયાની વર્ગણા પૂર્વે બાંધેલી છે, તે ખળભળાટ કરે છે, તેને વેદી લેવી અને કાં તો શુદ્ધભાવથી શમાવી દેવી. એમ કૃપાળુદેવ લખે છે. (હા. નોં. ૩-૨૬) જગતની વસ્તુઓની જેને કંઈ પડી નથી તે નિઃસ્પૃહ છે.

૩૦ શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ સુદ ૫, ૨૦૦૮

જે જીવોએ જેવાં કર્મ બાંધ્યાં છે તેવાં ઉદયમાં આવે છે. પુણ્ય બાંધ્યું હોય તો સારું દેખાય અને પાપ બાંધ્યું હોય તો ખોટું દેખાય. "કર્મ વડે આખો સંસાર ભમવો પડે છે." (મોક્ષમાળા-૩) ચારગતિનું નામ સંસાર છે. મનુષ્ય થાય ત્યારપછી જ કર્મ છોડી મોક્ષે જાય. કોઈ પ્રત્યે સ્નેહ કરવા જેવું નથી. જડભરતે પૂર્વભવમાં હરણથી સ્નેહ કર્યો તેથી હરણ થવું પડ્યું. મનુષ્યભવ સમ્યક્ત્વ થાય ત્યારે સફળ થાય છે.

('યોગવાસિષ્ઠ ઉત્તરાર્ધ'-વાચન)

ભગવાનની કૃપા થાય ત્યારે સત્શાસ્ત્ર હાથમાં આવે છે. મહાપુરુષની સેવાથી સંસારથી તરવાની યુક્તિ પ્રાપ્ત થાય છે. સંસાર એ મોટો રોગ છે. હું કોણ છું? ક્યાંથી થયો છું? એનો વિચાર એ સંસારથી તરવા માટે ઈલાજ છે. એ વિચાર શાથી આવે ? તો કે સત્પુરુષથી. સત્પુરુષના સમાગમથી બહુ લાભ થાય છે. જે દેશમાં સત્પુરુષ ન હોય તે દેશમાં રહેવું નહીં. જ્ઞાની કહે એ જ જ્ઞાન. તે જ વિજ્ઞાન છે. વૈરાગી જીવને સત્પુરુષનું કહેલું સમજાય છે. શિષ્યની પ્રજ્ઞા, એ જ્ઞાનનું કારણ છે. બુદ્ધિ હોય તો ગ્રહણ થાય શિષ્યને ગુરુ કંઈ કહે તે શિષ્ય શીખે એ મર્યાદાપાલન છે. દેહમાં આત્મા છે તે બ્રહ્મ છે. બુદ્ધિશાળી હોય તો આત્માનું ઓળખાણ કરી લે છે. શિષ્યને બુદ્ધિ ન હોય તેને ગમે તેટલો ઉપદેશ આપે તો પણ કંઈ કામનો નથી. જીવાત્મા છે એ જ બ્રહ્મ છે. શિષ્યની બુદ્ધિ ગુરુના ઉપદેશનો પ્રતિબોધ કરે છે. એની સાથે વૈરાગ્ય હોય તો આત્મજ્ઞાન થાય. એને ગરજ હોય અને બુદ્ધિ હોય તો બરાબર સમજાય છે. આત્મા વડે પોતાનો આત્મા જણાય છે. પોતાનો અનુભવ થાય ત્યારે આત્મા જણાય છે. શાસ્ત્રોથી આત્મા જણાય નહીં, પણ અનુભવથી જણાય. વૈરાગ્ય, બુદ્ધિ અને સત્ત્વગુણ જોઈએ. દયા, શાંતિ આદિ એ સત્ત્વગુણ છે. એ હોય તો આત્મજ્ઞાન થાય. ગુરુના ઉપદેશનો વિચાર કરતાં પોતાને પોતાનું ભાન થાય છે. સાત્ત્વિક ગુણ શિષ્યમાં હોય તો પોતાની મેળે જ આત્મા જણાય છે.

× × × ×

મોક્ષે જવા માટે પ્રયોજનભૂત સાત તત્ત્વ છે. એની પરીક્ષા કરી જોવી. જેમાં એ સત્ય ભાસે તે શાસ્ત્ર માન્ય કરવું. દેવ, ગુરુ, ધર્મ અને સાત તત્ત્વોનું જેવું જૈનધર્મમાં નિરૂપણ કર્યું છે, તેવું બીજાં દર્શનમાં નથી. મોક્ષના રસ્તાને સંસારનો રસ્તો બનાવે છે, એ મોટો અન્યાય છે. તરવાની જગ્યાએ ડૂબવાની જગ્યા કરે છે, એ મોટું પાપ છે. સંસાર દુઃખરૂપ છે, એથી છૂટવું છે. જન્મવું પડે, મરવું પડે, એ સંસારમાં મોટાં દુઃખ છે, ખાવાપીવાનું

ન મળે એ દુઃખ નથી. કુળ પ્રમાણે, દેખાદેખી, લોભને અર્થે ધર્મક્રિયા કરે તો એ ધર્મ નથી. હું કોણ છું? શા અર્થે કરું છું? એમ ન થાય અને ભાવ પણ ન ફરે તો કંઈ નહીં. કોઈ ૠદ્ધિ અર્થે પૂજા કરવા જાય, મન તો બીજે ભટકતું હોય, તો તેણે પૂજા ન કરી કહેવાય. તપ આદિ કરવાનાં છે, તે પરિણામોને સુધારવા માટે કરવાનાં છે. પૂજા પ્રભાવના કરવાનું કારણ પોતાના ઉલ્લાસ પરિણામ થાય અને બીજાના પણ ઉલ્લાસિત પરિણામ થાય એ માટે કરવાનાં છે. શાસ્ત્રઅભ્યાસથી વિષયકષાય મંદ થાય છે. એ માટે વાંચવાનાં છે, પણ બીજાને સંભળાવવા વાંચે, પોતે કંઈ સમજે નહીં તે કામનું નથી.

**૩૧** શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ સુદ ૬, ૨૦૦૮

[“લઘુયોગવાસિષ્ઠ–સાર”ના વાચન પ્રસંગે]

જે જે શીખ્યા હોય તેનો અભ્યાસ ન રાખે તો જતું રહે. અભ્યાસ ન કરે તો નાશ પામે, આવડે નહીં. પણ જ્ઞાનકળા એવી છે કે આત્માનું જ્ઞાન એક વાર પ્રગટ્યું તો વધ વધ કરે, એ જાય નહીં. એક વખત જ્ઞાન પ્રગટ થાય તો પછી વધતું જાય, કેવળજ્ઞાન સુધી લઈ જાય. ભણવાની કળાઓ છે, તે બધી કળાઓ અભ્યાસ ન રાખે તો નાશ પામે છે.

ગળામાં કોઈ ઘરેણું પહેર્યું હોય અને તે પાછળ ગયું હોય, ત્યારે એમ થાય કે ક્યાં ગયું? પણ હાથ લાગે ત્યારે મળે છે. તેવી રીતે આત્મા પાસે છે, પણ ગુરુના વાક્યથી ભ્રમ દૂર થાય છે ત્યારે આત્મા ભાસે છે. ધર્મ બહાર શોધે છે, પણ આત્મામાં જ છે. ભ્રમ નાશ થતાં પ્રાપ્ત થાય છે. ગુરુવાક્યથી આત્મા પ્રાપ્ત થાય છે, બીજે પ્રકારે ન થાય માટે સદ્ગુરુને શરણે જવું. સદ્ગુરુ વગર આત્મપ્રાપ્તિ થતી નથી. પોતાના સ્વરૂપને ન જાણે તે મનુષ્ય સદ્ભાગ્યથી રહિત છે. પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં સુખ માને છે, પણ પાછળથી એનું પરિણામ આવે ત્યારે પશ્ચાત્તાપ કરે છે. પાંચ ઇન્દ્રિયોના વિષયો ઝેર જેવા છે. પહેલાં સારા લાગે પણ પછી જન્મમરણ કરાવે છે. પોતાના સ્વરૂપને ન જાણતાં વિષયોમાં સુખ માને છે, પણ ફળ આવે ત્યારે દુઃખ પ્રાપ્ત થાય છે. વિષ ભળેલું અનાજ ખાવામાં મીઠું હોય પણ એનું ફળ દુઃખ આવે છે, તેમ પાંચ ઇન્દ્રિયોના વિષયોનું પરિણામ દુઃખ આવે છે. પોતાના સ્વરૂપને નથી જાણતો તે દુર્ભાગ્યશાળી છે. શાસ્ત્ર કે ગુરુથી ભગવાન દેખાતા નથી, પણ પોતાને પોતાનું ભાન થાય ત્યારે દેખાય.

કૃપાળુદેવ પોતાની દશા જણાવે છે “અમે દેહધારી છીએ કે કેમ તે સંભારીએ ત્યારે માંડ જાણીએ છીએ.” (૨૫૫). “દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત.” એવી દશા વર્તે છે. બધી વૃત્તિઓ પ્રારબ્ધાનુસાર વર્તે છે. મન ભગવાનને આપી દીધું છે. “મન જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેને સમાધિ જ છે.” (૨૨૩). “હું તો રાજસ્વામી વાંસે ઘેલી થઈ.” એમ તમે (એક ભાઈ સામું જોઈ) જે ગાઓ છો, એવી આત્માની લય કૃપાળુદેવને લાગી હતી. એ દશા આવ્યા વિના એને (એવી દશાને) સમજવી મુશ્કેલ છે. મોક્ષની આકાંક્ષા હોય ત્યાંસુધી મોક્ષ ન મળે. આગળ જતાં એ ઇચ્છા પણ ત્યાગવાની

છે, "આટલું બધું છતાં મનમાનતી ઉદાસીનતા નથી." (૨૫૫). એમ કૃપાળુદેવ માને છે. એટલી દશા છતાં એ ધરાતા નથી.

*

જ્ઞાની પ્રત્યે વિશેષ ભાવ, ભક્તિ થાય તે પ્રશસ્ત છે. દેવ, ગુરુ, ધર્મ પ્રત્યે રાગ તે પ્રશસ્ત રાગ છે. કોઈ જીવો કુળધર્મવડે ગુરુની ભક્તિ કરે છે. કોઈ જીવો મુનિના શીલ, તપ, દયા આદિ દેખીને ભક્તિ કરે છે. 'પણ મુનિ સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રને આરાધે છે' એવા ભાવથી ભક્તિ કરે તે સાચી ભક્તિ છે. અરિહંતદેવમાં સમવસરણ આદિ દેખી ભક્તિ કરે, ગુરુમાં શીલ, તપ, દયા આદિ ભાવ દેખી ભક્તિ કરે છે, પણ જ્ઞાનદર્શનચારિત્રને એ જાણતો નથી તેથી એને મિથ્યાદૃષ્ટિ કહ્યો છે. સામાન્ય ગુણો જે બીજાં શાસ્ત્રોમાં હોય છે તે જ જૈન-શાસ્ત્રોમાં પણ છે. એ પ્રમાણે શાસ્ત્રભક્તિ કરે છે, એ પણ મિથ્યાદૃષ્ટિ છે. દેવગુરુધર્મની શ્રદ્ધા, સાચી પ્રતીતિ તે વ્યવહાર સમ્યક્ત્વ છે. દેહ અને આત્મા ભિન્ન છે એવા ભાવ થાય તે નિશ્ચય સમ્યક્ત્વ છે.

જીવાદિના સ્વરૂપને ન જાણે અને બાર અંગ ભણે તો પણ મિથ્યાદૃષ્ટિ રહે છે. દેહ તે દેહ, જીવ તે જીવ એમ સમજાતું નથી. દેહથી આત્મા ભિન્ન છે, એમ નથી ભાસતું. પાછળ પડે તો થાય. આ મારે કરવું જ છે એમ થાય તો થાય. 'બીજું પદ—આત્મા નિત્ય છે' એમ બોલે, પણ હું નિત્ય છું એમ ભાસતું નથી. ભવિ અભવિ બન્ને મિથ્યા-દૃષ્ટિ હોય; પણ ભવિ તો સમ્યક્ત્વ કરીને મોક્ષે જવાનો છે, અભવિ ન જાય. બેય દ્રવ્યો જુદાં જાણે—બેય દ્રવ્યો જુદાં છે, ક્રિયાઓ જુદી છે, લક્ષણ જુદાં છે, એ જાણીને પોતાના ભાવ ફેરવવાના છે. જે સમભાવ રાખે તેને છૂટવાનું કારણ થાય છે અને વિષમભાવ રાખે તેને બંધનું કારણ થાય છે. જે કર્મ ઉદયમાં આવે તેને સમભાવે ભોગવે તો નવાં કર્મ ન બંધાય. કેવાં કર્મ બંધાય છે તેની ખબર પડતી નથી. ઉદય આવે ત્યારે ખબર પડે.

શુદ્ધ ચૈતન્યની ભાવનાનો નાશ કરનાર ખ્યાતિપૂજા છે. ભગવાનનો ધર્મ આ લોક-પરલોકની ઇચ્છા કરતો નથી, આ લોકમાં ખ્યાતિપૂજા અને પરભવમાં દેવલોક આદિ માટે ભગવાનનો ધર્મ નથી. ધર્મમાં લૌકિક ઇચ્છા નથી.

["લઘુયોગવાસિષ્ઠ-સાર"ના વાચન પ્રસંગે] **૩૨** શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ સુદ ૭, ૨૦૦૮

પૂજ્યશ્રી—સંસાર એ ઝાંઝવાનાં પાણી જેવો છે, મૃગતૃષ્ણા જેવો છે. સંસારમાં સુખ છે નહીં, જે દેખાય તે ભ્રાંતિ છે. સંસારનાં દુઃખોમાં કટુતા એટલે કડવાશ લાગે છે, છતાં એને જ ઇચ્છે છે—સંસારની જ ઇચ્છા રહ્યા કરે છે, તે માણસ ગધેડા જેવો છે. સંકલ્પ-વિકલ્પ જીવને દુઃખમાં દોરનાર છે. સંકલ્પવિકલ્પથી ઊંઘ પણ ન આવે. અલ્પ પણ સંકલ્પ અથવા નિયાણું જીવ કરે તો તે દુઃખમાં લઈ જાય. નરકે પણ લઈ જાય. કંઈ પણ સંકલ્પ-વિકલ્પ ન કરે તો નિર્વિકલ્પ થાય. મન, ઇન્દ્રિયો, રોકે તો આત્મા આત્મારૂપે રહે છે. મનને રોકે તો પોતાનું ખરું સ્વરૂપ સમજાય. સંકલ્પવિકલ્પ રોકયે સિદ્ધના સુખનો અનુભવ થાય

છે. કષાયની ઉપશાંતતા વગેરે સાથે સદ્ગુરુનો બોધ હોય ત્યારે સંકલ્પવિકલ્પ રોકાય છે. કૃપાળુદેવ તરફ મન જાય તો બીજે ન જાય, તેથી સંકલ્પવિકલ્પ ન થાય.

"આત્મભ્રાંતિ સમ રોગ નહીં, સદ્ગુરુ વૈદ્ય સુજાણ;"

આત્માને આત્મભ્રાંતિરૂપ રોગ થયો છે. સદ્ગુરુ એના વૈદ્ય છે. સંસારનું સ્વરૂપ કેવું દુઃખરૂપ છે તે જ્ઞાનીએ જણાવ્યું છે. આંટી ઉકેલવાની છે, તેની ગરજ રહેતી નથી.

પ્રશ્ન—આંટી ખૂંચતી નથી એનું શું કારણ?

પૂજ્યશ્રી—પરવસ્તુમાં રાગ છે તેથી આત્માની એને કંઈ પડી નથી. પરવસ્તુમાં રમણતા છે તેથી પોતાનું કરવા વખત નથી મળતો. વૈરાગ્ય હોય તો થાય. ગરજ જાગે તો થાય. દિશામૂઢ હોય તેને એમ ન લાગે કે હું ભૂલો પડચો છું. 'હું તો સાચે માર્ગે જ છું' એમ જ માને. ભ્રમ જાય તો આત્મા પ્રત્યે વૃત્તિ જાય. હું દેહ છું એમ માને તેથી પોતે દેહ થઈ જાય એમ નથી. પોતે અરૂપી છે એનો નિર્ણય થયો નથી. અજાણ્યો છે. દેખે તેને માને છે. 'હું કંઈ ન જાણું, જ્ઞાનીનું કહેલું મને તો સમજાઓ' એ માન્યતા ખરી છે. 'હું જાણું છું' એમ કર્યે સદ્ગુરુનાં વચનો ચોંટે નહીં. ભાવ ભાસવો જોઈએ. આંટી ઉકેલવી જોઈએ, તો સમજ્યો કહેવાય. ઘટપટને જાણતો હતો તે પછી આત્માને જાણે છે. જ્ઞાન એનું એ, પણ આંટી ટળી ગઈ. સાચું જ્ઞાનીએ જાણ્યું તે. મિથ્યાત્વનો પ્રભાવ એવો છે કે જે અર્થે જાણવું છે તે અર્થે ન જાણે. જીવ ઠગાયો છે. યથાર્થ જો સમજાય તો એને જેમ છે તેમ ભાસે—આત્મા તે આત્મા, દેહ તે દેહ ભાસે. મિથ્યાત્વના ઉદયથી વિપરીત ભાસે છે.

મિથ્યાત્વ એ અવળી સમજણ છે. મિથ્યાત્વના સંગથી જ્ઞાન અજ્ઞાન કહેવાય છે. એ જ્ઞાન તો એનું એ જ છે. મિથ્યાત્વની સોબતનો રંગ લાગ્યો છે, તેથી અજ્ઞાન છે. 'હું દેહ નથી' એમ ભ્રાંતિ ટળે તો સમ્યગ્દર્શન. મિથ્યાત્વ એ આત્માની વિપરીત અવસ્થા છે. મિથ્યાત્વ એ વસ્તુનું સ્વરૂપ નથી, અવસ્થા છે, વસ્તુ હોય તો નાશ ન થાય. મિથ્યાત્વ અવસ્થામાં કર્મ બંધાય છે. સમજણ ફરે ત્યારે કર્મ નથી બાંધતો.

પુદ્ગલ તે પુદ્ગલરૂપ છે અને ચેતન તે ચેતનરૂપ છે. વિભાવપરિણતિ એ આત્માની જ છે. સમ્યગ્દર્શન એ ગુણ છે, તે બગડી ગયો છે તેથી મિથ્યાત્વરૂપે થયો છે. સમ્યક્ત્વ એ રત્ન છે. સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્ર એ રત્નત્રય કહેવાય છે. મિથ્યાત્વ અને અનંતાનુબંધી મંદ થાય ત્યારે પુરુષપ્રતીતિ આવે છે. પરમપુરુષનો યોગ થાય, ભાવ ફરે તો પ્રતીતિ આવે. કોઈ પૂર્વારાધક હોય તેને ભગવાનનાં વચનોથી પણ સમ્યક્ત્વ થાય છે. અથવા કોઈ આચાર્ય પ્રત્યક્ષ હોય, તે સાચા પુરુષની પ્રતીતિ કરાવે છે. જેમકે પ્રભુશ્રીજીએ આપણને કહ્યું કે આ કૃપાળુદેવ સાચા પુરુષ છે. એને તમે માનશો તો તમારું કલ્યાણ થશે. જીવાજીવનું જ્ઞાન થશે.

એમ "કોઈક આચાર્ય પ્રત્યક્ષપણે તે વચનના હેતુથી કોઈ જીવને સમ્યક્ત્વ પ્રાપ્ત કરાવે છે."

*

'જેણે જ્ઞાન વૈરાગ્યરૂપી દેહ ધર્યો છે, ભક્તિરૂપ આભૂષણ જેણે ધાર્યાં છે, જેણે યોગ્યતા ધારી છે તે જીવ શિવ થાય છે.' જે કામ કરવું હોય તેનાં કારણ મેળવવાં પડે. ઊંધે રસ્તે કંઈ ન થાય. એનો જે રસ્તો હોય તે રસ્તે થાય.

૩૩ શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ સુદ ૮, ૨૦૦૮
(પ. ઉ. પ્રભુશ્રીજીની નિર્વાણતિથિ)

જ્ઞાનીનાં વચનો જ્ઞાનનો ખજાનો છે. કૃપાળુદેવ લખે છે કે વિશુદ્ધ આત્મા છે, એમ માનવાનું છે. તે શુદ્ધ આત્મા તો જ્યાં છે ત્યાં છે. આત્મા ન હોય તો કોણ સાંભળે? દૃષ્ટિ ફેરવવા કહે છે. બે વસ્તુ છે : એક જડ અને બીજું ચેતન. આત્મા જોવાનો છે, તે જોતો નથી. શાસ્ત્રો ભણે પણ આત્મા ન જાણે. આધ્યાત્મિક સાંભળવું, મનન કરવું. છ પદ અપૂર્વ વસ્તુ છે, પણ જીવ સામાન્ય કરે છે કે મને આવડે છે. આત્મા જોવો હોય તો છ પદનો અભ્યાસ કરવો પડે. ભણી ગયો, પણ ભણીને જે કરવાનું હતું તે કર્યું નથી. આત્માનું કલ્યાણ તો મનુષ્યગતિમાં જ થાય છે. દેવગતિમાં ન થાય. છ પદ અપૂર્વ વસ્તુ છે. સમ્યક્ત્વ થાય એવી વસ્તુ છે. સામાન્યમાં કાઢી નાખવાની નથી.

*

કોઈ મુનિ હોય અને આત્મકલ્યાણ કરી લીધું હોય અને દેહની દવા ન કરે તો યોગ્ય છે, પણ જેને હજુ શરીરથી આત્મકલ્યાણ કરવું રહ્યું છે, તેને દવા લેવાનો નિષેધ નથી. ભગવાને સાધુની વૈયાવૃત્ય કરવાનું કહ્યું છે. જો વૈયાવૃત્ય ન કરે તો ભગવાનનાં વચનથી વિરુદ્ધ કહેવાય.

"સત્ય શીલ ને સઘળાં દાન, દયા હોઈને રહ્યાં પ્રમાણ;
દયા નહીં તો એ નહીં એક, વિના સૂર્ય કિરણ નહિ દેખ."

પાર્શ્વનાથ ભગવાને સાપને બચાવ્યો હતો, 'એના કર્મ પ્રમાણે થશે' એમ કર્યું નહોતું. કર્મનો હિસાબ મોટો છે. સારા ભાવ થાય તો સારું ફળ મળે, પાપભાવ કરે તો ખોટું ફળ મળે. પાપથી થયેલી વસ્તુને ભોગવે તો તેનો તેને ભાગ મળે. જેને દેહાધ્યાસ છે તેને બધી પાપની ક્રિયા ચાલી આવે છે.

જ્ઞાનીએ કહેલી કોઈ વસ્તુ આપણા કાને પડે તે ફોગટ ન જવી જોઈએ. જ્ઞાનીની વાણી આપણા કાને પડે એ કેવો જોગ છે! **समयं गोयम मा पमाअे** એમ આપણે પણ સાંભળ્યું અને ગૌતમસ્વામીએ પણ મહાવીર ભગવાન પાસે સાંભળ્યું. પણ ગૌતમ જેવા ભાવ આવે તો કામ થાય, ભાવ આવવા જોઈએ.

"સદ્ગુરુના ઉપદેશથી, આવ્યું અપૂર્વ ભાન,
નિજ પદ નિજમાંહી લહ્યું, દૂર થયું અજ્ઞાન."

જ્ઞાનીના શબ્દથી તો અપૂર્વતા પ્રગટે તેવું છે. તને ભાન છે કે કેમ? એમ જ્ઞાની કહે છે. પ્રતીતિ તો જોઈએ ને? એક એક વાક્યમાં, એક એક શબ્દમાં અનંત આગમ રહ્યાં છે; પણ પ્રતીતિ હોય તો મનાય.

આત્માને અર્થે બધાં શાસ્ત્રો લખાયેલાં છે. કોઈ એક વચનથી જાણે, કોઈ ઘણાં વચનથી જાણે; પણ જાણે ત્યારે થાય. કલ્પનાએ ભૂંડું કર્યું છે. સત્સંગને સામાન્ય કરી નાખવા જેવો નથી. પુણ્યને લીધે મનુષ્યભવ, પાંચ ઇન્દ્રિયોની પૂર્ણતા મળી, પણ સત્સંગ મળે તો

એ સફળ થાય. મહા દુર્લભ વસ્તુ છે. કોટી કર્મ ક્ષય થાય એવો લાગ આવ્યો છે. સત્સંગમાં કાળ જાય તે તો દુર્લભ છે.

જ્ઞાનીનું વચન-કૃપાળુદેવનું વચન કેવી રીતે સાંભળવું, તે જાણવું જોઈએ. આત્માનું જેથી હિત થાય તે યુક્તિ ગ્રહણ કરવી જોઈએ. સત્સંગથી લાભ થાય છે. સામાન્ય ન કરી નાખવું. કંઈ સાંભળ્યું હોય તો કરવાની ભાવના કરવી.

સમભાવમાં મોક્ષ છે, બધું છે. આત્માને રહેવાનું ઠેકાણું સમભાવ છે. તપ એ શુદ્ધોપયોગ થવાનું કારણ છે. શુભ કે અશુભ ઇચ્છા ન કરે તે તપ છે. પરિણામ સુધારવા, કષાય ઓછાં કરવા, ઇન્દ્રિયોને રોકવા માટે તપ કહ્યાં છે. ધર્મબુદ્ધિથી તપ આદિ કરતાં સમભાવ જેટલો હશે તેટલો જીવ છૂટશે. પ્રભુશ્રીજી કહેતા કે સત્ અને શીલ એ આશ્રમનો પાયો છે. આત્મ કલ્યાણ જેને કરવું હોય તેણે સદાચાર પાળવો. આધ્યાત્મિક જ્ઞાન તરફ લક્ષ રાખવું.

કૃપાળુદેવને પૂર્વે કેટલોય રંગ લાગેલો, તેથી સત્સંગ સત્સંગ કરતા હતા. તેમ પ્રભુશ્રીજી પણ કહેતા કે સત્સંગ વિના ગમે નહીં, સત્સંગ કરવો. કૃપાળુદેવે લખ્યું છે કે જીવને "એક અંશ શાતાથી કરીને પૂર્ણકામતા સુધીની સર્વ સમાધિ તેનું સત્પુરુષ જ કારણ છે" (૨૧૩). તેને લીધે મનુષ્યભવ મળ્યો છે. સત્પુરુષનું ગમે તેવું વચન હોય તે સાંભળવું. આગળ સમજાશે. સત્ય ધર્મ અરૂપી છે. જુદા જુદા ધર્મ કહ્યા, પણ ખરો એક આત્મધર્મ છે. સત્સંગમાં કેવા ભાવ કરવા? તો કે મને ખબર નથી, પણ મારા કાનમાં પડે છે તો કોઈ દિવસે કામ થશે. સામાન્યપણું કરવાનું નથી, અપૂર્વતા લાવવાની છે. સત્સંગમાં સાંભળીને કરવું જ. માત્ર સાંભળ સાંભળ કરવું નથી, પણ મારે કરવું જ છે એવો સત્સંગમાં લક્ષ રાખવો. જીવની દૃષ્ટિ બાહ્ય છે, પણ આત્મામાંથી વાત આવે છે, શબ્દ આત્માથી બોલાય છે. રોહિણિયા ચોરને બે વચન ભગવાનનાં સાંભળવા મળ્યાં તો કલ્યાણ થયું. એને એ વચનો પેસી ગયાં હતાં. એમ જાણ્યે અજાણ્યે સાંભળવાનું મળે તો કલ્યાણ થઈ જાય.

અનંત કાળથી ભટકે છે. ચેતવા જેવું છે. અપૂર્વ જગ્યાએ આવ્યો છે. અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવું, એ કહેવું છે. આત્મા જોવાતો નથી, ઢંકાયેલો છે. 'મારું મારું' કરે છે તે આડો પડદો છે. આત્મા જોવાય તો મોક્ષ થાય. એવી વાત છે. કૂંચી છે. આત્મા છે તો ખરો, પણ તે તરફ દૃષ્ટિ નથી. છ પદનો પત્ર મોઢે કર્યો, પણ ઊંડો ઊતરે તો થાય. "આત્મપરિણામની સ્વસ્થતાને શ્રી તીર્થંકર સમાધિ કહે છે." (૫૬૮). જ્યાં ત્યાંથી આત્માનું હિત કરવાનું છે. ચેતવાનું છે. સત્સંગ મોટી વસ્તુ છે. ક્ષણિક વસ્તુઓમાં વૃત્તિ ચોંટી રહી છે, તેથી 'આત્મા મારો' એમ થતું નથી. ઘણો સત્સંગ થાય, ઘણો બોધ થાય ત્યારે એને વિચાર આવે કે શું કરવા જેવું છે?

'નથી ધર્યો દેહ વિષય વધારવા, નથી ધર્યો દેહ પરિગ્રહ ધારવા."

જ્ઞાનીએ જે કરવાની ના કહી છે તે કરે છે. જ્ઞાની કહે છે તે આપણા સ્વાર્થની વાત છે. પોતે સુખી થઈને બોલાવે છે. કોઈ પણ વસ્તુ સાથે આવે નહીં. સગાં વહાલાં કોઈ સાથે

ન આવે. આત્માનો ઉદ્ધાર મોટી વસ્તુ છે. આત્માના ઉદ્ધાર માટે જે કંઈ કરશે તે સાથે આવશે. મનુષ્યભવ ફરી ફરી ન મળે. દુર્લભ કહેવાય છે. એમાં સત્સંગ પ્રાપ્ત થવો દુર્લભ છે. એમાં પણ સત્સંગની ગરજ જાગવી એ કોઈક વખત જાગે છે. સત્સંગમાં મારું હિત છે, એવી પ્રતીતિ હોય તો ગમે તેટલી મુશ્કેલી વેઠી સત્સંગની ભાવના કરે. ભક્તિ એ ધર્મ પામવાનું સાધન છે.

"વિશાળ બુદ્ધિ, મધ્યસ્થતા, સરળતા અને જિતેંદ્રિયપણું આટલા ગુણો જે આત્મામાં હોય, તે તત્ત્વ પામવાનું ઉત્તમ પાત્ર છે." (૪૦). એથી હિત થાય છે. વિચાર કરે તો સમજાય કે સત્સંગમાં જેટલા કષાય મંદ થાય છે તેટલા બીજે નહીં. સહજે વૃત્તિ શાંત થાય. વિશાળબુદ્ધિવાળા જાણે કે જન્મમરણ દુઃખરૂપ છે. એ રોગ અનંતકાળથી લાગ્યો છે. હું ક્યાંથી આવ્યો? ક્યાં જવું? તેની, ટૂંકી બુદ્ધિ છે તેથી ખબર નથી. ગાડું ચલાવે છે, પણ શું કરવું છે? તેનું ધ્યેય નથી. સત્સંગમાં સાંભળવાનું, વિચારવાનું, નિર્ણય કરવાનું મળે છે. પુણ્યના યોગે સત્સંગ મળે છે.

"હે ભગવાન, હું બહુ ભૂલી ગયો." એમ લાગે તો વિચાર આવે કે શું ભૂલ્યો? ભૂલ સમજાય ત્યારે ભૂલથી અટકે. મનુષ્યભવ છૂટવા માટે છે. લાગ આવ્યો છે. છૂટ્યો તો છૂટ્યો, નહીં તો પછી લખચોરાશીમાં ભટકવું પડશે. ખાસ કરવાનું છે તે પડી રહ્યું છે. જાગ્યા ત્યારથી સવાર. ચેતે તો થાય. જ્યારે ત્યારે ચેતશે ત્યારે થશે. કોઈ કરી આપશે નહીં. પોતે કરવું પડશે. આ કાળમાં ઢીલ કરવા જેવું નથી. પોતાને જ કરવાનું છે. ઢીલ કરે તેટલો છેતરાય છે. કર્યું એટલું કામ. જ્ઞાનીની આજ્ઞા જેટલી ઉઠાવાય તેટલું કરી ચૂકવું.

"શું કરવાથી પોતે સુખી? શું કરવાથી પોતે દુઃખી?
પોતે શું? ક્યાંથી છે આપ? એનો માગો શીઘ્ર જવાપ." (૧૦૭)

મને દુઃખ થાય તે કરું કે સુખ થાય તે? દેહને માટે બધું કરે છે. દેહ તો ક્ષણભંગુર છે. દેહના વિચારો આવે પણ આત્માના વિચારો નથી આવતા. દેહ દેખાય છે તેથી ભૂલે છે. 'દેહ છે તે હું' એ ભૂલ છે, તે કાઢવાની છે. આત્મા આત્માને કહે છે. આત્મા સાંભળે, દેહ સાંભળે નહીં. ભીંતની સાથે વાત થાય? દેહ ભીંત જેવો છે. દેહમાં આત્મા છે, એની સાથે વાત થાય છે.

'હું, હું' કરે છે ત્યાં મોહ છે. મોહનિદ્રામાં પડ્યો છે, મોહ ઓછો થાય ત્યારે વિચાર આવે. "કર વિચાર તો પામ." જ્યારે જાગશે ત્યારે કામ થશે. "જબ જાગેંગે આતમા, તબ લાગેંગે રંગ." 'કાલે કરીશું', પણ આયુષ્યની કોને ખબર છે? જ્યાં ત્યાંથી ઝટ આત્મહિત કરવાનું છે. દેહના સુખને સુખ અને દેહના દુઃખને દુઃખ માને છે. કંઈક રંગ લાગે તો આગળ વધે. આત્મા આત્માને કહે છે. ભીંત નહીં સાંભળે. આત્માને કહેવાનું છે. મનુષ્યભવ છૂટવા માટે છે, તેમાં બાંધ બાંધ કરે છે, તો પછી કાગડા કૂતરાના ભવમાં શું કરશે? તેમાં ન છુટાય. દેહનું કામ તો કોઈ કરી આપે, પણ આત્માનું કામ બીજો ન કરી આપે. એ તો પોતે કરશે ત્યારે થશે. ઢીલ કરવા જેવું નથી. પૈસાટકામાં ચિત્ત રાખે

છે, પણ આત્મામાં કંઈ ચિત્ત રાખતો **નથી.** જ્ઞાનીએ જેની ના કહી છે, તે જ જીવ કરે છે. કૃપાળુદેવે લખ્યું છે—

"કદાપિ કોઈ રીતે તેમાંનું કંઈ કરીએ તો તેવું સ્થાન ક્યાં છે કે જ્યાં જઈને રહીએ? અર્થાત્ તેવા સંતો ક્યાં છે, કે જ્યાં જઈને એ દશામાં બેસી તેનું પોષણ પામીએ?" (૧૨૮).

એ મૂંઝવણ પ્રભુશ્રીજીએ ટાળી. એવું સ્થાન બનાવ્યું. આત્મસાધન ક્યાં કરવું? સંત ક્યાં હોય? એ મૂંઝવણ ટાળી. સત્સંગ કરે, આત્મહિત કરે, એ માટે આ સ્થાન છે. સત્સંગ થાય એવી જગ્યા બહુ થોડી છે. તીર્થો તો ઘણાં છે. આ સ્થાન તપોવન જેવું છે. પહેલું શ્રવણ કરવાનું. પ્રભુશ્રીજી કહેતા કે **"सवणे नाणे विण्णाणे।"** સાંભળે તો વિચાર જાગે કે શું કરવાનું છે? કોને કહે છે?

આજે પ્રભુશ્રીજીનો નિર્વાણદિન છે. અહીં સાંજે છત્રીસ માળા ફેરવાશે. પછી દેરીએ ભક્તિ થશે. ત્યાં ઊંઘવું નહીં. જીવને ખબર નથી, જ્યાંસુધી મનુષ્યભવ છે ત્યાંસુધી સત્સંગ એ શ્રેષ્ઠ સાધન છે. એથી સહેજે લાભ થાય છે. પહેલામાં પહેલું અને છેલ્લામાં છેલ્લું એ સાધન છે.

**૩૪** શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ સુદ ૯, ૨૦૦૮

જ્ઞાનીનું કહેલું કરવાનું છે. જીવની અણસમજણને લઈને વિઘ્ન આવે. પણ આપણી ખેંચ એ કરવા તરફ રાખવી. કૃપાળુદેવને શરણે શાંતિ છે. માર્ગ સીધો છે તો ફિકર નથી. સત્પુરુષના જોગે પ્રમાદ કરવા જેવું નથી. ફરીથી મનુષ્યભવ મળવો દુર્લભ છે. સંસારમાં રહીને અસંગ રહ્યા એ તો કૃપાળુદેવે જ કર્યું છે.

મુમુક્ષુ—સમયે સમયે આત્મામાં પરિણમવું એ શું હશે?

પૂજ્યશ્રી—આ જીવને સમયની ખબર નથી. કેવલજ્ઞાનીને જણાય. આપણું કામ પુરુષાર્થ કરવાનું છે. ગણતરી જ્ઞાનીપુરુષોએ કરી છે. તે જાણી આપણે મોહથી ડરતા રહેવું, તેથી પાછા હઠી આત્મહિત કરવું જ છે એમ રાખવું અને બને તેટલું કરી છૂટવું. વૈરાગ્ય ઉપશમ વધે એવું વાચન રાખવું. વૈરાગ્યઉપશમ વધે તો વચનોનો વધારે વિચાર આવે, સમજાય. પૂર્વની કમાણી હોય તો સહેજે વૈરાગ્ય થાય. તે ન હોય તો સત્સંગથી પણ વૈરાગ્ય થાય છે. એ પણ ન હોય તો કંઈક દુઃખને લીધે પણ વૈરાગ્ય થાય છે. અનુકૂળતામાં વૈરાગ્ય ન રહે. બધી છેતરામણી છે. 'ફૂ' થઈને દેહ છૂટી જાય. મરતાં વાર લાગે નહીં. એક લાંબું સ્વપ્નું છે. જન્મમરણની વચ્ચેનું સ્વપ્ના જેવું છે. સંસાર શોકરૂપ છે, દુઃખરૂપ છે. એ જીવને દૃઢ થાય તો દૃષ્ટિ અંદર રહે, નહીં તો છેતરાય. ઉપરથી હાલ સારું લાગે પણ પરિણામે દુઃખ. "પશ્ચાત્ દુઃખ તે સુખ નહીં." એ જો સ્થિરપણે વિચારે તો દૃષ્ટિ અંતર ભણી વળે. ભાવના ઉત્તમ રાખવી. આપણાથી ન બને તો પણ ભાવના તો ઉત્તમ રાખવી. ધ્યેય નક્કી કરવાનો છે. મનુષ્યભવમાં શું કરવાનું છે તે ધ્યેય નક્કી કરવાનો છે. સાચો ધ્યેય હોય તો પછી કેમ પ્રાપ્ત થાય એનો માર્ગ શોધવાનો છે.

"દીઠા નહીં નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય ?"

પોતાના દોષ ન જુએ ત્યાંસુધી તરવાનો રસ્તો નથી. એ દોષો સત્સંગમાં દેખાય છે. દોષ દેખી ટાળવા માંડે તો શુદ્ધ થાય. સત્સંગની જરૂર છે.

**૩૫** શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ સુદ ૧૦, ૨૦૦૮

ઇન્દ્રાદિકને સુખ છે તે કષાયવાળું છે. સ્વર્ગ પામવાનું કારણ પ્રશસ્ત રાગ—સદ્દેવ-ગુરુધર્મ ઉપર રાગ છે. તેથી પુણ્ય બંધાય છે. અભવિને ઇચ્છા હોય છે કે હું જે પુણ્ય કરું તેનું ફળ મને મળો. સંસારમાં સુખ છે, એમ માને છે. આ આત્માનું સુખ અને આ પુદ્ગલનું સુખ એવો એને ભેદ પડતો નથી.

"પરમ નિધાન પ્રગટ મુખ આગળે, જગત ઉલ્લંઘી હો જાય, જિનેશ્વર" (આ. ૧૫)

આત્માનું જ્ઞાન છે. તેમાં બીજી વસ્તુઓ ભાસે છે. પણ આત્મા તો જ્ઞાનસ્વરૂપ છે. અભવ્યને ઓળખાણ થતું નથી, ભેદજ્ઞાન થતું નથી, વિવેક નથી. શાસ્ત્રો ભણે, ગોખે, પણ વીતરાગ-ભાવને અર્થે શાસ્ત્રો છે તે લક્ષ નથી. અભવ્યને અતીન્દ્રિય સુખનું ભાન, જ્ઞાન થતું નથી. અંતરંગમાં પ્રતીતિ થતી નથી. અતીન્દ્રિય સુખ અને અતીન્દ્રિય જ્ઞાનની એને ખબર નથી. પુદ્ગલનું સુખ માને છે. અભવિને વીતરાગ ભાવ નથી આવતો. દીક્ષા લે, દયા પાળે, શાસ્ત્રો ભણે પણ ભેદજ્ઞાન થતું નથી. એને તત્ત્વશ્રદ્ધા થાય પણ મારું સ્વરૂપ એવું છે એમ એને ભાસતું નથી. આત્મજ્ઞાન ન હોય તો તત્ત્વસ્વરૂપ માને, ઉપદેશે તે બધુંય ખોટું છે. અભવિ સમ્યગ્દર્શનનાં આઠ અંગ પણ પાળે છે; પણ બીજ વાવ્યા વગર વાડ કરે છે. બીજ વગર પાકે શું ? દેખાદેખી જેટલું થાય તેટલું કરે, વાંચે, ચર્ચા કરે, શાસ્ત્ર શીખે. પણ બીજ નથી વાવતો. અભવિને મોક્ષતત્ત્વની શ્રદ્ધા નથી, આત્મા સુખરૂપ છે એમ એને લાગતું નથી. ભગવાને કહ્યું તે સાચું, એ પ્રમાણે વર્તું એવા ભાવ હોય, પણ આત્મા તરફ લક્ષ હોતો નથી. સામાન્ય હોય છે; પણ વિશેષ, હું દેહથી ભિન્ન છું એમ યથાર્થ નથી હોતું.

"દીઠા નહીં નિજ દોષ તો તરિયે કોણ ઉપાય ?"

પોતાની શ્રદ્ધામાં, જ્ઞાનમાં, અભ્યાસમાં શા દોષ રહી જાય છે એ વિચારવા માટે એ બધું કહ્યું છે. જે વસ્તુ ન હોય તેને માની લીધી એથી અનાદિ કાળથી રખડ્યો છે. "અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવસ્વરૂપ." એ સમજાતું નથી.

મહાપુરુષોનાં વચનો સમજાય એ માટે વ્યાકરણ આદિ શીખવાં જોઈએ. પણ પાછું એમાં જ ન પડી જવું. મહાપુરુષનાં વચનો સમજાય તેટલા પૂરતું શીખવું. પછી ધર્મ શું છે? તે જાણવાનો અભ્યાસ કરવો. શું કરવા શીખું છું ? એ લક્ષ ન હોય તો પોપટ જેવું છે. લોકોને કહેરાવવા કરે, તેમાં આત્માને કંઈ લાભ નથી. તત્ત્વજ્ઞાન થયું હોય તો પુણ્ય ને પાપ સંસાર છે એમ જાણે. તત્ત્વજ્ઞાન થવા માટે દ્રવ્યાનુયોગનાં શાસ્ત્ર—આત્મસિદ્ધિ, છ પદનો પત્ર, પંચાસ્તિકાય આદિ શાસ્ત્રો છે. પોતાને પરરૂપ અને પરનો પોતારૂપ માને છે. શું કરવા ભણું છું ? એનું ઠેકાણું નથી. લક્ષ નથી. તેથી સમ્યગ્જ્ઞાન થતું નથી. આત્માને માટે કરું છું એવો લક્ષ ન હોય તો અગિયાર અંગ ભણે તો પણ આત્મજ્ઞાન ન થાય. શું

કરવા મનુષ્યભવ મળ્યો છે, એની ખબર નથી—એ ભાવનિદ્રા છે. "અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવસ્વરૂપ." આત્મદૃષ્ટિ થયે આ જીવને સમજાય કે શુદ્ધ આત્મા જ વાંદવા યોગ્ય છે.

પ્રશ્ન—વંદનયોગ્ય શું ?

પૂજ્યશ્રી—શુદ્ધ આત્મા જ વંદનયોગ્ય છે. અરિહંત તે શુદ્ધ આત્મા છે; સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ એ બધાનું શુદ્ધ સ્વરૂપ છે તે વંદવાયોગ્ય છે. દરેકમાં વિવેકની જરૂર છે. ભગવાનનાં વચનો છે તેમાં વીતરાગતા છે. એ વિનય સહિત ગ્રહણ કરવાં. જેથી આત્મજ્ઞાન થાય એવાં જે શાસ્ત્ર છે તેને પણ નમસ્કાર કરવાનો છે. ગુણગ્રાહી જીવ જે હોય તે ગમે ત્યાંથી પોતાનું હિત થાય એવા ગુણો ગ્રહણ કરે છે. અને જેને દોષદૃષ્ટિ હોય તેને બધે દોષ દેખાય. જેવી પોતાની દૃષ્ટિ તેવી સૃષ્ટિ છે. આપ ભલા તો જગ ભલા.

["લઘુયોગવાસિષ્ઠ-સાર" ના વાચન પ્રસંગે] **૩૬** શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ સુદ ૧૧, ૨૦૦૮

જેમ બને તેમ ધર્મના કામમાં ઢીલ ન કરવી. આત્મજ્ઞાન કરી લેવું. આત્મજ્ઞાન વગર બધું જીવન વ્યર્થ છે. આત્મજ્ઞાન વગર રહેવું એ અત્યંત ખરાબ છે. વ્યાધિ, ઝેર, આપદા અથવા બીજાં શારીરિક દુઃખ તે દુઃખ નથી. આત્મા છે, અજર અમર છે, એવો વિવેક ન થાય એનું નામ અજ્ઞાન છે. બહિર્મુખ અવસ્થા, અજ્ઞાન જેટલાં દુઃખકારી છે. તેટલું શારીરિક દુઃખ તે દુઃખકારી નથી. અજ્ઞાનનું દુઃખ નથી લાગતું એ જ અજ્ઞાન છે. મિથ્યાત્વ એવું છે કે આ અજ્ઞાન દુઃખરૂપ છે એમ લાગવા ન દે. આત્મજ્ઞાન કરવા માટે તૈયાર થાય, એ માટે કહેવાનું છે. વિષયોથી આત્માનું હિત નથી એમ જાણે. વિષયનું ફળ ઘણા ભવમાં જીવે દુઃખ દીઠું છે, છતાં પાછો વિષયની ઇચ્છા કરે છે તે માણસ નહીં, પણ ગધેડા જેવો છે. રાગદ્વેષ મોહ કરવા જાય તો બંધાય. પણ સાક્ષીભાવે જેના અંતરમાં કષાયની બળતરા નથી તેનું જીવન સુંદર થાય. પાંચ ઇન્દ્રિયો અને મનને જીતે ત્યારે પરમાત્મસ્વરૂપ સમજાય. કોઈનો દેહ છૂટી જાય તેનો ક્લેશ કરવાનો નથી. તે તો સંયોગ છે. આત્મા કદી મરતો નથી, નિત્ય છે. જેમ ઘડો ફૂટી જાય, પણ આકાશ ફૂટે નહીં, તેમ આત્મા કદી મરતો નથી. પણ પર્યાય પલટાય છે. આત્મા તો—

"સર્વ અવસ્થાને વિષે, ન્યારો સદા જણાય"

આત્મા નિત્ય છે, શુદ્ધ છે, મોક્ષસ્વરૂપ છે, જ્ઞાનસ્વરૂપ છે. પોતાનો આત્મા એક છે, અસંગ છે, શાંત અને અમાપ એવો આત્મા છે. સંકલ્પવિકલ્પ છોડી, નિર્વિકલ્પ થઈ તું રહે. અજ્ઞાનદશામાં રહેવું એ ઠીક નથી. અજ્ઞાની બહિરાત્માને અજ્ઞાનનું જે દુઃખ છે, તેવું ઝેરનું, મરણનું કોઈનું નથી.

**૩૭** શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ સુદ ૧૨, ૨૦૦૮

પૂજ્યશ્રી—બીજા જીવોના પ્રાણ જાય એવી વસ્તુઓ વાપરે, વેચે તો વધારે પાપનું કારણ છે. તમાકુ એ ઝેરના પ્રકારની છે. ભગવાનનાં વચનો છે તે આંખો છે. ભગવાન કહે

તે પ્રમાણે વર્તવું. આડુંઅવળું વર્તવું નહીં. પહેલી માન્યતા ફેરવવી. મોક્ષ સિવાય બીજે સુખ નથી એ લક્ષ રાખવો અને બને તેટલો પુરુષાર્થ કરવો.

આત્મા સિવાય બધી વસ્તુઓ તુચ્છ છે. મોહને લઈને જ્ઞાન અજ્ઞાનરૂપ થાય છે. જેમ જેમ પુરુષાર્થ કરે તેમ તેમ આગળ વધે. પાછો પ્રમાદમાં પડે તો પડી જાય. સાતમાથી બધાં અપ્રમત્ત ગુણસ્થાનક છે.

૩૮ શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ સુદ ૧૪, ૨૦૦૮

પૂજ્યશ્રી—જ્ઞાનશક્તિ જીવને હિતકારી અહિતકારી શું તે બતાવે છે. વીર્યશક્તિ જીવને પ્રવર્તાવે છે. પ્રમાદ છોડવાનો છે. કર્મ બાંધવામાં પણ વીર્યશક્તિ છે અને કર્મ છોડવામાં પણ વીર્યશક્તિ છે. આજ્ઞા ન ચુકાય એ લક્ષ રાખવો જરૂરનો છે.

કોઈના પણ ગુણ જોઈને રાજી થવું. અધ્યાત્મમાં આવ્યા પછી ઉદાસીનતા રહે છે. ઉદાસીનતા એ ચારિત્ર છે. કેવાં પરિણામ થાય છે? વારંવાર વૃત્તિ કયાં જાય છે? એની તપાસ નથી. પહેલો પુરુષાર્થ સમ્યગ્દર્શન માટે કરવો. એ વિના જે જે પુરુષાર્થ કરે તે મોક્ષના કામમાં ન આવે. સમ્યગ્દર્શન વિના ગમે તેટલું ભણ્યો હોય તો તે અજ્ઞાન છે. સમ્યગ્દર્શન વિના અવળું થાય છે. માટે પહેલું સમ્યગ્દર્શન કરવાનું કહે છે. આત્મા અંદરથી ફર્યો હોય તો સરખા ભાવ રહે છે. સમ્યગ્દષ્ટિને સવળા વિચાર આવે છે. સમ્યગ્દૃષ્ટિ સમજણપૂર્વક ત્યાગ કરે છે. તેથી વિવેક જે ધર્મનું મૂળ છે તે પ્રગટ થાય છે. પહેલો વિવેક. વિવેક ન હોય તો અવળું થાય. ઇચ્છે છે મોક્ષ, પણ વિવેક ન હોય તો સાધન એવું કરે કે સ્વર્ગ મળે.

મુમુક્ષુ—"રાત્રિભોજન માટે વિશેષ વિચાર મુનિસમાગમથી કે શાસ્ત્રથી જાણવા. એ સંબંધી બહુ સૂક્ષ્મ ભેદો જાણવા અવશ્યના છે" એમ મોક્ષમાળા પાઠ ૨૮ માં છે. તે વિશેષ વિચાર શું હશે?

પૂજ્યશ્રી—રાત્રિભોજન એ આગળની પ્રતિમાઓમાં ત્યાગ કરાય એમ છે માટે પહેલાં રાત્રિભોજનનો ત્યાગ ન કરવો એમ નથી. પહેલાં એ સામાન્યપણે પળાય છે. પણ જ્યારે પ્રતિમારૂપે રાત્રિભોજનનો ત્યાગ કરે છે ત્યારે બહુ કડકપણે પાળે છે. રાત્રિભોજન ત્યાગની જે પ્રતિમા ધારણ કરે છે તે રાત્રે રાંધેલું હોય, પીસેલું હોય, વલોવેલું હોય તે ન ખાય. તેઓ રાત્રે આરંભરૂપે કરેલું લેતા નથી.

* * *

મુમુક્ષુ—કાલે આણંદ ગયો ત્યારે મારી સો રૂપિયાની નોટ કયાંક ચોરાઈ ગઈ. તેના સંકલ્પ-વિકલ્પમાં ઘણો વખત ગયો. તેના વિચાર નથી કરવા તેમ કરવા છતાં વારંવાર તેના વિચાર આવ્યા કર્યા.

પૂજ્યશ્રી—ઘણો વિચાર કરવાની જરૂર છે કે જે વસ્તુ શરીરથી પણ જુદી છે તેનો વિયોગ થતાં આ જીવને તેના વિચાર છૂટતા નથી, તો જ્યારે વેદનીનો ઉદય થશે ત્યારે સમભાવ કેવી રીતે રહેશે? આ જીવ માને છે કે મને બીજા કરતાં મમત્વભાવ

ઓછો છે; પણ અંદર મૂર્ચ્છાભાવનાં મૂળિયાં કેટલાં મજબૂત છે! પરવસ્તુ ઉપર કેટલી મૂર્ચ્છા છે તે આવા પ્રસંગોથી જીવને ખબર પડે છે.

આવા પ્રસંગોમાં બહુ વિચાર કરવા યોગ્ય છે. આવા પ્રસંગોમાં જીવને યથાર્થ વિચાર કરવાનો અવસર મળે છે. ઘણો દીર્ઘ વિચાર કરે તો આવા પ્રસંગોમાં સમકિત પણ થઈ જાય. અનાથી મુનિને વેદનીના વખતમાં સંસારનું સ્વરૂપ વિચારવાનો અવસર મળ્યો અને સમકિત પ્રાપ્ત થયું. કપિલને તૃષ્ણાના વિચારો કરતાં કરતાં કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. આપણને પણ વિચાર કરવાનો અવસર મળ્યો છે કે આવી નજેવી વસ્તુ પ્રત્યક્ષ પોતાથી ભિન્ન અને ત્યાગ કરવા યોગ્ય, પાપનો બાપ, આર્તધ્યાન કરાવે એવી, ભવોભવ અધોગતિમાં લઈ જાય એવી વસ્તુનો સહજે ત્યાગ થયો તો હર્ષનું કારણ છે. હલાહલ ખાવાથી એક જ ભવ હારી જવાય, પણ પરિગ્રહની મૂર્ચ્છાથી તો જીવને અનંત ભવ સુધી નરક તિર્યંચ ગતિઓમાં રખડવાનું થાય. આવી વિષથી પણ અધિક ખરાબ વસ્તુ તો ત્યાગવા યોગ્ય છે; તેનો સહજે ત્યાગ થયો તો હર્ષ માનવો, શોક કરવો નહીં.

રામકૃષ્ણના કોઈ એક શિષ્યને જ્ઞાનીના ઉપદેશથી વિચાર આવ્યો કે 'પરિગ્રહ એ તો પાપનું મૂળ છે, તો એનો ત્યાગ અવશ્ય કરવો. પણ મને એના ઉપર મોહ ઘણો છે, તો પછી એનો ઇલાજ શો ?' તેણે એક હાથમાં રૂપિયો લીધો અને બીજા હાથમાં વિષ્ટા લીધી અને વિચાર કરવા લાગ્યો કે આ રૂપિયો છે એનાથી ખાવા-પીવાની વસ્તુઓ મળે છે, ખાધા પછી તે વસ્તુઓની વિષ્ટા થાય છે. તો પછી એનામાં અને વિષ્ટામાં શો ફરક છે? એમ વિચાર કરીને તેણે બધા પરિગ્રહનો ત્યાગ કર્યો. પછી તે જ્યારે રૂપિયાને દેખતો ત્યારે તેને વિષ્ટા કરતાં પણ વધારે ગ્લાનિ થતી.

એક વખતે કોઈએ તેની પરીક્ષા કરી. એક બેઆની લઈને તેની પથારી નીચે છાની-માની મૂકી દીધી. સાંજે તે પથારી ઉપર સૂતો તો આખી રાત ઊંઘ ન આવી. સવારમાં ઊઠીને તેણે પથારીને ખંખેરવા ઉઠાવી તો નીચેથી બેઆની નીકળી. તેણે નિશ્ચય કર્યો કે ઊંઘ નહીં આવવાનું કારણ આ અલ્પ પરિગ્રહ હતો. અલ્પ પરિગ્રહ પણ જીવને કેટલી અશાંતિ પમાડે છે! આ વસ્તુને જોતાં ઝેર કરતાં પણ વધારે ભય લાગવો જોઈએ. જેમ સર્પને જોતાં ભય લાગે છે તેમ પરિગ્રહને જોતાં જીવને ભય અને ત્રાસ લાગવો જોઈએ.

૩૯ શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ સુદ ૧૫, ૨૦૦૮

"ક્ષણ ક્ષણ જતાં અનંતકાળ વ્યતીત થયો છતાં સિદ્ધિ થઈ નહીં." (૨-૪) એટલે બધાં શાસ્ત્રો લખાયેલાં છે. જન્મમરણનું દુઃખ લાગે એટલા માટે શાસ્ત્રો છે. ગર્ભમાં અનંત દુઃખ છે. જન્મે ત્યારે પણ બેભાન અવસ્થા જેવું છે. પછી ગડમથલ કરતાં કરતાં નિશાળે જાય છે. ત્યાં પણ નહીં ભણવા જેવું ભણાવે. આત્માના કામમાં આવે એવું ભણાવે નહીં. મોટો થાય ત્યારે મારું તારું કરવા માંડે. એમ સંકલ્પવિકલ્પ કરતાં કરતાં શાંતિ ન થાય. પછી વૃદ્ધાવસ્થામાં પરાણે ચાલે છે. આ કાળમાં જીવન મળ્યું છે તેમાં ભક્તિ કરે તો બીજા ભવમાં બધી મોક્ષની અનુકૂળતા મળી રહેશે. મોજશોખમાં દહાડા ગયા તો બધું

નકામું છે. મનુષ્યભવની મૂડી મોટી છે, તે કેમ સાચવવી તેની ખબર નથી. મનુષ્યભવ છે તેમાં શું કરવાથી લાભ થાય? શાથી જીવન સફળ થાય? એવા વિચાર નથી આવતા. પોતાનું જીવન કેમ જીવવું એ દરેકને વિચારવા જેવું છે. પ્રમાદ છે તે આપણને લૂંટી ન જાય તે માટે સાવચેતી રાખવી. આગળ એક ક્ષણ પણ પાછી મળવાની નથી. "શું કરવાથી પોતે સુખી, શું કરવાથી પોતે દુઃખી?" એ બધાને વિચારવા જેવું છે. સમ્યગ્દર્શન એ જ સુખનું કારણ છે.

૪૦ શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ વદ ૨, ૨૦૦૮

પાંચ સ્થાવર એટલે પૃથ્વી, અપ્, તેજ, વાયુ, વનસ્પતિ. એ પાંચ સ્થાવર છે અને છઠ્ઠા ત્રસ જીવ એટલે હાલતા ચાલતા જીવો છે. એ છ કાયના જીવો કહેવાય છે. પૃથ્વીકાય એટલે પૃથ્વી જેની કાયા છે તે પૃથ્વીકાય, પાણી જેની કાયા છે તે અપ્કાય, અગ્નિ જેની કાયા છે તે તેજકાય, વાયુ જેની કાયા છે તે વાયુકાય, વનસ્પતિ જેની કાયા છે તે વનસ્પતિકાય. આત્માને ઓળખવા માટે એ બધું વર્ણન કર્યું છે. સત્પુરુષને આત્માનું માહાત્મ્ય છે. આત્માનું માહાત્મ્ય સત્પુરુષ વિના ન લાગે. એ બધા જીવોનું વર્ણન કરવાનું કારણ પોતાના આત્માને ઓળખવા માટે છે. પોતાનું ભૂલીને બીજું કરે છે.

"ઘટ પટ આદિ જાણ તું, તેથી તેને માન;
જાણનાર તે માન નહીં, કહિયે કેવું જ્ઞાન."

જાણનારો કોણ છે? ક્યાંથી આવ્યો છે? ક્યાં જવાનો છે? તેનો વિચાર આવતો નથી. પોતાનું ઓળખાણ થવા માટે બધાં વાક્યો લખાયાં છે.

જે પોતામાં ગુણ ન હોય તે નવો ઉત્પન્ન થતો નથી. આત્મામાં વેદકતા નામનો ગુણ છે. એક વૈભાવિક નામનો ગુણ છે તેથી ગુણો વિપરીત પરિણમી શકે છે. સુખદુઃખની પોતે જ કલ્પના કરે છે અને વેદે છે. સુખદુઃખ એ કલ્પના થવાનાં નિમિત્ત છે. વેદનાને દેહનો ધર્મ માનીને વેદે એમ કરવું હોય તો થાય. એથી કર્મ ન બંધાય. ગજસુકુમારને બહુ વેદના હતી, પણ તેઓએ નેમિનાથ ભગવાન પાસે સાંભળ્યું હતું કે આત્મા પરમાનંદરૂપ છે. એવી માન્યતા બહુ દુર્લભ છે. **श्रद्धा परम दुल्लहा।** દેહમાં થાય તેને મારું માનવું નથી. મારો સ્વભાવ જાણવાનો, વેદવાનો છે. જ્ઞાનમાં વીર્ય જોઈએ, શ્રદ્ધામાં વીર્ય જોઈએ, ચારિત્રમાં પણ વીર્ય જોઈએ. ચોથે ગુણસ્થાને સમ્યક્ત્વની પૂર્ણતા થઈ શકે છે. સમ્યગ્દર્શન પામ્યો ત્યાં ધર્મ પામ્યો. ત્યાં આત્માનું ઓળખાણ થાય છે.

"તેહ મારગ જિનનો પામિયો રે, કિંવા પામ્યો તે નિજ સ્વરૂપ."

સમયે સમયે જીવ કર્મ બાંધે છે અને પૂર્વકર્મ છે તે તેનું ફળ આપે છે. તેને જીવ વેદે છે. આત્માને વેદવાની કળા પણ છે. સુખદુઃખ એ કલ્પના છે, કલ્પના કરે તો વેદવી પડે છે. એક પ્રદેશમાં અનંત પરમાણુ શમાઈ શકે એવી પુદ્ગલમાં શક્તિ છે. આત્માને પ્રદેશે પ્રદેશે અનંત કર્મની વર્ગણા છે. જ્ઞાનીનાં વચનો સાંભળવાથી પુણ્યાનુબંધી પુણ્ય બંધાય છે. "એક અંશ શાતાથી કરીને પૂર્ણકામતા સુધીની સર્વ સમાધિ તેનું સત્પુરુષ જ કારણ છે." (૨૧૩).

વીતરાગભાવ છે તેટલો મોક્ષમાર્ગ છે, એ વીતરાગભાવ શાથી આવે? તો કે વ્રત શીલ આદિથી. એ નિમિત્ત માત્ર છે. એ હોય અને વીતરાગતા ન પણ હોય. વીતરાગભાવ રાખવો પોતાને આધીન છે. વ્રત, શીલ આદિ શરીરને આધીન છે. વીતરાગભાવ રાખશે તો મોક્ષ થશે. વીતરાગભાવ ઉપાદેય છે, વ્રતનિયમ ઉપાદેય નથી. નિશ્ચયથી હું સિદ્ધ સમાન છું, એમ માને. નિશ્ચયથી તે સાચી વસ્તુ છે, કલ્પિત નથી. જે બંધનનું કારણ હોય તે મોક્ષનું કારણ ન હોય.

**૪૧** શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ વદ ૩, ૨૦૦૮

રાગદ્વેષ નુકસાન કરનારા છે. નુકસાન કરનાર છે એમ લાગે તો સમજણ ફરે. તો રાગદ્વેષ ન કરે. પ્રભુશ્રીજી કહેતા કે ઓળખાણ ખાણ છે. ઓળખાણ થાય તો પલટાઈ જાય. અજાણ્યો ને આંધળો બરાબર છે. રાગથી જીવ આંધળો થાય છે.

અજ્ઞાન અંદર બેઠું છે, તેનો ભય નથી. હમણાં અહીં સાપ નીકળે તો ઊઠી જાય. પણ મોહ છે તેનો ભય લાગતો નથી. જડ તે જડ અને ચેતન તે ચેતન છે, એ મોહને લઈને સમજાતું નથી.

**૪૨** શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ વદ ૪, ૨૦૦૮

આ મનુષ્યભવ આપણને મળ્યો છે તે સફળ કરવો હોય તો આ કરવું કે—"કોઈ પ્રત્યે રાગ અથવા કોઈ પ્રત્યે કિંચિત્ માત્ર દ્વેષ ન રહે. સર્વત્ર સમદશા વર્તે. એ જ કલ્યાણનો મુખ્ય નિશ્ચય છે." (૭૮૦) જ્ઞાનીએ કહેલું છે માટે એ કામનું છે. ભગવાનની એ જ આજ્ઞા છે કે રાગદ્વેષ ન કરવા. મનુષ્યભવમાં જીવ સમજી શકે છે માટે કહે છે. સંસાર ટાળવો હોય તો રાગદ્વેષ ટાળવા પડશે. જ્ઞાની પુરુષોએ કેવળજ્ઞાન પામીને છૂટવાનો રસ્તો જોયો કે આ રસ્તે આવે તો બધું થાય. અપૂર્વ વસ્તુ છે. મહાપુરુષોનો બહુ ઉપકાર છે. મનુષ્યભવમાં આ એક જ કામ કરવાનું છે કે મારે રાગદ્વેષ નથી કરવા.

"નથી ધર્યો દેહ વિષય વધારવા, નથી ધર્યો દેહ પરિગ્રહ ધારવા."

**૪૩** શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ વદ ૫, ૨૦૦૮

બધાં શાસ્ત્રો ભણવા જાય તો પાર ન આવે. માટે જેથી આત્મહિત થાય તે લક્ષમાં રાખવું. પરોક્ષ પદાર્થ જે છે તે ભગવાનની આજ્ઞાથી માન્ય કરવા જેવા છે. આત્મા સમજવો મુશ્કેલ છે, પણ જ્ઞાનીનાં વચનો સ્વીકારતાં સ્વીકારતાં એને ભાન થાય કે આ મારું સ્વરૂપ છે. બાહ્ય આડંબરને છોડીને આત્માની સંભાળ લ્યો.

"શાસ્ત્ર ઘણાં મતિ થોડલી મનમોહન મેરે,
શિષ્ટ કહે તે પ્રમાણ રે મનમોહન મેરે." (બીજી દૃષ્ટિ)

**૪૪** શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ વદ ૬, ૨૦૦૮

આત્માને આત્મારૂપે જાણ્યો અને પરને પરરૂપે જાણ્યું તે સિદ્ધ ભગવાન છે એમ "સમાધિ-શતક"ની પહેલી જ ગાથામાં કહ્યું છે—

"જેણે જાણ્યો ખરો આત્મા,—આત્માને, અન્ય અન્યને;
અક્ષય પૂર્ણ જ્ઞાની તે, સિદ્ધને ધન્ય ધન્ય છે." (ગ્રંથયુગલ)

પોતાના દોષ જોવાના છે. દોષને દોષ જાણે તો પાછો હઠે. પણ દોષને ગુણ જાણે છે. આ મને બંધનકારક છે એમ એને લાગતું નથી. જીવને સંસારના પદાર્થો મીઠા લાગે છે. તેમાં રાગ કરે છે. પણ મોક્ષમાર્ગે જતાં એ એને પકડે છે, આડા આવે છે.

"रत्तो बंधदि कम्मं मुंचदि जीवो विरागसंपत्तो ।
एसो जिणोवदेसो तम्हा कम्मेसु मा रज्ज ॥ (શ્રી સમયસાર)

રાગી જીવ કર્મ બાંધે છે અને વૈરાગી જીવ હોય તે મુકાય છે, એટલે કર્મ છોડે છે એવો જિનનો ઉપદેશ છે. તેટલા માટે કર્મનાં ફળમાં રાગ ન કરો. "તારા વાંકે તને બંધન છે," એમ સમયસારમાં કહ્યું છે.

અનાથીમુનિના પાઠમાં આવે છે, કે "એમ આત્મપ્રકાશક બોધ શ્રેણિક રાજાને અનાથી-મુનિએ આપ્યો." તે આત્મપ્રકાશક બોધ શું હશે?

આપણો આત્મા એ જ મિત્ર અને એ જ વૈરી છે. બધાય શાસ્ત્રોનો સાર એટલામાં કૃપાળુદેવે કહી દીધો છે. પાઠ ફેરવીએ ત્યારે વિચારવું કે એમાં શું કહ્યું? એ મને સમજાયું કે નહીં? જેટલો વિચારવામાં વખત જાય તેટલો સારો. બધું કરીને એ જ કરવાનું છે.

**૪૫** શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ વદ ૭, ૨૦૦૮

રાગથી કર્મ બંધાય અને વૈરાગ્યથી કર્મ છૂટે છે. જ્યારે સમજણ આવે ત્યારે થાય કે "અધમાધમ અધિકો પતિત, સકલ જગતમાં હુંય." નહીં તો બધા કરતાં હું અધિક સમજું છું એમ જ રહે. બધું આખું જગત પરના દોષ દેખનારું જ છે. કોઈ સંતપુરુષો પોતાના દોષ દેખે છે.

પરમાત્મામાં ચિત્તને રોકવું એ મહાન ધ્યાન છે. જે ધ્યાન છૂટે નહીં તે શુક્લધ્યાન કહેવાય છે, એટલે મોક્ષ આપે એવું ધ્યાન. જ્યાં એકાગ્રતા હોય ત્યાં ધ્યાન છે. કેવલી-ભગવાનની વૃત્તિ અખંડપણે આત્મામાં જ રહે છે. ઉપદેશ આપે તો પણ વૃત્તિ આત્મામાં જ રહે છે.

"કેવલ નિજ સ્વભાવનું, અખંડ વર્તે જ્ઞાન;
કહિયે કેવલજ્ઞાન તે, દેહ છતાં નિર્વાણ."

મોક્ષનાં કારણો યાદ આવે તો મોક્ષ થાય છે; મોહનાં કારણો યાદ આવે તો મોહ થાય છે. મોટામાં મોટો લાભ મોક્ષ થાય એ છે. પૂજવાયોગ્ય વસ્તુ 'સહજાત્મસ્વરૂપ' છે. પાંચે પરમગુરુ સહજાત્મસ્વરૂપ છે. અરિહંત સહજાત્મસ્વરૂપ છે, સિદ્ધ પણ સહજાત્મસ્વરૂપ છે, આચાર્ય પણ સહજાત્મસ્વરૂપ છે, ઉપાધ્યાય પણ સહજાત્મસ્વરૂપ છે અને સર્વ સાધુ પણ સહજાત્મસ્વરૂપ છે—બધાનું સ્વરૂપ સહજાત્મસ્વરૂપ છે. આત્માનું કલ્યાણ કરવા માટે આ દેહ ગાળવાનો છે. હવે મોહમાં રહેવું નથી. ભક્તિ કર્યા વગર એકકે દહાડો જાય નહીં, તે અવશ્યભક્તિ છે.

**૪૬** શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ વદ ૮, ૨૦૦૮

મનુષ્યભવ દુર્લભ છે. આજીવિકા જેટલું સાધન જેને હોય તેણે પરભવ માટે કરવાનું છે. પૈસા આદિ તો એક પાઈ પણ સાથે ન આવે. સત્સંગમાં ઘણો લાભ થાય છે, પણ

એ ન હોય તો સત્શાસ્ત્રનું વાચન કરવું. ક્યારે મરણ આવશે તે ખબર નથી, માટે આત્માનું હિત થાય તેવું કરવાનું છે. બીજા ભવમાં કંઈ થાય? સાચા પુરુષનું શરણ રાખવું. કામનું છે તે કરવાનું છે.

* * * *

પૂર્વે જે જે ભાવ કર્યા છે, કર્મ બાંધ્યા છે તે ફૂટયાં છે. ફળરૂપે દેખાય છે. આત્માનું હિત કરવું છે એ લક્ષ હોય તો પછી લોકો ગમે તેમ બોલે. "લોક મૂકે પોક" એ દૃષ્ટિ રાખવી. તેનો હર્ષ શોક ન કરવો. "જગતને રૂડું દેખાડવા અનંતવાર પ્રયત્ન કર્યું; તેથી રૂડું થયું નથી." (૩૭) ચેતવા જેવું છે. સંસારી જીવો ખાડામાં પડ્યા છે. તેમાંથી નીકળવાનું છે. હું ક્યારે મોક્ષે જાઉં? એ ભાવના કરવાની છે.

પાંડવો હતા તે મુનિ થયા. આકરા ઉપસર્ગ આવ્યા. ત્રણ ભાઈએ પરમાત્મામાં વૃત્તિ રાખી તે પરમાત્મા થયા. અને બે જે વિચારમાં પડ્યા, કે ધર્મરાજા કોમળ છે, તેમને શું થતું હશે? તે રહી ગયા. પારકું કરવા જાય તો પોતાનું પડ્યું રહે. ત્રણે ભાઈ સમભાવ રાખીને મોક્ષે ગયા અને બે દેવલોક ગયા.

* * * *

શ્રીમદ્નાં વચનો અલૌકિક છે. સમજાય તો અનંત આગમ આવી ઊભાં રહે. જેને આત્મજ્ઞાન ન હોય તેને દેહના દુઃખથી દુઃખ લાગે છે. પણ પ્રભુશ્રી આત્મજ્ઞાની હતા તેથી વ્યાધિ છતાં આત્મા પરમાનંદસ્વરૂપ છે એમ તેમને લાગતું. જીવે આત્માની સંભાળ નથી લીધી. દેહમાં ને દેહમાં રાચ્યો રહ્યો છે. મરણ આવે તો કંઈ આત્મા મરવાનો છે? પોતાની બુદ્ધિ કામ આવે એવી નથી એટલે કોઈ જ્ઞાનીની આજ્ઞાએ વર્તે તો કામ થાય. સત્સંગનો યોગ દુર્લભ છે. સત્સંગનું એક વચન ચોંટી ગયું તો કામ થઈ જાય. દેખાય તે જોવાનું નથી. નથી દેખાતો તે આત્મા જોવા જેવો છે. આ દૃષ્ટિ કરવાની છે. આત્માને સંબંધ છે તે સંયોગ છે. તે વીખરાઈ જશે. આત્મા ત્રણે કાળ રહે એવો છે. સંબંધ છે એ તો આવે અને જાય. જીવ જુએ છે, આસક્તિ પામે છે, મારું તારું કરે છે. એથી બંધન છે. જેમ છે તેમ જાણવું. બીજામાં ફસાઈ ન પડવું.

આ કાળમાં વિકથા બહુ વધી પડી છે. એમાંથી બચવું બહુ મુશ્કેલ થઈ પડ્યું છે. દુર્લભ વસ્તુ આત્મજ્ઞાન છે. કોઈ વખતે જ્ઞાનીનાં વચનોમાં ચિત્ત જાય તો બહુ લાભ છે. એને લાગે કે આ જ કર્તવ્ય છે, તો પછી એને રસ આવે. મનુષ્યભવની ક્ષણો છે તે અમૂલ્ય છે. કોઈક વખતે એને સમકિત થઈ જાય, કોઈ વખતે કેવળજ્ઞાન થઈ જાય, કોઈ વખતે મોક્ષ થઈ જાય. આવી અમૂલ્ય મનુષ્યભવની પળો છે. પાસે છે પણ ઓળખતો નથી. માટે ઓળખાણ કરી લે, એવું કહે છે–"અબુધ અને અશક્ત મનુષ્યો પણ તે આશ્રયના બળથી પરમ સુખહેતુ એવાં અદ્ભુત ફળને પામ્યા છે, પામે છે અને પામશે." (૮૪૩) તરતાં ન આવડતું હોય તો પણ આશ્રયથી તરાય. સંસારી વાતોથી સંસાર વધે. સત્સંગમાં જે વાતો થાય છે તેમાં લક્ષ રાખવો કે જ્ઞાની શું કહે છે? બીજું બધું સત્સંગમાં ભૂલી જવું.

આજનો દિવસ સારો ગાળ્યો પછી કાલે જિવાશે તો કાલનો દિવસ સારો ગાળજો. કાલની વાત કાલે.

"આતમભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે."

એક ક્ષણ પણ નકામી ન જાય, એ સાચવવાનું છે. પહેલાં ભાવના કરી તેથી આ મળ્યું છે. હવે છૂટવાની ભાવના કરે તો છુટાશે. ધર્મનો પાયો સમ્યગ્દર્શન છે. સાચી વાત માનવાની છે. સમભાવમાં રાગદ્વેષ હોય નહીં. જગત ભણી જુએ તો રાગદ્વેષ જ થાય. એને જોતાં આવડતું નથી. આત્મા જોયો નથી. સત્સંગમાં જગતને ભૂલી જવું છે અને એક સમભાવને આદર આપવાનો છે. સંસાર શું છે? મોહના વિકલ્પો છે. હવે અંતર્મુખ દૃષ્ટિ કરવી. એના ખપી થવું. આત્મામાં દૃષ્ટિ કરે તો આત્મા દેખાય.

"ઊપજે મોહ વિકલ્પથી, સમસ્ત આ સંસાર;
અંતર્મુખ અવલોકતાં, વિલય થતાં નહિ વાર." (૯૫૪)

મારી અંતર્મુખ દૃષ્ટિ ક્યારે થશે? એવી ભાવના થાય તો કોઈક વખતે એવું થાય.

૪૭ શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ વદ ૯, ૨૦૦૮

સમ્યગ્દર્શનસહિત હોય તે સાચું જ્ઞાન છે. જ્ઞાનીની આજ્ઞાનું ફળ એ છે.

મનુષ્યભવ મળ્યો છે. કૂતરા બિલાડા આપણા જેવા જીવો છે. તેઓએ સારાં કર્મ ન કર્યાં તેથી એવા ભવ અને આપણે સારાં કર્મો કર્યાં તેથી મનુષ્યભવ મળ્યો છે. પુણ્યના ઉદયે ધર્મ કરવાની ભાવના થાય છે. કંઈક સાંભળવાનું, વિચારવાનું, ધર્મ કરવાનું થાય, કંઈક ભક્તિ કરીએ અને થોડું વાંચવાનું રાખીએ. એથી સંસ્કાર પડે.

૪૮ શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ વદ ૧૦, ૨૦૦૮

"જંગમની જુક્તિ તો સર્વે જાણીએ." (૯૦૭) સત્પુરુષની દશા તો અમે જાણીએ છીએ. શરીરની સમીપ પણ વિદેહી દશા રહે. સંગ ન હોય. ભગવાન જંગમ તીર્થરૂપ છે, એમ ગોપીઓ કહેતી હતી.

ગોપીઓ ક્યાં ભણવા ગઈ હતી? પ્રેમરૂપી અગ્નિ લાગે તો બધાં કર્મ બળી જાય. પરાભક્તિ એ કેવળજ્ઞાન થવાનું બીજ છે. પરાભક્તિમાં લીન થઈ જાય એટલો પ્રેમ સદ્ગુરુમાં લાગે તો કેવળજ્ઞાન પ્રગટાવે એવું બીજ છે. આગમ કંઈ જોવાં ન પડે. પોતાના હૃદયમાં બધાં આગમ આવીને વસે. સદ્ગુરુથી ઘણો લાભ થાય એવું છે.

ત્રણ પાઠ, આત્મસિદ્ધિ, છ પદનો પત્ર હીરાના હાર જેવાં છે. માટે રોજ બોલવાં.

૪૯ શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ વદ ૧૧, ૨૦૦૮

સારો વિચાર થાય તે કામ કરી લેવું. ધર્મના કામમાં ઢીલ ન કરવી.

બારમા ગુણસ્થાન સુધી શ્રુતનું અવલંબન છે, એનાથી લાભ થાય છે. (વ્યા. ૧-૪૯) વીતરાગ પુરુષોનાં વચનોમાં વૃત્તિ રાખે તો કષાય મંદ પડે; અને કષાય મંદ પડે તો શાંતિ થાય. શ્રુતનું અવલંબન ન હોય તો જ્ઞાનીપુરુષને પણ કોઈ વખતે ચપળપણું થઈ જાય છે, કારણ કે કાળ એવો જ છે. ઉપશમસ્વરૂપ પુરુષોએ કહેલાં વચનો ઉપશમને અર્થે છે.

રાતદિવસ મુનિઓ સ્વાધ્યાય અને ધ્યાનમાં લીન રહે છે. બધી દ્વાદશાંગી ભણીને રાતદિવસ ફેરવે છે. અમુક શાસ્ત્ર ફેરવતી વખતે સાંજનો અમુક વખત છે, અમુક શાસ્ત્ર ફેરવતી વખતે સવારનો અમુક વખત છે, બપોરનો અમુક વખત છે, એમ એમને ખબર પડે છે. એમને ઘડિયાળનું કામ ન પડે.

મતમતાંતરોમાં ન ખેંચાવું. મધ્યસ્થભાવમાં રહેવું તે સારું છે. સત્શાસ્ત્રનું અવલંબન લઈ વિચારવું તો સારા ભાવ થશે અને સમજાશે. વૈરાગ્યમાં ઘણાં વિઘ્નો આવે છે. અપાર અંતરાય છે. મતમતાંતરમાંથી છૂટીને સત્શાસ્ત્રોનો અભ્યાસ કરશો તો કોઈ દિવસે પાર આવશે. દેહથી આત્મા ભિન્ન છે એમ સાંભળ્યું, તેનો વિચાર કરે કે આ દેહ આત્માથી ભિન્ન છે; પછી નિર્ણય થાય કે એમ જ છે—એમ શ્રવણ, મનન અને નિદિધ્યાસન કહેવાય છે. ત્યાગવૈરાગ્ય એ ચિત્તની શુદ્ધિ છે. આત્મા મલિન હોય ત્યાંસુધી બોધ ટકતો નથી. મળ, વિક્ષેપ અને અજ્ઞાન એ ત્રણને લીધે જીવને મલિનતા થાય છે.

૫૦ શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ વદ ૧૨, ૨૦૦૮

[પૂજ્યશ્રી બ્રહ્મચારીજી એક ભાઈને ત્યાં તેમનાં બા માંદાં હતાં, તેથી ગયા હતા. ત્યાં થયેલો બોધસાર–]

સ્મરણ કરવું. "સહજાત્મસ્વરૂપ પરમગુરુ, સહજાત્મસ્વરૂપ પરમગુરુ" એમ બોલ્યા કરવું. પહેલાં જે કામ નથી થયું તે કરવાનો વખત આવ્યો છે. પ્રભુશ્રીજીએ છેલ્લું એ જ કહ્યું છે કે જ્યાંસુધી ભાન હોય ત્યાંસુધી "સહજાત્મસ્વરૂપ પરમગુરુ" મંત્રનું સ્મરણ કરવું. ઘણા ભવોમાં સમાધિમરણ થયું નથી, તે આ ભવમાં થાય એવું છે. બધાને જ્યારે ત્યારે દેહ તો છોડવાનો જ છે, પણ આશ્રમમાં જેનો દેહ છૂટશે તેનું સમાધિમરણ થાય એવું છે, એમ પ્રભુશ્રીએ કહ્યું હતું.

આપણે ચિત્રપટનાં દર્શન કરી વીશ દોહરા, યમનિયમ, ક્ષમાપના વારંવાર બોલવાં અને "સહજાત્મસ્વરૂપ પરમગુરુ"નું વારંવાર સ્મરણ કરવું. જગતને તો ઘણું જોયું છે. હવે આ જગત ભણી ન જોવું. ભાવના પ્રમાણે બધું થાય છે. આટલો ભવ સંભાળીને સ્મરણમાં ગાળવો. "સહજાત્મસ્વરૂપ" એ જ સદ્ગુરુનું ખરું સ્વરૂપ છે. એ જ ઇચ્છવું. બીજું કશું ઇચ્છવું નહીં. મનુષ્યભવમાં ઘણું કામ થાય એવું છે. મોતની ઇચ્છા ન કરવી અને જીવવાની ઇચ્છા પણ ન કરવી. જે થવાનું હોય તે થાઓ. આપણે તો સ્મરણ કર્યા કરવું. બીજા ભવમાં એ ન થાય. આ તો મનુષ્યદેહ છે. આમાં બધું થાય. મરવું તો બધાને છે જ. પણ 'જીવીશું ત્યાં સુધી ભક્તિ કરીશું' એમ રાખવું. જે થવાનું હોય તે થાઓ. આપણે તો જે વેદના આવે તે બધું ખમી ખૂંદવાનું છે, સહન કરવાનું છે.

કોઈને ભાવ આશ્રમ પ્રત્યે થાય એમ કરીએ તો આપણને પણ લાભ થાય. કૃપાળુદેવ ઉપર જેને શ્રદ્ધા હોય તેની સેવા આપણને મળે તો ઘણો લાભ થાય. આપણું પણ સમાધિમરણ થાય. જેટલું થાય તેટલું ભક્તિ સ્મરણ કરવું. પ્રભુશ્રીજીને યાદ કરવા. જ્યાં આપણને મંત્ર મળ્યો હોય, પ્રભુશ્રીજીને જ્યાં દીઠા હોય, તે બધું સૂતાં સૂતાં યાદ કરીએ. મનુષ્યભવની એક એક ક્ષણ બહુ દુર્લભ છે. કોઈક ક્ષણમાં સમકિત થઈ જાય, કોઈ સમયે કેવળ-

જ્ઞાન થઈ જાય, આવી આવી મનુષ્યભવની અમૂલ્ય ક્ષણો છે. આપણે તો સ્મરણમાં ચિત્ત રાખવું. દુઃખથી ગભરાવું નહીં. જે થવાનું હશે તે થશે. હું તો કૃપાળુદેવને શરણે છું એમ રાખવું. પહેલાં જે ભક્તિ કરી હતી, ભાવના કરી હતી, તેથી આ વખતે આશ્રમમાં અવાયું. ભક્તિનું ફળ મળ્યું છે. આખરે આ જ કામનું છે. જેટલું ધર્મમાં ચિત્ત રહેશે, તેટલો લાભ થશે. દર્શન કરવાની ભાવના કરવી. ભાવનાથી જ ફળ છે. જે આપણને મંત્ર મળ્યો છે, પ્રભુશ્રીજીએ આજ્ઞા કરી છે, એમાં અહીં સૂતાં સૂતાં પણ વૃત્તિ રહે તો એ સત્સંગ જ છે, આત્માને હિતકારી છે. મંત્રમાં વૃત્તિ રહે તો હિતકારી થાય. આત્મામાં શાંતિ રાખવી. મનમાં કૃપાળુદેવનું શરણું હોય તો કલ્યાણ થાય. સારા ભાવ કર્યા હોય તો સારા સંયોગ મળી આવે. મનમાં આપણે ભાવના કરવી. જેટલી ભાવના થાય તે બધું કૃપાળુદેવ જાણે છે. ભાવ પ્રમાણે ફળ થાય છે.

"સહજાત્મસ્વરૂપ પરમગુરુ, સહજાત્મસ્વરૂપ પરમગુરુ, સહજાત્મસ્વરૂપ પરમગુરુ."

**૫૧** શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ વદ ૧૪, ૨૦૦૮

સમાધિમરણ કરવાનું હોય તો અત્યારથી જ તૈયારી કરવાની છે. અગિયારમે ગુણસ્થાનકે સ્પર્શીને દેહ છૂટે તો સર્વાર્થસિદ્ધિમાં જાય. આટલો પુરુષાર્થ કર્યો હોવા છતાં દેવલોકમાં જાય. આખી જિંદગીમાં જે કર્યું હોય છે, તે મરણ વખતે આવીને ઊભું રહે છે. છેવટે જેવી મતિ તેવી ગતિ. કેવળજ્ઞાન થતાં સુધી ભય છે. પરમાર્થભાવ સમજાવો મુશ્કેલ છે. સમ્યગ્દર્શન થયે પણ નિત્ય એ ભાવ રહે એવું નથી. એ એમનો એમ આવતો નથી. આત્મવિચારે, સદ્વિચારે, ઉદાસપણે જે ભાવ થાય છે તે કોઈ વિરલાને જ થાય છે. રૂઢિ આધીન ધર્મ કરવાવાળા ઘણા છે પણ પરમાર્થધર્મ તો કોઈ સમ્યગ્દૃષ્ટિને જ દેખાય છે. જે ભાવ વધારે સેવાયો હોય તે મરણ વખતે આવી ઊભો રહે છે. જ્યારે મરણ આવશે ત્યારે પરમાર્થભાવ કરીશું એમ નિરાંત કરીને બેસી જવાનું નથી. અત્યારે જ મરણ પાસે છે એમ વિચારીને અત્યારથી જ કરવા માંડવું. દેહ સંબંધી વિચારો અત્યારે છોડી દઈ વિચાર કરે કે આત્માનું ખરું સ્વરૂપ શું છે? તેનો વિચાર કરવાનો છે. રૂઢિભાવ મૂકી પરમાર્થભાવમાં આવવું.

જેણે આત્માનો ઉદ્ધાર કરવાનો નિશ્ચય કર્યો છે, તેને તો જ્યાં દેહ છૂટે ત્યાં સમાધિમરણ થશે. આ જીવને જ્યારે આત્મભાવના ટકી રહે, ત્યારે સમાધિમરણ થાય. આત્મપરિણામ સુધરે તો આત્મજ્ઞાન થાય. આપણને આત્માની ખબર નથી, પણ જેણે જાણ્યો છે તેમાં વૃત્તિ રાખે તો સમાધિમરણ થાય એવું છે. સમકિત થવાનો એ જ માર્ગ છે. જ્યાં દીવો છે ત્યાં દીવેટ મળે તો દીવો થાય. લોકોના કહ્યાથી આપણું કલ્યાણ થવાનું નથી. લોકોએ છાપ આપી તે કામ ન આવે. અંતર્મુખવૃત્તિ કરી પોતાનું જીવન પલટાવવાનું છે. અંતર્મુખવૃત્તિ ન થાય ત્યાં સુધી ગમે તેટલી બાહ્યક્રિયા કરે, તેથી આત્માનું કલ્યાણ થવાનું નથી. સમ્યગ્દર્શન વગર ગમે તેટલું કરે તો પણ પાર ન આવે. આપણી અંતર્પરિણતિ ફરે એવું કરવાનું છે. એક આત્માનું જ કલ્યાણ ગમે ત્યાંથી કરવું છે એવો એકાંત નિશ્ચય

કરવાનો છે. પરમાર્થભાવનાની જેને ગરજ છે તેને સમાધિમરણ થાય એવું છે. સમાધિમરણ એ મોટી વાત છે, જેવી તેવી વાત નથી. 'ભગવતી આરાધના' એ સમાધિમરણ કરવા માટે શાસ્ત્ર છે. એનાં હજારેક પાનાં છે. મરણ પાસે છે એમ ગણી ભાવ સુધારવા.

× × × ×

જુદા જુદા મુમુક્ષુઓ હોય, તેઓએ જે વાંચ્યું હોય તે તેઓ આવીને બીજા મુમુક્ષુઓને કહે તો તે એને મદદરૂપ થાય છે. સત્સંગથી પોતાના દોષ દેખાય, દોષો ટળે, સ્વચ્છંદ ટળે. બધા દોષ સત્સંગમાં ટળે.

**પર** શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ સુદ ૩, ૨૦૦૮

પ્રાણ જતાં પણ પ્રતિજ્ઞાભંગ ન કરું, એવી ટેક રાખવી, પાપનાં કારણો છોડે તો સારો ભવ મળે. નહીં તો કાગડા કૂતરાના ભવ મળે, તેમાં ભક્તિ આદિ કંઈ ન થાય. જેનાં ભાગ્ય હોય તેને સારી વસ્તુ સૂઝે. સરલ જીવ હોય, કુલધર્મનો આગ્રહ ન હોય, તેને સારી વસ્તુ ગમે છે. ધર્મમાં પણ 'મારો ધર્મ' એમ થઈ જાય છે. પણ જેથી કલ્યાણ થાય તે ધર્મ છે. પુણ્ય હોય તો સત્સંગમાં રહેવાય. ઘણું પુણ્ય ચઢે ત્યારે અહીં અવાય. જેમ બીજા પ્રયોજન માટે વાતો કરીએ છીએ એવું આ દેહમાં રહેલા આત્માને માટે કરવાનું છે. જેને છૂટવાની ઇચ્છા જાગી છે તેણે પોતાનાં પરિણામ તપાસવાં. જગતમાં બધે દુઃખ છે. વૃત્તિઓ બહાર ભટકે છે. અહીં સુખ મળશે, ત્યાં સુખ મળશે, એમ શોધે છે. સાચા અવલંબનમાં મન સ્થિર થાય છે. કૃપાળુદેવનાં વચનો આ કાળમાં તીર્થંકરનાં વચનો જેવાં છે. એક વચન વાંચે તો આનંદ આવે. "ક્ષણ ક્ષણ જતાં અનંતકાળ વ્યતીત થયો, છતાં સિદ્ધિ થઈ નહીં." (૨-૪) જીવ અનંત કાળથી ભટક ભટક કરે છે, તેનું શું કારણ?

"સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય;
સત્સાધન સમજ્યો નહીં, ત્યાં બંધન શું જાય?"

જે ઘણું ઘણું કરીને થાક્યા છે તેનાં આ વચનો છે. ઘણુંયે કર્યું તોય જન્મમરણ છૂટ્યાં નહીં. પોતાનો અનુભવ જ કૃપાળુદેવે કહ્યો છે. કરુણા આવવાથી કહ્યું છે. સાચી વસ્તુ કલ્પનામાં આવે એવી નથી. જ્ઞાનીએ જે જોયું છે તેને આધારે વિચાર કરવો. પહેલું કરવાનું : 'હું કંઈ જાણતો નથી,' સાચું જ્ઞાનીએ જાણ્યું છે. જ્ઞાનીએ યથાર્થ જાણ્યું છે. કલ્પના હશે ત્યાં સુધી સાચું બેસશે નહીં. કલ્પના કરવાની નથી. જ્ઞાનીએ આત્મા જાણ્યો છે તેવો છે. મારે તે જાણવો છે, એમ રાખવું. આત્મભાવના કઈ? તો કે જ્ઞાનીએ ભાવી તે. જ્ઞાનીના આશ્રયે ભાવના કરવાની છે. કલ્પનાથી જીવ છેતરાય છે. એટલા માટે જ કૃપાળુદેવે પહેલું એ જ કહ્યું—"બીજું કાંઈ શોધ મા. માત્ર એક સત્પુરુષને શોધીને તેના ચરણકમળમાં સર્વ ભાવ અર્પણ કરી દઈ વર્ત્યો જા." (૭૬)

મોક્ષે જવું હોય તેણે જ્ઞાનીને શોધી તેની આજ્ઞામાં વર્તવું. જ્ઞાની જાણે છે એમ રાખવું. સારાખોટાની કલ્પના ન કરવી. મંત્ર મળ્યો છે તે કલ્પના ટાળવા માટે છે. મંત્રમાં મન ન રહે તો કલ્પના થાય; નહીં તો ન થાય. કંઈક વિચાર થાય એ માટે ઘણા વાચનની

જરૂર છે. કૃપાળુદેવને એક શ્લોક વાંચતાં હજાર શ્લોક યાદ આવતા. વાંચવું, વિચારવું. જ્ઞાનીએ કહ્યું છે તે સાચું છે. બધું સત્ સમજવા માટે કરવાનું છે. આપણું કામ પુરુષાર્થ કરવાનું છે. ફળની ઉતાવળ ન કરવી. કેમ કશું થતું નથી? એટલા દિવસ થયા, એમ ન કરવું.

પ્રભુશ્રીજીએ કૃપાળુદેવને પૂછ્યું, મંત્રનું સ્મરણ ખૂબ કર્યું, પણ કશું દેખાતું નથી. કૃપાળુદેવે કહ્યું કે દેખવા કરવાની ઇચ્છા ન રાખવી, શું દેખવું છે? જારી રાખો.

મુમુક્ષુ—વાંચું છું, પણ વિચાર નથી આવતા.

પૂજ્યશ્રી—આવશે. મનને રોકવું. પહેલાં મૂડી હોય તો વેપાર થાય ને? તેમ પહેલાં જ્ઞાનીનાં વચનોનો સંગ્રહ કરવાનો છે. આત્માર્થે બધું કરવું છે, એ લક્ષ રાખવો. આપણે સારા થવું છે. સારી સારી ગુણકારી વસ્તુ ગ્રહણ કરવી. કોઈને દુઃખી કરવો નથી. ઉત્તમતા, ઉદારતા કોઈની સાંભળવામાં આવે તો મારે એવા થવું છે, એવી ભાવના કરવી. વિશાળ દૃષ્ટિ રાખવી. વારંવાર સાંભળ્યું હોય, વિચાર્યું હોય તો એને યાદ આવે અને સારા ભાવ થાય. લાગણી જેમ જેમ વધારે થશે તેમ તેમ પછી કેમ વર્તવું? શું કરવું? શા માટે કરવું છે? એવા વિચારો આવશે. જ્યારે ઇચ્છા જાગશે ત્યારે લાગશે કે આત્માના હિત માટે કરવું છે. એ લક્ષ થશે.

"સ્વરૂપલક્ષે જિનઆજ્ઞા-આધીન જો."

સ્વરૂપનો લક્ષ રાખીને ભગવાનની આજ્ઞાએ વર્તવું. શું કરવાથી પાપ, પુણ્ય, નિર્જરા, આસ્રવ, બંધ થાય છે? કેમ જીવવું? એ બધાય વિચાર કરવાના છે. આ મનુષ્યભવમાં ઉત્તમમાં ઉત્તમ લાભ થાય એવું કરવાનું છે. કામ કરવા બેસે તો ખબર પડે. જે જાણ્યું છે તેને આધારે પોતાને વિચાર કરવાનો છે. કરતાં કરતાં ખબર પડે, આગળ વધે. પોતાનું જીવન કેમ ગાળવું? એનો વિચાર બધાએ કરવાનો છે. સત્સંગ, સત્શાસ્ત્રનો પરિચય રાખી, એમાંથી મારે કેમ જીવવું? એમ વિચારવું. મોહનો ઉદય છે ત્યાં સુધી મારે શું કરવું? એ વિચારવું.

"નથી ધર્યો દેહ વિષય વધારવા, નથી ધર્યો દેહ પરિગ્રહ ધારવા."

પહેલાં એ તો ખસેડી નાખવા છે. પાંચ ઇન્દ્રિયના વિષયોમાં તણાવું નથી. પરિગ્રહમાં તણાવું નથી. એમાં ખોટી નથી થવું. એની એ ગડમથલમાં જિંદગી ગાળવી નથી. મનુષ્યભવની દુર્લભ ક્ષણો છે. માટે કોઈ ક્ષણ આપણને લાભ દઈ જાય તેમ કરવાનું છે. કંઈ નહીં તો સ્મરણ કરવું, વાંચવું, વિચારવું. ખોટી ટેવમાં મન ન જાય, એવું કરવાનું છે. ચેતતા રહેવાની જરૂર છે. કોઈ વસ્તુ પ્રત્યે આસક્તિ થાય તો પછી એના એ જ વિચાર આવે. બીજા વિચાર મનમાં ઘર કરી જાય એમ ન કરવું. જેને મોક્ષે જવું છે તેણે બીજા વિચારો કરવાના નથી. મોઢે કર્યું હોય તેને ફેરવવું, વિચારવું, તેના અર્થ સમજવા. એ ન સમજાય તો બીજાને પૂછવા. શ્રવણ પછી ધારણા થાય છે, પછી સમજાય. સમજાય પછી વિશેષ વિશેષ સમજવાનો પુરુષાર્થ કરે. એ બધા વિચારના ભેદો છે. બધાનો સહેલો ઉપાય સત્સંગ છે. સત્સંગમાં દોષ દેખાય, દોષ કાઢવાનો પુરુષાર્થ થાય, વિચાર જાગે. પ્રમાદમાં ન રહેવું. ગમે તેટલી હોંશિયારી હોય તોય પ્રમાદમાં ખોઈ બેસે.

મુમુક્ષુ—ભગવાને મુનિને નદી ઊતરવાની આજ્ઞા આપી છે, એ કેમ ? (૫૦૧)

પૂજ્યશ્રી—પંચ મહાવ્રત લે ત્યારે પ્રાણાતિપાતનો ત્યાગ કરે છે, તો પણ નદી ઊતરવાની આજ્ઞા કરી છે. પેલી બાજુ નદી અને આ બાજુ પણ નદી હોય તથા વચ્ચે ગામ હોય તો વિહાર થઈ શકે નહીં, કેમકે મુનિ કાચા પાણીને અડે નહીં; અને વિહાર ન કરે, એના એ સંગમાં રહે તો ગૃહસ્થ જેવો થઈ જાય. તેથી ભગવાને હિંસા કરતાં સંગથી વધારે હાનિ થશે, એમ જાણીને નદી ઊતરવાની આજ્ઞા આપી છે.

સહજસ્વરૂપે સ્થિતિ તે અસંગપણું છે. (૬૦૯). સંગ છૂટી જવો તે અસંગપણું છે. જેથી જીવ ભૂલ્યો છે તે છૂટી જાય અને આત્માની સહજ સ્વરૂપમાં સ્થિતિ થાય તે જ અસંગપણું છે. પરિગ્રહ બહારથી છોડી દે પણ 'મારું મારું' ન છોડે તો ક્યાંથી અસંગ થાય ? પરિગ્રહનો વાંક નથી. પોતાનો વાંક છે. મમતા છૂટવી જોઈએ.

"જો જો પુદ્ગલ ફરસના, નિશ્ચે ફરસે સોય;
મમતા-સમતા ભાવસેં, કર્મબંધ-ક્ષય હોય."

મમતા હોય તો કર્મબંધ થાય અને સમતા હોય તો કર્મક્ષય થાય. એટલો જ સર્વ શાસ્ત્રોનો સાર છે. પુદ્ગલકર્મ તો આવે, પણ સમતાથી ભોગવે તો છૂટે. મમતા કરે તો બંધાય. અસંગપણું કરવાનું છે. સહજ સ્વરૂપે સ્થિતિ એ જ મોક્ષ છે. રસોઈ કરે, પણ જેટલો ગોળ નાખે તેટલું ગળ્યું થાય. તેમ સત્સંગમાં જેટલો ભાવ હોય તેટલું ફળ મળે. બાહ્યભાવમાં દૃષ્ટિ ન જાય તો અર્પણપણું છે.

"બહિરાતમ તજી અંતર આતમા-રૂપ થઈ થિરભાવ સુજ્ઞાની;
પરમાતમનું હો આતમ ભાવવું, આતમઅર્પણ દાવ સુજ્ઞાની." (આ. ૫)

સર્વોત્તમ વસ્તુ સત્સંગ છે. ત્યાગ વૈરાગ્ય, વ્રત ઉપવાસ કરતાં સત્સંગ જ સર્વોત્તમ છે. પ્રથમ કરવા યોગ્ય સત્સંગ છે. એને મુખ્ય કરી રાખી બાકી બધી વસ્તુઓ ગૌણ કરી નાખ. એક જ સરખી વૃત્તિવાળા મુમુક્ષુઓનો સમાગમ કરી સત્પુરુષોનાં વચનોનો વિચાર કરવો તે સત્સંગ છે. સત્પુરુષનો યોગ તે પરમ સત્સંગ છે. બાહ્ય વસ્તુઓમાં ન તણાય તો અર્પણતા આવે. મિથ્યાગ્રહ આદિ દોષો જાય તો અર્પણતા આવે. સત્સંગે જીવને બધું સમજાય છે. છતાં મને નથી સમજાતું એવું સત્સંગમાં થાય. બીજે તો કંઈ વાંચ્યું હોય તો મને આવડે છે, મેં વાંચ્યું છે, એમ અભિમાન થઈ જાય.

અપૂર્વ ભક્તિ એટલે સંસાર પ્રત્યે પ્રેમ છે તે છૂટી ભગવાનમાં પરમ પ્રેમ થાય તે. "પર પ્રેમપ્રવાહ બઢે પ્રભુસેં." ભક્તિ એ છૂટવાનું સાધન છે. ભક્તિમાં કિંમત ભાવની છે. ક્રિયા કરવાથી કંઈ ન થાય. સમજણ સહિતની ભક્તિ આજ્ઞાથી થાય તે સાચી ભક્તિ છે. અપૂર્વ ભક્તિ હોય તો શરીરમાં દુઃખ છે કે સુખ એ ખબર ન પડે.

તરુણ સુખી સ્ત્રી પરિવર્યો જી, જેમ ચાહે સુરગીત;
સાંભળવા તેમ તત્ત્વને જી, એ દૃષ્ટિ સુવિનીત રે—
જિનજી, ધન ધન તુજ ઉપદેશ. (ત્રીજી દૃષ્ટિ)

તત્ત્વમાં એને પ્રેમ લાગે ત્યાંથી ભક્તિ શરૂ થાય છે. શ્રવણ કરવાની ઇચ્છા જાગે. કોઈ તરુણ સ્ત્રી સહિત સુખી છતાં તે છોડી દેવી ગાયન સાંભળવા પ્રેરાય છે, તેમ પાંચ ઇંદ્રિયોના વિષયોથી ઊઠી પ્રભુમાં પ્રેમ લાગે. પછી મનન થાય, નિદિધ્યાસન થાય. ભક્તિ એ આત્મા છે. જાગે તો થાય.

"ભક્તબીજ પલટે નહીં, જો (જુગ) જુગ જાય અનંત;
ઊંચનીચ ઘર અવતરે, આખર સંતકો સંત."

ભક્તિ એને ગમે તો સાથે જાય. સમકિત જેવી જ છે. એ રસ્તો છે. સ્વચ્છંદ, પ્રમાદ, મિથ્યાગ્રહ, ઇંદ્રિયવિષય બધું ટળે એવી ભાક્ત છે. ભક્તિનું ફળ એ આવવું જોઈએ.

**૫૩** શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ સુદ ૫, ૨૦૦૮

જે અર્થે મનુષ્યભવ મળ્યો છે, તે સમજણ કરવાની છે. સત્સંગ પહેલામાં પહેલો કરવાનો છે. સત્સંગ તો પુણ્ય હોય તો મળે, તો પણ જ્યારે સત્સંગ ન હોય ત્યારે સત્સંગથી જે આજ્ઞા મળી હોય તે આરાધે. જેમ જેમ ભકિત થશે, તેમ તેમ આત્મા નિર્મળ થશે. "સદ્ગુરુની ભક્તિથી....સદ્ગુરુના આત્માની ચેષ્ટાને વિષે વૃત્તિ રહે....સ્વચ્છંદ માટે ...અને સહેજે આત્મબોધ થાય." (૪૯૩).

સત્પુરુષના આધારે આત્મસ્વરૂપ જણાય છે. આ કાળમાં એક અપૂર્વ પુરુષ પાક્યો છે. એના ઉત્તમ ગુણો આપણા હૃદયમાં વસે, તેથી એ કહે તેમ મનાય અને તેથી આત્મજ્ઞાન થાય છે. એ ટૂંકો રસ્તો છે. જ્ઞાનીની આજ્ઞાએ વૃત્તિ રહે તો ભક્તિ થાય. ભકિતનો પાયો સદાચાર છે. એ વિના ભક્તિ ન થાય. જેને સાત વ્યસનનો ત્યાગ હોય તેને અધોગતિ ન થાય.

"સહજાત્મસ્વરૂપ પરમગુરુ" મંત્રમાં વૃત્તિ રાખવી. એ અભ્યાસ પાડી દેવાનો છે. મરતી વખતે પણ જ્યાંસુધી ભાન હોય ત્યાંસુધી સ્મરણ કરવું.

કૃપાળુદેવનું કહેલું મારે માનવું છે એટલી શ્રદ્ધા કરવી. "આત્માથી સૌ હીન" એ માનવું. ગમે તેટલા ચમત્કાર જોઈએ, પણ કૃપાળુદેવને જ માનવા. એથી ચઢિયાતું આ કાળમાં કોઈ નથી. શ્રદ્ધા એ પહેલી છે. ધર્મનો પાયો છે, પછી મોક્ષમકાન ચણાશે, બધું થશે. આત્મા તારો છે, એ ભૂલીશ નહીં. એકલો આવ્યો ને એકલો જવાનો, સાથે કશું ન આવે. એક એક વચન દૃઢ થાય તો વિચારવામાં કામ આવે. મંત્ર મળ્યો છે તે ગાડીમાં કે ગમે ત્યાં ફેરવવો. શુચિ અશુચિ ગણવાની નથી. બધી વખત બોલાય એવો મંત્ર છે. કોઈ સાચી વસ્તુ કહે છે તે મારે પરભવમાં સાથે લઈ જવાની છે. જન્મ થયો તેથી સુખદુઃખ બધાં છે, પણ બધાથી સ્નાનસુતક કરીને ચાલી જવાનું છે. અવિનાશી આત્મા છે. મરે એવો નથી. હું તો નહીં જ મરું એમ દૃઢ કરવાનું છે. આ પકડવાનું કહ્યું છે કે જ્યાંસુધી ભાન હોય, શ્વાસ હોય ત્યાંસુધી "સહજાત્મસ્વરૂપ પરમગુરુ" જપવું. ગમે તેટલું દુઃખ હોય પણ એમાં વૃત્તિ રાખવી. ભાન હોય ત્યાંસુધી એમાં જ ચિત્ત રાખવું. પૈસાટકા કોઈમાં ચિત્ત રાખવું નહીં. અત્યારે ભાન છે તો આત્માનું કલ્યાણ થાય તેમાં વૃત્તિ રાખવી.

જ્ઞાનીનું કહેલું કાનમાં પડે તે પણ મહાભાગ્ય છે. સાંભળતાં પણ જીવને ભાવ થાય છે. જ્ઞાનીએ કહ્યું તે સાંભળવું.

"સહજાત્મસ્વરૂપ" એ ઓળખવું છે. બીજું તો ઘણુંય જોયું, ઓળખ્યું. આટલું માન્ય કરે તો સમાધિમરણ થાય. મરતી વખતે એક સ્મરણમાં ચિત્ત રાખવું છે, એ નક્કી કરી દેવું. શ્રદ્ધા કરી હશે તેટલું થશે. બધાનો આધાર શ્રદ્ધા છે. એક કૃપાળુદેવને માનવા. સાચી વસ્તુ માન્ય થઈ તો કલ્યાણ થઈ જાય. જ્યાં સત્ છે ત્યાં દૃષ્ટિ રાખવાની છે. આટલા વર્ષોનો સરવાળો કાઢે કે જીવન શામાં ગાળ્યું ? તો કે પ્રમાદ, વ્યાપારધંધામાં. પણ હવે બાકી રહ્યું તે સારું જીવવું છે, તો આખી જિંદગી સફળ થશે. જે કંઈ સાંભળવા મળ્યું તે સંઘરી રાખજો. લક્ષ રાખવો. વારંવાર સાંભરે તો વધારે દૃઢ થાય. આટલો કાળ જે કર્યું તે બધું બીજું, પણ હવે પરવસ્તુ છે તે ખંખેરી આત્માને નિર્મળ કરવો. આત્માનું કશું નથી. જ્યાં જ્યાં બંધાયો છે તે બધાથી છૂટવું છે. સહજ આત્મસ્વરૂપ થવું છે. તે માટે સદ્ગુરુદેવ જે તે સ્વરૂપ થયા છે તેમને જ માનવા છે. આત્મસાધના કરીને માનવભવ સફળ કરવો છે. તે માટે મંત્ર—સ્મરણ કરવાનું છે.

"જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત."

સદ્ગુરુ દ્વારા પોતાનું સ્વરૂપ સમજવું છે. એ સમજાશે તો છુટાશે. મોક્ષ મેળવવાનો પુરુષાર્થ એ જ ખરો પુરુષાર્થ છે. સર્વ કરતાં એ લક્ષ રાખવો.

**૫૪** શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ સુદ ૬, ૨૦૦૮

મુમુક્ષુ—"રાત્રિ વ્યતિક્રમી ગઈ, પ્રભાત થયું. નિદ્રાથી મુક્ત થયા. ભાવનિદ્રા ટળવાનો પ્રયત્ન કરજો." એમ કૃપાળુદેવે પુષ્પમાળામાં કહ્યું છે. તે ભાવનિદ્રા એટલે શું ?

પૂજ્યશ્રી—રાત્રિ એટલે શું ? પ્રભાત થયું એટલે શું ? રાત્રિમાં કંઈ કામ થાય નહીં. રાત્રિમાં રસ્તો દેખાય નહીં. એવી પરાધીનદશાને રાત્રિ કહે છે. મનુષ્યભવ મળ્યો તે સવાર જેવો છે. સવારમાં જે કંઈ કામ કરવું હોય તે થઈ શકે. આ મનુષ્યભવ મળ્યો તે પ્રભાત થયું. મોક્ષમાર્ગ સમજાય એવો લાગ આવ્યો. બેઇન્દ્રિય, તેઈન્દ્રિય આદિરૂપ રાત્રિ વ્યતીત થઈ. મનુષ્યભવ મળ્યો તે પ્રભાત છે.

'પુષ્પમાળા' મોઢે કરવા જેવી છે. આપણે જેને રાત્રિ કહીએ છીએ તે એમને નથી કહેવી. પણ ગંભીર આશયવાળા શબ્દો છે. રાત્રિ ગઈ એટલે જે વખતે કંઈ કામ ન થાય એવા ભવ છૂટી મનુષ્યભવ મળ્યો. તેમાં શું કરવાથી મોક્ષ થાય ? એ બધા રસ્તા દેખાય. નિદ્રાથી મુક્ત થયા એટલે બેઇન્દ્રિય તેઈન્દ્રિય આદિ પરાધીનદશા છૂટી ગઈ. ભાવનિદ્રા એટલે મોહ છે. મોહમાં ઊંઘે છે. દર્શનમોહ છે તે દેહને આત્મા અને આત્માને દેહ મનાવે છે. એ મોટી ભૂલ છે. ભાવનિદ્રા દૂર થાય ત્યારે દેહ અને આત્મા ભિન્ન લાગે.

"દેહ માત્ર સંયોગ છે, વળી જડ રૂપી દૃશ્ય;
ચેતનનાં ઉત્પત્તિ લય, કોના અનુભવ વશ્ય?"

દેહ સંયોગે કરી પદાર્થ છે, આત્મા સ્વભાવે કરી પદાર્થ છે. દેહ રૂપી છે અને આત્મા અરૂપી છે. રૂપ-રસ-ગંધ-સ્પર્શ-શબ્દથી રહિત આત્મા છે. જ્ઞાન દર્શન આદિ આત્માના ગુણો છે. દેહ દશ્ય છે, આત્મા દ્રષ્ટા છે, જેમ છે તેમ પદાર્થને જાણે તો ભાવનિદ્રા દૂર થઈ કહેવાય. મોહનિદ્રામાં હોય ત્યાં સુધી ભાન ન થાય.

મુમુક્ષુ—૧ પ્રહર ભક્તિકર્તવ્ય, ૧ પ્રહર ધર્મકર્તવ્ય. એમાં ફેર શો ?

પૂજ્યશ્રી—મેં પ્રભુશ્રીજીને પૂછેલું. પછી પ્રભુશ્રીજીએ કહ્યું હતું કે જ્ઞાનીની આજ્ઞા મળી તે વીસદોહરા, ક્ષમાપના વગેરે મોઢે કરેલું ફેરવીએ એ ભક્તિ. ધર્મ તો આત્મ-સ્વભાવ છે, પોતાના સ્વભાવમાં રહેવું તે ધર્મ છે; તે આગળ ઉપર ખબર પડશે. કષાય મંદ પડે તેથી સ્વભાવમાં રહેવાય.

મનુષ્યભવ દુર્લભ છે. સત્પુરુષનો યોગ, દીર્ઘ આયુષ્ય એ પણ દુર્લભ છે. દેહ છૂટી જાય તો કરવું રહી જાય. થોડો કાળ પણ ભક્તિમાં ગાળવો. ધર્મનું સ્વરૂપ અનુભવ થશે ત્યારે સમજાશે. આત્મસ્વભાવ એ જ ધર્મ છે. પાંચ ઇન્દ્રિયના વિષય, કષાય, સ્વચ્છંદ ટાળવા.

મુમુક્ષુ—"ઊર્ધ્વમૂલ તરુવર અધ શાખા રે, છંદ પુરાણે એવી છે ભાખા રે;
અચરિજવાળે અચરિજ કીધું રે, ભકતે સેવક કારજ સીધું રે." (૫૦ ૯)
એટલે શું ?

પૂજ્યશ્રી—આશ્ચર્યકારક વાતો મહાપુરુષો જીવને વિચાર કરવા માટે કહે છે. ઉપર મૂળ અને નીચે ડાળો, એવાં વચનો વિચાર કરવા માટે કહે છે. શરીરની રચના એવી જ છે. જેનાથી શરીરનું પોષણ થાય છે તે જીભ ઊંચે છે; બીજું નીચે છે. બધાનું મૂળ શું ? તે વિચારવા કહ્યું છે. દેહ તે હું એમ થઈ ગયું તે સંસારનું મૂળ છે. એનો બધો વિસ્તાર તે સંસાર છે. એ ભ્રાંતિ થઈ ગઈ છે. એ ભૂલ નીકળે તો સ્વસ્વરૂપ પ્રાપ્ત થાય. પોતાનું સ્વરૂપ અદશ્ય છે, તે બધાનો આધાર છે.

**૫૫** શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ સુદ ૭, ૨૦૦૮

વાંચીને વિચારવાની કાળજી રાખવી. લક્ષ્મી કોઈ વખતે આવે ને કોઈ વખતે જાય. દુઃખ છે તે સુખ મનાય છે. ખોટી માન્યતા એ જ દુઃખ છે. હું દેહ છું, દેહ પવિત્ર છે એ વિપરીતતા છે. વિષ્ટાનો ઘડો હોય તેને ધોવે તો પવિત્ર થાય ? દેહને સારો ગણે, સ્નાન કરાવે, દેહની સંભાળમાં ખોટી થાય, દેહમાં આનંદ નથી છતાં દેહથી આનંદ માને એ બધી વિપરીતતા છે. જગતને સારું દેખાડવા આખી જિંદગી ગાળે છે, પણ લોકોના કહેવાથી કંઈ હિત ન થાય. પોતાને માટે કરવું છે. લોક મૂકે પોક.

જેમ જેમ નિર્મળતા વધે તેમ તેમ અવધિ, મનઃપર્યવ આદિ જ્ઞાન થાય છે, પણ ક્ષયોપશમભાવ હોવાથી પડવાનો ભય છે. ખાસ જરૂરી તો શ્રુતજ્ઞાન છે. જ્ઞાનાવરણીય કર્મની અનેક પ્રકારની વિચિત્રતા છે. પહેલાં દર્શનમોહ મંદ કરવાનો છે. પછી સમકિત થાય છે. એ વિના બધું અવળું છે. મોહનીય કર્મના બે ભેદ છેઃ એક દર્શનમોહનીય અને બીજું ચારિત્રમોહનીય. પહેલામાં પહેલાં વિપરીતતા ટાળવી. જીવ અનિત્યને નિત્ય માને છે, દેખાય છે તે એમનું એમ રહેવાનું નથી છતાં સાચું માને છે. ક્ષણે ક્ષણે આયુષ્ય જાય છે અને

હું મોટો થાઉં છું એમ માને છે! જેમ છે તેમ માનવાનું છે. આત્માને આત્મા, શરીરને શરીર, નિત્યને નિત્ય, પોતાનું નહીં તેને પર અને પોતાનું તેને પોતાનું માને. એટલું થાય તો સમ્યક્દર્શન છે.

મુમુક્ષુ—એ સમ્યક્ત્વ તાકીદથી કેમ થાય?

ઉત્તર—સાવધાન થવું, ગાફલ ન રહેવું. જેવું છે તેવું માનવું તેમ જ જોવું. "મુખ્ય અંતરાય હોય તો તે જીવનો અનિશ્ચય છે." (૮૨૬). નિશ્ચય કરે તો પછી તેના ઉપાય શોધે. કેમ થતું નથી? એમ શોધે. કામ કરવું હોય તેની કાળજી રાખે તો વહેલું થાય. "વ્યાપારાદિમાં કાળજી રાખો છો પણ ધર્મમાં કાળજી કેમ નથી રાખતા? કેમ તમારા દહાડા ઊઠયા છે?" એમ પ્રભુશ્રીજી વારંવાર ઠપકો આપતા. સંસારી કામની નકામી આગળથી ચિંતા કરે છે. આખો દિવસ એમાં જ ગાળે છે. અગાઉથી ફિકર કરે તે "અનવસર આર્તધ્યાન છે." (૫૨૭). જે કામ જે વખતે જરૂર પડે તે વખતે તેની ચિંતા કરે તે અવસર આર્તધ્યાન છે.

મુમુક્ષુ—"આરોગ્યતા, મહત્તા, પવિત્રતા અને ફરજ" (૨–૭૩). એટલે શું?

ઉત્તર—આરોગ્યતા માટે ખાવાપીવામાં વિવેક રાખવો. ખાવાનું કરતાં પહેલાં વિચાર રાખવો. જીભના સ્વાદને લઈને અપથ્ય ન ખાય, વધારે ન ખાય. ખાવા માટે જીવવું નથી. સંસારમાં જે કંઈ મહત્તા કહેવાતી હોય તેને કલંક ન લાગે તેવી રીતે વર્તે. પોતાની ફરજ જે કામ કરવાની હોય તે ચૂકે નહીં. વિવેકબુદ્ધિથી વર્તવાનું છે. પવિત્રતા એટલે દોષો દેખીને ટાળવા. પવિત્ર પુરુષોનું સ્મરણ, એથી પવિત્ર થવાય છે. જેવા થવું હોય તેવાને સંભારવા. પવિત્રતા ઓળખવી. મલિન ભાવો અને મલિન વર્તનથી ડરતા રહેવું. વિવેકી જીવ મૂળ વસ્તુ પર લક્ષ રાખે છે. કૃપાળુદેવે 'પુષ્પમાળા'માં વચનો લખ્યાં છે, તે બહુ ગંભીર છે. દરેક જમાનામાં કોઈ કોઈ મહાપુરુષ થાય છે.

**૫૬** શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ સુદ ૮, ૨૦૦૮

સંસારના ભાવો છોડી અહીં આશ્રમમાં રહેવું મુશ્કેલ છે. ભાગ્યશાળી હોય તેને અહીં ગમે છે. અહીં ઘણા આવે છે પણ કોઈકને ગમે છે. મોજશોખથી ઉદાસ થાય ત્યારે ભક્તિ ગમે.

"પ્રીતિ અનંતી પર થકી, જે તોડે હોતે જોડે એહ કે,
પરમ પુરુષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણગેહ કે." (દે૦ ૧)

સંસારનો મોહ છોડવો એ મોટી વાત છે. બે રસ્તા છે. મનોરથનો ખાડો પૂરવા જાય તો પુરાય નહીં. સત્પુરુષ મળે ત્યારે ફરે છે. કાલે વાત આવી હતી કે પહેલાં રાજવૈભવ ભોગવ્યા પણ છેવટે સાધ્વી મળી ત્યારે શાંતિ થઈ. યોગ્ય જીવ હોય તેને લાગે કે મારા માટે કહે છે. આ કાળમાં આરાધક જીવો થોડાક હોય છે. જીવો વિરાધક છે. કર્મભાવ દૃઢ થઈ ગયો છે. વિરાધના કરે છે, આરાધનાની ખબર નથી. કાળ પડતો આવ્યો છે. આયુષ્ય, ધર્મભાવના, પરમાર્થભાવના ઓછી થતી જાય છે. કંઈક પરમાર્થની જિજ્ઞાસાયે નથી. ઘણો સત્સંગ થાય ત્યારે લાગે કે આ પરમાર્થ છે.

મુમુક્ષુ—"દેશ, કાળ, મિત્ર એ સઘળાંનો વિચાર સર્વ મનુષ્યે આ પ્રભાતમાં સ્વશક્તિ સમાન કરવો ઉચિત છે." (૨–૯૮). એટલે શું ?

પૂજ્યશ્રી—કયો દેશ છે? કયો કાળ છે? કયું ક્ષેત્ર છે? તેનો વિચાર કરીને કામ કરવાનું છે. સવારમાં ઊઠી વિચારવું કે આ પંચમકાળમાં શું શું કરવા યોગ્ય છે? કામ કરવામાં શક્તિ આદિકનો, સહાયક મિત્રનો, બધાનો વિચાર કરવો. વિચાર કરીને કામ કરે તો હિતકારી થાય.

કૃપાળુદેવનાં વચનો અગાધ છે. મોઢે કર્યા હોય તો કોઈ દિવસ સ્ફુરી આવે. પરમાર્થ એનો ગહન છે. બધાંય શાસ્ત્રોનો સાર એમાં છે. વચનોની ઉપાસના કરે તો હાથમાં આવે. બધાંય શાસ્ત્રો, આખી દ્વાદશાંગી એમાં સમાય છે. જ્ઞાનનું અગાધપણું ખબર પડે ત્યારે 'હું કંઈ ન જાણું' એમ થાય. અનંત જ્ઞાનની આગળ મેં શું જાણ્યું છે? સત્ વસ્તુ વિના બધું કલ્પિત છે. જે કલ્પિત તેનું માહાત્મ્ય શું ? કલ્પિતનું માહાત્મ્ય લાગે છે, તેથી સત્ સમજાતું નથી. 'જ્ઞાની જાણે છે, હું કંઈ ન જાણું' એમ થાય ત્યારે સમજાશે. 'હું જાણું છું' એ અભિમાનનો કાંટો છે, ત્યાં સુધી વિનય ન આવે. એ આવ્યા વિના સમકિત ન થાય.

૫૭ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ સુદ ૧૦, ૨૦૦૮

પ્રશ્ન—કૃપાળુદેવને સં. ૧૯૪૪ માં સમ્યગ્દર્શન હતું?

પૂજ્યશ્રી—મોક્ષમાળામાં કેટલો મહિમા છે! કૃપાળુદેવે લખ્યું છે કે "અજ્ઞાનયોગીપણું તો આ દેહ ધર્યો ત્યારથી જ નહીં હોય." (૪૫૦). સમ્યક્ત્વ વિના એવી મોક્ષમાળા લખાય જ નહીં.

પ્રશ્ન—ઉત્પાદ–વ્યય–ધ્રુવ એટલે શું ?

પૂજ્યશ્રી—એ ત્રિપદી છે. મહાવીર ભગવાને ગૌતમને કહી હતી. એ સ્યાદ્વાદ છે. આત્મા પણ વસ્તુ છે. આત્મા દ્રવ્યે નિત્ય છે. પર્યાયદૃષ્ટિએ આત્માનો ઉત્પાદવ્યય છે. કોઈ મનુષ્ય મરી દેવમાં જાય તો મનુષ્યપર્યાયનો વ્યય, દેવપર્યાયની ઉત્પત્તિ અને જીવ જીવરૂપે સ્થિર રહ્યો. દ્રવ્યદૃષ્ટિથી વસ્તુ સ્થિર છે, પર્યાયદૃષ્ટિથી અસ્થિર છે. ઉત્પાદ–વ્યય–ધ્રૌવ્ય, એનો વિચાર કરે તો છ પદની શ્રદ્ધા થાય. વસ્તુ જવા આવવાથી હર્ષશોક ન કરવો. હર્ષશોક કરવો એ જ જન્મમરણનું કારણ છે.

પ્રશ્ન—'ત્રિગુણરહિત' એટલે શું ?

પૂજ્યશ્રી—સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો કહેવાય છે. બીજાને દુઃખ દેવાના ભાવ તે તમોગુણ છે, પોતાને મોજશોખ કરવાની વૃત્તિ તે રજોગુણ છે, અને જે ભાવો મોક્ષના કામમાં આવે સાધુતા, સજ્જનતા તે સત્ત્વગુણ છે. એ બધા શુભાશુભ ભાવો છે, તે સારી ખોટી ગતિનાં કારણ છે. એ ત્રણેથી આત્મા રહિત છે. શુદ્ધભાવથી મોક્ષ છે. તામસીવૃત્તિ અને રાજસીવૃત્તિ બેય અશુભ છે. સાત્ત્વિકવૃત્તિ એ શુભભાવ છે. શુદ્ધભાવ સમકિતીને આવે છે. સુખ આત્મામાં છે. પથ્થરમાં જેમ મૂર્તિ કોતરાયેલી હોય તેમ સમકિતીને આત્મા સુખસ્વરૂપ છે એમ કોતરાઈ ગયું છે. તેથી પરવસ્તુની તૃષ્ણા નથી.

૫૮ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ સુદ ૧૧, ૨૦૦૮

જાગ્યા ત્યારથી સવાર. આપણે જે શીખ્યા નથી તે શીખવાનું છે.

સત્સંગ હોય તો દરેકને પોતાનું હિત કરવું છે એમ લાગે. ધર્મ "આત્મવિચાર—કર્ત્તવ્યરૂપ" છે, ધર્મ શું તે સમજાવ્યું અને સમજણની પ્રથમ જરૂર છે, ભજવાનું તો પછી. સમજણથી પળાય છે એમ લાગે ત્યારથી ધર્મ પામ્યો કહેવાય. એ કર્ત્તવ્ય લાગ્યું નથી. પૈસા કમાવા એ કર્ત્તવ્ય લાગે છે, પણ મારે આત્મવિચાર–કર્ત્તવ્યરૂપ ધર્મ કરવો છે એમ નથી લાગતું. પુણ્ય હોય ત્યારે સાચી વસ્તુ હાથમાં આવે છે. સર્વ જીવ પ્રત્યે સમાન દૃષ્ટિ રાખવી, એ કંઈ જેવી તેવી વાત નથી. બહુ મુશ્કેલ છે. આત્મા ઓળખાય ત્યારે સમદૃષ્ટિ રહે.

૫૯ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ સુદ ૧૫, ૨૦૦૮

ઉન્માદ એટલે ધર્મનું અભિમાન તે પણ પ્રમાદ છે. આળસ કષાય એ બધા પ્રમાદ છે. બધે સાચવવાનું છે. ધર્મ ન કરે તોય ખોટું અને ધર્મ કરી અભિમાન કરે તોય ખોટું છે. ધર્મમાં ઢીલ કરવા જેવું નથી. ધર્મમાં આદર રાખવાનો છે. ધર્મમાં અભિમાન કરવા જેવું નથી.

"જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ;
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ."

રોટલી તવા ઉપર બળી ન જવા દેવી અને કાચી પણ ન રાખવી. ધર્મ કરીને, તપ કરીને પાછું અભિમાન કરે કે મેં તપ કર્યું, હું તપસ્વી છું તો ખોટું છે અને ધર્મ ન કરે તોય ખોટું છે. કૃપાળુદેવનાં વચનો મોઢે કરીએ. આગળ ગુણ કરશે. આત્માના વિચારની ગરજ જાગે તો પછી મોઢે કરેલું કામ આવે. આત્મસિદ્ધિ, છ પદનો પત્ર એને આધારે આત્મવિચાર થાય. પૂર્વના સંસ્કારી હોય તેને તો વારંવાર એમાં વૃત્તિ જાય અને વિચારણા જાગે. જીવને મદદ મળે તો પોતે ચાલતાં શીખી જાય. બાર ભાવના વાંચી પણ મોહ ન જાય ત્યાં સુધી વિચાર જાગે નહીં. બીજી વસ્તુઓમાં મોહ હોય ત્યાં સુધી આત્મા ન સમજાય. વૈરાગ્યની બહુ જરૂર છે. બીજી ગતિમાં ન બને. આ મનુષ્યભવમાં થાય એવું છે. મહાપુરુષના જીવનમાંથી ઘણું શીખવાનું હોય છે. કૃપાળુદેવને આઠમા વર્ષે જાતિસ્મરણ થયું, તેથી આગળ જે મહાપુરુષો મળેલા, બોધ સાંભળેલો તેનું સ્મરણ થયું અને તેથી કરીને જીવન પવિત્ર બનાવ્યું. કૃપાળુદેવનું એકનું એક વચન વાંચીએ તો નવું નવું લાગે, નવા વિચારો સ્ફુરે. એક એક પત્ર વાંચીએ તો આત્મામાં આનંદ આવે.

"સત્પુરુષના એક એક વાકયમાં, એક એક શબ્દમાં અનંત આગમ રહ્યાં છે." (૧૬૬) જેમ જેમ અર્થ કરે, વિચારે તેમ તેમ અનંત અર્થ, અનંત ભાવ ભરેલા છે એ સમજાય છે. 'વીશ દોહરા' રોજ ભક્તિપૂર્વક ભણે તો કેટલાંય પાપ ખસી જાય. 'હું મોટો' એમ અભિમાન થાય છે, પણ આમાં અધમાધમ કહ્યું છે. લઘુતા આવે એવું છે. જ્ઞાન અનંત છે. હું કંઈ જાણતો નથી, એવું રાખવું. સાગરમાંથી ટીપા જેટલું પણ જ્ઞાન રહ્યું નથી. આત્મસિદ્ધિમાં બહુ સુંદર ભાવ છે. કંઈક વૈરાગ્ય હોય, જન્મમરણનો ત્રાસ લાગ્યો હોય, સંસારમાં સુખ નથી, સાચી વસ્તુ આત્મા છે, આત્મા જાણવો છે, આત્મા જાણ્યા વિના કોઈનો મોક્ષ

ન થાય એમ લાગે ત્યારે એ સિદ્ધાંતબોધ પરિણમે.

૬૦ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૧, ૨૦૦૮

બધું સ્વપ્ના જેવું છે. આજે છે તે કાલે નહીં. જ્યાં સુધી જીવવું છે ત્યાં સુધી આત્માનું કામ કરી લેવું. કૃપાળુદેવને શું કહેવું છે, તે સમજી લેવું. સત્પુરુષનો યોગ એ લહાવો મળ્યો છે. તેને વારંવાર સંભારવો. આ ભવમાં એ યોગ મળ્યો છે, તે જેવો તેવો નથી. લક્ષ રાખવાનો છે. જ્ઞાનીનો યોગ થયો તે સફળ થાય એવું કરવાનું છે. મંત્ર એ આત્મા છે. જેવું તેવું નથી. બીજ છે. એ આપણે પોષવાનું છે. ભૂલ્યો ત્યારથી ફેર ગણ. ધર્મનાં ફળ બહુ મીઠાં છે. મરણ વખતે મંત્ર ઘણો કામ આવશે. માટે આરાધના કરવી. જ્ઞાનીની આજ્ઞાનું આરાધન કરતાં દેહ છોડવો છે.

ખંભાતમાં ત્રિભુવનભાઈનું શરીર બરાબર નહોતું, ત્યારે મનમાં તેઓને થવા લાગ્યું કે આ દેહ છૂટી જશે, માટે મારે શું કરવું? મારે સત્સંગ નથી, એમ થવા લાગ્યું. ત્યારે હું ત્યાં ગયો. તેમણે મને કહ્યું કે હું શું કરું? "પરમ ગુરુ નિર્ગ્રંથ" જપું કે "આતમ-ભાવના ભાવતાં જીવ લહે કેવલજ્ઞાન રે" જપું? છેવટે મારે શું કરવું? તેમને કૃપાળુદેવ પાસેથી મંત્ર નહીં મળેલો. પછી મેં પ્રભુશ્રીજીનું કહેલું "સહજાત્મસ્વરૂપ પરમગુરુ" જપવાનું કહ્યું. ત્યારે તેમણે કહ્યું કે 'આ તો કૃપાળુદેવ મારા માટે જ લખી ગયા છે!' મરતાં સુધી તેઓની વૃત્તિ તેમાં જ રહી હતી.

૬૧ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૮, ૨૦૦૮

બીજાં કામ તો જીવ કરે છે, પણ જરૂરનું સાથે આવે એવું ભક્તિનું કામ નથી કરતો. ભક્તિના સંસ્કાર છે તે જેવા તેવા નથી. સાચું બીજ હોય તો પલટે નહીં. મહાપુરુષનું ઓળખાણ થાય તો કોઈ દિવસ ઠેકાણું પડે. યથાતથ્ય ઓળખે તો સમ્યક્ત્વ થાય છે. સાચી વસ્તુ પ્રત્યે અનાદિકાળથી જીવ દ્વેષ કરતો આવ્યો છે. કર્મ બંધાય છે, તેથી દેહ ધારણ કરે છે, ભટક ભટક કરે છે. "મારાથી નથી થતું, પણ આ છે તો સારું" આટલો ભાવ થયો તો મોડે વહેલે એ ભણી વલણ થશે. વહેતી ગંગામાં હાથ ધોયા તો કામ થઈ જાય. સદ્દૃષ્ટિ ધર્મ પ્રત્યે થાય તે હિતકારી છે. સંસ્કાર પડેલા હોય તે વહેલા મોડા ઊગે. ભક્તિના સંસ્કાર જેવા તેવા નથી. સારી વસ્તુ સારી લાગે તો એને લાભ થાય. મહા પુણ્યનો ઉદય હોય તો એને સાચા ધર્મ પ્રત્યે રુચિ થાય છે. કોઈને કશું હાથમાં રહેવાનું નથી. બધું મૂકીને જવાનું છે.

૬૨ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૫, ૨૦૦૮

મન જીતવા માટે ઇન્દ્રિયો જીતવી. ઇન્દ્રિયો જીતવા માટે સ્વાદેન્દ્રિય પહેલાં જીતવી.

લક્ષ રાખીને અલ્પ પણ આજ્ઞા આરાધે તો આગળ વધે. પોતાની મેળે જીવે ઘણું કર્યું છે, પણ જ્ઞાનીની આજ્ઞાએ કરે તો કામ આવે. ધ્યેય વગરનું કામ કરવું તે નકામું છે. શું કરવું છે તે જીવને ખબર નથી. દહાડા કાઢે છે. આ જ કરવું છે, જન્મમરણ છોડવા માટે કરવું છે એવું એને થતું નથી. જે જે મહાપુરુષો થઈ ગયા છે, તેઓએ પહેલો

નિશ્ચય એ કર્યો કે જગતમાંથી ઉત્તમ વસ્તુ હોય તે પ્રાપ્ત કરવી છે. એને માટે બળ જોઈએ છે. પુરુષાર્થ કરે તો થાય. જીવને ઉત્તમ દશા પ્રાપ્ત કરવી છે એમ એને થાય તો આગળ વધે. બધાનું કારણ સત્સંગ છે. સત્સંગમાં સાંભળવા મળે તેથી રુચિ જાગે તો વહેલું મોડું કરે. દેખાદેખી ધર્મ ન કરે. દાન કરી ધર્મ માને છે, પણ જ્ઞાની કહે છે કે પહેલો સત્સંગ કર. તેમાં સાંભળવું, નક્કી કરવું. સત્સંગમાં પોતાને જે કરવાનું છે તે જ સાંભળવાનું મળે છે, આત્માની વાત સાંભળવાની મળે છે. ઘણાં શાસ્ત્રો વાંચવા કરતાં સત્સંગથી વધારે લાભ છે. સત્સંગ એ પહેલામાં પહેલો અને સહેલામાં સહેલો છે. પોતાના દોષ સત્સંગમાં જણાય છે. જ્ઞાનીની આજ્ઞા ઉઠાવે તો લાભ થાય.

આત્મજ્ઞાનનું કારણ ભક્તિ છે. આ કાળમાં કૃપાળુદેવ અલૌકિક પુરુષ થઈ ગયા છે. આજ સુધી ગમે તેટલું કર્યું હોય તે ભૂલી જઈ હવે મારે જ્ઞાનીની આજ્ઞા આરાધવી છે એમ કરે તો ઘણું કામ થાય એવું છે. સદ્ગુરુની પ્રાપ્તિ થઈ છે તો હવે આજ્ઞા આરાધવાની છે, એ લક્ષ રાખવો. બધું સ્વપ્ના જેવું છે. જ્ઞાનીનો ઉપદેશ, આજ્ઞા, જીવને આધારરૂપ છે. મન પસંદ કરે એવું ન માનવું. મનનું માનવું એ સ્વચ્છંદ છે. જ્ઞાનીનું કહેવું માનવું છે. મનરૂપી અશ્વ ઉપર જીવ બેઠો છે, એ એને ગમે ત્યાં તાણી જાય છે, એને થકાવવાનું છે. મન જ્ઞાનીનાં વચનોમાં રોકાય તો દોડાદોડ કરવી છોડી દે. મન જ્ઞાનીનાં વચનોમાં લીન થાય એનું નામ અનુભવ છે.

"વસ્તુ વિચારત ધ્યાવતેં, મન પામે વિશ્રામ;
રસ સ્વાદત સુખ ઊપજે, અનુભવ યાકો નામ." (નાટક સમયસાર)

એક વાણિયો હતો. તેને લાગ્યું કે કામ તો ઘણું છે અને ગુમાસ્તા થોડા છે, માટે કોઈ દેવને વશ કરું. પછી તેણે આરાધના કરી. તેની આરાધનાથી દેવ પ્રસન્ન થયો અને કહ્યું કે કામ બતાવ, નહીં તો ખાઈ જઉં. તેણે કહ્યું, હિમાલયથી વાંસ લઈ આવ. તે લઈ આવ્યો. પછી નવરો હોય ત્યારે ચઢવા-ઊતરવાનું કામ બતાવ્યું. એવું આ મન છે. તેને 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' મંત્રમાં રાખવું તો થાકે, નહીં તો નહીં થાકે.

૬૩ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૬, ૨૦૦૮

ઇચ્છા એ જ જગત છે. ઇચ્છાનો નાશ થાય તો પરમપદપ્રાપ્તિ થાય. દેહની ચિંતા કરવાથી કંઈ ન થાય.

"સુંદર ચિંતા મત કર, તું કર બ્રહ્મવિચાર;
શરીર સોંપ પ્રારબ્ધકું, જ્યું લોહા કૂટે લુહાર."

શરીરનું જેમ થવું હોય તેમ થાઓ. આપણું કામ આત્મવિચાર કરવાનું છે. પ્રારબ્ધને આધીન શરીર છે, પુરુષાર્થને આધીન આત્મવિચાર છે. ન કરે તો એ આત્મવિચાર પડ્યો રહે. જગતની મોહિનીમાં ફસાવું નહીં. જાગૃત જાગૃત રહેવાની જરૂર છે.

સ્ત્રીમાં મોહિત થયો તો પછી વિવેક આવવો મુશ્કેલ છે. કામી જનો દુઃખી છે, સંતો સુખી છે. સંતોષરૂપી ઝાડને ઉખેડનારી તૃષ્ણા છે. રણને જીતે તે શૂરવીર નહીં, પણ મનને

જીતે તે શૂરવીર છે. મનની સાથે લડવાનું છે. મરતી વખતે કોઈ કુટુંબીઓ કામ નહીં આવે. કોઈ હંમેશાં રહે એવો પદાર્થ નથી, તો કોને આધારે આ જીવ પડી રહ્યો છે? વૈરાગ્ય જોઈતો હોય તો મરણને સંભારવું. શાંત મન હોય ત્યાં સુખ છે. યૌવનવય સત્‌પુરુષાર્થને યોગ્ય છે. પછી થશે નહીં. વિષયો ઝેર જેવા છે. વિષ ખાધું હોય તો એક ભવ મરે, પણ વિષયો તો ભવોભવ મારે છે.

૬૪ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૯, ૨૦૦૮

વાચન કરવું હોય તો સદ્ગુરુને સંભારીને કરવું. દરેક કામ કરતાં, ખાતાં પીતાં, ઊઠતાં બેસતાં સદ્ગુરુને સંભારવા. કોઈ અલ્પ પણ કામ કરતાં સત્પુરુષને સંભારવા. કશું ઇચ્છવું નથી. જેને છૂટવું છે તેણે રાગદ્વેષ ન કરવા. નવાં કર્મ ન બાંધવાં. જૂનાં ભોગવી લઈ ચાલ્યા જવું. ઇચ્છા ન કરીએ તો નવાં કર્મ ન બંધાય. ઉદાસીનભાવે ભોગવી નાંખવાં. જ્ઞાનવિચારથી જ્ઞાન થાય છે, આત્મા પ્રગટ થાય છે. સત્સંગ કરવાનો છે. જેવો સંગ કરે તેવો જીવ થઈ જાય છે. આતમભાવના થાય તો મોહ ક્ષય થાય. પછી મોહ ફરીથી ન થાય.

જે જીવને નિશ્ચય છે કે આટલું જીવન આત્મકલ્યાણમાં ગાળવું છે, તેને બોધ પરિણામ પામે છે. એવું ન હોય તો ક્યારા સુધી પાણી ન પહોંચે. "અનંતવાર દેહને અર્થે આત્મા ગાળ્યો છે. જે દેહ આત્માને અર્થે ગળાશે તે દેહે આત્મવિચાર જન્મ પામવા યોગ્ય જાણી, સર્વ દેહાર્થની કલ્પના છોડી દઈ એક માત્ર આત્માર્થમાં જ તેનો ઉપયોગ કરવો, એવો મુમુક્ષુ જીવને અવશ્ય નિશ્ચય જોઈએ." (૭૧૯) એવું જેને થાય તેને બોધ પરિણામ પામે. શબ્દો કામ ન કરે, આત્મા કામ કરે છે. શિયાળને મુનિએ બોધ આપ્યો તેથી શિયાળે રાત્રિભોજનનો ત્યાગ કર્યો. ત્યાંથી સારા ભાવે દેહત્યાગ કરી પ્રીતિંકર શેઠ, મુનિ થઈ મોક્ષે ગયા. (પ્રવેશિકા–૪૪) અંદરથી આત્મા ફરે ત્યારે થાય. બાકી તો મોટાં મોટાં ભાષણો આપે પણ પોતે અંદરથી કોરો રહી જાય છે.

('લઘુયોગવાસિષ્ઠ–સાર"ના વાચન પ્રસંગે) ૬૫ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૧૧, ૨૦૦૮

જ્ઞાનીની આજ્ઞાથી વાંચે તો લાભ થાય. કોઈ તત્ત્વજ્ઞાન માગે તો કહેવું કે અગાસ જાઓ. ત્યાં જ્ઞાનીની આજ્ઞાથી મળશે. જ્ઞાનીની આજ્ઞાથી લાભ છે. આપણું હિત થાય તેવું કરવું છે. જ્ઞાનીની આજ્ઞા કોઈ પણ જીવ પામે એ લક્ષ રાખવો, નહીં તો આપણે વચ્ચે પથરા જેવા થયા. જ્ઞાનીની આજ્ઞાથી વિશેષ લાભ છે. ગમે તે ગોખવાનું હોય તેના અર્થ પહેલાં વિચારવા, પછી ગોખવું; તો આપણને ગોખતાં વિચાર આવે. જેમ આપણને વિચાર ઊગે તેમ કરવું. અંજનચોર આદિ સાત વ્યસનના સેવનારા પણ કેવળજ્ઞાન પામ્યા છે. ફરી જાય તો ફરી જાય. સ્થૂલિભદ્ર બાર વર્ષ વેશ્યાને ઘેર રહ્યા, પણ ફરી ગયા તે ફરી ગયા. પછી ચોમાસું ત્યાં જ રહ્યા પણ કોઈ દિવસે સામું જોયું નહીં. સજ્જન હોય છે તે જન્મથી જ નિર્દોષ હોય છે. દોષો ભણી વૃત્તિ જાય જ નહીં.

જેનું મન શાંત થયું છે, તેને ઇચ્છા થતી નથી, દેખે એટલું જ. સંસારમાં ચાર ગતિમાં ક્યાંય સુખ નથી. બધે દુઃખ ને દુઃખ જ છે. ફરી જન્મવા જેવું નથી, એમ જેને

વૈરાગ્ય થાય, આસક્તિ છૂટે તે ભાગ્યશાળી છે. ચૌદે રાજલોકમાંથી કોઈ વસ્તુ આકર્ષી શકે નહીં, તેને ભવવૈરાગ્ય કહે છે. જ્ઞાની કહે છે કે અમે નવરા નથી. કરવું હોય તો પૂછો, નકામા ખોટી ન કરો. બીજાં કામ જેમ કાળજીપૂર્વક કરે તેમ ધર્મ પણ કરવો. ધર્મ કરવો હોય તો ધર્મના વિચાર કરવા. વિચાર ન કરે તો ધર્મ ન થાય. બીજાં કામ તન-તોડથી કરે છે, તેમ આ ધર્મ પણ કરવાનો છે. પ્રભુશ્રીજી કહેતા કે બીજાં કામમાં કાળજી રાખો છો અને આ ધર્મના કામમાં આવું કરો છો! તમારા દી ઊઠ્યા છે? એમ પ્રભુશ્રીજી વઢતા. જેને સત્પુરુષનો યોગ નથી મળ્યો તે તો બીજી વસ્તુની ઇચ્છા કરે, પણ યોગ થયા છતાં પકડ ન કરે તે તો ઊલટો દુર્ભાગ્યશાળી છે; આસક્તિ ન થાય તે ભાગ્યશાળી છે.

શમ, વિચાર, સંતોષ અને સત્સંગ એ મોક્ષના દ્વારપાળ છે. મુમુક્ષુ હોય તેણે એ વસ્તુ સંગ્રહવી જોઈએ. સાંભળવા યોગ્ય એક આત્મા છે. બીજી વસ્તુ શું સાંભળવી? બીજું એને કાને પણ ગમે નહીં એમ કરવાનું છે. આત્મા સંબંધી સાંભળ્યું હોય તે મનન કરવું, ધ્યાનમાં રાખવું. આત્મા સાંભળે, મનન કરે અને કર્મ બંધાય એવું ન કરે તો મોક્ષે જાય. નિરંતર આત્માનો અભ્યાસ ચાલુ રહે એવો અવિચ્છિન્ન અભ્યાસ જોઈએ—વચ્ચે તૂટે નહીં એવો અભ્યાસ કરવાનો છે. પોતે યોગ્યતા મેળવી, પછી સદ્ગુરુના વચનને અને શાસ્ત્રને મેળવીને તપાસવું. એ બધા એમાં સાક્ષી પૂરે તો આત્માના અનુભવમાં ભૂલ ન રહે. જેને સંસારી જીવોનો સમાગમ પ્રિય લાગે અને શાસ્ત્ર ઉપર રુચિ નથી તેણે સઘળું ખોયું, તદ્દન ખોયું. સંસાર કેવળ દુઃખરૂપ છે, તેમાં માત્ર અનંત દુઃખ જ છે.

"અનંત દુઃખ નામ સૌખ્ય પ્રેમ ત્યાં વિચિત્રતા."

જે સુખ કહેવાય છે, તે પણ દુઃખ જ છે. દુઃખને સુખ કહે છે, ત્યાં દૃષ્ટિ કરવા જેવું નથી. જ્યાં આકુળવ્યાકુળતા હોય ત્યાં સુખ ક્યાંથી હોય? દુઃખ જ છે. આત્મા બીજી વસ્તુઓથી અસંગ છે. પોતાનું જ્ઞાન તે વિવેકજ્ઞાન છે. વિવેકમાં બે સ્પષ્ટ ભિન્ન જણાય છે: સત્ય અને અસત્ય. પછી અભ્યાસ કરવાનો છે. બે વસ્તુ જુદી જણાય તેમાં એક ગ્રહણ કરવાની અને એક ત્યાગવાની હોય છે. જે વસ્તુ સત્ છે, હિતકારી છે તેનો અભ્યાસ કરવો. જે વસ્તુ સત્ય નથી તે તરફ વૈરાગ્ય રાખવો. સમજવું એ કંઈ વિકટ વાત નથી. "સમજે તો સહજ મોક્ષ છે, નહીં તો અનંત ઉપાયે પણ નથી." (૫૩૭). સમજણ પહેલાં કરવાની છે પછી એમાં સુખ એવું તો મળશે કે પરની જરૂર નહીં પડે. આત્માનું સુખ શાશ્વત છે. આત્મા શાશ્વત છે તો સુખ પણ શાશ્વત છે.

પહેલાં કષાય મંદ કરવાના છે. સંતોષ આવે તો લોભ જાય. બધા પૂર્વના સંસ્કાર બાળી નાખવા. હું કંઈ જાણતો નથી, એ કરવાનું છે. બધાનું મૂળ વિશ્વાસ છે. 'श्रद्धा परम दुल्लहा।' શમ હોય તો એની ઇચ્છા શમાઈ જાય. ત્રિવિધ તાપ લાગે નહીં. આધિ વ્યાધિ ઉપાધિ ન રહે. આધિ એટલે મન સંબંધી દુઃખ, વ્યાધિ એટલે શરીર સંબંધી દુઃખ અને ઉપાધિ એટલે પ્રવૃત્તિઓ એ ત્રણે દુઃખ દેનાર છે. સમદૃષ્ટિ થઈ જાય તો ખરું સ્વરૂપ પ્રગટ થાય. "સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો." શમ ઉપાય છે, દવા છે. શમનો

અભ્યાસ પાડે તો આધિ, વ્યાધિ, ઉપાધિ ત્રણે જાય. મોક્ષનો માર્ગ સુખરૂપ છે. મુમુક્ષુતા આવે ત્યારથી સુખ પ્રાપ્ત થવા લાગે છે. શમરૂપી કવચ પહેરે તો વજ્ર જેવું બાણ આવે તોય લાગે નહીં. અંદરથી શીતળીભૂત રહે છે. જગતમાં ગમે તેવા તોફાન હોય પણ એનું અંતર શાંત છે. શમ થવા માટે નિર્મળ બુદ્ધિ જોઈએ. કર્મની મલિનતા દૂર કરી આત્માને જોતો આવે તો નિર્મળ બુદ્ધિ થાય. શમ તેની પાસે છે કે જેને ગમે તેવા પ્રસંગમાં રાગ-દ્વેષ ન થાય. ગમે તેવી આપત્તિ આવે, લાંબી હોય, તેમાં ધીરજ રાખે તે શાંતિને વરનાર છે. તે જ શાંત રહી શકે છે. થોડું થોડું તો સહન કરનારા ઘણા છે, પણ ઠેઠ સુધી ટકી રહેવું મુશ્કેલ છે* ગમે તેવો ઉદય હોય તો પણ હલકો વિચાર ન કરવો તો શાંતિ રહી શકે. ધીરજ રાખવી જોઈએ. અંતરમાં શાંત નિર્ગ્રંથ, બહાર ગૃહસ્થ આચાર દેખાડવો બહુ મુશ્કેલ, વ્યવહારમાં રહેવું ને શાંતિ રાખવી બહુ મુશ્કેલ છે. એનામાં જો શાંતિ હોય તો બીજા જીવોને પણ શાંતિ થાય અને થોડીક વાર આધિ વ્યાધિ ઉપાધિ ભૂલી જાય છે. આર્યપુરુષો શમને સાચવે છે. એ જ કામ લઈ મંડો. એ જ કામનું છે.

[ "લઘુયોગવાસિષ્ઠ-સાર" વંચાતાં ] ૬૬ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૧૨, ૨૦૦૮

પ્રજ્ઞાને છીણી જેવી કહી છે. લાકડું ફાડે ત્યારે પહેલાં વળ જોઈને પછી છીણી મારે તો બે ભેદ થઈ જાય. તેમ આત્માનાં લક્ષણ અને જડનાં લક્ષણ તપાસી વચ્ચે પ્રજ્ઞા એટલે વિચારરૂપી છીણી મારે તો ભેદજ્ઞાન થાય. મોહ છે તે શાતા અશાતા બધામાં મૂંઝવે છે. સદ્વિચાર મોહને દૂર કરે છે. અશાતામાં ખેદ ન કરે, શાતામાં હર્ષ ન કરે, એવો સદ્-વિચારનો ગુણ છે. **'मा रुष मा तुष'** કરતાં મુનિને જ્યારે વિચાર જાગ્યો ત્યારે કેવળજ્ઞાન પામ્યા. જ્યારે ત્યારે વિચાર કરશે ત્યારે ઠેકાણે પડશે. અવિચારદશા છે તે નિદ્રા જેવી છે. અવિચારને લઈને મન ભમે છે. વિચાર નથી જાગ્યો ત્યાં સુધી જીવ અનિત્ય વસ્તુઓમાં મોહ કરે છે. રાતદિવસ ચેતવાનું છે કે અવિચારમાં ન જવાય. અવિચારથી લાંબુ કર્મ બંધાય, તેથી રખડવું પડે. આત્મવિચાર મૂકે તો અવિચાર આવે.

દુર્જન છે તે દુઃખની કોઠી છે. દુર્જનનો સંગ કરે તો જીવ આફતમાં પડી જાય. દોષો થઈ જાય, એના કરતાં પણ દોષીનો (દુર્જનનો) સંગ કરવો એ વધારે ખરાબ છે. દુર્જનનો સંગ તે અસત્સંગ છે; જીવન્મુક્તનો સંગ તે સત્સંગ છે. સત્સંગથી નિર્ભય થવાય છે.

વિચારથી બધું પમાય છે. જ્ઞાનાવરણીય આદિ જે આવરણ છે તે વિચારથી ટળે છે. વિચાર જાગે તો આખું જગત અસાર લાગે. તેથી વીતરાગતા આવે છે, નિષ્કામ સ્થિતિ થાય. જીવન્મુક્તનું મન છે તે પૂર્ણપદને ઇચ્છે છે, પૂર્ણપદની છાયા તેમાં દેખાય છે. એ રાગદ્વેષ કરતો નથી. ત્યાં આગળ મનને અવલંબન પૂર્ણપદનું છે. ધ્યાનમાં મન પૂર્ણપદમાં રહે છે. એટલે પૂર્ણપદ ત્યાં એનું અવલંબન છે. એને રાગાદિ થાય નહીં, ઇચ્છાય નથી થતી. આ જગત હાલતુંચાલતું દેખાતું નથી, પણ એને કાષ્ઠતૃણવત્ આખું જગત લાગે

---

* દ્વૈપાયન મુનિનું દૃષ્ટાન્ત

છે. વિષયોની ઉત્સુકતા નથી. તૃષ્ણા રહી નથી. 'આ સારું છે, આ ખોટું છે' એ મનમાંથી નીકળી ગયું છે. મન શાંત થયું છે.

ઊંઘમાં મન મૂઢ છે, વિચાર કરી શકતું નથી. સ્વપ્નમાં મોહ હોય છે, જાગૃતિમાં મૂંઝવણ–ઇષ્ટ અનિષ્ટ રહે છે. નિદ્રા, સ્વપ્ન, જાગૃત એ ત્રણેથી એની જુદી અવસ્થા છે. ભવ કોને કરવા પડે છે? હું કોણ છું? એ વિચારો. બધું કરીને એ કરવું છે. વિચાર છે તે બધે પ્રવેશ કરે છે. કોઈથી ખળે નહીં. પર્વતની પણ પાર જાય. સદ્વિચાર છે તે પરમાનંદનું મૂળ છે. વિચાર એ જ આત્મા છે. પ્રમાદ છોડીને એને સેવો, વિચાર કરો.

૬૭ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૧૩, ૨૦૦૮

આત્માનું લક્ષણ ઉપયોગ છે. એ બીજા કોઈમાં ન મળે. એ ઉપરાંત બીજા ઘણા ગુણો આત્માના છે. વસ્તુને યથાર્થ ઓળખવી હોય ત્યારે ચારે બાજુથી ઓળખવી. એના ગુણોથી ઓળખવી, લક્ષણથી ઓળખવી અને એનો અનુભવ કરવો કે આ મારું સ્વરૂપ છે. જે આત્મારૂપ થયા તે લક્ષણ, ગુણ અને વેદનથી થયા છે. જેને એ બધાનો અનુભવ થયો છે એવો જે સદ્ગુરુ તે આત્મા છે. આત્મા કે સદ્ગુરુ એક જ છે. પૂર્વના જીવને જે આગ્રહો છે તેથી જ્ઞાનીનો બોધ સમજાતો નથી. આત્માનું ભાન ન હોય ત્યાંસુધી બીજી કલ્પનાઓ રહે છે. સાચો ખ્યાલ આવતો નથી. જેને આત્મા જાણવો હોય તેણે 'હું કંઈ જાણતો નથી' એમ કરી પછી જ્ઞાનીને શરણે જવું.

વિચાર હોય તો ઇન્દ્રિયોનું સ્વરૂપ સમજાય, અને વિષયનું સ્વરૂપ પણ સમજાય. પરિણામ શું આવશે? તે પણ સમજાય. મોક્ષના ચાર દ્વારપાળ કહ્યા છે: શમ, વિચાર, સંતોષ અને સત્સંગ. મોક્ષે જવું હોય તો એ ચાર દ્વારપાળને લઈને જવું પડે. કષાય હોય તો પેસવા ન દે. શમ આવે ત્યાં કષાય જાય. જગત દુઃખરૂપ છે એવો સદ્વિચાર કર્યો ન હોય તો દ્વારમાં પેસતાં રોકે કે જાઓ આત્મવિચાર કરીને આવો. ત્રીજો દ્વારપાળ સંતોષ છે. લોભ ન જાય ત્યાં સુધી મોક્ષ ન થાય. ચોથો દ્વારપાળ સત્સંગ છે. સત્સંગ ન કર્યો હોય તો મોક્ષે જવાય નહીં. એ ચારે હોય તો મોક્ષમાં જવાય.

જ્ઞાનીનાં વચનોમાં અતિ શમ હોય છે. એ વચનો સાંભળીને મન એકાગ્ર થાય છે. મારે માટે કહે છે, એમ થાય છે. પછી એમાં સ્થિરતા થાય. કષાય મંદ પડે તેથી બુદ્ધિ નિર્મલ થાય છે.

આહોરમાં એક આચાર્ય મળ્યા હતા. તેમણે મને પૂછ્યું કે તમારું ધ્યેય શું છે? મેં કહ્યું– મોક્ષ. તેમણે કહ્યું, મોક્ષ તો આ કાળમાં છે નહીં. મેં કહ્યું, "તો આપે દીક્ષા શા માટે લીધી?" તેમણે કહ્યું. "બીજા જીવોને દેવગતિએ મોકલવા માટે. આ કાળમાં મોક્ષ નથી, માટે પુરુષાર્થ શા માટે કરવો?"

પુરુષાર્થ કરવો નથી, તેથી એમ કહે છે. મોટા પુરુષોએ જે જે દુઃખ આવ્યાં તે સમતા રાખી સહન કર્યાં છે. સમકિત છોડ્યું નથી. એવી વાતો વિચારવી, સાંભળવી. વાસના જાય તો જન્મમરણ જાય. સદ્ગુરુની આજ્ઞાએ વર્તે તો આ કાળમાં મોક્ષ થાય. પણ એને

પ્રમાદ કરવો છે. તેથી આ કાળમાં મોક્ષ નથી એમ કહે છે.

વિચારદશા આવે તો જે પુરુષાર્થ કરે છે તે સફળ થાય. વિચારદશા આવ્યા પછી કુવિચાર ન આવે. આત્મા આમ તેમ ભમે નહીં. વિચાર એ ભૂમિકા છે. સ્થિરતા છે તે વિચારદશા છે. સંતોષથી સુખ થાય. સંતોષ હોય તો પોતાના કર્મરૂપ શત્રુને હણવાનો પુરુષાર્થ કરે છે. સંતોષ આવે તો સુખી રહે. "સંતોષી નર સદા સુખી." સંતોષી સ્થિર મનવાળો થાય છે, તેથી શાંત હોય છે. ત્રણ લોકનું રાજ્ય એને તૃણ જેવું લાગે છે.

"સકલ જગત તે એઠવત્, અથવા સ્વપ્ન સમાન;
તે કહિયે જ્ઞાનીદશા, બાકી વાચા—જ્ઞાન."

સંતોષરૂપી અમૃતનું પાન કરનારને જગત અને જગતનાં સુખો ઝેર જેવાં લાગે છે. જે પ્રાપ્ત નથી થયું તેની ઇચ્છા ન કરે, મળેલું છે તે રહેવાનું નથી, એમ જાણે; હર્ષશોક ન કરે તે સંતોષી છે.

ચંદ્રમાના પ્રકાશથી બધાં કમળ સંકોચાય, પણ સૂર્યનાં કિરણો અડે ત્યારે ખીલી ઊઠે, તેમ સંતોષથી એનું મન શીતળ થાય અને જ્ઞાન થાય ત્યારે વધારે શાંતિ થાય. જેના મનમાં આશા રહ્યા કરે છે, તેને જ્ઞાન ન થાય.

"ત્યાગ વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન."

ત્યાગવૈરાગ્ય ન હોય તેને જ્ઞાન ન થાય. સત્પુરુષાર્થ કરે તો પૂર્ણ આત્મા થાય. આત્મામાં જ્ઞાનાદિ અનંતચતુષ્ટય છે, એ ઘણું છે, પૈસા ટકાની જરૂર નથી. આત્મતૃપ્ત હોય તેને આત્માની બધી સંપત્તિ મળે છે. ગુણવાન પુરુષોએ સમ્મત કરેલી સમતા છે, એને સંતો નમે છે.
["લઘુયોગવાસિષ્ઠ—સાર"ના વાચન પ્રસંગે] ૬૮ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૧૪, ૨૦૦૮

આ ભવમાં અને પરભવમાં મને સત્સંગ મળો. સત્સંગથી વિવેક એટલે ભેદજ્ઞાન થાય. આ આત્મા અને આ દેહ એવો ભેદ પડે તો મોક્ષ થાય. ઉજ્જડ જગ્યા પણ સંતોને શહેર કરતાં વધારે સારી લાગે છે, વિપદ્ સંપદ્રૂપ લાગે છે. મોહરૂપી ઝાકળને ઉડાડવામાં સત્સંગ પવન જેવો છે. ગમે તેવું દુઃખ, મુશ્કેલી પડે, તો પણ સત્સંગ તજવો નહીં. સત્સંગ મળ્યો હોય તેને તીર્થાદિ કંઈ કરવાની જરૂર નથી. જિતેંદ્રિય, સંશયરહિત, દેહાધ્યાસરહિત સંત મળે તો પછી તપ-તીર્થનું કંઈ માહાત્મ્ય રહેતું નથી. સંતસમાગમ જેને મળ્યો છે તેને ધ્યેય નિર્મળ થાય છે. આત્મા ઉપાદેય લાગે એ એનું ધ્યેય છે.

શમ, વિચાર, સંતોષ અને સત્સંગ એ ચાર મોક્ષના દ્વારપાળ છે. સંતોષ આવ્યો તો પરમ લાભ થાય છે, સત્સંગ હોય તો ઉત્તમ ગતિ થાય, વિચારથી જ્ઞાન થાય અને શમથી અભંગ સુખ પ્રાપ્ત થાય છે. શમ એ સંસાર તરવા માટે વહાણ જેવો છે. એ આવે તો બાકીના ત્રણે આવે. મનરૂપી હાથીને જીતીને એ ચારમાંથી એક પણ પ્રાપ્ત કરો. એ ચારેમાં સારામાં સારો સત્સંગ છે. એ કરે તો બધાય આવી જાય. સત્સંગ કરવો હોય તો અસત્સંગ ટાળવો જોઈએ.

મનરૂપી મોહવન છે. તેમાં વાસનારૂપી નદી છે. તેને શુભાશુભ બે તટ છે. એનાથી વાસનામાં જીવ તણાય છે. પ્રયત્ન કરે તો એ વાસનારૂપી નદીને ઉલ્લંઘી જાય. સારા વિચાર આવ્યા પછી અશુભ તટ મૂકીને શુભ તટ પર જવાય છે. (પૂર્વાર્ધ સમાપ્ત)

"વીત્યો કાળ અનંત તે, કર્મ શુભાશુભ ભાવ;
તેહ શુભાશુભ છેદતાં, ઊપજે મોક્ષ સ્વભાવ."

શુભાશુભ ભાવ છૂટે તો શુદ્ધભાવ આવે.

લઘુતા આવે તો જીવમાં પ્રભુતા આવે છે. લઘુતા આવે તો જીવ કૃપાપાત્ર થાય છે. કૃપાળુદેવના યોગથી અંતે અયોગી ગુણસ્થાન પ્રાપ્ત થાય છે.

લઘુતામાં પ્રભુતા વસે, પરમ કૃપાને યોગ;
પરમકૃપાળુ દેવને, યોગે સ્મરું અયોગ. ૧ (ઉત્તરાર્ધ)

દિશાકાળથી જેનું માપ નીકળતું નથી એવા અનંત જ્ઞાનવાળા સિદ્ધને નમસ્કાર. હું બંધાયેલો છું અને કેમ છૂટું ? એમ જે વિચારે છે તે આ ગ્રંથનો અધિકારી છે. જ્ઞાનીને અને અજ્ઞાનીને એ ગ્રંથ યોગ્ય નથી. જ્ઞાનીને જરૂર નથી અને અજ્ઞાની જિજ્ઞાસા રહિત હોય તે પાત્ર નથી. પ્રભુની સાક્ષાત્ કૃપા થાય ત્યારે જીવને સત્સંગ કે સત્શાસ્ત્રયોગ મળે. ભવરૂપી સાગર ઓળંગવાને સદ્ગુરુ નાવિકરૂપ છે. અનાદિકાળના ભવરોગને મટાડવા સુવિચાર એ ઔષધ છે. "ઔષધ વિચાર ધ્યાન." હું શાથી જન્મમરણ કરું છું? દુઃખ સહન કરું છું, તે હું કોણ છું? એમ પોતાનું સ્વરૂપ જાણવાના વિચાર કરે તો—

"જ્યાં પ્રગટે સુવિચારણા, ત્યાં પ્રગટે નિજ જ્ઞાન;
જે જ્ઞાને ક્ષય મોહ થઈ, પામે પદ નિર્વાણ."

સંત એ ઝાડરૂપ છે. એ સંત ન હોય ત્યાં દિનભર રહેવું નહીં. ઝાડને જેમ ફળ અને છાયા છે તેમ સત્સંગ છે એ છાયા છે. એનું ફળ આવે તે ફળ છે. જીવને સદ્ગુરુ-યોગે કષાય શમી જાય છે. મનુષ્યભવ મળ્યો છે તે માત્ર આજીવિકા માટે જાય એ ઠીક નહીં. કંઈક કરવાનું છે. દેહમાં મહેમાન જેવા આવ્યા છીએ. દિવસો ઉપર દિવસો જાય છે. આયુષ્ય ચાલ્યું જાય છે. શું કરવા જન્મ્યા છીએ? આ મનુષ્યભવ શા અર્થે જાય છે? એ બહુ વિચારવા જેવું છે.

"એક ઘડી, આધી ઘડી, આધીમેં પુનિ આધ;
તુલસી સંગત સાધુકી, હરે કોટી અપરાધ."

કંઈ ન બને તો સત્સંગ કરવો. તેથી ચેતવાનું બને છે. જીવે પોતાની મેળે ઘણું કર્યું છે, પણ જ્ઞાનીની આજ્ઞાએ કરે તો છૂટવાના ક્રમમાં આવે. ધર્મનો એકડો જ્ઞાનીની આજ્ઞા છે, જ્ઞાનીનો એક બોલ પણ મરતી વખતે યાદ આવે તો મરણ સુધરી જાય. ગમે તેવાં જ્ઞાનીનાં વચનો કામ આવે છે. જ્યાં જ્યાં જીવને વાસના છે ત્યાં ત્યાં જન્મવું પડે છે. માટે જ્ઞાનીનાં વચનોમાં ચિત્ત રહે તો એની વાસના જાય.

૬૯ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૦)), ૨૦૦૮

આત્માના હિતને માટે કંઈ કરવા જેવું છે. જેને કંઈક પૂર્વના સંસ્કાર હોય તેને

ધર્મ વસ્તુ ગમે. બધાનું કારણ સત્સંગ છે. સત્સંગ જોઈએ. આ યુગના પ્રધાન પુરુષ શ્રીમદ્ રાજચંદ્રે આ ભવમાં તો ઘણું કર્યું છે, પણ પૂર્વ ભવની કમાણી પણ બહુ હતી. આઠ વર્ષમાં એમને જાતિસ્મરણ જ્ઞાન થયું હતું. પહેલાં સાંભળેલું, આરાધેલું યાદ આવી ગયું. તેત્રીસ વર્ષમાં ઘણું કામ કર્યું છે. છ દર્શનોનો વિચાર કરી બધામાં સૌથી સારો ધર્મ કયો છે એ નક્કી કર્યું. શ્રીમદ્ રાજચંદ્રે આજથી અડસઠ વર્ષ પહેલાં સોળ વર્ષની ઉમ્મરે 'મોક્ષમાળા' પુસ્તક લખ્યું છે. તે વખતે તેમણે એમ જાણ્યું કે આ કાળમાં લોકો ભણી ભણીને ધર્મની ગરજ રાખે એમ નથી. તેથી વિદ્યાર્થી માટે આ પુસ્તક લખ્યું છે, તે હાઈસ્કૂલમાં રાખવા જેવું છે. ધર્મ સબંધી શું શું જાણવું જોઈએ તે એમાં છે.

મનુષ્યભવમાં સત્પુરુષનો યોગ થાય એ બહુ દુર્લભમાં દુર્લભ વસ્તુ છે. જ્ઞાનીની આજ્ઞા આરાધાય તેટલી મનુષ્યભવની સફળતા છે. રખડતાં રખડતાં કોઈકવાર મનુષ્યભવ મળે છે. તેમાં પણ સત્પુરુષ મળવા, આજ્ઞા મળવી, રુચિ થવી દુર્લભ છે. જ્ઞાનીની અલ્પ આજ્ઞા આરાધે તો સાથે આવે, બહુ લાભ થાય. પૈસા ટકા બધું અહીં જ પડ્યું રહે. જીવને આ નાશવંત વસ્તુઓમાં એટલો મોહ છે કે એમાં જ ચિત્ત ચોંટી રહે છે. પાંચ પચાસ વર્ષ જીવવાનું હોય, પછી મરતી વખતે પશ્ચાત્તાપ કરે.

સિકંદરે ઘણી લડાઈઓ કરી, દેશો જીત્યા, અઢળક ધન એકઠું કર્યું. છેવટે રોગ થયો. કેટલાય વૈદ્યો આવ્યા, કોઇ મટાડી ન શક્યા. પછી તેણે પશ્ચાત્તાપ કર્યો. આવું થવાનું જાણ્યું નહોતું, નહીં તો હું આટલું બધું શા માટે કરત? સાથે આવે એવું કંઈ ન કર્યું! પછી ભંડારીને બોલાવી હીરા માણેક બધું કઢાવ્યું. સિકંદરની આંખોમાંથી આંસુ આવવા લાગ્યાં. પછી તેણે વિચાર્યું કે મારે તો એવું થયું, પણ હવે બીજા જીવો ન ભૂલે એવું કરવું. તે માટે તેણે રાજ્યના માણસોને કહ્યું કે હું મરું ત્યારે મને સ્મશાને લઈ જતી વખતે મારા હાથ બહાર રાખજો. જેથી લોકોને લાગે કે બાદશાહ ખાલી હાથે આવ્યો અને ખાલી હાથે ગયો. અને વળી કહ્યું કે હકીમો હોય તેનાં ખભા ઉપર મારી ઠાઠડી મૂકજો જેથી લોકોને લાગે કે આટલા બધા હકીમો હોવા છતાં મરી ગયો, હકીમો કંઈ ન કરી શક્યા. એથી વૈરાગ્ય થશે. પણ અનાર્ય દેશ એટલે કોઈને એવું ન લાગ્યું. એવું આપણું ન થાય એ સાચવવું. લક્ષ થઈ જાય કે આ જ કરવું છે, તો ભલે આજીવિકા માટે કરવું પડે, પણ નવરાશ મળે ત્યારે સત્સંગ કરે. મારે મોક્ષે જવું છે એવું ધ્યેય હોય તો એ થાય.

જેવો સંગ તેવો રંગ લાગે. નિવૃત્તિની જરૂર છે. મરણની ખબર નથી કે ક્યારે આવશે? તેમ છતાં જીવ ધારે કે આ મારે કરવું છે તો કરી શકે. જીવનમાં શું કામ કરવું છે એ પહેલેથી નક્કી કર્યું હોય તો સારું થાય, ચોક્કસ થાય. જેને સત્પુરુષનો યોગ થયો છે, તેણે કૈંક કરતાં રહેવું. પ્રભુશ્રીજીનો સમાગમ આપણને મળ્યો છે એ મહાભાગ્ય છે. એમણે આપણને સ્મરણમંત્ર આપેલ હોય તેનું રોજ સ્મરણ કરતા રહેવું.

["લઘુયોગવાસિષ્ઠ—સાર" વંચતાં] ૭૦ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૩, ૨૦૦૮

સત્પુરુષનું કહેલું વચન આરાધે તો તેથી પુણ્ય બંધાય છે. ભવ કરવા પડે છે તે કોને કરવા પડે છે? હું કોણ છું? એનો વિચાર જાગે તો તે સંસારરોગ મટાડવાનું ઔષધ છે. જીવને સુવિચારણા જાગે તો થોડું કહ્યું હોય તો પણ ઘણા વિચાર જાગે. સત્સંગના યોગે જીવ હિંમતવાળો થાય, એને કશી ઇચ્છા ન રહે અને મરણના પ્રસંગે હું મરતો નથી એમ થઈ જાય. સત્સંગે જીવને આપદ્ સંપદધામ લાગે. સત્પુરુષો મૌન થઈ જાય તો પછી ભવતાપથી તપતા જીવો કોનું શરણ લે? યોગ્ય જીવ હોય અને જ્ઞાનીનો યોગ થાય તો તેમાં બધાં શાસ્ત્રો આવી જાય છે. ખરું કામ શિષ્યે કરવાનું છે. સત્પુરુષ એક નિમિત્તરૂપ છે. શિષ્યની પ્રજ્ઞા જ સત્પુરુષને ઓળખી લે છે. તીર્થંકર હતા તે પણ પકડીને આત્મા બતાવતા નહોતા. શાસ્ત્રોથી પણ આત્મા હાથ આવે એમ નથી. પોતાને પોતાનું વેદન થાય ત્યારે ઓળખાણ થાય એવું છે. સ્વસંવેદનગોચર પદાર્થ છે. અરૂપી પદાર્થ છે. બીજી કળાઓ ન સંભારે તો ભૂલી જાય છે, પણ જેને આત્માનું ઓળખાણ થયું હોય તેને દિવસે દિવસે વૃદ્ધિ થતી જાય છે. જ્ઞાનકળા વધ્યા કરે છે, જેમકે—

"ઓગણીસસેં ને સુડતાલીસે, સમકિત શુદ્ધ પ્રકાશ્યું રે;
શ્રુત અનુભવ વધતી દશા, નિજ સ્વરૂપ અવભાસ્યું રે."

ચંદ્રકલાની જેમ જ્ઞાનકલા વધતી જાય છે. ગુરુના વચનથી ભ્રાંતિ ટળે તો આત્માની પ્રાપ્તિ થાય. આત્મા અત્યારે અશુદ્ધ છે, તેને લઈને કર્મ બંધાય છે અને તેથી પરિભ્રમણ થાય છે. આકાશ આદિ સર્વ પદાર્થને જાણનારો છે તે કદી મરે એવો નથી, નિત્ય છે. ભીખ માગવી સારી પણ અજ્ઞાનમાં રહેવું સારું નથી. વ્યાધિ, પીડા એ બધાં કરતાં અજ્ઞાનનો ઘણો ભય છે. "વિચારવાન જીવને આ સંસારને વિષે અજ્ઞાન સિવાય બીજો કોઈ ભય હોય નહીં." (૫૩૭). એ અજ્ઞાનનો ભય લાગતો નથી!

૭૧ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૪, ૨૦૦૮

પોતાનું સ્વરૂપ છે તે અવિનાશી છે, પાસે જ છે; દૂર લાગે છે, એ જ જીવનો મોહ છે. આત્મા આત્મારૂપે ત્રણે કાળ રહે એવો છે. બીજા પદાર્થો ભાંગીને ભૂકો થાય, પણ આત્મા ત્રણે કાળ રહે એવો છે. જ્ઞાનમાં આખું જગત દેખાય છે. જગત છે તે આત્મારૂપ લાગે છે; જ્ઞાન થાય તો તે આત્મારૂપ ન લાગે, ભિન્ન લાગે, ભ્રાંતિ ટળે, ભવભ્રમણ પણ જાય. આખો મોહ ભોગની વાસનાને લઈને છે. ભોગની વાસનાથી પ્રબળ બંધ થાય છે. ભોગથી વાસના ટળી જાય તો તેને ઉપશમભાવ આવે. હું દેહરૂપ નથી, દેહના ભોગ બંધનરૂપ છે, એમ લાગે તો વાસનામાં તણાય નહીં. વાસના ટળે તેથી ઉપશમભાવ આવે છે, તેથી મોક્ષ થાય. બ્રહ્મચર્યવ્રત ઉદ્ધાર કરે એવું છે.

["લઘુયોગવાસિષ્ઠ-સાર" વંચતાં] ૭૨ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૫, ૨૦૦૮

આત્માનું જ્ઞાન થાય તો "આત્માથી સૌ હીન" લાગે. બીજે વૃત્તિ ન જાય તો સમાધિ છે. "જગત આત્મારૂપ માનવામાં આવે." (૩૦૧). જ્ઞાનમાં બધું ભાસે છે. જ્ઞાન

છે તેમાં ગમે તે વસ્તુ દેખાય. પણ જ્ઞાન જ્ઞાનસ્વરૂપ જ છે. પોતાના સ્વભાવને મૂકીને જડના ભાવ પ્રત્યે જાય તે વિભાવભાવ છે. જ્ઞાનમાં જે ભાસે છે તે જ્ઞાનસ્વરૂપ જ છે, એમ લાગે તો રાગદ્વેષ ન થાય. જેણે આત્મા જાણ્યો છે તે પરમાત્મસ્વરૂપના અવલંબને જીવન ગાળે છે.

જે વીતરાગને ધ્યાવે છે તે પરમાત્મા થાય છે. જ્ઞાનીનાં વચનમાં વૃત્તિ રહે તો રાગદ્વેષ છૂટે. જે રાગદ્વેષ નથી કરતો તેને સંસાર સ્પર્શતો નથી. બ્રહ્મજ્ઞાન છે તેની પાસે દોષો આવતા નથી. અગ્નિ જેવું બ્રહ્મજ્ઞાન છે. તે દોષોને બાળી નાખે છે. ચારિત્રમોહને લઈને કષાયની પ્રવૃત્તિ થાય પણ શ્રદ્ધામાં એણે સાચું છે તે સાચું જાણ્યું છે. સ્ફટિક સફેદ છે, તે જેવો સંગ થાય તેવો દેખાય પણ તે રૂપ થાય નહીં, તેમ જ્ઞાની કર્મઉદય સહિત છે, પણ રાગદ્વેષ કરતાં નથી; તેમાં રંગાઈ જતાં નથી. વ્યવહારમાં વર્તે, પણ વૃત્તિ અંતરમાં રહે છે. થાકેલા જેમ માંડ માંડ કામ કરે છે તેમ જ્ઞાનીને કરવું પડે છે, પણ એમાં રંગાતા નથી. આત્મામાં એ જાગૃત રહે છે, બીજાં કામોમાં એ ઊંઘે છે. એક આત્માને સંભાળે છે, સ્વરૂપમાં લીન થાય છે. સોનું ગમે તેટલો કાળ કાદવમાં રહે, તો પણ તેને કાટ ન લાગે; તેમ આત્મજ્ઞાન થયા પછી કોટી વર્ષ સંસારમાં રહે તો પણ મલિન ન થાય. જ્ઞાન થવાથી મોક્ષનો આનંદ આવે છે. એને પરવસ્તુનું માહાત્મ્ય નથી. જ્ઞાનીમાં જગત નથી, જગતથી રહિત છે. એનું અંતઃકરણ જોઈએ તો જ્ઞાનથી ભરપૂર છે. બીજું કશું નથી. આખા જગતને જુએ પણ સારું ખોટું ન લાગે. જાગતો હોય પણ જાણે ઊંઘે છે એમ લાગે, તે નર મુક્ત છે. સિદ્ધ ભગવાન જુએ છે પણ તેઓને કંઈ લેવાદેવા નથી. જેની શંકાગ્રંથિ, કર્મગ્રંથિ ભેદાઈ છે, જેને દેહ છતાં નિર્વાણ છે—મુક્ત જેવા છે, એનું નામ જીવન્મુક્ત છે.

અહંભાવને લીધે આ બધી વાસના થાય છે, એ અહંભાવ ટળી જાય તો કોઈ વાસના રહેતી નથી. હું દેહ નથી તો વાસના શાની? વાસના જાય તો ચિત્ત સ્થિર થાય. બંધુ આદિકને જે તજે છે, ભોગની વાસના જેનામાં નથી, સ્ત્રી પ્રત્યે જેને અભાવ દુગંછા ઘૃણા હોય છે, જેને શત્રુમિત્ર સમાન છે તેને ગમે તે હોય તેના પ્રત્યે સમભાવ વર્તે છે. સમભાવ છે તેને આ ભવમાંય દુઃખ નથી, પરભાવમાં પણ દુઃખ નથી. સમભાવ છે ત્યાં મોક્ષ છે. હેમચંદ્રાચાર્ય કહે છે કે દેવલોક તો અહીંથી આઘો છે, અને મોક્ષ એથી પણ વધારે દૂર છે; માટે મોક્ષની વાનગી જોઈતી હોય તો સમભાવમાં રહો, તો અહીં જ મોક્ષ છે.

જે રાગદ્વેષ રહિત રહે છે તે પરમેશ્વર છે. જેને કોઈ વસ્તુની તૃષ્ણા નથી તેથી તેને ઉપાધિમાં પણ સમાધિ છે. જેને તૃષ્ણા નથી તે સિદ્ધ જેવો છે. 'દેહ મારો છે' એમ થાય તેથી બધી ઉપાધિ થાય. પરવસ્તુને પોતાની માની બેસે ત્યાં એને બંધ થાય છે. મનને આ દૃશ્ય પદાર્થથી વિમુખ કરી નાખે, અદૃશ્ય જે આત્મા છે તેને દૃશ્ય કરે એટલે તેમાં જ વૃત્તિ રાખે તે મોક્ષની સમીપ છે. (૬૪૮) લોકાંતે મોક્ષ નથી કે ભૂતલ ઉપર મોક્ષ નથી. જ્યાં તૃષ્ણા મનમાંથી ખસી ત્યાં મોક્ષ છે. જેટલી તૃષ્ણા વધારે તેટલા ભવ વધારે.

આ બધા આભાસ મનથી ખસી જાય ત્યાં મન લય પામે, ત્યાં આગળ મન શાંત થાય. મન લય થાય તો પરમાત્મસ્વરૂપ પ્રકાશે છે. તે અડોલ દીવા જેવું છે. મનની ચંચળતા એ જ બંધ અને મનનો લય એ જ મોક્ષ. નિર્મળ સ્વભાવમાં કોઈ દોષ પેસી શકતા નથી.

["લઘુયોગવાસિષ્ઠ-સાર" વંચતાં] ૭૩ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૬, ૨૦૦૮

બધાય સત્સમાગમ ઇચ્છે છે. રસાયણ ખાય અને પુષ્ટ થાય તેમ સત્સંગમાં ઉલ્લાસભાવ આવે છે. સંસારમાં રહેવાથી ભક્તિનો રસ ન લાગે તો તરત સત્સંગ કરવા આવવું. સંસારનું ઝેર ઊતરી જાય. સત્સંગમાં પછી પાછો ઉલ્લાસ આવે.

આત્મા મનરૂપ થઈ સંકલ્પ-વિકલ્પ કરે છે, કલ્પનારૂપી પાંખો કરી, પોતે પોતાને જાણ્યા વગર ફર ફર કરે છે. વિભાવની અચિંત્ય શક્તિ છે. સંકલ્પથી ભવો ઉત્પન્ન કરે છે. એ સંકલ્પ જો શમાઈ જાય, મન જો અંતરમાં વળે તો લય થઈ જાય. આત્મવિચારમાં રહે તો ભવ છૂટી જાય. "કર વિચાર તો પામ." આત્મવિચારમાં જાય તો આત્માનું કામ થાય. અને સંસારમાં જાય તો સંસાર ઊભો થાય. અવિચારમાં હોય ત્યારે જગતમાં મન ભમે છે. આત્મવિચાર જાગતા જગત ખોટું લાગે છે. મનને જ્યાં ગમે ત્યાં જાય છે. એ મન ભમે છે ત્યારે બંધન થાય છે. મન આત્મવિચારમાં આવે તો લય થાય. મન જેવું છે તેવું જગત છે. આપ ભલા તો જગ ભલા. મન જો પ્રફુલ્લિત હોય તો બધું સારું થાય. એને વશ કરવું હોય તો જ્ઞાનીનો બોધ સાંભળો. મનની વાસના-આસક્તિથી જ બંધ છે. જ્યાં મોહ નીકળી ગયો ત્યાં મોક્ષ છે. વિવેક વૈરાગ્ય હોય તો વાસના જાય. ચંદ્રને વાદળાં ઢાંકે છે તેમ અંતઃકરણને મલિન કરનાર આશા છે. અંતર્મુખવૃત્તિ થાય તો આખું જગત શૂન્ય લાગે, ભ્રાંતિ જાય અને ઇન્દ્રિયો પણ રોકાય.

"વિષયવિકારે ન ઇન્દ્રિય જોડે, તે ઈહાં પ્રત્યાહારો રે." (પાંચમી દૃષ્ટિ)

આત્મામાં વૃત્તિ રહે તો એને પ્રત્યાહાર અંગ પ્રગટ થાય. આ સારું છે, આ ખોટું છે, આ મારું છે વગેરે વિકલ્પોથી મન પાછું હઠે, એ વિકલ્પો ભુલાય તો નિર્વિકલ્પ સમાધિ થાય. ત્યાં આગળ મન લય થઈ જાય. જાગ્રત હોય ત્યારે મન ભટકે છે, સ્વપ્નાવસ્થામાં મૂઢ જેવું છે અને નિરાંતે ઊંઘે છે ત્યારે મડદા જેવું છે. એ સિવાય ચોથી ઉજાગરદશા છે, તે જ્ઞાન છે. મનની અશુદ્ધતા ક્ષય થઈ જાય તો નિર્મળ થાય. મનમાં ક્લેશ હોય ત્યાં સંસાર છે, ત્યાં જ બંધ છે. ચિત્તને આશ્રયે બધી પ્રવૃત્તિ થાય છે. જેટલો પુરુષાર્થ થાય તેટલો કરીને મનને પ્રથમ જીતો. દાંત પીસો, પુરુષાર્થ કરો. મન તો સ્વચ્છંદે વર્તતું હોય અને બહારથી મોટી મોટી વાતો કરે છે, તેની તને શરમ કેમ નથી આવતી? પહેલાં પોતાને તો જીતતો નથી. મન વશ ન થયું તો બધાં સાધનો નિષ્ફળ થાય, ક્લેશરૂપ થાય.

મોક્ષ પ્રત્યે રુચિ થાય તો મોક્ષમાર્ગમાં જીવ ચોંટે. સત્પુરુષના બોધથી એને મોક્ષની રુચિ થાય અથવા સમકિત થાય. મનુષ્યભવમાં મોક્ષનું કામ કરવું છે. જ્ઞાનીની આજ્ઞામાં જ મારું હિત છે એમ થાય તો પછી સંસાર પોતાનો ન લાગે. જ્ઞાનીની આજ્ઞામાં જેટલું જીવન જાય તેટલું સફળ છે. મનમાં ઉદ્વેગ, રાગદ્વેષનાં મોજાં ઊછળે નહીં તો મોક્ષ થાય.

મોક્ષનું કારણ કષાયનો અભાવ છે. ત્રણ લોકને જીતે પણ મન ન જીતે તો કંઈ નહીં. સત્સંગ, આશાનો નાશ, અધ્યાત્મશાસ્ત્ર અને સુવિચાર એ મનને જીતવાનાં સાધનો છે. બાહ્ય વસ્તુને મનમાંથી દૂર કરે, અંતરવિચારમાં રહે, આત્માની સ્થિરતા થાય તે ભાવપ્રાણાયામ છે.

"બાહ્યભાવ રેચક ઈહાં જી, પૂરક અંતર ભાવ;
કુંભક થિરતા ગુણે કરી જી, પ્રાણાયામ સ્વભાવ." (ચોથી દૃષ્ટિ)

મન સંતોષમાં જાય ત્યાં શાંતિ થાય, બંધન કશું ન થાય. દેહ તે હું નથી, હું આત્મા છું એ ભાવ થાય તો મોક્ષ થાય. આત્મા શાંત છે. પરવસ્તુને લીધે આત્મામાં રાગદ્વેષરૂપી મોજાં ઊછળે છે. આત્મભાવ સંપૂર્ણ છે. આત્મસુખ જેવું કોઈ સુખ નથી.

["લઘુયોગવાસિષ્ઠ–સાર" વંચતાં] ૭૪ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૭, ૨૦૦૮

આત્મા સંબંધી વિચાર રહ્યા કરે એવું કરવાનું છે. જગતના બધા ભાવો છૂટી જાય તો વાસના ક્ષય થાય. એ ક્ષય થાય તો મન નિર્મળ થાય. વાસનાથી મનમાં ક્ષોભ થાય છે. સત્સંગ અને સત્શાસ્ત્રમાં તત્પર રહેવું. દેહ નાશવંત છે એવી જે ભાવના તેથી વાસના ક્ષય થાય છે. મૂઢ હોય, અભાગી હોય, પણ આત્મભાવના ભાવે તો આત્મામૃત પામે. તેને વૈભવ વિષ જેવા લાગે, એવો વૈરાગ્ય થાય છે. દેહદૃષ્ટિ હોય તો વારંવાર એને દેહ મળ્યા કરે. શરીરથી હું ભિન્ન છું એમ થાય તો મોક્ષ થાય. વિદેહી દશા થાય તો ફરી દેહ ધારણ ન કરે. 'હું દેહ છું' એ અહંભાવ છે તેથી ગુરુની ભક્તિ દ્રોહપૂર્વક અને ભાવ-રહિતપણે કરતો જાય છે. આત્મદૃષ્ટિ થાય તો અંતરમાં શીતલીભૂત થાય. જે સ્વરૂપને ભજે તેનું મન નિર્મળ થાય છે. દેહદૃષ્ટિ છે તે વિષદૃષ્ટિ છે. જેનું અંતઃકરણ શીતલ છે તેને આખું જગત શીતલ લાગે અને અંતરતાપે બળતો હોય તેને બધું જગત બળતું લાગે.

૭૫ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૮, ૨૦૦૮

દેહધારીપણું જીવ ભૂલી જાય તો શાંત થાય, કષાય જાય. જગતની કોઈ વસ્તુની ઇચ્છા ન થાય તો શાંતિ થાય. બધું આત્માને લઈને જણાય છે. જે જાણનાર છે તેમાં ઉપયોગ પરોવાય તો પોતાના સ્વરૂપનું ભાન થાય. આત્મા પરમેશ્વરસ્વરૂપ છે. રૂપ રસ ગંધ બધું જુદું છે. જાણનાર છે એ એથી જુદો છે. આતમભાવના ભાવે તો પરમાનંદપદ પ્રાપ્ત થાય. આખું વિશ્વ જેમાં દેખાય એવો આત્મા છે. જ્ઞાન આત્માથી જુદું નથી. બધી વસ્તુઓ બાદ કરે, પણ જ્ઞાન બાદ ન થાય. "અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવસ્વરૂપ." તેની ભાવના કરતાં કરતાં તે—રૂપ થવાય છે. પ્રભુ પ્રભુ લય લગાડવાની છે. એ લાગે તો અવિનાશી પોતે છે, તે પદ પામે. એક અસંગ આત્મા સમજાય. ચૈતન્યમય છું, એક છું, અખંડ છું એવી આત્મભાવના એક લક્ષથી કરો. હું દેહ છું, સ્ત્રી છું, પુરુષ છું, પૈસાદાર છું, ગરીબ છું એવા અહંભાવ ટાળે, શરીરના ધર્મને પોતાના ન માને એમ પરિપૂર્ણપણે ઉપાસતાં આત્મસ્વરૂપ પ્રગટ થાય. ગ્રાહ્ય--ગ્રાહકભાવ છોડી દેવાના છે. કેવળ છીએ તેવા થવાનું છે. 'છો તેવો થા સાવ.'

૭૬ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૧૦, ૨૦૦૮

સંસારી જીવને કંઈ ભાન નથી. 'હું દેહ છું' એમ જ્યાં જન્મે ત્યાં થઈ જાય છે. જે

અનાદિકાળથી વિપરીતતા છે તે અગૃહીત મિથ્યાત્વ છે, અને જે કુગુરુ--કુધર્મથી ગ્રહણ થાય તે ગૃહીત મિથ્યાત્વ છે.

દેહમાં જીવે મમતા કરી છે, પણ એ તો માટીના રમકડા જેવો છે. જીવ છે તે શિવસ્વરૂપ છે, એમ થાય તો દુઃખ ન થાય. સાચું સ્વરૂપ જ્ઞાનીએ પ્રગટ કર્યું છે, તે જ આપણું સ્વરૂપ છે. કલ્પના કરીને જીવ દુઃખી થાય છે. આત્માને આત્મા જાણે તો દુઃખ ન થાય. દેહમાં આત્મબુદ્ધિ છે, તે આત્માને ઓળખે ત્યારે આત્મામાં આત્મબુદ્ધિ થાય. કોઈક વખત હાથી થયો, કોઈક વખત નારકી થયો, કોઈ વખત દેવ, કોઈ વખત માણસ થયો, પણ જીવ તો તેનો તે જ છે, જડ નથી થઈ ગયો. આકાશને જેવો સંયોગ હોય તેવું દેખાય, તેમ આત્માને જેવા દેહનો સંયોગ થાય તેવા રૂપે તે જણાય છે. આત્મા ઇન્દ્રિયોમાં એકાકાર થયો છે, તેથી ઇન્દ્રિયરૂપ જણાય છે. બેય વસ્તુ જુદી છે, એ તો સંયોગને લઈને એક દેખાય છે. આ દેહ છે ત્યાંસુધી મોક્ષનું કામ કરી લેવાનું છે. આત્મા દેખાતો નથી પણ એનું અનુમાન થઈ શકે છે, અનુભવ થઈ શકે છે. મહામુનિઓ જે શાંત હોય છે, તે બીજાની પંચાતમાં પડતા નથી. બધા વિકલ્પો ટાળી આત્મામાં લીન થાય છે.

જ્ઞાનથી જગત બધું જણાય છે. એ જ અધિષ્ઠાન છે. આત્મા સ્વપર-પ્રકાશક છે, સૂર્ય સમાન છે. કેવળજ્ઞાનમાં કોઈ પણ પ્રકારનો વિકલ્પ નથી, વિકાર નથી, આવરણ નથી. અનુભવસ્વરૂપ આત્મા છે. તેને સર્વજ્ઞ પુરુષો જાણે છે. જ્ઞાનસ્વરૂપ હોય તે આત્મા છે. સંકલ્પવિકલ્પરહિત માત્ર ચૈતન્યસ્વરૂપ આત્મા છે. મન, ઇન્દ્રિયો રોકાય તો શુદ્ધચૈતન્ય-સ્વરૂપ થાય. ચૈતન્યના આધારે બધું જણાય છે. આત્મા નિર્મળ છે, અસંગ છે. તેનામાં હેયગ્રહણ નથી, અખંડરૂપ છે. જ્ઞાનાદિ ભેદો જે કહ્યા છે તે માત્ર આત્મા સમજવા માટે કહ્યા છે. આત્મા અખંડપ્રદેશી છે. આત્મામાં દૃષ્ટિ જાય તો આત્મા આત્મારૂપે જ છે. આત્માને બંધ નથી, મોક્ષ નથી, કલ્પના નથી. આત્માનું કામ માત્ર જાણવાનું છે. આત્મ-દૃષ્ટિ થયા પછી હું તું બધું સરખું છે. બધા વિકલ્પો છૂટી જાય, તો પછી મોક્ષ થાય. આત્મદૃષ્ટિ થાય તો અભિમાન ન થાય. બધા સરખા લાગે. સર્વાત્મમાં સમદૃષ્ટિ થાય. જે આત્મસ્વરૂપ છે તે જ્ઞાનવડે જણાય છે. પરરૂપે આત્મા 'નાસ્તિ' છે,—જડરૂપે નથી. બધાય શાસ્ત્રોનો સાર આ છે—'બધાય મનના વિકલ્પ તજી દેવા.' આત્મસ્વરૂપે પોતાની શુદ્ધતા થઈ તો મોક્ષ. "તું છો મોક્ષસ્વરૂપ" એ ક્યારે થાય? તો કે સંકલ્પવિકલ્પ જાય ત્યારે.

વૈરાગ્ય હોય તો આત્મા છું એમ થાય. વિષયોથી સુખ મળશે એવી શ્રદ્ધા છે, તે એને મોક્ષ ભણી વળવા દેતી નથી. સંસાર સારો લાગે છે. સમ્યગ્દર્શન થાય ત્યારે એને ઇન્દ્રિયસુખ ગમે નહીં.

"શીતલ ચંદનથી પણ ઉપન્યો, અગ્નિ દહે જેમ વનને રે;
ધર્મજનિત પણ ભોગ ઈહાં તેમ, લાગે અનિષ્ટ તે મનને રે." (પાંચમી દૃષ્ટિ)

"વીત્યો કાળ અનંત તે, કર્મ શુભાશુભ ભાવ;
તેહ શુભાશુભ છેદતાં, ઊપજે મોક્ષ સ્વભાવ."

મોક્ષે જવું હોય તો શુભાશુભ ભાવ છોડવા પડશે. મારે શુદ્ધભાવ કરવાયોગ્ય છે, એટલું જ થાય તો પણ ઘણું છે. સત્ તરફ લક્ષ જીવનો થવો જોઈએ, તો એ મળે. વિષયસુખથી કંટાળે ત્યારે એને બીજી ભાવના થાય. હું દેહ નથી, દ્રષ્ટા છું, મારે આ દૃશ્યનો મોહ કરવો નથી, એમ જો થાય તો મોહ ક્ષય થઈ, મોક્ષ થાય. કોઈ વસ્તુને જાણે, પછી રાગદ્વેષ કરે છે. તે મોહ બંધનું કારણ છે; જ્ઞાન એ બંધનું કારણ નથી. જેટલા સુધી જ્ઞેયવસ્તુ છે ત્યાંસુધી જ્ઞાન છે. આકાશ અનંત છે તો કેવળજ્ઞાન પણ અનંત છે.

**૭૭** શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૧૧, ૨૦૦૮

પ્રમાદ જેવો કોઈ શત્રુ નથી. પણ શત્રુ છે એવું એને સમજાતું નથી. જે અરૂપી આત્મા છે તેને 'હું', મારું' કરી અશુદ્ધ કરવા જેવો નથી. શુદ્ધ આત્મભાવના ભાવે તો કેવળજ્ઞાન થાય. સૌને બાદ કરતાં કરતાં જે રહે છે તે હું છું. જ્ઞાનીએ જાણ્યો છે એવો શુદ્ધ આત્મા હું છું. એ सोऽहम् ભાવના છે. અભિમાન છોડવા માટે શાસ્ત્રો છે, અભિમાન કરવા માટે નથી. આત્મપરિણામની સ્વસ્થતા, શુદ્ધતા તે સમાધિ છે. પહેલો આત્મા અને પછી બીજું છે.

આ કાળમાં ઉપદેશને ઝીલનારા રહ્યા નથી, તેથી ઉપદેશ દેનારા પણ મંદ થતા ગયા. પહેલાંના જીવો એવા સરલ હતા કે જ્ઞાનીપુરુષનાં વચનોને ધારણ કરતા. જ્ઞાનીની આજ્ઞા લઈને અખંડપણે પાળે, એવા જીવો પૂર્વે હતા. પણ આજના જીવોને તો કૃપાળુદેવ કહે છે કે આજ્ઞા કરવી તે ભયંકર છે. "જ્યાંસુધી આત્મા સુદૃઢ પ્રતિજ્ઞાથી વર્તે નહીં ત્યાંસુધી આજ્ઞા કરવી ભયંકર છે." (૯૪૧) મુનદાસ, અંબાલાલ, જુઠાભાઈ શક્તિવાળા હતા, પણ આયુષ્ય ટૂંકા થયાં; કારણ કે આ કાળ જ એવો છે. એક પ્રભુશ્રીજી લાંબા આયુષ્યવાળા નીકળ્યા તેથી આ માર્ગ મળ્યો.

**૭૮** શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ વદ ૧, ૨૦૦૮

જેમ જેમ વિષયને ભોગવે છે, તેમ તેમ તૃષ્ણા વધે છે. તૃષ્ણા એ નવયૌવના છે. વૈરાગ્ય જોઈશે. "ત્યાગવિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન." અનંતકાળથી રખડાવનાર પાંચ ઇન્દ્રિયના વિષયો છે, એમાં સુખની કલ્પના કરે છે. એનાથી શત્રુપણું કરવું. મારે વિષયોમાં નથી તણાવું એમ વિચારે તો થઈ શકે એટલું જીવનું વીર્ય છે. વૈરાગ્યની વાત સાંભળે, વિચારે તો કંઈ અસર થાય. "સકલ જગત તે એઠવત્" આખું જગત એઠવાડા જેવું છે. "રોકે જીવ સ્વચ્છંદ તો, પામે અવશ્ય મોક્ષ." આજ્ઞા એ જ મોક્ષનું કારણ છે. પાંચ ઇન્દ્રિયોના વિષયથી જીવને વૈરાગ્ય થાય ત્યારે સદ્ગુરુ બોધ કરે છે.

**૭૯** શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ વદ ૧૩, ૨૦૦૮

જ્ઞાનીની આજ્ઞાએ લક્ષ રાખીને વર્તવાનું છે. કર્મ છોડવાનાં છે. કર્મ બંધાય એવું ન કરવું. જ્ઞાનીનાં વચનમાં વૃત્તિ રહે તો કર્મ ન બંધાય. ગાડીમાં હો કે મંદિરમાં હો કે ઘેર હો, પણ વખત નકામો ન ગાળવો. પ્રભુશ્રીજી કહેતા કે કેટલું પુણ્ય ચઢ્યું હોય ત્યારે આ દરવાજામાં પગ મુકાય છે. રોજ કંઈક શીખવું. કંઈ ન થાય તો સ્મરણ કરવું. પ્રભુશ્રીજીએ

આટલું તપોવન જેવું કરી મૂક્યું છે. ચૌદ ચોમાસાં પ્રભુશ્રીજીનાં અહીં થયાં છે. શરીરને માટે જેમ હવા આદિની જરૂર છે, તેમ આત્માને સત્સંગની જરૂર છે. જેને નાનપણથી ધર્મનો લક્ષ હોય તેને વહેલું કામ થાય. હેમચંદ્રાચાર્યે આઠ વર્ષે દીક્ષા લીધી અને નિશ્ચય કર્યો કે મારે આત્માનું જ કામ કરવું છે અને શાસનનો ઉદ્ધાર કરવો છે, તો થયું. પુરુષાર્થની જરૂર છે. જીવ ધારે તે કરી શકે છે.

સત્પુરુષના એક વચનમાં બધું આવી જાય છે. કૃપાળુદેવે કહ્યું છે : "દેહાદિ સંબંધી જે પુરુષો હર્ષવિષાદ કરતા નથી તે પુરુષો પૂર્ણ દ્વાદશાંગને સંક્ષેપમાં સમજ્યા છે." (૮૪૩). બાર અંગ એક આત્મા જાણવા માટે કહ્યાં છે.

"હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારું ખરું?
કોના સંબંધે વળગણા છે? રાખું કે એ પરહરું?"

એનો વિચાર જો વિવેકપૂર્વક શાંત ભાવે કરે તો સર્વ શાસ્ત્રો અનુભવી લીધાં, કંઈ બાકી ન રહે, પણ શાંત ભાવે વિવેકપૂર્વક વિચાર કરવો જોઈએ.

**૮૦** શ્રીમદ્ રા. આ. અગાસ, અષાઢ વદ ૧૪, ૨૦૦૮

બધાં કર્મોમાં મુખ્ય મોહિનીય છે. એ મોહિનીયને ક્ષય કરવા મહાવીર ભગવાન બાર વર્ષ સુધી ઊંઘ્યા નહીં, ખાધું પીધું નહીં, એક આંખ ચોળવા જેટલી પણ સંભાળ લીધી નહીં. એક મોહને ક્ષય કરવા પુરુષાર્થ કરવા માંડ્યો. એવું આપણે કરવાનું છે. જીવ સમજે તો સરલ છે, નહીં તો અનંત ઉપાયે પણ નથી. દેખાય છે તેને માટે બધું કરે છે, પણ આત્મા દેખાતો નથી, તેથી તેને માટે કંઈ કરતો નથી.

આત્મા છે તેથી દેહ ચાલે છે. એ નીકળી જાય તો તો શરીર સડવા માંડે. અવસર આવ્યે કામ કરી લીધું તો કરી લીધું, નહીં તો ફરીથી આવો મનુષ્યભવ, સ્મરણમંત્ર વગેરે મળવું બહુ દુર્લભ છે. માટે કરી લેવાનું છે. ત્રણ પાઠનો નિયમ કૃપાળુદેવની સાક્ષીએ રાખ્યો હોય તો મોક્ષમાર્ગે ચઢાય એવું છે. આત્મસિદ્ધિ રોજ ભણાય તો ઘણો લાભ છે. બધાંય શાસ્ત્રોનો સાર છે.

**૮૧** શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ સુદ ૫, ૨૦૦૮

મનુષ્યભવ મળ્યો છે; પણ સારી વસ્તુ હાથ આવવી, શ્રદ્ધા થવી, મહા દુર્લભ છે. શું કરવાથી મનુષ્યભવ સફળ થાય? એ લક્ષ રાખવાનો છે. મનુષ્યભવરૂપી મૂડી કેમ વાપરવી તે વિચારવાનું છે. આપણી ભાવના વધે, આત્મલાભ થાય, એવું આ ભવમાં કરવું છે. ગમે તે કુળમાં જન્મ્યા હોઈએ પણ વિશાળ દૃષ્ટિ રાખવી. મહાપુરુષોએ જીવન કેવી રીતે ગાળ્યું છે? એ વિચારી તેમ આપણે પણ ગાળવાનું છે.

**૮૨** શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ સુદ ૮, ૨૦૦૮

ખેડૂત હોય છે તે બીજ વાવવાની મોસમ આવે ત્યારે કામ કરવા લાગે છે. ગમે તેટલો તડકો પડતો હોય તો પણ કામ કરે છે. થોડું કરે કે ઘણું કરે પણ નવરો ન રહે. કારણ કે તે જાણે છે કે જો મોસમમાં ખેતી ન કરી તો પછી ખાવાનું મળશે નહીં. તેમ

જીવને આ કામ મારે કરવું છે, એમ થાય તો પછી અભ્યાસ કરવા માંડે. એ અભ્યાસ કરવાનો છે.

મુમુક્ષુ—વેદની ન આવે ત્યાંસુધી દેહથી ભિન્ન છું, ભિન્ન છું, એમ કરીએ; પણ વેદની આવે તે વખતે પાછી વૃત્તિ દેહમાં જતી રહે છે.

પૂજ્યશ્રી—એ ખરી રીતે અભ્યાસ નથી. અભ્યાસ કર્યો હોય તો વેદના આવે ત્યારે ખબર પડે. અભ્યાસ કરવાનો હોય છે ત્યારે અનુકૂળતા જોઈએ, અભ્યાસ થઈ ગયા પછી ગમે તેવી પ્રતિકૂળતા આવે તો પણ કંઈ અસર ન થાય. કામદેવ વગેરે શ્રાવકો એ અભ્યાસ કરવા માટે સ્મશાનમાં કાયોત્સર્ગ ધ્યાનમાં રહેતા હતા. ગમે તેવાં કષ્ટ આવે પણ મારે કાયોત્સર્ગથી ચૂકવું નથી. અભ્યાસ કરવામાં પહેલાં તો અનુકૂળતા જોઈએ છે, જેમકે સામાયિક કરે ત્યારે સારું સ્થાન જોઈએ. પણ અભ્યાસ થઈ ગયા પછી ગમે ત્યાં બેસે તો પણ ભાવ સ્થિર રહી શકે. બધાનો આધાર મન ઉપર છે. અભ્યાસ હોય તો વૃત્તિ એક ઠેકાણે રહી શકે છે.

મનુષ્યભવ બહુ દુર્લભ મળ્યો છે. ત્યાં આત્મકલ્યાણનો લક્ષ રાખે કે મારે કર્મો છોડીને જવું છે. એ લક્ષ રાખવો. તેને માટે સત્સંગ કરે, સત્શાસ્ત્ર વાંચે. નહીં તો મન માંકડા જેવું છે, બીજા કામના તરંગે ચઢી આકાશ પાતાળ એક કરે એવું છે. મન વચન કાયા બધાં કર્મબંધનનાં કારણો છે. એ મન વશ થાય તો કર્મનો ભૂકો નીકળી જાય. જ્ઞાનીનું શરણું રાખ્યું તો કલ્યાણ, પણ મૂક્યું તો અનંતકાળ સુધી રખડવું પડશે.

સાચી સમજણ જીવને આવી નથી. આ જ મારે કરવું છે, એવું નથી થતું. બાથડિયાં મારે છે. મંત્ર એ મનને જીતવાનું સાધન છે. સ્મરણમાં ચિત્ત રહે તો કર્મ બંધાય નહીં. મન સીધું રાખવું. મન દોડ કરે એવું છે. એને સીધું કરવાનો રસ્તો મંત્ર છે. ટેવ પડી જાય તો મોક્ષે લઈ જાય. જ્ઞાનીની આજ્ઞામાં મન જોડી દેવું તો મોક્ષમાર્ગે ચલાય.

૮૩ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ સુદ ૯, ૨૦૦૮

આજ કરતાં કાલે સારો દિવસ ગાળવો છે, એમ કરે તો ધીરે ધીરે મોક્ષ થાય. મહાપુરુષો જે નિયમ લે તે પ્રાણ જાય તો પણ ન તોડે. ખરો પુરુષાર્થ કરવાનો લાગ આવ્યો છે. માટે છૂટવાનો લક્ષ રાખવાનો છે. ક્યાંથી જીવ આવ્યો છે? ખબર છે? નથી. કૃપાળુદેવનાં વચનો વિચારવાનાં છે.

"શું કરવાથી પોતે સુખી ? શું કરવાથી પોતે દુઃખી ?
પોતે શું ? ક્યાંથી છે આપ ? એનો માગો શીઘ્ર જવાપ." (૧૦૭)

એ બધાં વચનો વિચારવાનાં છે. એકલું મોઢે કરીને મૂકી દેવાનું નથી. ગરજ હોય તેટલું ગ્રહણ થાય. ધર્મનાં કામમાં શરમ ન રાખવી. જીવને મનુષ્યભવની કિંમત નથી. એક લાખ રૂપિયા દીધે પણ ગયેલા દિવસ પાછા આવે નહીં. માટે ધર્મના કામમાં ઢીલ ન કરવી.

૮૪ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ સુદ ૧૩, ૨૦૦૮

મુમુક્ષુ—ઊંઘ શાથી મટે ?

પૂજ્યશ્રી—ઓછું ખાય, સંસારનો વારંવાર વિચાર કરે, તો લાગે કે આ ભવમાં પ્રમાદ કરવા જેવું નથી. ફિકર લાગે તો ઊંઘ ન આવે. કાળજી રાખવી. ભક્તિમાં ઊંઘ આવે તો ઊભા થઈ જવું. પ્રભુશ્રીજી આંખમાં છીંકણી નાખતા. માહાત્મ્ય લાગ્યું નથી તેથી અસર થતી નથી. જીવને ગરજ નથી હોતી તેથી એ વચનો સાંભળે તોય ચિત્ત ન લાગે. ઊંડો ઊતરી વિચાર કરે તો સમજાય એવું છે કે સંસારમાં કોઈ કોઈનું નથી. ચેતે તો પ્રમાદ ન કરે.

૮૫ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ વદ ૯, ૨૦૦૮

ઇન્દ્રિયસુખના ભોગો જીવે ભોગવ્યા છે, તેથી ઇન્દ્રિયસુખના ફળની ઇચ્છા રહ્યા કરે છે. દેહાદિકમાં 'હું', મારું'' કરતો કરતો મનુષ્યભવમાં આવે, તો પણ એના એ ભાવ ફરી ફરી કરે છે. ભૂતકાળને જીવ ભૂલી ગયો છે. બહુ દુઃખો ભોગવ્યાં છે. ગર્ભનાં દુઃખ ભોગવ્યાં પણ હવે યાદ નથી. જાતિસ્મરણજ્ઞાન જેને થાય છે, તેને ત્રાસ લાગે છે. મનુષ્ય-ભવ ન હોય ત્યાં સુધી આડાઅવળી ભટકે. મનુષ્યભવ મળ્યો તે પ્રભાત થયું. (૨-૧) પાંચ ઇન્દ્રિય અને મનનો ક્ષયોપશમ મળ્યો તે ઊંઘમાંથી જાગવા જેવું છે. મિથ્યાત્વ, અજ્ઞાનભાવ એ ભાવનિદ્રા છે. એ ભાવનિદ્રા ટાળવાનો પુરુષાર્થ કરવાનું કહે છે. જ્યાંસુધી પોતાના સ્વચ્છંદે કરે છે, ત્યાંસુધી કલ્યાણ ન થાય. સત્ વસ્તુ ભણી વૃત્તિ જાય અને જેણે આત્મા જાણ્યો છે એવા પુરુષના અવલંબને જે કંઈ કરે તે હિતકારી છે. જેવા ભાવ તેવા પ્રભુ ફળે.

૮૬ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ વદ ૦)), ૨૦૦૮

જ્ઞાનીપુરુષનાં વચનો વાંચવાં-વિચારવાં, સત્સંગ કરવો. એની જરૂર છે. સત્સંગમાં કંઈક સાંભળીએ, વિચારીએ. સત્સંગનો યોગ ન હોય ત્યારે સત્શાસ્ત્ર વાંચવું, વિચારવું. જ્ઞાનીના વચનો એકદમ સમજાઈ જાય એમ નથી. નવલકથાની પેઠે વાંચી જવાનું નથી.

દેખાય છે તે બધું નાશવંત છે. મનુષ્યભવ બહુ દુર્લભ છે એથી આત્માનું હિત કરી લેવાનું છે. દિવસો ઉપર દિવસો જાય છે. બીજાં કામ જીવે ઘણાં કર્યાં છે અને કરે છે, પણ આ કામ પડયું રહ્યું છે. મનુષ્યભવ મળ્યો છે, તે ખાવા પીવા કે કમાવા માટે નથી મળ્યો. બહુ દુર્લભ છે. લક્ષ ચોરાશીમાં ભટકતાં ભટકતાં કોઈક વાર મળે છે. મનુષ્યભવ એક હોડી જેવો છે. તે સંસારસાગર તરવા માટે મળ્યો છે. તરીને પેલી પાર જવાનું છે. પછી હોડીનું થવું હોય તે થાઓ. આપણું કામ કરી લેવું. ત્રણ જ્ઞાનના ધારક શ્રી તીર્થંકર જેવા પણ રાજપાટ બધું છોડીને ચાલી નીકળ્યા અને નિદ્રા, આહાર બધું ગૌણ કરી આત્માને શુદ્ધ કરવા માટે પુરુષાર્થ કરવા માંડયો. અનેક ઉપસર્ગો આવ્યા, પણ દેહદૃષ્ટિ કરી નહીં. એમ કરતાં કરતાં આત્માને શુદ્ધ કરી કેવળજ્ઞાન પામ્યા. "જીવના અનધિકારીપણાને લીધે તથા સત્પુરુષના યોગ વિના સમજાતું નથી." (૫૦૫).

કોઈક વાર જીવને સદ્ગુરુનો યોગ થયો; પણ પોતે જાગ્યો નહીં, આ જ મારે કરવા જેવું છે એવી ગરજ ન જાગી. કોઈક વખતે પોતે અધિકારી થયો, ગરજ જાગી, તો સત્પુરુષનો યોગ ન થયો. એમ અનાદિકાળથી થતું આવ્યું છે. સત્પુરુષનો યોગ થયા પછી પણ જીવ જો જાગે નહીં, ગરજ જગાડે નહીં તો યોગ થયો તે પણ સફળ ન થાય. આ મનુષ્યભવમાં કંઈક કરી લેવાનું છે.

જીવનમાં કરવાયોગ્ય એક સત્સંગ છે. ત્યાં સાંભળવાનું મળે છે. પ્રભુશ્રીજી કહેતા કે મરી જજો પણ સત્સંગ કરજો, સંસાર અસાર છે; એમ લાગે. મોક્ષ શાશ્વત છે, એ રુચ્યો તો સમ્યગ્દર્શન થયું. જ્યારથી મોક્ષની રુચિ થઈ ત્યારથી સમ્યગ્દર્શન છે. રોજ સંભારવું કે 'હું શું કરવા આવ્યો છું? શું કરું છું?' એમ જો જીવ વિચાર કરે તો પ્રતિક્રમણ થાય. પ્રતિક્રમણથી પણ વધારે લાભ છે. કરે તો થાય. દરેકને વૃદ્ધાવસ્થા આવવાની છે, માટે જ્ઞાનીઓ ચેતાવે છે. "મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ બેની ઘટે છે. એક આત્મજ્ઞાનીની અને એક આત્મજ્ઞાનીના આશ્રયવાનની, એમ શ્રી જિને કહ્યું છે." (૫૫૧). "લૌકિકદૃષ્ટિએ તમે અને અમે પ્રવર્તશું તો પછી અલૌકિકદૃષ્ટિએ કોણ પ્રવર્તશે?" (૩૨૨) એમ કૃપાળુદેવ કહે છે. લૌકિક ભાવમાં ન તણાવા કહે છે.

**૮૭** શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૧, ૨૦૦૮

આત્મશુદ્ધિ કરવાની છે. "મોક્ષ કહ્યો નિજ શુદ્ધતા." આત્મશુદ્ધિ થાય તો અહીં જ મોક્ષ છે. સમજણની ખામી છે.

ઋષભદેવ ભગવાને જ્યારે દીક્ષા લીધી ત્યારે ભરત, બાહુબળને રાજ્ય આપ્યું. બીજા અઠ્ઠાણું પુત્રોને પણ રાજ્ય વહેંચી આપ્યું. એક વખતે ભરતની આયુધશાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયું. તેનાથી તે છ ખંડનો અધિપતિ થયો, પણ ચક્ર આયુધશાળામાં જાય નહીં. પછી તપાસતાં ભરતને ખબર પડી કે મારા ભાઈઓને આણ મનાવી નથી. તેથી ભાઈઓને આણ માનવા કહ્યું. ત્યારે અઠ્ઠાણું ભાઈઓ ભગવાન પાસે ગયા અને કહ્યું કે આપે તો રાજ્ય છોડી દીક્ષા લીધી. અમને આપે રાજ્ય આપ્યું હતું, પણ ભરત અમારા ઉપર આણ મનાવવા મથે છે; તો અમારે શું કરવું? ભગવાન બોલ્યા: મનુષ્યભવ દુર્લભ છે. આત્માનું આ ભવમાં કંઈક કરી લેવું. આખો લોક રાગદ્વેષથી બળે છે. એમ ભગવાને ઉપદેશ આપ્યો કે તરત જ ત્યાં જ અઠ્ઠાણું પુત્રોએ દીક્ષા લીધી.

કૃપાળુદેવે જે કંઈ આજ્ઞા કરી છે તે આપણે માટે કરી છે. આ મનુષ્યભવ કેમ સફળ થાય? તે કરવાનું છે. નદીના પ્રવાહની પેઠે આયુષ્ય જાય છે. ગયું તે ગયું પણ હવેનું સારું ગાળવું. અનાદિના સંસ્કારે જીવ તણાઈ જાય છે. આખા જગતને મોહ મીઠો લાગે છે. મોહની સાથે દુશ્મનાવટ કરવાની છે. બાળી નાખવો છે. આ મનુષ્યભવમાં મોહનો ક્ષય કરી મોક્ષે જાય એટલી બધી આત્માની શક્તિ છે, ધારે તે કરી શકે. કંટાળવું નહીં. ખરાબ વસ્તુ એને ગમે નહીં તેમ કરવાનું છે. ચેતતા રહેવાની જરૂર છે. આ કાળ એવો છે કે સંયોગો વિપરીત છે. કંઈક પુરુષાર્થ કરે ત્યારે ધર્મ ભણી વળે. આડાઅવળું ચિત્ત જાય એવા સંયોગો ઘણા છે, વિવેકથી આત્માનું હિત થાય એવું કરવાનું છે. ગમે તેવા સંયોગો હોય, પણ ધર્મ ન ભૂલવો. જીવ ગમે તેમ વર્તે છે પણ શું ફળ થશે, એનો ખ્યાલ નથી.

મનુષ્યભવ તો મળ્યો છે. તેમાં સત્પુરુષનો યોગ મળે, પુરુષાર્થ જાગે તો કામ થઈ જાય. મારો શો સ્વભાવ છે? તે તો એને સાંભરતુંય નથી. આ જીવ જંગલના રોઝ જેવો છે, જ્ઞાની વિના ઠેકાણું પડે એમ નથી, એમ પ્રભુશ્રીજી કહેતા. જીવ તો પવિત્ર છે; પણ

યોગ્યતાની ખામી છે, માન્યતાની ભૂલ છે. એ ફરી જાય તો મોક્ષમાર્ગે ચઢી જાય.

૮૮ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૨, ૨૦૦૮

સમ્યગ્દર્શન આવ્યા વિના સમભાવ–વીતરાગભાવની ઓળખાણ ન થાય. ક્ષમાપનામાં આવે છે કે "તમારાં કહેલાં દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા મેં ઓળખ્યા નહીં." સમભાવ શાંતિ એ બધા વીતરાગભાવ છે. જ્ઞાન એટલે શું ?

એક ભાઈ—આત્માને દેહથી ભિન્ન જાણવો તે જ્ઞાન.

પૂજ્યશ્રી—દેહથી ભિન્ન અવિનાશી આત્મા છે, એવું સદ્ગુરુ દ્વારા જાણે તે જ્ઞાન છે. જ્ઞાન એ આત્માનું લક્ષણ છે. જ્ઞાન એ આત્માનો દેહ છે. આ દેહ છે તે પોતાનો નથી, પુદ્ગલનો છે. આત્માનો હોય તો સાથે રહે અને આ તો અહીં જ પડ્યો રહે છે. આત્માનો દેહ જ્ઞાન છે. યશોવિજયજીએ મહાવીર સ્વામીના સ્તવનમાં લખ્યું છે કે—

"ગિરૂઆ રે ગુણ તુમ તણા, શ્રી વર્ધમાન જિનરાયા રે;
સુણતાં શ્રવણે અમી ઝરે, મારી નિર્મલ થાયે કાયા રે." (૫૦ ૨૪)

તે આ કાયા નહીં; પણ આત્માની જ્ઞાનરૂપી કાયા છે તે નિર્મળ થાય છે. બધા જીવ કર્માધીન છે. મોહમાંથી જાગ્યા અને પોતાનું સ્વરૂપ જાણ્યું તેઓને આનંદ છે.

૮૯ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૩, ૨૦૦૮

શું કરવા આવ્યો છે, તેની ખબર નથી. જ્ઞાનીને માથે રાખી અધ્યાત્મ વિચારે તો શુષ્કતા ન આવે. બધે દુઃખ છે. દેવમાં પણ દુઃખ છે. ક્યાંય જન્મવા જેવું નથી. સત્સંગ સત્પુરુષનો યોગ મળ્યો છે પણ એને અપૂર્વતા નથી, સામાન્ય કરી નાખ્યું છે. સત્સંગનું જેને માહાત્મ્ય છે, સત્સંગની ભાવના છે, તેને સત્સંગ ન મળતો હોય તો પણ લાભ થાય. સત્સમાગમ કરવા આવ્યો હોય પણ કંઈ સાંભળવાનું ન મળે, તો પણ સાંભળવાની ભાવના છે, તેથી કામ થાય.

મુમુક્ષુ—પકડ એટલે શું ?

પૂજ્યશ્રી—જે કંઈ સાંભળ્યું હોય, જ્ઞાની પાસેથી, તે છૂટી ન જાય અને તેમાં રુચિ થાય. રુચિ હોય તો જ પકડ થાય. જેને આગ્રહ હોય તેને 'હું મૂઢ છું' એમ ભાન નથી આવતું. આત્મા છે. તે આત્મા જ્ઞાનીએ પ્રગટ કર્યો છે, ત્યાં વિશ્વાસ રાખ. વિશ્વાસે વહાણ ચાલે છે એમ કહેવાય છે. એ વચનો છે તે ચિંતામણિરત્ન છે. સમ્યક્ત્વ થવાનો રસ્તો બતાવે છે.

૯૦ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૪, ૨૦૦૮

આત્માની કાળજી રાખવી એમ પ્રભુશ્રીજી કહેતા. સાંભળતાં સાંભળતાં જીવને શુદ્ધભાવ થાય છે માટે સત્સંગ કરવાનું કહ્યું છે. જ્ઞાનીએ જે કર્યો છે તે શુદ્ધભાવ. જ્ઞાનીએ કહ્યો છે એવો ભાવ. તેનો લક્ષ રહે તો છૂટે. અશુભ અને શુભ નહીં. લક્ષ શુદ્ધનો રાખવો. ભલે અશુભ આવે, પણ એ તો જવાનો છે. જ્ઞાનીએ શુદ્ધભાવ અનુભવ્યો છે. જ્ઞાનીનો આશ્રિત હોય તેને એ લક્ષ રહે છે. સમભાવ આત્માનું ઘર છે.

**૯૧** શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૫, ૨૦૦૮

બધા સ્વાર્થી છે, પોતાનો સ્વાર્થ ન સધાય તો પ્રીતિ ન રાખે. આ સંસારમાં જે સંબંધ થાય છે તે કષાયથી હોય, વિષયથી હોય કે લોકલાજથી હોય છે. સમજણ હોય તો કર્મબંધન થવા દે. પારકી વસ્તુમાં જીવ રાગદ્વેષ કરે તેથી કર્મ બાંધે અને નરકે જાય. જો સમજણ આવે તો એવું ન કરે. રાગદ્વેષ ન થવા દે. જીવ તો અજાણ્યો છે. પુદ્ગલની પાછળ દોડે છે. તેને બોધ લાગે તો સમજે કે આ તો મારું નહીં. સદ્ગુરુના પગલે પગલે ચાલવાનું છે. પ્રભુશ્રીજી કહેતા કે કૃપાળુદેવે કહ્યું હતું તેમ કહું છું. આ કૃપાળુદેવની શ્રદ્ધા કરશો? એની ભક્તિ કરશો તો કલ્યાણ થશે એમ પણ કહ્યું હતું. એક વખતે પર્યુષણના છેલ્લા દિવસે કહેલું કે આ છેલ્લો દિવસ પર્યુષણનો છે, હવે બીજા પર્યુષણ આવે ત્યાંસુધી એક બોલ કહું છું, તેનો બાર મહિનામાં વિચાર કરી લાવજો, તે એ કે "**सद्धा परम दुल्लहा.**"

**૯૨** શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૮, ૨૦૦૮

પૂજ્યશ્રી—મોક્ષનો અચૂક ઉપાય શો હશે? (એમ બધાને પૂછયું. પછી પોતે કહ્યું) રોજ બોલીએ છીએ—

"રોકે જીવ સ્વચ્છંદ તો, પામે અવશ્ય મોક્ષ."

ક્ષાયક ન થાય ત્યાંસુધી સમ્યક્ત્વ મટી મિથ્યાત્વનો ઉદય થઈ જાય. અનંતાનુબંધી અને દર્શનમોહના ક્ષયથી ક્ષાયક સમ્યક્ત્વ પ્રગટે છે. ક્ષાયક સમ્યક્ત્વ કરવું હોય ત્યારે ત્રણ કરણ કરવા શ્રેણી માંડવી પડે છે.

ભય એક અજ્ઞાનનો જ છે. એ અજ્ઞાન ટાળવાની ઇચ્છા કરવાની છે. પ્રબળ અવલંબન જીવને મળે તો સ્થિરતા આવે છે. જેને જ્ઞાનીપુરુષ અને તેમનાં વચનનું અવલંબન મળ્યું તેને સ્થિરતા થવી દુર્લભ નથી. જ્ઞાનીના આશ્રયે દેહ છૂટે એને મોક્ષ છે. બીજો ભવ થાય તો તેમાં પણ એને મોક્ષનાં સાધન મળે. પછી લાંબો સંસાર ન રહે. પણ તે ક્યારે બને કે મોક્ષ સિવાય બીજી ઇચ્છા ન થાય તો. જ્ઞાનીના આશ્રયે જ આખી જિંદગી ગાળવી છે એવું હોય તો થાય. "જે આશ્રયને પામીને જીવ તે ભવે અથવા ભાવિ એવા થોડા કાળે પણ સ્વસ્વરૂપમાં સ્થિતિ કરે." (૬૯૨). જ્ઞાનીના આશ્રયે મોક્ષ સુલભ છે. જ્ઞાનીના યોગ વગર દૃઢતા રહેવી અઘરી છે. માથું માગે તો માથું આપવા તૈયાર હોય, એવી દૃઢ ઇચ્છા હોય તે તરવાનો કામી છે. "શિષ્ય કેવો હોય કે માથું કાપીને આપે તેવો હોય ત્યારે સમ્યક્ત્વ જ્ઞાની પ્રાપ્ત કરાવે." (ઉપદેશછાયા–૯). આજ્ઞા પાળવી એ મુખ્ય માર્ગ છે. ગમે તેટલું અઘરું કામ હોય તો પણ મુમુક્ષુ કરે છે. આમ હોય તો કરું, આમ હોય તો ન કરું એમ કરે તો કલ્યાણ ન થાય. જ્ઞાનીની આજ્ઞા આરાધે તો જ્ઞાની પણ એના વશમાં રહે અને એના કલ્યાણની કાળજી રાખે.

**૯૩** શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૯, ૨૦૦૮

રામ અને સીતા વખણાય છે તેનું કારણ શીલ છે. શીલવાનની હલકી ગતિ થાય નહીં, નરકગતિ થાય નહીં. જેવી શ્રદ્ધા હોય તેવું પ્રવર્તન થાય. એટલે ખરો ગુરુ તો શ્રદ્ધા

છે. આજ્ઞાનું આરાધન કરે તો કલ્યાણ જ થાય. જ્ઞાનીએ પ્રગટ કર્યો છે તેવો મારો આત્મા છે. એક આ શરણા સિવાય બધું છોડી દેવું. 'હું આત્મા નથી જાણતો, પણ જ્ઞાનીએ જાણ્યો છે' એટલું જો થયું તો જેમ એંજિનની પાછળ ડબામાં કળ નહીં હોવા છતાં ચાલ્યો જાય છે, તેમ તેનું કામ થઈ જાય. વેદના તો મોડી વહેલી આવવાની છે. રાજી થવું કે વધારે આવી તો સારું, ઝટ પતી ગયું. જ્ઞાનીનું કહેલું તેની એક પકડ થઈ જાય તો કામ થઈ જાય—આત્મા જ જોવો.

૯૪ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૧૨, ૨૦૦૮

બધાંય શાસ્ત્રોનો સાર 'મોક્ષમાળા' છે. જીવે ત્યાગ મોળો ન રાખવો. ત્યાગ કરવો છે તે દેહાધ્યાસ છોડવા માટે કરવો છે. કોઈને અર્થે કરવો નથી, પણ આત્માને અર્થે કરવો છે. ઘણુંય ખાધું, ઘણુંય પીધું, પણ કલ્યાણ ન થયું. જીવ ઢીલો પડે તો જ્ઞાનીનાં વચનોમાં ઓછો રસ લાગે. શું કરવું છે અને શું કર્યું? એનો હિસાબ ન કાઢે તો કંઈ ખબર ન પડે. બહુ પાપી દૃઢપ્રહારી જેવા એકદમ બળ કરીને આ સંસારથી છૂટી ગયા. પ્રત્યક્ષ સત્પુરુષનો યોગ થયા પછી બીજું એને ગમે નહીં. આજ્ઞામાં જ વર્તવાનું છે; સ્વચ્છંદે વર્તવું તે કંઈ કામનું નથી. આત્માને અસર ન થઈ તો પછી આમ કર્યું કે આમ કર્યું, બધું સરખું. ક્ષણે ક્ષણે આયુષ્ય ઓછું થાય છે તેમાં સત્સંગ ભક્તિ જેટલું કરે તેટલું સાથે આવે; બીજું બધું નકામું જાય. આપણું હિત થાય તેમ વર્તવાનું છે. જ્ઞાનીનાં વચનો વાંચે, વિચારે, મોઢે કરે તેટલું ધર્મધ્યાન થાય છે.

૯૫ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૧૫, ૨૦૦૮

જીવને સુખની ખબર નથી. બીજે સુખની કલ્પના કરે છે. સમભાવમાં સુખ છે. સમભાવથી છૂટે. સુખી થવાનો રસ્તો ચિત્તને જ્ઞાનીના ચરણમાં રાખવું એ છે. રાગ ન કરવો, દ્વેષ ન કરવો. છૂટવાનો માર્ગ હૃદયમાં રહેલો છે. સમભાવ રાખવો કઠણ છે. આખું જગત ઇન્દ્રિયોને વશ છે. ઇન્દ્રિયોને જીતે તો સુખ પ્રાપ્ત થશે. જેમ જેમ દશા વધે તેમ તેમ આત્મા શાંત થાય છે. પછી જગત એને કાષ્ઠવત્ લાગે છે. અભ્યાસ કરીને ભૂમિકા પ્રાપ્ત કરી હોય તો સાચું છે. વાતો કરવાથી કંઈ પ્રાપ્ત ન થાય. વાતે વડાં ન થાય. જેવો સંગ હોય તેવા ભાવ થાય છે. વચન કરતાં ચારિત્રની છાપ વિશેષ પડે છે. મહાપુરુષોએ અભ્યાસ કરીને આપણને કહેલું છે માટે આપણે અભ્યાસ કરવાની જરૂર છે. વાતો કરવાથી કંઈ વળે નહીં. હું દેહથી ભિન્ન છું એમ વારંવાર ભાવના કરવાની છે. દેહનો રંગ કાળો ધોળો જે છે તે આત્માનો રંગ નથી. કોઈ ઝાડની છાયાએ ઊભો હોય તે ઝાડને પોતાનું માનતો નથી. ભ્રાંતિને લઈને દેહને પોતાનો માને છે.

૯૬ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૨, ૨૦૦૮

મોક્ષપદની રુચિ તે સમ્યક્ત્વ છે, મોક્ષ અને મોક્ષનાં કારણો એને ગમે. મહાપુરુષો વગર મોક્ષમાર્ગ નથી. મહાપુરુષનું માહાત્મ્ય, અપૂર્વતા લાગે તો જીવ જગતથી ફરે. પોતે જડથી જુદો છે છતાં ભ્રાંતિથી એકરૂપ માને છે તે તાદાત્મ્યઅધ્યાસ છે. એ અધ્યાસનો

ત્યાગ તે ખરો અંતર્ત્યાગ છે. અભ્યાસ અને અધ્યાસ એક નથી. અભ્યાસ એટલે વારંવાર એનું એ કરવું અને અધ્યાસ એટલે વિપરીતતા. અધ્યાસ એટલે ભ્રાંતિ. દેહ છે તેને આત્મા માને એ અધ્યાસ છે, ભ્રાંતિ છે. અન્ય પદાર્થમાં તાદાત્મ્ય અધ્યાસ છે. અન્ય પદાર્થોમાં મુખ્ય તો દેહ છે. "સર્વ વિભાવપર્યાયમાં માત્ર પોતાને અધ્યાસથી ઐક્યતા થઈ છે." પરમાં પોતાપણું માનવું, દેહ તે હું છું, એમ માનવું તેને અધ્યાસ કહે છે. અધ્યાસ એટલે આરોપ કરવો. અધિ + આસ એટલે પોતાની જગ્યા નહીં ત્યાં બેસવું. વિપરીતપણે આત્માપણું માનવું તે અધ્યાસ છે.

સંયમની સાધના કરનારને પ્રથમ અવસ્થામાં રહેવાનું, ખાવાપીવાનું, પહેરવાનું બરાબર ન મળે એટલે પહેલી દશામાં કાળકૂટ વિષની પેઠે સંયમ મૂંઝવે છે. પણ એનું પરિણામ અમૃત છે. જેથી આત્માર્થ સધાય તે કરવાની જરૂર છે.

"જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ;
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ."

વીસ દોહરા બોલતી વખતે આત્મભાવ રહે, બીજા ભાવ છૂટે, અને કૃપાળુદેવ હાજર છે એમ જાણી કાલાવાલા થાય તો ભક્તિ છે. અલ્પ પણ આજ્ઞા જીવ જો આરાધન કરે તો પાર પડે.

૯૭ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૫, ૨૦૦૮

સદાચારનું સેવન અને કષાયની મંદતા, બન્ને હોય તો કામ થાય. પ્રભુશ્રીજી કહેતા કે આશ્રમનો પાયો સત્ અને શીલ છે. જેણે અહીં આવવું હોય તેણે સત્ અને શીલ રાખવાં. સાત વ્યસનનો પ્રભુશ્રીજીએ જે ત્યાગ કરાવ્યો છે તે કંઈ જેવો તેવો નથી. એનું પણ ઠેકાણું ન હોય તો પછી શું થાય?

મોક્ષને માટે મનુષ્યભવ છે તે લૂંટાયો જાય છે. આત્મા દઈને પૈસા લે છે. ઉપદેશને યોગ્ય જે ન હોય તેને જ્ઞાની ઉપદેશ પણ ન કરે. આગ્રહ વધે એવાં પુસ્તકો વાંચે તો આગ્રહ વધે અને તેથી સત્પુરુષ પ્રત્યે પ્રેમ ન આવે. જ્ઞાનીપુરુષ પ્રત્યે દૃષ્ટિ રાખે, હું અધમમાં અધમ છું અને જ્ઞાની કરતાં કોઈ વિશેષ પવિત્ર નથી, પૂર્ણ પવિત્ર જ્ઞાની છે, એમ રાખે તો તે આત્મભાવ છે. ઉત્તમ નિમિત્તે ઉત્તમ ભાવ થાય છે. જેમ દાળમાં ઢોકળી નાખી હોય તો સાથે સીજી જાય તેમ જ્ઞાની પોતાનું કલ્યાણ કરે, તેમની સાથે આપણા ભાવ થશે તો આપણું પણ કલ્યાણ થશે. પણ વૃત્તિ ત્યાં રહેવી જોઈએ. આંટી બહુ આવી છે. આમળ આમળ કરે છે, પણ ઉકેલતો નથી. જેવાં નિમિત્તો તેવા ભાવ થાય છે. નિરંતર ભાવ રહે ત્યારે પરિણમ્યું કહેવાય. ભાવ સારા રહ્યા કરે તો પરિણામ પામે. જીવે દર્શન કર્યાં નથી, નમસ્કાર કર્યો નથી. જીવ માને છે, પણ જ્ઞાની સ્વીકારતા નથી. પ્રભુશ્રીજી કહેતા કે પગ દાબે અને જીભ ઉપર પગ મૂકે છે. કાનમાં પેઠું તેથી શું? અંતરમાં ઊતરે ત્યારે પરિણમે ને? દવા અંદર જાય ત્યારે પરિણમે ને? કોઈ સૂતો હોય તેને નામ લઈને બોલાવે, તો કે 'હૂં,' પણ આત્મા કહીને બોલાવે તો ઊઠે? એ નામ પરિણમ્યું છે તેવો આત્મા

પરિણમ્યો નથી. કોઈ અગમ વાત છે. સમજણ ફરે એવું કરવાનું છે.

"સમજ સાર સંસારમાં." સમજ સાચી છે. એ જ રસ્તે બધા મોક્ષે ગયા છે. સમજણ એ જ સમ્યક્ત્વ. જ્ઞાનીનું હૃદય ઓળખાય તો સમ્યક્ત્વ થાય. સમજણ હોય તેટલા ભાવ થાય. વિચારદશાથી સ્થિરદશા થાય છે. ક્રમે ક્રમે જ્યાં છે ત્યાંથી આગળ વધે તો જ્ઞાનીને રસ્તે આવે. પોતાના સ્વચ્છંદે કંઈ પાર નહીં આવે. આત્માને કેવા ભાવ રહે છે એની પરીક્ષા કરવી. કૃપાળુદેવના રસ્તે જ ચાલવું છે. કૃપાળુદેવે આપણા માટે જ કહ્યું છે. આત્મા નિર્મળ થાય તો ગમે તેટલું અઘરું હોય તો પણ સમજાય. દેહને 'મારો' માનીને વર્તે છે પણ તેથી પોતાનું સ્વરૂપ ભિન્ન છે. દેહનો વિશ્વાસ રાખવાનો નથી. ખોટી વસ્તુ છોડી દેવાની છે. બીજી કમાણી કરીએ છીએ એવી આ પણ કમાણી કરવાની છે. જીવે સત્સંગ કરવાનો છે. જીવ અજાણ્યો છે. પરમાર્થની જીવને કંઈ ખબર નથી. સત્સંગ હોય તો સાંભળતાં સાંભળતાં ખબર પડે. ખામી જીવને બોધની છે.

૯૮ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૬, ૨૦૦૮

સત્સંગનો યોગ ન મળે ત્યારે જીવ પાછો પડી જાય છે. તે વખતે વાંચે, વિચારે તો ભાવના વધે. માથે મરણ છે, તેની ખબર નથી. કોણ જાણે ક્યારે આવશે? કેટલું જીવવાનું છે? તેની ખબર નથી. પ્રભુશ્રીજી કહેતા કે મહેમાન છો! મનુષ્યભવ લૂંટાય છે માટે આત્માને સાથે આવે એવું કરવાનું છે. જ્ઞાનીની આજ્ઞા આરાધવી, વૃત્તિ સ્થિર રાખવી બહુ મુશ્કેલ છે. જગતમાં જીવે ઝેરદૃષ્ટિ કરીને વર્તવાનું છે. જ્યાંસુધી એ દૃષ્ટિ નથી ત્યાંસુધી વૃત્તિ ડામાડોળ થાય છે. કર્મ કેવાં બંધાય છે, તેની ખબર નથી. સત્સંગના વિયોગે જીવને ડાઘ એવા પડે છે કે પછી જાય નહીં. માટે ડાઘ ન પડે એવું કરવાનું છે. કોઈ અયોગ્ય રસ્તે ચાલે અને ટેવ પડી જાય તો પછી ગમે તેવાં શાસ્ત્રો વાંચે તોય એ ડાઘ ન જાય. ચકલી માથા ઉપર થઈને જાય તો કાંઈ નહીં પણ માળો ન કરવા દેવો; બીજા વિચારો આવે, પણ જો રહ્યા તો ઘર કરી બેસે. માટે ચેતતા રહેવું. ડાહ્યા ન થવું. કૃપાળુદેવનું શરણું છે. કૃપાળુદેવની આજ્ઞા વિચાર્યા વગર એક પગલું પણ ભરવું નહીં. મન નિર્મળ રાખવું. 'હે ભગવાન, હું તો અધમાધમ છું, આ કળિકાળમાં મારે એક તારું જ શરણું છે. ગમે તેમ કરી મને શરણે રાખો.' એવી ભાવના નિત્ય કરવાની છે. કેટલીકવાર સમૂહમાં પ્રાર્થના કરવાની હોય છે અને એકાંતમાં પણ કરવાની હોય છે. રાતે સૂતી વખતે રોજ વીશ દોહરા, યમનિયમ, ક્ષમાપના બોલી કૃપાળુદેવનું શરણું લઈ સૂવે તો કંઈ મોડું ન થાય. એ કરવા જેવું છે. બોલતી વખતે આપણને ભાવ સ્કુરે એવું કરવાનું છે. કૃપાળુદેવ હાજરાહજૂર જ ઊભા છે એવું જાણીને ભક્તિ કરવી. એનું જ શરણું લેવું.

આ કળિકાળમાં કૃપાળુદેવ જેવા આપણે માટે આવી ચડ્યા છે. વળી પ્રભુશ્રીજી ચોથા આરાના મુનિ જેવા આ કાળમાં થઈ ગયા. જીવને અભિમાન પેસી જાય છે. માન આવે તો ભગવાન પડખેથી ખસી જાય. 'અધમાધમ છું' એ ટકવું આ કાળમાં બહુ મુશ્કેલ છે. આ કાળનું ઝેર ઉતારવા જેવું કૃપાળુદેવે બધું લખ્યું છે. એક 'ક્ષમાપના' બોલે તો બધું

ઝેર ઊતરી જાય. આ જીવની સમજણનું ઠેકાણું નથી, માટે કૃપાળુદેવનું શરણું રાખવું. પ્રમાદ ન કરવો. જાગ્યા ત્યારથી સવાર. હવે તો 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ'ની ધૂન હાલતાં ચાલતાં લગાવવી છે. પ્રભુ પ્રભુ લય લગાડયા વિના છૂટકો નથી. હરતાં ફરતાં સ્મરણ કર્યા કરવું.

૯૯ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૧૧, ૨૦૦૮

એક ક્ષણ પણ નકામી ન જવા દેવી. સ્મરણભક્તિ કરવી. રોજ શીખવા ગોખવાનું રાખવું. જેને બ્રહ્મચર્ય વ્રત આપ્યું છે તેણે તો ખૂબ ગોખવું, શીખવું. એમાં જ કાળ ગાળવો. પ્રમાદ ન કરવો. ગાડીમાં બેઠાં હોઈએ ત્યારે બીજા વાતો કરતા હોય તે સાંભળવા ખોટી ન થવું; પણ સ્મરણ કરવું. બીજું ગોખ ગોખ કરે છે, તેને બદલે આ ગોખને! તો લાભ થશે.

અનાદિ કાળથી જીવને મોહભાવ છે. મનુષ્યભવ પહેલીવાર મળ્યો છે એમ નથી; કેટલીય વાર મળ્યો છે. શાસ્ત્ર શીખ્યો, દીક્ષા લીધી, પણ મોહ મટ્યો નહીં. આપણામાં જે વસ્તુ નથી તેને પોતાની માનવી નથી; તો મોહ ન થાય. આત્મામાં સગાંવહાલાં કોઈ નથી. બધાથી છૂટવાનું છે. પ્રભુશ્રીજીએ ચોખ્ખું કહી દીધું કે ગુરુગમ આત્મામાં છે, બહાર શોધવાથી ન મળે. બીજી વસ્તુઓ એટલે ઘરડો, જુવાન, પૈસાદાર એમ જુએ છે પણ આત્મા જોવાતો નથી. આત્મા એ જ ગુરુગમ છે. પર્યાયદૃષ્ટિ મૂકવાની છે. ભાવની વાત છે. જેટલો ગોળ નાખે તેટલું ગળ્યું થાય. ગુરુનો બોધ સાંભળીને, દર્શન કરીને જે કરવું હતું તે ન કર્યું તો બોધેય સાંભળ્યો નથી, દર્શનેય કર્યાં નથી. જ્ઞાનીથી કેટલો લાભ થાય છે! તેનો જીવને ખબર નથી.

"સદ્ગુરુના ઉપદેશ વણ, સમજાય ન જિનરૂપ;
સમજ્યા વણ ઉપકાર શો? સમજ્યે જિનસ્વરૂપ."

સમજે તો ઉપકાર લાગે.

૧૦૦ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૧૩, ૨૦૦૮

આત્મસિદ્ધિનો (આસો વદ ૧ નો) દિવસ મોટો છે. બે ઘડી ધર્મધ્યાન થાય. આ મનુષ્યભવ કેમ સફળ થાય? જીવે શું કરવા જેવું છે? તે અહીં થોડા દિવસ રહે તો ખબર પડે. જીવને સંજોગો તો પુણ્ય બાંધ્યું હોય તે પ્રમાણે હોય છે. પાપ બાંધ્યું હોય તો તે પ્રમાણે હોય, પરંતુ પુરુષાર્થ કરવો હોય તેટલો કરાય. મોટામાં મોટી મૂડી મનુષ્યભવ છે. જ્યાંસુધી આ મનુષ્યભવ છે ત્યાંસુધી જીવ ધારે તે કરી શકે. બીજા ભવોમાં એટલી સમજણ ન હોય. આપણને લાગ મળ્યો છે, માટે ચેતવા જેવું છે. ક્ષણ પણ નકામી ન ગાળવી. જેને આજ્ઞા મળી નથી તે તો શું કરે? પણ જેને આજ્ઞા મળી છે તે કામ કરી શકે છે.

મંત્ર છે તે જેવી તેવી વસ્તુ નથી. એ બીજ કહેવાય છે. એમાંથી વૃક્ષ થાય. વડનું બીજ જેમ નાનું હોય, તો પણ તેમાંથી મોટો વડ થાય છે, તેમ આ મંત્ર છે એની આરાધના કરે તો આત્માના ગુણો પ્રગટે. એક સમ્યગ્દર્શન પ્રગટે તો બધા ગુણ પ્રગટે. "સર્વ ગુણાંશ તે સમ્યક્ત્વ." (૯૫) પરભવમાં આ સાથે આવે એવું છે. અત્યારે તો જેટલું કરવું હોય તેટલું થાય. આટલી સામગ્રી ફરી ન મળે. શું કરવા આવ્યો છે? શું કરે છે? ધર્મના

કામમાં ઢીલ ન કરવી. કરી લેવું.

આત્મસિદ્ધિ, છ પદનો પત્ર મોઢે કરવા. આપણા આત્માના હિત માટે કરવું છે. માથે મરણ બધાને છે. કાળનો ભરોસો નથી. માટે ચેતતા રહેવું. ઘરડા થઈશું ત્યારે ભક્તિ કરીશું, પણ આ કાળમાં તો નાના પ્રકારના રોગો, મરણ, વગેરે ઘડપણ આવે તે પહેલાં પણ થાય છે. જીવને સમજણ પ્રાપ્ત થાય, જ્ઞાનીનો યોગ મળે, સાધન મળે, પછી પ્રમાદ કરવા જેવું નથી.

મધ્યસ્થદૃષ્ટિ રાખવી. જેમ બને તેમ વહેલું કરી લેવું. જીવને કોઈ પુણ્યના યોગે સાચી વસ્તુ હાથમાં આવે છે, પણ ટકાવી રાખે તો કામ થાય. પૂર્વનું પુણ્ય સારી વસ્તુ સુધી લઈ જાય પણ પુરુષાર્થ કરવો એ વર્તમાનના આધારે છે. તેનું સાધન સત્સંગ છે. જેમ જેમ વિશેષ સત્સંગ કરે તેમ તેમ બળ વધતું જાય. અગમ્ય વસ્તુ છે તેથી માહાત્મ્ય લાગતું નથી. એ તો કંઈ સત્સંગમાં સાંભળે ત્યારે કરવા માંડે. ગુણો પ્રગટ થતાં સુધી પુરુષાર્થની જરૂર છે. સત્સંગ વારંવાર કરવાની જરૂર છે. ભાવ વર્ધમાન કરવાના છે. આજ કરતાં કાલે સારા ભાવ વધે તેમ કરવાનું છે. જ્ઞાનીપુરુષોને "સમયે સમયે અનંતગુણવિશિષ્ટ આત્મભાવ વધતો હોય એવી દશા રહે છે." (૩૧૩). જેમ જેમ સદ્‌ગુરુનું માહાત્મ્ય લાગે તેમ તેમ વિશેષ ભક્તિ થાય. અપૂર્વતા લાગે ત્યારે સ્વચ્છંદ રોકાય. જ્યારે અપૂર્વતા લાગે ત્યારે હું કરું છું તે બધું ખોટું છે એમ લાગે છે. જેટલી થાય તેટલી જ્ઞાનીની આજ્ઞા આરાધવી. સ્વચ્છંદ રોકાય તો કેવળજ્ઞાન, મોક્ષ બધું થાય. જીવની પાસે પ્રેમની મૂડી છે, તે ઠેકાણે ઠેકાણે વેરી નાખી છે. તે સદ્‌ગુરુ પ્રત્યે જોડવાની છે. બધાનો આધાર ભાવ ઉપર છે. ભાવ વર્ધમાન થવાનું કારણ સારાં નિમિત્ત છે. પોતાની વૈરાગ્યઉપશમ દશા અને સત્પુરુષનો યોગ એ બેય કામ કરે છે. કારણ મળે તો કાર્ય થાય.

"ઉપાદાનનું નામ લઈ, એ જે તજે નિમિત્ત;<br>પામે નહીં સિદ્ધત્વને, રહે ભ્રાંતિમાં સ્થિત."

અહંભાવે ચઢી ગયો, સ્વચ્છંદે ચઢી ગયો, તો ગમે તેટલાં શાસ્ત્ર ભણે તોય પાર ન આવે. વિનય ગુણ મોટો છે. વિનય, સદાચાર વગેરે વારંવાર સેવવાં. આ કાળમાં સદ્વિવેક, વિનય, આજ્ઞાઆરાધન એ બધાં ઘટતાં જાય છે. આત્માર્થીનાં લક્ષણ કેવાં છે?

"કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ-અભિલાષ;<br>ભવે ખેદ પ્રાણીદયા, ત્યાં આત્માર્થનિવાસ."

જ્યાંસુધી ક્રોધમાનાદિમાં તણાય ત્યાંસુધી આત્મા ભણી ક્યાંથી વળાય? ત્યાંસુધી આત્માર્થી કેમ કહેવાય? આત્માર્થી થવું હોય તો ઇન્દ્રિયોને જીતવી પડશે. કષાય શમાવવા પડશે. શું કરવા આવ્યો છું, તેની ખબર નથી. મેળો છે. ખાલી હાથે આવ્યો ને ખાલી હાથે જવાનો છે. આ કાળમાં આયુષ્ય, શક્તિ ઓછાં છે. ભલે કલિકાલ છે, પણ જ્ઞાનીપુરુષનું કહેલું પકડ્યું તો આગળ વધાય. ડહાપણ કરવું નથી. એની પાછળ પડવું પડે છે. વીશ દોહરા, યમનિયમ વિચારે તો બધાય ગુણ પ્રાપ્ત થઈ સમ્યક્ત્વ પ્રગટે. આ તો મેં સાંભળ્યું છે,

હું શીખ્યો છું, એમ સામાન્ય કરી નાખ્યું છે. જાગ્યા ત્યારથી સવાર. મંડી પડવું. જે દેખાય છે તે બધું સ્વપ્ના જેવું છે. બધું ફરતું છે. આવું ને આવું રહેવાનું નથી. વિચાર કરે તો જગતમાં કાંઈ વિશ્વાસ કરવા લાયક નથી. લાગ આવ્યો છે માટે કરી લેવું. મનુષ્યભવ છૂટયો તો ફરી લક્ષ ચોરાશીમાં ભટક ભટક કરશે. આટલી સામગ્રી ફરી મળવી મુશ્કેલ છે. પ્રભુશ્રીજી કહેતા કે તારી વારે વાર. તું ઢીલ કરીશ તો વાર લાગશે. ઢીલ કરવી તે એને હાથ છે અને ઢીલ ન કરવી એય એને હાથ છે. કાલે શું થશે એની ખબર નથી. વસ્તુનો સ્વભાવ સમજાતો નથી. બધું પલટાઈ જશે. કેટલાય કાળથી ભટક ભટક કરતો આવ્યો છે. ભવ ઓછા થાય તેમ કરવાનું છે. તૃષ્ણા વધારી વધે અને ઘટાડી ઘટે. બળતરા જીવને ઇચ્છા-તૃષ્ણાની છે. તે બહાર દેખાય નહીં. અંતરની શાંતિ સમજાઈ નથી.

આત્મા મરે નહીં. દેહ છૂટે, પણ આત્મા ન મરે. નિર્ભયપણું થયા વિના મોક્ષ થાય નહીં. અત્યારે જીવ બીજી વસ્તુઓમાં તણાય છે. પોતે કરશે તે પોતે પામશે. જીવ વિચાર કરે તો સમજાય કે જેણે કર્યું હોય તેને ભોગવવું પડે છે. દેહ છૂટી જાય તો બધું પડ્યું રહે. ઘર, સ્ત્રી શું સુખી કરશે? સુખ એનું નથી. આત્માનું સુખ છે. "સર્વ ક્લેશથી અને સર્વ દુઃખથી મુક્ત થવાનો ઉપાય એક આત્મજ્ઞાન છે." (૫૬૯). ખરી મૂંઝવણ જીવને મોહની છે, મોહ જીવને મૂંઝવે છે, દુઃખી કરે છે, કર્મની પરાધીનતા સમજણથી ટળે છે.

"સમજ પીછે સબ સરલ હૈ, બિનૂ સમજ મુશકિલ." (હા. નો. ૧-૧૨)

રાગદ્વેષથી જીવ બળે છે, તેને જ્ઞાનીનાં વચનોથી શાંત કરવાનો છે. શીતળીભૂત થઈ જાય એવું કરવાનું છે. દુઃખ આવે, કષ્ટ પડે, કોઈ ભૂંડું કરે તો સમભાવ રાખવો. કૃપાળુદેવનું વચનામૃત વાંચવું. જ્યારે વાંચવું હોય ત્યારે કૃપાળુદેવની આજ્ઞા લઈ વાંચવું. પછી જ્ઞાની જાણે છે એમ રાખવું. હું સમજી ગયો એમ ન રાખવું. જ્ઞાની જાણે છે, એટલો લક્ષ રાખવો. વચનામૃતમાં 'પંચાસ્તિકાય' (૭૬૬) શાંતિ આપે એવું છે, માટે વાંચવું, મુખપાઠ કરવું, ફેરવવું.

**૧૦૧** શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૧૪, ૨૦૦૮

સંસાર ભોગવવો અને મોક્ષ મેળવવો, એય ન બને. કાળ એવો છે કે જીવને ધર્મ ગમવો મુશ્કેલ છે. હું દુઃખી છું અને મારે છૂટવું છે, એવી ગરજવાળા જીવો થોડા છે. જેમ ગરજ જાગશે તેમ જીવ પુરુષાર્થ કરશે. સ્મરણમાં ચિત્ત રાખવું. ક્ષણ પણ નકામી ન ગાળવી, ગમે તેમ થાય તો પણ આપણને સત્સાધન મળ્યું છે તે ન ચૂકવું. મન વારંવાર ભટકે છે તે ક્યાં જાય છે? તે તપાસવું. હિતકારીમાં જાય છે કે અહિતકારીમાં જાય છે? જો અહિતકારીમાં જતું હોય તો પાછું વાળવું. વારંવાર મનને સંભાળવું. અત્યારે દેહ છૂટી જાય તો કેવું થાય?

દેહ અને આત્મા બન્ને જુદી વસ્તુઓ છે. આ શરીરના વિચારો છે તે આત્માને મારી નાખનાર છે. માત્ર આ દેહથી ધર્મ થાય છે તેથી તેને પોષવો. દેહ સાથે પ્રીતિ કરવા યોગ્ય નથી. માત્ર આ દેહ ભક્તિને માટે કામમાં આવે તે માટે એને આહાર આપવો, ઊંઘાડવો,

ન્હવરાવવો વગેરે કરવું પડે છે.

૧૦૨ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૦)), ૨૦૦૮

જીવને સંસારમાં રુચિ થાય છે. સંસારનાં કારણોમાં રુચિ છે તે પલટાઈને મોક્ષનાં કારણોમાં રુચિ થાય તે સમ્યગ્દર્શન છે. મારે શું કરવાનું છે એ લક્ષ રાખવો. "આ લોકની અલ્પ પણ સુખેચ્છા." (૨૫૪) એ ખામી છે, તે મટાડવી. "હે ઇચ્છા દુઃખમૂલ." (હા-૧-૧૨). દુઃખી થવું હોય તો ઇચ્છા વધારે કરવી. સુખી થવું હોય તો ઇચ્છાઓ ઓછી કરવી. ઇચ્છાઓ થાય એવા નિમિત્તથી દૂર રહેવું. નિમિત્તવાસી જીવ છે. દેખાદેખી ઘણી ટેવો પડે છે અને ઇચ્છાઓ થાય છે. પાપની પ્રવૃત્તિઓ રોકવી. પાપથી ડરતા રહેવું. પાપ બાંધવા ઇન્દ્રિયો મળી નથી. કોઈના એ વચન સાંભળી ક્રોધ થતો હોય તો કાન પર હાથ દેવા એમ કહેવાય છે ખાવું તો સ્વાદ માટે નહીં, પણ જીવન ટકાવવા. પાંચ ઇન્દ્રિયોને પોષવી નથી. આંખ મળી છે તે ભગવાનનાં દર્શન માટે છે. કાન મળ્યા છે તે ભગવાનનાં વચન શ્રવણ કરવા માટે. એમ દરેક ઇન્દ્રિયોને સવળી કરી નાખવી. ઇન્દ્રિયો છે તે જ્ઞાનદશાને રોકનારી છે. જ્ઞાનદશા થયા પછી એ જ ઇન્દ્રિયો મોક્ષના કામમાં આવે છે.

પત્રો શીખ્યા હોઈએ તે ફેરવીએ અને વિચાર કરીએ.

૧૦૩ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૧, ૨૦૦૮

પંચમકાળમાં વ્યાધિ પીડા વધારે છે. ધર્મધ્યાન થાય એવું નથી. કાળજી રાખે તો થાય. નહીં તો આજીવિકા માટે આખો મનુષ્યભવ લૂંટાઈ જાય. જ્યાં હોઈએ ત્યાં સત્સંગ, સત્શાસ્ત્રનું વાચન રાખવું. ગરજ નથી. તેથી બીજાં નિમિત્તો મળે તેમાં ભળી જાય છે. અસ્થિરતા બહુ છે. અસ્થિરતા વધે એવાં નિમિત્તો બહુ છે. પૂર્વનું આરાધકપણું નથી તેથી એમ થયું છે. જન્મમરણ માથે ફરે છે. જીવને મરવાનું સાંભરતું નથી. અંદરમાં એને જ્ઞાનીનાં વચન ચોંટતા નથી. સાંભળ્યું હોય તે ન સાંભળ્યું થઈ જાય. કિંમતી વસ્તુ લાગી હોય તેની સંભાળ રાખે. મનુષ્યભવ કિંમતી વસ્તુ છે. ક્ષણ ક્ષણ જતાં બહુ વખત ગયો, પણ હવેનું સારું જીવવું છે. હવે તો કંઈક ગાંઠે બાંધવું. જીવને સમજણ નથી. બીજામાં તણાઈ જાય છે. તુચ્છ વસ્તુનું જીવ માહાત્મ્ય માની તેમાં ને તેમાં રાચ્યો રહે છે. તુચ્છ વસ્તુઓથી જીવ ઘેરાઈ ગયો છે, તેથી આત્માનું માહાત્મ્ય લાગતું નથી. નાશવંત વસ્તુઓ તો ગમે ત્યારે નાશ થવાની છે. એવી ને એવી ન રહે. પારકી પંચાતમાં ખોટી ન થવું. પોતાનું ખરું સ્વરૂપ છે તે જાણ્યું હોય તો ભવોભવમાં કામ આવે. પરભવમાં પણ સાથે આવે. પણ જીવને માહાત્મ્ય નથી. સત્સંગમાં પોતાને કામની વસ્તુઓ સાંભળવા મળે છે. જરૂરની વસ્તુઓ વારંવાર સાંભળવામાં આવે તો માહાત્મ્ય લાગે. એ માટે ઘણા બોધની જરૂર છે. કેટલાય ભવની કમાણીરૂપ આ મનુષ્યભવ છે. તે પણ આ કળિયુગમાં ટૂંકા આયુષ્યવાળો છે કૂતરા કાગડાના ભવમાં ભટકતાં ભટકતાં આ મનુષ્યભવ ઘણા પુણ્યના યોગે મળ્યો છે.

૧૦૪ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૨, ૨૦૦૮

ભગવાને દયાનું વર્ણન કર્યું છે. કોઈ પણ જીવને હણવો નહીં. દુભવવો નહીં. ચારે

ગતિમાં જીવને દુઃખ છે. જ્યાં સુધી ચિત્તની અસ્થિરતા છે, ત્યાં સુધી દુઃખ છે.

મરચામાં ઉત્પન્ન થનારા જીવ મરચામાં આનંદ માને છે. ગોળમાં ઉત્પન્ન થનારા જીવો ગોળમાં આનંદ માને છે. દેવોને પણ જુદા જુદા સંસ્કાર હોય છે. આ બધું દેવોનું વર્ણન કર્યું તે શા માટે?

ચારે ગતિમાં દુઃખ છે. વૈરાગ્ય થવા માટે વર્ણન છે. પૂર્વભવમાં આત્મા હતો એવી સાબિતી કરવા માટે પણ એવાં વર્ણન છે. જે કર્મ કરે તે ભોગવવાં પડે છે, એમ સિદ્ધ કરવા માટે વર્ણન છે.

મોક્ષને માટે જે કરવાનું છે તે જ્ઞાન છે. સાત તત્ત્વ કે છ દ્રવ્ય એ પ્રયોજનભૂત છે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાનમાં પ્રવૃત્તિ થાય તે ચારિત્ર છે. સાતમે ગુણસ્થાનકે અપ્રમત્ત યોગ હોય છે. જેટલો આત્માનો વિકાસ કરવો હોય તેટલો થાય. મોક્ષ ન થાય એવું માનવાની જરૂર નથી. જેટલું થાય તેટલું કરવું. પાપપ્રવૃત્તિ રોકવી. તે મનથી, વચનથી, કાયાથી, કરે નહીં, કરાવે નહીં, અનુમોદે નહીં એમ નવકોટી સામાયિક કરવાનું કહ્યું છે. તે આત્મ-સ્થિરતા થવા માટે કહ્યું છે. બધા વિકલ્પો મૂકવાના છે.

સમ્યગ્દર્શન થાય ત્યારે સાત પ્રકૃતિ ક્ષય પામે. પછી પ્રત્યાખ્યાનાવરણીય જાય ત્યારે વ્રત આવે, શ્રાવક થાય. પછી સામાયિક આવે. કટાસણું પાથરીને બેસવાથી સામાયિક થતું નથી. થોડીક વાર સમભાવમાં રહે તો આનંદ આવે. પોતાના સ્વરૂપમાં રહે તો આનંદ આવે. પાંચમેથી ભાવવૃદ્ધિથી સાતમે જાય છે. વૃત્તિઓ સ્થિર કરતા જીવને આવડે તો આગળ રસ્તો બહુ સુલભ છે. સ્થિરતા ટકે તો કેવળજ્ઞાન દૂર નથી. પણ એ તરવારની ધાર જેવું છે. મોક્ષમાર્ગમાં જીવો ચાલ્યા જ જાય છે. કોઈ છઠ્ઠે, કોઈ સાતમે, કોઈ શ્રેણિમાં, કોઈ મોક્ષે જતા હોય. એમ મોક્ષમાર્ગમાં જીવો ચાલતા જ રહે છે.

બાહ્ય ક્રિયાને જ્ઞાનીઓ નિષેધતા નથી. તે કરતાં અંતરનો ભાવ વિશેષ છે, પણ તમે ક્રિયા ન કરો એમ ન કહે. શુષ્કજ્ઞાનીઓ ક્રિયાનો નિષેધ કરે છે. જ્ઞાનીની આજ્ઞાથી વિરુદ્ધ વર્તવાનું થાય નહીં એવું કરવાનું છે. ઘણીવાર ચારિત્ર પાળવા છતાં જીવનો મોક્ષ ન થયો. તેથી કંઈ ચારિત્ર ન લેવું એમ કહેવું નથી, પણ એમાં કંઈક રહી જાય છે તે ભૂલ કાઢવા કહ્યું છે. મિથ્યાત્વની ગાંઠ મૂકવા કહેવાનું છે. માત્ર ક્રિયામાં જ રાચી ન રહેવું. એકલી ક્રિયાથી મોક્ષ નથી એમ કહેવું છે. તેથી ક્રિયા ન કરવી એમ કહેવું નથી, પણ એમાં કંઈક રહી જાય છે તે સમજાવવા માટે જ્ઞાનીઓ કહે છે. જ્ઞાની સર્વ જીવોના દાસ છે, સર્વ જીવો પ્રત્યે દાસભાવવાળા છે. તે જીવોને દુઃખી કરવા કંઈ કરે નહીં. જ્યાંસુધી ગૃહસ્થ અવસ્થા છે, ત્યાંસુધી કેમ વર્તવું? કૃપાળુદેવ કહે છે કે 'અમે ઉપદેશ કરતા નથી.' બહુ વિચાર કરીને આગળ પાછળ કોઈનું અહિત ન થાય તેમ વર્તે છે. શાથી કલ્યાણ થાય? તે જ્ઞાની જાણે છે. બીજા જીવો તો બાહ્યથી કહે. બારમા ગુણસ્થાન સુધી જ્ઞાની પુરુષોનાં વચનોનું અવલંબન હોય છે. જ્ઞાનીની આજ્ઞાએ વર્તે તો સ્વચ્છંદ પણ વિલય પામે અને એ જ ચારિત્ર છે, જ્ઞાનીના વચનના આશ્રયે વર્તવું એ અવલંબન છે. એ બારમા ગુણસ્થાન સુધી છે. આ

સંસારમાં ઘણા ખાડાખોચરા છે. સ્વચ્છંદે વર્તવાથી વૃત્તિઓ ક્ષય થતી નથી, પોષાય છે. સ્વચ્છંદ જ પોષાયા કરે છે. પોતાને ઠીક લાગે તેમ વર્તે તેથી અહંકાર વધે, ડહાપણ વધે. કંઈક સરલ જીવ હોય અને કંઈક રિદ્ધિસિદ્ધિ પ્રગટે, તો પછી પડે તો વધારે પછાટ લાગે. સ્વચ્છંદનાં પરિણામ આવાં આવે છે.

છ પદની શ્રદ્ધા જેને થાય છે તેને સમ્યગ્દર્શન થાય છે. એ મૂળ વસ્તુ છે. એમાં શંકા કરવા જેવું નથી. છ પદનો નિર્ણય થયો તો પછી એને શંકા ન થાય. કદાચ થાય તો આશંકા કહેવાય છે. છ પદમાં જો શંકા થઈ તો મિથ્યાત્વ આવે અને ક્યાં સુધી આવશે તેની ખબર નથી. ખાવું પીવું અને લહેર કરવી એમ થઈ જાય. આત્મા છે એમ માને પણ વિચાર કરી નિર્ણય ન કર્યો હોય તો ફરી જાય. જેવો સંગ મળે તેવો થઈ જાય. માટે કહ્યું છે કે "કર વિચાર તો પામ." વિચાર વગર એમનું એમ માની બેસે તો ફરી જાય. ઓઘે ન માનવું, એમ નથી. સ્યાદ્વાદ છે. જેટલી જેટલી યોગ્યતા વધે તેટલા તેટલા વિચાર આવે છે.

મતિ-શ્રુતને ઇન્દ્રિયોનો આધાર છે. જ્ઞાન માત્ર આત્માનું છે. શ્રુતજ્ઞાન છે એમાં અનુમાન છે. મનઃપર્યવજ્ઞાનમાં અનુમાન નથી. મનઃપર્યવવાળાને ઇન્દ્રિય અને મનની જરૂર નથી રહેતી. આત્માથી જાણે છે. અતીન્દ્રિય જ્ઞાનથી જાણેલું ખોટું પડતું નથી. સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું હોય અને વમે નહીં તો વધારેમાં વધારે સાત ભવ દેવના અને આઠ ભવ મનુષ્યના કરી મોક્ષે જાય. સમ્યગ્દર્શન જેને થયું છે તે વહેલે મોડે મોક્ષે જાય. વમે તો વધારેમાં વધારે અર્ધપુદ્ગલપરાવર્તન થાય.

સમ્યક્ત્વનાં લક્ષણ : કષાયની ઉપશાંતતા તે શમ, મોક્ષ ભણી વલણ થાય તે સંવેગ, સંસાર ઝેર જેવો લાગે તે નિર્વેદ, જ્ઞાનીનાં વચનોમાં તલ્લીનતા તે આસ્થા અને પોતા પર અને બીજા પ્રાણીઓ પ્રત્યે દયા તે અનુકંપા. પોતાના આત્મા પ્રત્યે તો વિશેષ દયા રાખે. અત્યારે જીવ આત્માનો વૈરી થઈને વર્તે છે. આત્માનો ઉદ્ધાર કરવાનો છે. જ્ઞાનીની શ્રદ્ધા થાય, બોધ થાય તો પોતાના આત્માની દયા આવે. મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ, સત્પુરુષમાં શ્રદ્ધા એ બધું પોતાના આત્માની દયા જાગે ત્યારે થાય છે.

પ્રશ્ન—પરમાણુ જેવી સૂક્ષ્મ વસ્તુનું, ધર્માસ્તિકાયનું, કર્મગ્રંથિનું જે વર્ણન કર્યું છે તેનું શું કારણ છે?

પૂજ્યશ્રી—જીવ નવરો પડે તો ઘણાં કર્મ બાંધે. કંઈક હાથમાં કામ આવે ત્યારે એનું મન સ્થિર થાય. સૂક્ષ્મમાં સૂક્ષ્મ વર્ણન હોય તો વિચાર કરવો પડે. આ કર્મો કેમ બંધાય છે? કેમ ઉદયમાં આવે છે? એ જ્યારે જાણે ત્યારે લાગે કે અહો! કેવળજ્ઞાનથી કેવું જાણ્યું છે! એ કહેવાનાં સાત કારણો છે: (૧) જેમ છે તેમ કહેવા માટે (૨) તે વસ્તુઓના વિચાર કરવા માટે (૩) તે વસ્તુની માન્યતા કરવા માટે (૪) સમ્યક્ત્વ થવા માટે (૫) જીવદયા પાળવા માટે (૬) જ્ઞાન થવા માટે અને (૭) દોષો ટાળી મુક્ત થવા માટે.

જીવ મુક્ત થાય તેને માટે બધાં વર્ણનો છે. 'સત્પુરુષનો યોગ દુર્લભ છે' એમ

સાંભળ્યું, પણ સાંભળીને કર્યું શું ? જ્ઞાનીનું એક વચન પણ પકડાય તો તેની માઠી ગતિ ન થાય. એ સાંભળ્યું તો કામ કરી લેવું. તો ફરી સત્પુરુષનો યોગ એને થાય. ભીલે માંસ ન ખાવાની પ્રતિજ્ઞાની પકડ કરી તો દેવ થયો, શ્રેણિકરાજા થયો ત્યારે અનાથીમુનિ મળ્યા ત્યાં સમ્યક્ત્વ પામ્યો, મહાવીર ભગવાન મળ્યા ત્યારે તીર્થંકરગોત્ર બાંધ્યું. વિશ્વાસ આવ્યો તો પછી ભલેને નરકગતિ આવી, પણ મોક્ષ થશે. આ બધું ફળ સત્સંગનું છે. જ્ઞાનીનો યોગ મળવો દુર્લભ છે. સત્સંગ થયો હોય તો વિશ્વાસ આવે કે આત્મા છે અને એ વિશ્વાસથી જ મોક્ષ થાય છે. સાચી વસ્તુનો વિશ્વાસ આવે તો મોક્ષ થાય.

જ્ઞાનીએ આત્મા જાણ્યો છે, પ્રગટ કર્યો છે. મારો આત્મા પણ એવો જ છે. એમ પરોક્ષ શ્રદ્ધા થાય તો પછી પરોક્ષમાંથી પ્રત્યક્ષ થઈ જાય. મજીઠનો રંગ કપડું ફાટી જાય પણ જાય નહીં. એવો ધર્મનો રંગ દૃઢ કરવાનો છે. દેહ જાય પણ સમ્યક્ત્વ ન જાય એવું કરવાનું છે. આત્માર્થમાં ખોટી થવું. આત્માનું હિત થતું હોય તો ભલે ભાલાના વરસાદ વરસે, તોય ખસવું નહીં અને સાચાં મોતીની લહાણી મળતી હોય તો પણ અસત્સંગમાં જવું નહીં.

૧૦૫ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૪, ૨૦૦૮

મનુષ્યભવમાં પણ જીવ મતમતાંતરમાં ક્યાંય ખળી રહે છે. મધ્યસ્થબુદ્ધિ બહુ દુષ્કર છે. આગ્રહ થઈ ગયા પછી મટવો બહુ મુશ્કેલ છે. બાંધેલું છે, તે ભોગવવું પડે છે. પોતે કરે છે અને પોતાને ભોગવવું પડે છે.

કૃપાળુદેવ દેવના દેવ છે. નિઃસ્પૃહ થઈ જવું. આ જગતમાંથી કશું જોઈતું નથી. થવું હોય તે થાઓ રૂડા રાજને ભજીએ. કૃપાળુદેવનું શરણું મળ્યું છે તે મોટી વાત છે.

વાંચવામાં કાળ ગાળવો. બીજું બધું ભૂલી જવાનું છે. જગતની બધી વસ્તુઓ ભૂલી એક મંત્રમાં ચિત્ત રાખવું. શ્રદ્ધા એક ભગવાનની રાખવી.

"ધિંગ ધણી માથે કિયા રે, કુણ ગંજે નર ખેટ." (આ. ૧૩)

સંકલ્પ-વિકલ્પ આવે તો મંત્રમાં ચિત્ત રાખવું. એમ છતાં ન મટે તો મોટેથી મંત્રની ધૂન લગાવવી. એમ જીવ જો બળવાન થાય તો સંકલ્પવિકલ્પ નહીં આવે. સંસાર જ એવો છે. ચારે ગતિમાં દુઃખ છે. કેટલું ભટકતાં ભટકતાં મનુષ્યભવ મળે છે. આ મનુષ્યભવમાં આ ભૂમિ, આવો યોગ મળ્યો છે, તેમ છતાં સંસાર એવો છે કે એને જંપવા ન દે.

ધર્મ છે તે જીવને સુખનું કારણ છે. ધર્મમાં વૃત્તિ રહે તેટલું જગત ભુલાય છે. સત્પુરુષના યોગે કંઈક સમજણ કરી લેવાની છે. દેખાય છે તે બધું નાશવંત છે. તેમાં જીવ મમતા કરે છે, કલ્પના કરે છે. કલ્પના કર્યા વગર રહેતો નથી. સંકલ્પવિકલ્પથી કર્મો બંધાય છે. તેનું કારણ વૈરાગ્યની ખામી છે. કેટલાં દુઃખ ભોગવ્યાં છે, પણ તેનો ખ્યાલ નથી. આ મનુષ્યભવમાં કર્મ છોડવાનો લાગ છે. ચેતે તો થાય. સારું આલંબન હોય તો ફિકર ન થાય. સહજ સ્વભાવે જે થાય તે જોયા કરવું. ભાવના કરવી કે સમભાવ મને રહો. સમભાવ રહે તો મારા આત્માનું કલ્યાણ થાય. ભાવના કરે તેવું થાય. પહેલાં ભાવના

કરી હતી તેથી આ સત્સંગ મળ્યો છે. હવે ભાવના સારી કરશે તો સારુ મળશે.

પહેલામાં પહેલું કરવાનું સમ્યગ્દર્શન; તો મોક્ષ થાય જ. જીવ સમજે તો સહજ છે, નહીં તો અનંત ઉપાયે પણ નથી. આખા સંસારનું કારણ 'હું દેહ છું' એ ભાવ છે. 'હું દેહ નથી' એટલું કરવાનું છે. સડી પડી જાય એવો આ દેહ છે. મળમૂત્રથી અપવિત્ર છે. તેમાં કર્મના સંયોગે રહેવું પડે છે. આ દેહથી હું ભિન્ન છું એવી ભાવના કરવાની છે. સાંભળીને ભાવના કરવી. સૂતી વખતે ભાવના કરે, સવારમાં ભાવના કરે, એમ અભ્યાસ કર્યે દેહથી ભિન્ન આત્મા લાગે. સાચા ભાવ કરવાના છે.

કથાઓમાં આવે છે કે કેટલાક ભક્તો દિવસમાં ભગવાનને એક વખત સંભારતા, ત્યારે એવા ભાવ થતા કે દેહનું ભાન ભૂલી જતા. કેટલાક ભક્તો બે વખત ભગવાનને સંભારતા, કેટલાક ત્રણ વખત. એમ અભ્યાસ કરતા. આમ ટેવ પડી જાય તો દેહ ભુલાય. આ બધા રસ્તા અભ્યાસ પાડવા માટે છે. એમ કરતાં કરતાં જીવને બળ આવે છે. અભ્યાસ કરે તો જડ જેવો હોય તે પણ વિદ્વાન થઈ જાય. તેમ 'હું આત્મસ્વરૂપ છું, દેહ નથી' એવો અભ્યાસ કરે તો એ દશા આવે, હું દેહ નથી એમ થાય. દેહ મડદું છે. સત્સંગની જીવને જરૂર છે. ઘણા સત્સંગની જરૂર છે. સમભાવ રાખવો.

મુમુક્ષુ—સમભાવ રહેતો નથી.

પૂજ્યશ્રી—સમભાવ ન રહે પણ ભાવના તો કરાય ને કે હે ભગવાન, મને સમભાવ રહો ? સવારમાં ઊઠી ભાવના કરવી, પછી ફરી સાંજે ભાવના કરવી, ફરી સૂતી વખતે ભાવના કરવી, એમ અભ્યાસ પાડે તો વારંવાર સાંભરે. "છે દેહાદિથી ભિન્ન આત્મા રે" એમ સાંભળ્યું તો હું દેહ નથી એમ કરવું, કશું આડાઅવળી કરવું નહીં. જીવ સંકલ્પ-વિકલ્પ કરે છે, મારું કપડું એમ કરે છે, પણ કપડું તો ફાટી જવાનું છે. છતાં જીવ સંકલ્પવિકલ્પ કરી કર્મ બાંધ બાંધ કરે છે. આ દેહ અપવિત્ર છે, મળમૂત્ર–લોહીથી ભરેલો છે, તેમાં કર્મના સંયોગે રહેવું પડે છે. પણ એથી હું ભિન્ન છું, એવી વારંવાર ભાવના કરવી.

જ્યાં ચોંટ્યો છે ત્યાંથી ઊઠ, એમ જ્ઞાની કહે છે. અપ્રતિબંધ અને અસંગ એ પુરુષાર્થ છે. જ્યાં જ્યાં જીવ રાગ કરે છે તે બધું કલ્યાણના માર્ગમાં પ્રતિબંધ છે, તે છોડવાનું છે. અને જ્યાં જ્યાં સંગ કર્યો છે તે છોડવાનો છે. પ્રતિબંધ દૂર કરવો અને અસંગ થવું એ કર્મ જીતવાનો રસ્તો છે. એક પરમાણુ પણ મારું નથી. જેમ જેમ મમતા છૂટશે તેમ તેમ બધું છૂટશે.

૧૦૬ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૫, ૨૦૦૮

સમ્યગ્દૃષ્ટિને પુણ્ય હોય તે ગમે નહીં.

"ધર્મજનિત પણ ભોગ ઇહાં તેમ, લાગે અનિષ્ટ તે મનને રે." (પાંચમી દૃષ્ટિ)

દેવલોક પણ એને અનિષ્ટ લાગે એ સમ્યગ્દર્શનનું માહાત્મ્ય છે. પુણ્યના યોગે એને નિવૃત્તિ ન મળે તેથી અનિષ્ટ લાગે. જીવ બળિયો થાય તો સમ્યક્ત્વ નવ સમયમાં મોક્ષે લઈ જાય. મને ખબર નથી પણ જ્ઞાનીએ જાણ્યું તે સાચું. આત્માનો સ્વભાવ જેવો છે તેવો સમજાય તો

થોડી પૃથ્વીમાં ઘણા જીવો છે એ વગેરે સમજાય. જ્ઞાનીની આજ્ઞાએ વર્તવું તો બધું પાંશરું થશે. સાથે શ્વાસોચ્છ્વાસ લે, સાથે આહાર લે, સાથે જન્મે, સાથે મરે એવા સાધારણ વનસ્પતિકાયના જીવો હોય છે. કર્મ છે તે પુદ્ગલ છે. ચેતનમાં અનંત શક્તિ છે, એવી જડની પણ અનંત અચિંત્ય શક્તિ છે.

"વસ્તુ વિચારત ધ્યાવતે, મન પામે વિશ્રામ;
રસ સ્વાદત સુખ ઊપજે, અનુભવ યાકો નામ." (નાટક સમયસાર)

વૃત્તિ બીજે ભટકે છે તે રોકાય અને આ ભગવાને કહેલાં વચનોનો વિચાર કરે તો અંતરંગવૃત્તિ થાય. ભગવાનના કેવળજ્ઞાનનું માહાત્મ્ય લાગે તે માટે પરવસ્તુઓનું વર્ણન કર્યું છે.

મોહ ઓછો કરવો. બીજા કામમાં જીવ કુશળ છે, પણ આમાં કંઈ કરતો નથી. જે કંઈ સાંભળીએ તે વિચારીએ. જ્ઞાની બોલે છે તે વચન બીજા પણ બોલે છે. જ્ઞાનીનાં વચન જીવને મોક્ષ ભણી પ્રેરે છે અને બીજાઓનાં વચનો સંસાર ભણી વાળે છે.

**૧૦૭** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૬, ૨૦૦૮

વૃત્તિઓને રોકવા આયંબિલ કહ્યું છે. આયંબિલ છે તે શરીર સારું હોય તો કરવા જેવું છે. એમનું એમ તો કરે નહીં, પણ પર્વને દિવસે કરવાના ભાવ થાય છે. પાંચે ઇન્દ્રિયો જીભથી પોષાય છે. રસને જીતે તે તપ છે. એ જીતે તો બધી ઇન્દ્રિયો વશ થાય. નીરસ ભોજન કરે તો તપ થાય.

જ્ઞાનીની આજ્ઞાથી જે સ્મરણ મળ્યું છે, તે સ્મરણમાં ચિત્ત રાખવું. એ કર્મથી છૂટવાનો રસ્તો છે, સમાધિમરણનું કારણ છે. પરમાર્થ સમજવાની કાળજી રાખે તો સમજાય. જીવને વિવેકબુદ્ધિ આવે તો મોહ ન થાય. પોતાની મેળે તો ઘણું કર્યું છે, પણ જ્ઞાનીની આજ્ઞામાં જેટલો કાળ જાય તેટલો લેખામાં છે. આ મનુષ્યભવ સફળ કરવાનું કારણ જ્ઞાનીની આજ્ઞાનું આરાધન છે. રસ્તામાં જતાં આવતાં પણ સ્મરણ કરે તો ઘણો લાભ થાય. એક ક્ષણ પણ નકામી ન જાય એવું થાય. વીશ દોહરા તો પા કલાક મળે ત્યારે બોલાય, પણ આ તો ઊઠતાં—બેસતાં પણ કરાય.

**૧૦૮** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૭, ૨૦૦૮

પ્રશ્ન—આયંબિલ કર્યું હોય અને રસવાળા પદાર્થોમાં મન જતું હોય તો શા વિચાર કરવા કે જે વિચારથી મન ત્યાં ન જાય?

પૂજ્યશ્રી—ઘણું ખાધું છે. ખાધેલું શું થાય છે?—વિષ્ટા. જગત એંઠવાડા જેવું છે. "સકલ જગત તે એંઠવત્." આત્માનું હિત થાય એવું વિચારવું. ઘીથી હિત છે કે જ્ઞાનીનાં વચનોથી? જ્ઞાનીનાં વચનોથી આત્માનું હિત છે તો મારે ઘી નથી ખાવું. શું કરવા આવ્યો છું અને શું કરું છું? એ વિચારવું. જીવને ટેવ પડી ગઈ છે, પણ એનું ફળ શું આવશે એની ખબર નથી. કલ્પનાએ કે લોકના કહેતા કહેતી રસમાં લુબ્ધાય છે. રસને જીતે તો જ્ઞાનીનાં વચનોમાં રસ આવે. અભયદેવસૂરીને આયંબિલ કરવું ઠીક પડ્યું. બાર અંગની ટીકા લખતાં સુધી આયંબિલ જ કર્યાં. આત્મા ભણી જાય તો લાભ થાય. ભારે ખાધું

હોય તો પચાવવા મહેનત કરવી પડે. આ આયંબિલનું ભોજન તો વહેલું ઠેકાણે પડી જાય. લોલુપતા છે એ જીવને નીચે લઈ જાય છે, અધોગતિ થાય છે.

કુમારપાળ રાજાએ સાત વ્યસનનો ત્યાગ કરી ગૃહસ્થનાં વ્રતો લીધેલાં. એક વખત તેને ઘેબર ખાતાં માંસનો આવો સ્વાદ આવતો, એમ વિચાર આવ્યો તેથી હેમચંદ્રાચાર્યને પૂછ્યું કે મને એવો વિચાર આવે છે તો શું કરવું? ગુરુએ કહ્યું કે આખી જિંદગી તારે ઘેબર ન ખાવું. કહેવાનું એ કે તેના ભાવ ફેરવી નાખ્યા અને લોલુપતાથી છોડાવ્યો.

"દેહની જેટલી ચિંતા રાખે છે તેટલી નહીં પણ એથી અનંતગણી ચિંતા આત્માની રાખ." (૮૪) એમ કહ્યું છે. પણ એના ચિત્તમાં દેહ પેસી ગયો છે. દેહના જ વિચારો આવે છે. એ ઓછા થાય, એનાથી નવરો પડે, તો આત્માના વિચાર આવે. નવરાશ લાવ, જરા નવરાશ. નવરાશ લાવે ત્યારે જ્ઞાની કંઈ કહે ને? આ તો બીજું લઈને બેઠો છે. કેવી જોગવાઈ! મનુષ્યભવમાં પાંચ ઈન્દ્રિયો, સત્પુરુષનો યોગ અને સત્સાધન મળ્યું છે. તો ખામી શાની છે? પુરુષાર્થની.

પ્રમાદ કાઢે તો ઘણું કામ થાય. કૃપાળુદેવે આખા દિવસમાં કેમ વર્તવું તેના ભાગ પાડયા છે. ૧ પ્રહર ભક્તિકર્તવ્ય, ૧ પ્રહર ધર્મકર્તવ્ય, ૧ પ્રહર આહાર પ્રયોજન, ૧ પ્રહર વિદ્યાપ્રયોજન, ૨ પ્રહર નિદ્રા, ૨ પ્રહર સંસાર પ્રયોજન. "પુષ્પમાળા"માં હિત થાય એવું કહ્યું છે. એને પૂછવા જવું ન પડે. કૃપાળુદેવનાં વચનો વાંચે તો બધું હાથમાં આવે. વાંચે, વિચારે, છૂટવાનો લક્ષ રાખે તો કામ થાય. નર્યું સાંભળ સાંભળ કરવાથી જીવ ઢીલો પડી જાય છે. આ તો મેં સાંભળ્યું છે એમ થાય. કોઈ નવો જીવ આવે તેને લાગે કે આ તો કોઈ જુદું જ કહે છે. એવું તો મેં કોઈ દિવસ સાંભળ્યું નથી. પત્ર મોઢે કર્યા હોય તે વિચારવા. બોલતાં બોલતાં વિચાર જાગે એવું કરવું, તો આનંદ આવે. દુર્લભ વસ્તુઓ છે. જ્ઞાનીનાં વચનોનો વિચાર થાય તો બીજી કમાણી કરતાં વધારે આનંદ આવે. કેટલા અનુભવનો સાર બધા પત્રોમાં કહેતા ગયા છે! બહુ હિતકારી છે. અવકાશ હોય તો જીવે વીસ દોહરા, યમનિયમ, ક્ષમાપના, બારભાવના કે છ પદ ગમે તે વિચારવામાં રહેવાનું છે. જીવને બંધ-વૃત્તિઓ રોકવામાં રસ આવતો નથી.

જ્ઞાનીપુરુષનો બોધ સાંભળવો, વિચાર કરવો અને સત્સંગ કરવો. વ્રત લેવાનું નથી કહેવું, ભણવાનુંય નથી કહેવું; આ તો સહેલું કહેવું છે. સત્સંગ કરે, બોધ સાંભળે અને વિચારે તો પરને પોતાનું ન માને. મોહને મંદ કરીને આવ, એમ જ્ઞાનીનું કહેવું છે. આ તો મોહ વધારીને આવે છે. જેને કંઈ આત્માની ગરજ જાગી છે અને શોધ કરતો હોય તેને જ્ઞાની કહે તે પકડાઈ જાય. ગરજ ન હોય તો શું થાય? કર્મને લઈને બધું ચિત્ર-વિચિત્ર દેખાય છે.

**૧૦૯** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૮, ૨૦૦૮

દેખાય છે તે માનવાનું નથી; આત્મા માનવાનો છે. દૃષ્ટિ ફેરવવાની છે. જાણવા યોગ્ય તો આત્મા છે. દેખાય છે તે તો કર્મ છે; આત્મા દેખાય નહીં. સત્પુરુષ અને સત્પુરુષની

વાણી બન્ને જીવને હિતકારી છે. પોતાનેય જાણે અને પરનેય જાણે એવો સ્વપર-પ્રકાશક આત્મા છે. "સ્વપર-પ્રકાશક એવી ચૈતન્યસત્તાનો પ્રત્યક્ષ ગુણ જેને વિષે છે એવો આત્મા હોવાનું પ્રમાણ છે." (૪૯૩), એમ કૃપાળુદેવ કહે છે. દેહાદિથી ભિન્ન આત્મા છે. જેવું છે તેવા દ્રવ્યની વાત કરે છે. તે જ લક્ષ રાખીને સાંભળે તો જુદું છે તે જુદું લાગે.

મુમુક્ષુ—બંધનથી કેમ છુટાય ?

પૂજ્યશ્રી—સમકિતની વાત છે. એ આવે તો પછી બંધનથી મુક્ત થવાય. નિર્જરા થાય એવું કરવું. રાગ, દ્વેષ અને અજ્ઞાન એ સંસારનું કારણ છે. માટે સમકિત કરવાનું કહે છે. એ આવે તો પ્રભુશ્રીજી કહેતા કે ચાંદલો થયો. પછી મોક્ષે જાય. ભક્તિ કરો કે ગમે તે કરો, પણ સમકિત માટે. જગતના રૂડા કહેવાથી રૂડા થઈ જવાય નહીં, અને ભૂંડા કહેવાથી ભૂંડા ન થાય. જેવા ભાવ થાય તેવું થાય. જગતને રૂડું દેખાડવા ઘણું કર્યું છે. બંધન થાય તે ન કરવું.

**૧૧૦** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૯, ૨૦૦૮

"કેવળજ્ઞાન એટલે માત્ર જ્ઞાન જ, તે સિવાય બીજું કંઈ જ નહીં" (વ્યા. ૧-૧૨૬) કેવળજ્ઞાન એટલે એકલું જ્ઞાન. મોહ નહીં. રાગદ્વેષ વગરનું જ્ઞાન. આત્માની વિચારણા કૃપાળુદેવે કેવી કરી છે! વિચારતાં વિચારતાં એમણે સહજસ્વરૂપ શોધી કાઢ્યું. સહજસ્વરૂપમાં કશો વિકલ્પ ન આવે, એવી ચમત્કૃતિ છે. ઉપાધિમાં પણ એમણે સમાધિ ભોગવી છે.

પ્રતિમા જોઈને ભગવાનને યાદ કરવા કે ભગવાન સમવસરણમાં કેવાં શાંત બેસતા હતા! કૃપાળુદેવે જેઓ પ્રતિમા પૂજતા ન હતા તેમને પ્રતિમાપૂજક કર્યા અને જે પ્રતિમાપૂજક હતા તેમને ભગવાનને પૂજતા કર્યા. બધા આગ્રહો છોડાવ્યા. કૃત્રિમ પ્રતિમા એટલે બનાવેલી પ્રતિમા અને અકૃત્રિમ પ્રતિમા એટલે ત્રિકાળ રહે એવી પ્રતિમા. મહાવિદેહમાં, મેરુ વગેરે પર્વતો પર શાશ્વત પ્રતિમાઓ છે. ભરતચક્રી મહાવીર થયા પહેલાં થયા હતા પણ તેમણે મહાવીરની પ્રતિમા કરાવી હતી.

**પ્રશ્ન**— "બંધના હેતુ જે છે પાપસ્થાન જો,
તે તુજ ભકતે પામ્યા પુષ્ટ પ્રશસ્તતા રે લો." (દે. ગતચોવીશી-૧૬)

એટલે શું ?

પૂજ્યશ્રી—ભગવાનની ભક્તિ જેના હૃદયમાં છે તેને પાપ પણ પુણ્યરૂપ થાય છે, એટલે પ્રશસ્તતાને પામે છે. જેમ કોઈ શિકારી પૂછે કે આ બાજુ થઈને હરણ ગયાં છે તે કઈ બાજુ ગયાં ? તો પેલો પુરુષ ઊલટી બાજુ બતાવીને કહે કે આ બાજુ ગયાં છે. એમ ન ગયાં હોય છતાં કહે. જૂઠું બોલીએ તે પાપ છે છતાં એનો લક્ષ અહિંસાનો છે તેથી જૂઠું નથી. લક્ષ બીજો છે તેથી પાપ પણ પુણ્યરૂપ થાય છે. તેમ ભગવાન પ્રત્યે પ્રેમ છે તેને પાપ પણ સવળું થાય. કોઈ ફૂલ તોડતો હોય પણ એને ભક્તિ કરવી છે તેથી પાપ પણ પ્રશસ્ત થાય છે.

જેનો ભાવ ફરી ગયો તેનું બધું સવળું થાય છે. તે જે કરે તે જાણીને કરે છે,

સારું કરે છે. પ્રભુશ્રીજીનું ઉદય પ્રમાણે વર્તન હતું. ઘણા પૂછે પણ ઉદય ન હોય તો ન બોલે.

આવો જોગ મળ્યા છતાં આમ કરું તેમ કરું કરે છે. મોક્ષનો માર્ગ ગમવો બહુ દુર્લભ છે. મિથ્યાત્વ મંદ થાય ત્યારે કંઈક ગમે. ઘણો સત્સંગ હોય તો ધર્મની ગરજ જાગે. ગમે તે રીતે જાગવું જોઈએ. પોતે પોતાને જાણવો જોઈએ. મારે આ કરવું છે એમ જો હૃદયમાં થાય તો થાય. સારાં નિમિત્ત રાખવાં. ઘણાં વિઘ્નો આડાં આવે છે. જેને નિવૃત્તિ હોય તેને યોગ ન હોય. જેને યોગ હોય તેને નિવૃત્તિ ન હોય કે યોગ્યતા ન હોય. નિવૃત્તિ હોય અને યોગ હોય, તે સાથે યોગ્યતા પણ હોય તો ગૌતમસ્વામી જેવું થઈ જાય. ભગવાન સાથે વાદ કરવા આવતાં પહેલાં તેમણે ગણધરની લબ્ધિ પ્રાપ્ત કરી હતી. તેથી જેમ પારસ અને લોઢું અડે તો સોનું થાય તેમ થયું. જ્ઞાનીનાં વચનો કાનમાં પડે, રુચે તો જાગે. આ વચનો મારે માટે કહે છે, હું ઊંઘું છું, મને જાગ્રત કરવા કહે છે, એમ થાય તો જાગવાનું થાય.

વાસુદેવને તીર્થંકરનો યોગ થાય અને પછી નરકમાં જાય. ત્યાં પસ્તાય કે મને તીર્થંકરનો યોગ થયો છતાં મેં કંઈ કર્યું નહીં. પસ્તાયાથી જીવને જાતિસ્મરણ થઈ જાય. દુઃખ દેખે ત્યારે જીવને પ્રત્યક્ષ ખબર પડે કે મારી માન્યતાનું ફળ ખોટું છે. જ્ઞાનીના કહ્યા પ્રમાણે માન્યતાનું ફળ સારું છે. દિગંબરીમાં કેટલાક માને છે કે ક્ષાયિક સમકિત હોય છતાં નરકગતિ બંધાઈ હોય તો પહેલી નરકે જાય. કેટલાક માને છે કે ત્રીજી નરકે જઈ શકે. તીર્થંકર નામકર્મ બાંધ્યું હોય તો ક્ષાયિક સમકિત હોય જ એમ નથી, ક્ષયોપશમ સમકિત પણ હોય. કૃષ્ણ ત્રીજી નરકમાંથી નીકળશે ત્યારે મનુષ્યભવમાં કોઈ યોગ ન મળ્યા છતાં ક્ષાયિક સમકિત પામશે. તીર્થંકર ક્ષાયિક સમકિત અને ત્રણ જ્ઞાન સહિત જ જન્મે એમ કંઈ નક્કી નથી. ક્ષાયિક તે ભવે પણ થાય. એકાંતે ભગવાને કશું કહ્યું નથી. અમુક અપવાદ હોય છે તેની જીવોને ખબર નથી. કશાયનો આગ્રહ રાખવા જેવો નથી. ભગવાન કહે તે સાચું, કારણ કે શાસ્ત્રો સમુદ્ર જેવાં છે. હું કંઈ જાણતો નથી, એમ રાખવું.

પ્રભુશ્રીજી કહેતા કે રિદ્ધિસિદ્ધિને તો લાત મારીને કાઢી મૂકી છે. રોગ જેવી જાણતા હતા. ગાંડા જેવા ફરતા. ઘણી વખત હું આણંદથી પ્રભુશ્રીજીને પ્રશ્નો પૂછવા માટે આવતો પણ પછી સેવામાં રહેતો કે બધું ભૂલી જવાતું. વિકલ્પો શાંત થતા. ત્યાં બેસતાં કશું જોઈતું નથી એમ થતું. બધું જગત ભૂલી જવાતું. મહાપુરુષના યોગે જીવને વગર ઉપદેશે બોધ પ્રાપ્ત થાય છે. કંઈ કહે નહીં, કરે નહીં તોય. પ્રભુશ્રીજી સ્ટેશને જતા, ત્યાં બેઠા બેઠા દોરાની આંટી કાઢે અને વિંટાળે. અમે કહીએ કે અમને આપો તો અમે વીંટીએ, તો કહે ના, તમારાથી ન થાય. બહુ શાંત હતા. બિલકુલ શમાઈ ગયેલા, ઠરી ગયેલા.

આત્મા જ પરમાનંદરૂપ છે. એમ જાણે તો બીજી વસ્તુઓમાં આનંદ ન આવે. આત્મા જોવાનો છે. કર્મ છે તેને જુએ છે; તે મૂકી આત્મા જુએ તો ધર્મ છે.

સમકિતની પાછળ પડે તો કામ થાય. મોહના પડખામાં જાય તો ભૂલી જાય. જ્ઞાની બંધાવાના કામીને છોડતા નથી. "દીનબંધુની દૃષ્ટિ જ એવી છે કે છૂટવાના કામીને બાંધવો

નહીં; અને બંધાવાના કામીને છોડવો નહીં." (૧૭૬). છોકરાને નવરાવી ધૂળમાં બેસાડે તો મેલો થાય, તેમ અહીં સાંભળે અને ઘેર જાય ત્યારે 'મારું મારું' કરે. આપણે શું કરવું? તો કે આત્મભાવના. કાયાથી કંઈ ચેષ્ટા ન કર, વચનથી કંઈ ઉચ્ચાર ન કર, મનથી કંઈ ચિંતવન ન કર. એથી સ્થિર થવાય. આત્મા આત્મામાં રહે એ જ પરમધ્યાન છે.*

**૧૧૧** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૧૦, ૨૦૦૮

કંઈક વાંચવું, કંઈક વિચારવું અને કંઈક ગોખવું. પ્રમાદમાં વખત ન જાય તે સાચવવું. જે કંઈ કરવાનું છે, તેનો અભ્યાસ થાય એટલા માટે પુસ્તકો વાંચવાનાં છે. જાણેલું હોય, અભ્યાસ થયેલો હોય તો ટકી રહે. એમાં વૃત્તિ રોકાય. નહીં તો જીવને કર્મના ઉદય વખતે કશી સંભાળ ન રહે. અભ્યાસની જરૂર છે.

જીવને નવરો રાખવો નથી. કંઈક કંઈક કામ સોંપવું. "જીવને પ્રમાદમાં અનાદિથી રતિ છે." પ્રમાદ સારો લાગે છે, મીઠો લાગે છે. ઊભો હોય તો બેસવાનું મન થાય. પ્રમાદમાં રતિ છે તે કાઢવાની છે. સહનશીલતા વધે એ કર્તવ્ય છે. જીવને દેહ મળ્યો, તેમાં ઇન્દ્રિયો મળી તેથી તે વસ્તુઓને જાણે છે, દેખે છે. તેમાં રાગદ્વેષ કરે છે તેથી કર્મ બંધાય છે, તેથી નવો દેહ મળે, વળી પાછો વિષયમાં પ્રવર્તે ત્યારે ફરી રાગદ્વેષ કરી કર્મ બાંધે, તેથી ફરી દેહ મળે. એમ અનાદિકાળથી થતું આવ્યું છે. છૂટવાનો રસ્તો એ છે કે રાગદ્વેષ મંદ કરવા. રાગદ્વેષ ગયા વિના છૂટકો નથી. અજ્ઞાનથી જીવ લૂંટાય છે. મિથ્યાત્વ સહિતનું જ્ઞાન તે અજ્ઞાન. એ જ્ઞાનના નિર્ણય બધા ઊંધા હોય છે. મિથ્યાત્વદશામાં જે જાણે છે તે બધું અજ્ઞાન છે.

"રાગદ્વેષ અજ્ઞાન એ, મુખ્ય કર્મની ગ્રંથ." અજ્ઞાન અને રાગદ્વેષ થયા કરે છે અને તે હિતકારી લાગે છે. માન કરતો હોય, મોહ કરતો હોય તો સારું કરું છું એમ લાગે. મિથ્યાત્વ મંદ હોય તો એમ ન લાગે. વિવેકજ્ઞાન, ભેદજ્ઞાન આવે તો અજ્ઞાન જાય, સમ્યક્ત્વ થાય છે. જ્ઞાનીપુરુષોનાં વચનોનો પરિચય થઈ જાય એવું કરવું. જ્ઞાની કેમ વર્તે છે તે લક્ષ રાખવો. જ્ઞાનીએ જેને હિતકારી માન્યું તેને હિતકારી માનવું, તો સારું થાય. જીવ સારું જાણીને કરે અને તેનું ફળ ખરાબ આવે એ ભુલવણી કાઢવાની છે.

'મોક્ષમાળા' આખી વાંચવા જેવી છે. એક પાઠ પાંચ સાત વખત વાંચી, એમાં શું કહ્યું તે લક્ષ રાખવો. પછી વિચારવું કે આ પાઠમાં શું આવ્યું? એમાં હેય શું છે? જ્ઞેય શું છે? ઉપાદેય શું છે? એમ આખી મોક્ષમાળા વાંચી જવી. ભાવના રાખવી કે આટલું પૂરતું નથી. પૈસા વધારે મળે એવી ઇચ્છા રહે છે ને? તેમ માત્ર માળા ફેરવવાથી સંતોષ ન માનવો. કંઈક વાંચવાની, ગોખવાની, વિચારવાની, સ્મરણ કરવાની કોશિશ કરવાની છે. પછી વૃદ્ધાવસ્થામાં ન થાય. આ પરભવમાં સાથે આવે એવું છે. વાંચીએ ત્યારે શું કહ્યું છે? એ લક્ષ રાખવો. કંઈક કંઈક નવું શીખવું. ફરતું ફરતું વાંચવાનું હોય ત્યારે જીવને

---

* કરો નહીં કાંઈ ચેષ્ટા વિચાર ઉચ્ચાર, જેથી સ્થિર બનો;
આપ રમો આત્મામાં, તે તલ્લીનતા પરમ ધ્યાન ગણો. (દ્રવ્યસંગ્રહ ૩-૧૮)

રસ આવે. જો કે એકનું એક પુસ્તક વધારે વંચાય તો વધારે લાભ થાય, પણ જીવને ધીરજ રહેતી નથી. નહીં તો ઘણો લાભ છે. પ્રભુશ્રીજી ઉપર 'છ પદ'નો પત્ર આવ્યો ત્યારે કૃપાળુદેવે મોઢે કરવાનું કહેલું તેથી મોઢે કર્યો, પણ છ પદ સુધી મોઢે કર્યો. પછી કૃપાળુદેવ મળ્યા ત્યારે પૂછ્યું કે—'છ પદ'નો પત્ર મોઢે કર્યો ? પ્રભુશ્રીજીએ કહ્યું : છ પદ સુધી કર્યો છે. કૃપાળુદેવે આખોય મોઢે કરવા કહ્યું. છ પદની પાછળ ઘણી વસ્તુ સારી છે. અગાધ અર્થ છે. જ્ઞાનીનાં વચનમાં ઊંડો ઊતરે તો બધાં શાસ્ત્રો સમજાય. એ છ પદ છ દર્શનનો સાર છે. એ વિચારે તો કોઈ દર્શનનો આગ્રહ ન રહે. આત્મા છે એમ થાય તો પછી વેદાંત, વૈષ્ણવ કંઈ ન રહે. આત્માને માને તો સમકિત થાય. આત્મામાં કેવળજ્ઞાન, આત્મામાં મોક્ષ, બધું આત્મામાં છે. કુળમાર્ગે ચાલે છે તે મૂકી મૂળમાર્ગમાં આવવાનું છે.

**૧૧૨** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૧૨, ૨૦૦૮

આત્માને માટે કરવું છે એ લક્ષ ન ચૂકવો. કૃપાળુદેવનાં વચનો સમજાય એટલા માટે સંસ્કૃત શીખવાનું છે. વિસ્તાર કરતાં શીખવા માટે બધો પુરુષાર્થ છે.

મહાપુરુષોએ આ જગતની બધી વસ્તુઓ તપાસી સારરૂપ એક આત્મા કાઢ્યો. "આત્માથી સૌ હીન." આત્માથી કોઈ ચઢિયાતી વસ્તુ નથી. ત્રણ જગતના સારરૂપ આત્મા છે. તેને ઓળખો. બીજાં કામ તો કરવાં પડે તેમ કરવાં, પણ ધર્મનું કામ તો ઉલ્લાસપૂર્વક કરવાનું છે. ભક્તિમાં ઉલ્લાસ ન રહે તો અબહુમાન દોષ થાય.

પરિગ્રહ છોડે ત્યારે કલ્યાણ થાય એમ કહ્યું છે. તેને બદલે પરિગ્રહ વધાર વધાર કરે તો પરિગ્રહાનંદી રૌદ્રધ્યાન થાય. પરિગ્રહથી નરકાયુ બંધાય છે.

કર્મને લઈને આ શરીરરૂપી કેદખાનામાં પુરાયો છે, તેમાં આનંદ માને છે. કેદખાનું છે. જેમ છે તેમ જાણવું. ચક્રવર્તી જેવાએ રાજ્ય છોડી આત્મકલ્યાણ માટે વનવાસ સેવ્યો છે. સંસારરુચિ છૂટી મોક્ષરુચિ થાય તેમ કરવાનું છે. જે કંઈ થાય તે આત્માર્થે કરવું. જગત આખું અસાર છે. અનંત કાળથી રખડે છે, પણ આત્માનો એક પ્રદેશ પણ વધ્યો કે ઘટ્યો નથી. નરકમાં ગયો તો પણ એક પ્રદેશ માત્ર ઘટ્યો નહીં.

મોક્ષના પુરુષાર્થ માટે મનુષ્યભવ છે. મનુષ્યભવમાં સત્સંગની મહત્તા લાગે તો એ રુચિ પલટાવાનું કારણ છે. હું મનુષ્યભવમાં શા માટે આવ્યો છું? ખાવા ને કમાવા? એમ પોતાના આત્માને પૂછવું. સત્સંગે રંગ લાગ્યો હોય તો ગાડીમાં હોય કે ગમે ત્યાં હોય તોય ભુલાય નહીં. કંઈક વાંચવા વિચારવાનું રાખવું. કષાય, પ્રમાદ, પાંચ ઇન્દ્રિયના વિષયો એ મનુષ્યભવ લૂંટી ન જાય તે જોવાનું છે. જેટલી અન્યાયની પ્રવૃત્તિ છે તેટલો આપણો મનુષ્યભવ લૂંટાય છે. નકામી ચિંતા કરે છે. હું દેહ નથી એમ થાય તેને બધું દુઃખ મટી ગયું છે. બધું માહાત્મ્ય જ્ઞાનીપુરુષનું છે.

**૧૧૩** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૧૩, ૨૦૦૮

જેવું અન્ન તેવું મન થાય છે. તેથી મુનિને આહાર શુદ્ધ લેવાનું કહ્યું છે અને ગૃહસ્થોને ન્યાયસંપન્ન આજીવિકા કરવા કહ્યું છે.

પ્રત્યક્ષ પુરુષ મળ્યા છે, તેમનું કહેલું માને તો કલ્યાણ થાય. મને મળ્યા નથી, પણ જેને મળ્યા છે તેનું કહેલું માનું એમ માને તોય કલ્યાણ થાય.

**૧૧૪** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૧૫, ૨૦૦૮

વચનામૃત છે તે ભગવતીસૂત્ર કરતાં પણ વધારે, સિદ્ધાંતના સાર જેવું છે. પણ ચેતતો નથી. કોઈને કૃપાળુદેવનો એક પત્ર મળતો, કોઈને બે પત્ર મળતા. પણ આપણને તો આખું વચનામૃત મળ્યું છે. કળિકાળમાં પ્રગટ જ્ઞાનીનો બોધ આ છે, તે પીએ તો તરસ છીપે. સત્સંગનો આ કાળમાં દુષ્કાળ પડ્યો છે. પહેલાં ભાવના કરી તે આ મળ્યું છે. અત્યારે ભાવના સારી કરે તો સારું થાય. ત્યાગે તેની આગે. ભૂલો પડ્યો છે તે સવળું કરવાનું છે. જાગ્યા ત્યારથી સવાર. છેવટે જવાનું છે, તો મૂકી દે.

**૧૧૫** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૨, ૨૦૦૮

કંઈક સમજણ વધે, વિચારદશા વધે તે માટે સંસ્કૃત શીખવાનું છે. મમતા છોડવા બધું કરવાનું છે. પુસ્તક વગેરે મમતા છોડવા બધું રાખવું. પુસ્તક ઉપર નામ પણ ન લખવું. આપણું શું છે જગતમાં. ગાડીમાં પણ સ્મરણ ભક્તિ કરીએ. ગાડીમાં શ્વાસોચ્છ્વાસ લે છે, ખાય છે, તો ભક્તિ શા માટે નહીં? ભક્તિય કરવી. જેમ બને તેમ સત્પુરુષના વચનનું માહાત્મ્ય રાખવું. સંસારથી જેને તરવું છે તેણે સંસાર વધવાનાં કારણ ન સેવવાં. એમ કરે તો કદી છૂટે નહીં. જન્મમરણ થયા જ કરે. બળ્યો આ સંસાર. કેટલીય વાર જન્મ્યા, મોટા થયા, મરી ગયા. ગર્ભાવાસનાં દુઃખ મહાન છે. દુઃખરૂપ સંસાર છે. કેટલાક જન્મે છે, કેટલાક મરે છે, કેટલાક દવાખાનામાં પડ્યા છે. વિચાર કરીને આવા દુઃખરૂપ સંસારથી છૂટી, ફરી એમાં જન્મવું ન પડે એવું કરવું.

"શું કરવાથી પોતે સુખી? શું કરવાથી પોતે દુઃખી?" એ વારંવાર વિચારવું. ઊંઘવાથી કે પૈસાથી, શાથી સુખ થાય છે? આવું તો જગતમાં ઘણા કરે છે અને સુખ તો થતું નથી. "એકાંત સુખી મુનિ વીતરાગ." વીતરાગને એકલું સુખ છે. બીજાને તો દુઃખ છે. શરીરથી આત્મા ભિન્ન છે, તેની અવસ્થાથી ભિન્ન છે, એવું જેને થયું તેને પછી દુઃખ ન થાય, ગજસુકુમારને એવું થયું હતું. કેવલજ્ઞાન પામ્યા અને મોક્ષ થયો. મને સુખ થાય છે, મને દુઃખ થાય છે એ અહંભાવ છોડવાનો છે. જાણવું એમાં દોષ નથી. જ્ઞાતાદ્રષ્ટા રહેવું. અંદર મોહ કરે છે તેથી દુઃખ લાગે છે. મોહ છે તે જ્ઞાનને બગાડનાર છે.

કૃપાળુદેવના આખા પુસ્તકના પાનેપાના ઉપર સત્સંગ સત્સંગ છે. એથી જ કલ્યાણ છે. "એક મોટી નિશ્ચયની વાર્તા તો મુમુક્ષુજીવે એ જ કરવી યોગ્ય છે કે સત્સંગ જેવું કલ્યાણનું કોઈ બળવાન કારણ નથી." (૩૭૫) સત્સંગ ન હોય તો સત્સંગે જે સાંભળ્યું હોય તેનો વિચાર કરવો. પ્રભુશ્રીજીના બોધમાં કેટલી બધી વસ્તુઓ છે. જીવને જાગૃતિ જોઈએ તો સમકિત સુધી લઈ જાય. સત્સંગે સમજણ ફરે અને તે સમજણ એને છોડાવે છે. કેમ છુટાય, કેમ બંધાવાય એ સત્સંગે જણાય છે. સંસારમાં આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપ દુઃખ છે.

**૧૧૬** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૩, ૨૦૦૮

આ મનુષ્યભવ મળ્યો છે તે કાચની શીશીની જેમ ફૂટી જાય એવો છે. આધિ, વ્યાધિ, ઉપાધિ માથે પડ્યાં છે. જે કંઈ ઉદયમાં આવે તે જવા આવે છે. દેહ પણ જવાનો છે. જ્ઞાનીની આજ્ઞાએ વર્તવું. મંત્રમાં ચિત્ત રાખવું. મનુષ્યભવની અમૂલ્ય ક્ષણો છે. વૃથા ન જવા દેવી. એમના એમ પ્રમાદમાં દિવસો જાય છે. પહેલેથી જ સાચવીને આયુષ્ય ગાળવું. બાળક તે બાળક ન રહે, યુવાન તે યુવાન ન રહે. બધાય કાળની સન્મુખ જાય છે. મનુષ્યભવમાં પ્રમાદ કરવા જેવું નથી. વિચાર કરીને પગલું ભરવું. કૃપાળુદેવ સમ્મત કરે એવું જ પગલું ભરવું. ધર્મ વગોવાય નહીં એ સાચવવાનું છે. મુમુક્ષુ થયો તો મુમુક્ષુપણું સાચવવું. "માત્ર મોક્ષ અભિલાષ." સંસાર ભોગવવો અને મોક્ષ મેળવવો એ તો ત્રણે કાળમાં ન બને. ઝેર જેવો સંસાર છે. ડરતા રહેવાની જરૂર છે. અનંત ભવનું સાટું વળી રહે એવો આ મનુષ્યભવ, આજ્ઞા, સાચું શરણ મળ્યાં છે. હવે પ્રમાદ કરીએ તો આપણો વાંક. જેટલું જીવવા મળ્યું તે છૂટવા માટે જીવવું. ન છુટાય તો પણ ભાવના તો એ કે મારું નથી. અનંત ભવથી 'હું ને મારું' કરે છે. "કર્મ અનંત પ્રકારનાં" એ શાથી જાય? એવી ફિકર મુમુક્ષુને લાગવી જોઈએ. જીવને સત્પુરુષનું શરણ એ જ આધાર છે, આશ્રય છે. સાચું શરણું મળ્યું હોય તો મોક્ષ થાય. ભરતચક્રીના કેટલા પુત્રો હતા! તે બધાને જાતિસ્મરણ થયું તેથી સંસારથી ભય પામ્યા અને બોલે પણ નહીં. લોકો કહે કે બધા ગાંડા છે. પછી ભગવાન પાસે દીક્ષા લીધી અને મોક્ષે ગયા.

વધારે ડાહ્યો વધારે લૂંટાય. હું કંઈ જાણતો નથી એવું કરવાનું છે. જ્ઞાનીની સરખામણીમાં આ જીવની પાસે શું છે? "અચિંત્ય તુજ માહાત્મ્યનો, નથી પ્રફુલ્લિત ભાવ." કૃપાળુદેવે મોક્ષમાળા સોળમા વર્ષમાં લખી. તે મોટા વિદ્વાનોને ચકિત કરી નાખે તેવી છે. તત્ત્વાવબોધના પાઠ એવા છે. શિક્ષાપાઠ ૮૪માં લખ્યું છે કે વીશ લાખ જૈનની વસ્તી છે, તેમાં નવતત્ત્વને બે હજાર પુરુષો પણ માંડ જાણતા હશે. અને વિચાર કરનારા તો બહુ જ થોડા છે. મુનિઓ કેટલાક નવતત્ત્વને જાણતા નથી, તો સમ્યક્ત્વની તો વાત જ ક્યાંથી? આવી જૈનની દશા થઈ ગઈ છે. એનો ઉદ્ધાર કરવા કૃપાળુદેવે બીડું ઝડપ્યું.

ક્રમે ક્રમે કરી બધું ભૂલી જવું. એક જ્ઞાની સાચા છે. તેના પગલે પગલે ચાલવું. આ કળિકાળમાં જ્ઞાનીનું શરણ ન રાખે તો ક્યાંય ચઢી જાય. મરતાં સુધી સાચું શરણ મળ્યું છે તે છોડવું નહીં.

**૧૧૭** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૪, ૨૦૦૮

ક્ષણે ક્ષણે બધું પલટાય છે. બાળક તે બાળક ન રહે. આપણે જ્યાં છીએ ત્યાંથી આગળ ચાલીશું તો બધું સમજાશે.

"હું મારું હૃદયેથી ટાળ, પરમારથમાં પિંડ જ ગાળ."

'હું, મારું' કાઢી નાખવું. જાગૃતિ રાખે તો ખસે એવું છે. ક્રોધ, માન, માયા, લોભનું ફળ શું આવે? નરક આવે. અને એનો નાશ, અપરિચય કરે તો થાય. જીવ ધારે

તે કરી શકે. ક્રોધ આત્માને બાળી નાખનાર છે. સ્ત્રી, કુટુંબ, વગેરેમાં માથું કુટાય એવું છે. ત્યાં શાંતિ ન મળે. જ્યાં સત્પુરુષ હોય ત્યાં કળિકાળ નથી. આ જગ્યા અપૂર્વ છે. તીર્થસ્થાન છે—તરવાનું સ્થાન છે. જીવ જાગ્રત થાય તો બધું સમજાય. મહાપુરુષો જ્યાં પગલું ભરે ત્યાં તીર્થ છે. ત્યાગ, ત્યાગ, ને ત્યાગ એ કહેવું છે. એક વખતે પ્રભુશ્રીજીએ ત્યાગ, ત્યાગ ને ત્યાગ એમ બંદૂક ફૂટે એવો અવાજ કરી કહ્યું હતું. આખરે મોક્ષે જશે ત્યારે કંઈ સ્ત્રી–છોકરાંને સાથે લઈને જશે? મરણ આવે ત્યારે મૂકવું પડે છે. ત્યાગને ભૂલે, મૂકે, તો સંસાર છે. ચક્રવર્તી જેવા છ ખંડનું રાજ્ય કરતા, પણ દુઃખ લાગ્યું કે આ તો ક્લેશ છે, ખેદકારક છે, ત્યારે છોડીને ચાલી નીકળ્યા, એમ ન વિચાર્યું કે રાજ્ય કોણ કરશે?

ત્યાગ અવસ્થામાં જ્ઞાનીનો યોગ હોય તો વધારે લાભ થાય. સંસારની વાસનાનું નિર્મૂળપણું થઈ જાય એટલી એમાં યોગ્યતા છે. સારું હોત તો છોડવા ન કહેત, પણ સારું નથી. અજ્ઞાનને લઈને સારું લાગે છે. જેટલી પોતાની શક્તિ હોય તેટલો ત્યાગ કરવો, પણ તે મોળો મોળો નહીં. મર્મની વાત છે. ત્યાગમાં સુખ છે એ જીવને સમજાયું નથી. ગ્રહણ કરવામાં સુખ માને છે. ત્યાગમાં સુખ છે તેનો મર્મ સમજાયો નથી. ત્યાગ કરે તો સુખ લાગે, પણ ત્યાગનું નામ લેતાં જ એને દુઃખ લાગે છે. ધર્મ નહીં કરે તો લક્ષચોરાશીમાં ભટકવાનું છે અને ધર્મ કરે તો કર્મ–ક્ષય કરે તેવું છે.

**૧૧૮** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૫, ૨૦૦૮

જે શરીરને જીવ પોષે છે તે શરીરને જ્ઞાનીઓ ઝેર જેવું કહે છે, કેદખાનું કહે છે, મળમૂત્રની ખાણ કહે છે. કૃપાળુદેવે કહ્યું છે: "પગ મૂકતાં પાપ છે, જોતાં ઝેર છે અને માથે મરણ રહ્યું છે; એ વિચારી આજના દિવસમાં પ્રવેશ કર." (૨-૩૫) દૃષ્ટિ ફેરવવાની છે. જે દૃષ્ટિ અત્યારે છે તે ઝેરદૃષ્ટિ છે. એ ફેરવે તો જગત આખું એને પરમાત્મા જેવું લાગે. જ્ઞાની કહે તે જ દૃષ્ટિ કરવી છે. એ કર્યા વિના છૂટકો નથી. જીવ પોતાને ગમે તે કરે છે, તેને બદલે જ્ઞાનીને સારું લાગે તે કરવાનું છે. સત્સંગ પણ ઘણીવાર થયો છે, પણ ભૂલ રહી ગઈ છે; તે કાઢવાની છે. બ્રહ્મચર્ય લેવું તો બરાબર પાળવું. જેટલો પુરુષાર્થ થાય તેટલો કરવો. મન નિર્બળ થાય તેવા સંયોગો ન મેળવવા. પ્રભુશ્રીજી કહેતા કે અમને એ બ્રહ્મચર્ય બહુ પ્રિય છે. વ્રત વૃત્તિ રોકવા માટે છે.

"લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું વ્રત–અભિમાન."

વૃત્તિને રોકે નહીં તો મતાર્થી થઈ જાય, આત્માર્થ ચૂકી જાય.

સત્સંગ ઘણો કર્યો, પણ બોધ અંદર ઊતર્યો નહીં. એ જો ઊતર્યો હોત તો કામ થઈ જાત. "વિચારની નિર્મળતાએ કરી જો આ જીવ અન્ય પરિચયથી પાછો વળે તો સહજમાં હમણાં જ તેને આત્મજોગ પ્રગટે." (૫૬૯) વૈરાગ્ય વગર નિર્મળતા આવે નહીં. વૈરાગ્ય વગર તો બધું ખોટું લાગે. સમજણની કચાશ છે. આ જીવને સત્સંગની જરૂર છે અને એ સત્સંગનો અત્યારે દુકાળ છે. મન વચન કાયાને ઝેર કહ્યાં છે. તેને જ પાછા આ કાળના

સાધુઓ પોષે તો ઝેર છે એમ ક્યાંથી લાગે? શુકદેવજીને ખબર પડી કે શાથી ચોખ્ખા થવાય ત્યારે ચોખ્ખા થયા, નહીં તો નાહી નાહીને આવતા.

**૧૧૯** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૬, ૨૦૦૮

જીવથી ક્રોધ માન માયા લોભ રોકાતા નથી. તેનું કારણ, વૃત્તિ બહાર ભટકે છે. વૃત્તિને સૂકવી નાખવી. માગે તોય ન આપવું. પોતાના દોષ વિચારી ટાળવાના છે. જેના લક્ષમાં ભોગ છે તે સંસારી છે. બધું કરીને મારે આત્મશાંતિ મેળવવી છે એમ જેને હોય તે સાધુ છે. એ ખાતો પીતો હોય તોય ત્યાગી છે અને પેલો કષ્ટ વેઠે તોય સંસારી.

"ભવ તન ભોગ વિરત્ત કદાચિત ચિંતએ;
ધન જોબન પિય પુત્ત કલત્ત અનિત્ત એ." (જિનેન્દ્ર પંચકલ્યાણક)

ભોગ રોગ જેવા છે. બધાનું ફળ દુઃખ છે. ધન અનિત્ય છે, જુવાની અનિત્ય છે—જોતજોતામાં ઘરડો કરે છે. ઉપરથી સારું લાગે પણ બધે ઝેર ઝેર છે. માત્ર આત્મા એક અમૃત છે. એ ધારે તે કરી શકે. એ જે માગે તે મળે. શાંતિ જોઈતી હોય તો શાંતિ મળે. જગત બધાથી છૂટવું છે. આજથી જ જાણે જન્મ્યા છીએ એવું વિચારી આત્માનું કરવું છે. મોક્ષનો દરવાજો બંધ નથી. પુરુષાર્થ કરે તે મોક્ષે જાય.

"સાધે તે મુક્તિ લહે, એમાં ભેદ ન કોય."

આહારની ઇચ્છા એ દુઃખ જ છે. ઇચ્છા માત્ર દુઃખ છે. 'હે ઇચ્છા દુઃખમૂલ.' જેમ જેમ સમજણ વધે તેમ તેમ ઇચ્છા ઓછી થાય. જેમ જેમ ઉપરના દેવલોકમાં જાય તેમ તેમ સંતોષ વધારે હોય છે. ઉપરના દેવલોકમાં (ગ્રૈવેયક આદિમાં) સ્ત્રીની ઇચ્છા હોતી નથી. સર્વાર્થસિદ્ધિ દેવલોકમાં બધા એકાવતારી હોય છે. જેટલો ત્યાગનો અભ્યાસ આ ભવમાં કર્યો હોય છે તે ત્યાં કાયમ રહે છે. તેથી ઇચ્છા બહુ થતી નથી. મોહનીયકર્મનો ક્ષય થાય ત્યારે ઇચ્છાનો નાશ થાય. દશમે ગુણસ્થાનકે ક્ષય થાય પછી તે ભવે મોક્ષ થાય. સમકિતીને ઇચ્છાઓ રોકાઈ ગઈ છે. જેમ જેમ સમજણ વધે અને આગળ જાય છે તેમ તેમ ઇચ્છાઓ મંદ પડે છે. જેટલો દેહાધ્યાસ મટે તેટલી ઇચ્છાઓ ઓછી થાય. પરવસ્તુનો આધાર એ જ દુઃખ છે. મુનિઓ જંગલમાં રહે છે. ભૂખ લાગે ત્યારે વિચારે કે કાલે આહાર માટે જઈશું, એમ કરીને ચલાવી લે.

દેવલોકના મુકુટ, અલંકાર શાશ્વત નથી. બધાં પુદ્ગલો મળે છે ને વીખરાઈ જાય છે. દેવલોક, ચક્રવર્તીપણું બધું પુણ્યનું ફળ છે. બધું મૂકવાનું છે. કૃષ્ણ નીલ અને કાપોત એ ત્રણ લેશ્યા જેને હોય તે દેવલોકમાં ન જઈ શકે. કષાયની મંદતા કરી ન હોય તો ત્યાં ન જવાય. કૃષ્ણ લેશ્યાના ઘણા ભેદ છે.

પ્રશ્ન—ખાય પીએ બધું કરે, પણ રાગદ્વેષ ન કરે, તો કર્મ ન બંધાય?

ઉત્તર—રાગદ્વેષ ન કરવા એ મોઢાની વાત નથી, મુશ્કેલ છે. ચારે ગતિમાં દુઃખ છે. દેવલોકનું સુખ કંઈ હિસાબમાં નથી. એક વચન સહન કરવું ભાલા સહન કરવા જેવું છે. ભાલો સહન કરવો સહેલો છે, પણ વચન સહન કરવું અઘરું છે, મુશ્કેલ છે. જેટલું માહાત્મ્ય

લાગે તેટલું અંદર રુચે. કર્મ જુએ છે. તેને બદલે આત્મા જોવાનું કહે છે. દૃષ્ટિ ફરે તો જ મોહ ઓછો થાય. નહીં તો મોહ ન મરે. ઉપર ઉપરથી જોવું નહીં. ઉપરથી જોવું એ છેતરામણી છે. હું આત્મા છું એમ જાણી બધાને આત્મદૃષ્ટિએ જોવા.

**૧૨૦** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૭, ૨૦૦૮

મુખ્યપણે આજ્ઞામાં ધર્મ છે. આજ્ઞાથી સવળું થાય છે. પોતાની ઇચ્છા રોકાય છે. "સમજ પીછે સબ સરલ હૈ." પોતાને શું કરવાનું છે તે સમજાતું નથી. હું જાણું છું એ પડી મૂકવું. જ્ઞાનીનાં વચનમાં અગાધ અર્થ છે. સત્પુરુષનાં કયાં કયાં વચનો લાભકારી છે તેની ખબર નથી. આવો સત્પુરુષનો યોગ છે, તો હવે ગમે તેમ થાય તો પણ અધિકારીપણું પ્રાપ્ત કરવું. જ્ઞાની પુરુષની દૃષ્ટિએ રહે તો લાભ છે. સત્સંગની કેટલી કિંમત છે તેની ખબર નથી. સમજણ કેટલી બધી જીવની અવળી છે! જીવને મરણ સાંભરતું નથી. મારે માથે મરણ છે એમ સાંભરતું નથી. કેવા ભાવે મરી જઈશું, તેનો ભય લાગતો નથી.

× × ×

સંસારનું સ્વરૂપ અસાર છે. "જગત–જીવ હૈ કર્માધીના." (આનંદઘનજી) અનાદિકાળથી જીવ કર્મને લઈને નાચે છે, પણ એ કર્મનો ક્ષય થઈ શકે છે. કૃપાળુદેવ નાના હતા ત્યારે પોતાનો હાથ જોતા. કૃપાળુદેવને સાત સ્ત્રીઓની રેખા હતી. પણ કૃપાળુદેવે નક્કી કર્યું કે એકથી ચલાવીશ. એમ કર્મને માથે મેખ મારનારા એવા પણ હોય છે. જીવ જો બળવાન થાય તો બધું થઈ જાય. જીવને સમજણ હોય તો સહજ છે. ન હોય તો સંસારમાં તણાય. મારે કરવું જ છે એમ વિચારે તો કર્મેય ફરે અને બીજું બધુંય થાય.

આર્દ્રકુમારે કર્મ ભોગવવાનાં હોવા છતાં દીક્ષા લીધી, અને પાછા પડ્યા તો પણ ત્યાંના ત્યાં ન રહ્યા કે લ્યો હવે સંસારી થયા માટે હવે અહીં જ રહી જઈએ. છોકરો નાનો હતો, તેણે બાર આંટા માર્યા એથી બાર વર્ષ પૂરાં થયાં કે છોડીને જતા રહ્યા. થોડે થોડે પુરુષાર્થ કરે તો બધું થાય. જીવ જાણે તો ત્યાંથી ખસે. પુરુષાર્થ કરે તો બધું થાય.

જીવને ભ્રાંતિ છે. પણ ભ્રાંતિરહિત પુરુષનો યોગ થાય તો ભ્રાંતિ નીકળી જાય. મહાપુરુષો બધાં પહેલાં તો ભ્રાંતિવાળા હતા ને? પણ પછી યોગ થયો ત્યારે ભ્રાંતિમાંથી નીકળી ગયા. લક્ષ્મણ આગલા ભવમાં એક રાજાના પુત્ર હતા. તેને એક પ્રધાનના છોકરા સાથે મિત્રતા હતી. તે બન્ને બહુ તોફાની હતા. એક દિવસ એક શેઠની છોકરીને જોઈને તેઓના મનમાં એમ થયું કે આ છોકરી સારી છે માટે આપણે ઉપાડી લાવવી. પ્રધાનના છોકરાએ કહ્યું : લઈ આવીશું. તેની તૈયારી કરી. તે વાતની શેઠને ખબર પડી ગઈ. એટલે તે રાજા પાસે આવ્યો અને બધી વાત કહી. રાજાએ બન્ને છોકરાઓને ફાંસીનો હુકમ આપ્યો, પણ પ્રધાને વિચાર્યું કે આમ ન થવું જોઈએ. પ્રધાને રાજાને કહ્યું કે હું એક માગણી કરું છું કે આ છોકરાઓને ન મારો, નહીં તો પછી રાજ કોણ કરશે? બહુ કહેવા છતાં રાજાએ ન માન્યું. અને કહ્યું કે બેયને મારી જ નાખો. પ્રધાને કહ્યું, એ કામ મને સોંપો, હું મારીશ. રાજાએ કહ્યું : ભલે, તું માર. પ્રધાન બન્ને છોકરાઓને જંગલમાં લઈ ગયો.

ત્યાં એક ઝાડ નીચે બન્નેને બેસાડીને એક પર્વત ઉપર ગયો ને તપાસ કરી આવ્યો. પછી છોકરાઓને કહ્યું : 'હું તમને સિંહની ગુફામાં લઈ જવાનો છું, માટે મરવા તૈયાર થઈ જાઓ. જે તમારે સંભારવું હોય તે સંભારી લો, ઇષ્ટદેવનું સ્મરણ કરી લો. મરવા તૈયાર થઈ જાઓ. ડરશો નહીં.' છોકરા બોલ્યા : આર્યો શાના ડરે? પ્રધાન તે બન્નેને પર્વત ઉપર લઈ ગયો. ત્યાં પર્વત ઉપર ગણધર પધારેલા હતા. ત્યાં જઈને ઉપદેશ સંભળાવ્યો અને બેય છોકરાઓને ગણધર દેવને સોંપી દીધા. ગણધર ભગવાને બન્ને જણને દીક્ષા આપી. પ્રધાન ઘેર આવ્યો ત્યારે રાજાએ પૂછ્યું કે છોકરાઓને ક્યાં મારી આવ્યો? પ્રધાને કહ્યું : સિંહની એક ઊંડી ગુફા હતી તેમાં હું નાખી આવ્યો છું. આપે કહ્યું તે પ્રમાણે જ કર્યું છે. પછી રાજાને પશ્ચાત્તાપ થવા લાગ્યો. ત્યારે પ્રધાને કહ્યું : સિંહની સમાન વીરતાથી આચાર પાળનારાઓને આપ્યા છે, અને તેઓ બન્ને દીક્ષા લઈ સાધુ થયા છે. રાજાએ કહ્યું : સારું. રાજા પણ પછી વંદન કરવા ગયા. (પ્રજ્ઞાવબોધ પુષ્પ ૪૨)

**૧૨૧** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૮, ૨૦૦૮

દેહ જુદો અને આત્મા જુદો એમ જાણ્યા પછી એમાં ટકી રહેવાય એવો પુરુષાર્થ કરવાનો છે. નિર્ધાર થાય તો ન ભુલાય. નિર્ધાર થવામાં ખામી હોય અને માન્યું હોય કે મેં નિર્ધાર કર્યો, પણ એ નિમિત્ત આવ્યે ટકે નહીં. હું દેહથી જુદો છું. આ દેહને અર્થે આખો દિવસ ગાળવો નથી. બાહ્ય વસ્તુનો જેટલો પરિચય છે તેટલો આત્માનો પરિચય નથી. દેહ પારકો છે એમ મનાયું નથી. દેહ સુખ ભોગવવાનું સાધન છે એમ માન્યું છે. આત્માર્થના સાધનરૂપે એને નથી જાણતો. શરીર એ દુઃખનું કારણ છે એવું એને સાંભરતું નથી. વૈરાગ્યથી વિચાર આવે કે આ દેહ મારો નથી.

"જડ ને ચૈતન્ય બન્ને દ્રવ્યનો સ્વભાવ ભિન્ન,
સુપ્રતીતપણે બન્ને જેને સમજાય છે;
સ્વરૂપ ચેતન નિજ, જડ છે સંબંધ માત્ર,
અથવા તે જ્ઞેય પણ પરદ્રવ્યમાંય છે;
એવો અનુભવનો પ્રકાશ ઉલ્લાસિત થયો,
જડથી ઉદાસી તેને આત્મવૃત્તિ થાય છે;
કાયાની વિસારી માયા, સ્વરૂપે સમાયા એવા,
નિર્ગ્રંથનો પંથ ભવઅંતનો ઉપાય છે." ૧

એટલામાં આખો મોક્ષમાર્ગ કહી દીધો છે. જડ તે જડ ને ચેતન તે ચેતન લાગે. દેહમાં રાજી ન થાય, ઉદાસ થાય ત્યારે આત્મવૃત્તિ થાય. એ જ કરવાનું છે.

"દેહ જીવ એકરૂપે ભાસે છે અજ્ઞાન વડે,
ક્રિયાની પ્રવૃત્તિ પણ તેથી તેમ થાય છે;
જીવની ઉત્પત્તિ અને રોગ, શોક, દુઃખ, મૃત્યુ,
દેહનો સ્વભાવ જીવ પદમાં જણાય છે;

એવો જે અનાદિ એકરૂપનો મિથ્યાત્વભાવ,
જ્ઞાનીનાં વચન વડે દૂર થઈ જાય છે;
ભાસે જડ ચૈતન્યનો પ્રગટ સ્વભાવ ભિન્ન,
બન્ને દ્રવ્ય નિજ નિજ રૂપે સ્થિત થાય છે." ૨

જીવ ઉત્પન્ન થયો એમ નથી. જગ્યા બદલે છે. રોગ, શોક, દુઃખ, મૃત્યુ એ બધો દેહનો સ્વભાવ છે. રોગ થાય તે શરીરમાં, મૃત્યુ પણ દેહનો ધર્મ છે. આત્મા મરતો નથી. જીવપદમાં અથવા જ્ઞાનપદમાં આ બધું ભાસે છે. જીવ જડ થઈ જતો નથી પણ એને દેહનો સ્વભાવ છે તે પોતાનો ભાસે છે. પરવસ્તુને નિમિત્તે પોતામાં કલ્પના કરી સુખદુઃખ માને છે તે મિથ્યાત્વ છે.

જ્ઞાનીનાં વચનો એને માન્ય થાય તો એ બધું દૂર થાય, ભ્રાંતિ નીકળી જાય. જાણે તે ચેતન છે. જ્ઞાન તે ચેતન છે. જાગૃતિની જરૂર છે. જ્ઞાન ન થાય ત્યાં સુધી જાગ્રત રહેવું. ચેતવાનું છે. જ્યાંસુધી જ્ઞાનીપુરુષ એમ ન કહે કે તને જ્ઞાન થયું છે, ત્યાંસુધી જ્ઞાની છું એમ માનવું નહીં. મારે જાણવું છે એમ રાખવું. પોતાને જ્ઞાની માની લે તો પછી કોઈની પાસેથી જાણવાનું બંધ થઈ જાય, એટલે પછી ભૂલ જાય નહીં, અને જ્ઞાન થાય નહીં. મને જ્ઞાન થયું એમ માનવામાં નુકસાન છે. એના કરતાં ન માનવામાં લાભ છે.

તીર્થંકર વિચરતા હતા ત્યારે ગણધર જેવા પણ 'ભગવાન જાણે' એમ રાખતા. (આનંદ શ્રાવક-ગૌતમસ્વામીનું દૃષ્ટાંતઃ ઉપદેશછાયા-૪) ગૌતમસ્વામીએ છતે જ્ઞાને જોયું નહીં, ઉપયોગ આપ્યો નહીં. જઈને મહાવીરસ્વામીને પૂછ્યું. પણ તેથી જ્ઞાન કંઈ જતું રહ્યું? ન માનવામાં કંઈ ખોટ નથી. 'હું જાણું છું' એમ માનવું જીવને સારું લાગે છે, પણ તે નુકસાન કરનાર છે, અશાંતિ કરનાર છે. મને આવડે છે એવું અભિમાન હોય તો જ્ઞાનીનું કહેલું ન બેસે. ગુણગ્રાહી થવું. માનવું છે જ્ઞાનીનું. એણે સાચી વસ્તુ જાણી તે આપણે કામની છે. જગતમાં કશું પ્રિય કરવા જેવું નથી અને "જે કંઈ પ્રિય કરવા જેવું છે તે જીવે જાણ્યું નથી" (૧૯૮) એટલું હૃદયમાં રહે તો કામ થાય, પ્રિય કરવા જેવું છે તે જ્ઞાનીએ જાણ્યું છે. ચેતતો રહે તો આગળ વધે. જીવ મરી જ રહ્યો છે. વિષય-કષાયરૂપ મરણથી જીવની આત્મશક્તિ રૂંધાઈ રહી છે. જીવના જ્ઞાન સાથે ઝેર છે તેથી આત્મા મરી રહ્યો છે. જ્ઞાનીની સમજણથી તરે. પોતાની સમજણથી ડૂબે, બૂડે. જ્ઞાનીએ શું કહ્યું તે વિચારવું. તારી સમજણ ઉપર મૂક મીંડું ને તાણ ચોકડી, એમ પ્રભુશ્રીજી કહેતા. તારી સમજણ ઢેડડી જેવી છે. તારી સમજણથી અનાદિનો રખડ્યો. બીજેથી ઉદાસ થાય તો આત્મવૃત્તિ થાય. જડ વસ્તુ ઝેર જેવી છે. જગત બધું ઠગારૂં પાટણ છે. જ્યાં જશે ત્યાં ઠગાશે. કોઈક સમજણવાળો હોય તે જીતી જાય. ડહાપણવાળો કામ ન કરે.

એક વાણિયો હતો તે પરદેશમાં બહુ ધન કમાયો હતો. પછી તેને વતન (ઘેર) જવું હતું. ત્યાં રસ્તામાં ઠગારું પાટણ આવે તો ધન કેમ લઈ જવું એ વિચારવા લાગ્યો. પછી તેણે બધું ધન આપીને ત્રણ રત્ન ખરીદ્યાં. તે લઈને ચાલ્યો. ઠગારું પાટણ આવ્યું તેમાં બધા ઠગ ને લૂંટારા. તેમાં થઈને જવાનું હતું તેથી રત્નો ઝાડની બખોલમાં સંતાડી

ભિખારીનો વેષ લઈ ગામમાં થઈ જા આવ કરે અને મોટેથી બોલે કે રત્નવાણિયો જાય છે, રત્નવાણિયો જાય છે! ઠગોએ પકડ્યો પણ રત્ન મળ્યાં નહીં. લોકોએ જાણ્યું કે આ તો ગાંડો છે. એક દિવસે તે ત્રણ રત્ન લઈને જવા લાગ્યો અને રોજની જેમ બોલતો ગયો, પણ લોકો કહે એ તો ગાંડો છે.

ડાહ્યા ન થવું. જ્ઞાનીએ કહ્યું તે લક્ષમાં રાખવું. એક મંત્ર મળ્યો તો તેની પાછળ પડવું, ગાંડા થઈ જવું. આત્માનું હિત કરવું છે. લોકો કાગડાને પાંજરામાં નથી પૂરતા; પોપટને પાંજરામાં કેમ પૂરે છે? ડાહ્યો થવા જાય છે તેથી. ડહાપણ દેખાડવું નથી, તેમ માનવું પણ નથી. જ્ઞાનીએ કહ્યું તે એક સાચું. જ્ઞાની જાણે છે. એણે જે કહ્યું તેને આધારે આધારે કામ કર્યા કરવું. આટલો ભવ તેમ કરવું.

* * * * *

ગમે તેમ બોલ, ગમે તેમ કર, પણ કર્મ ભૂલ–થાપ નથી ખાતું. જેવા ભાવ તેવું થશે. કરેલાં કર્મ ભોગવવાં પડશે, જેમ દેવું આપવું પડે છે તેમ. આત્મા સિવાય જે બધી વાતો કરે તે બધું બંધન છે. ગમે તો મંદિરમાં બેસીને, ગમે તો બહાર બેસીને કે ગમે ત્યાં આત્માને મૂકીને જે વાત કરે તે બધું બંધન છે. આશ્રમ શું કરે? આશ્રમમાં રહી ખરાબ ભાવ કરે તો નરકે જાય. ખરો આશ્રમ તો પોતાના ભાવ છે. અવળી પ્રવૃત્તિ જ્યાં છે તે બધું જગત છે.

મનુષ્યભવ છે ત્યાંસુધી લાગ છે, ધારે તે કરી શકે. અંતર્મુહૂર્તમાં કેવલજ્ઞાન થઈ જાય તેવો લાગ છે. છ ખંડના રાજા ભરત જેવા પણ 'ભરત ચેત, ભરત ચેત' એમ કહેવરાવવા માટે માણસો રાખતા, અને આ તો કંઈ ચેતતો જ નથી. જીવ લક્ષમાં લેતો નથી. જ્ઞાની પોકારી પોકારીને કહે છે, પણ જીવ બહેરો થઈને બેઠો છે. 'ચેતો, ચેતો' એમ કહે છે. કૃપાળુદેવની દયા અનંતી છે. કૃપાળુદેવનું એક એક વચન કાઢે તો આત્મા સિવાય કંઈ ન નીકળે.

"જડથી ઉદાસી તેને આત્મવૃત્તિ થાય છે."

ત્યાંથી ઊઠે તેને આત્મવૃત્તિ થાય છે. આત્મા કેવળજ્ઞાનસ્વરૂપ છે. પણ થોડું સાંભળવા મળ્યું કે લાવો હું જાણી ગયો, મને સમજાયું એમ ભિખારીની પેઠે જેમ થોડું ખાવાને મળે ત્યારે રાજી થાય છે, તેમ આ કરે છે. આત્મા કંઈ જેવો તેવો છે? અનંત રિદ્ધિનો ધણી છે. આ જીવમાંથી કાઢે તો કલ્પના જ નીકળે. સાચી વસ્તુ નીકળે જ નહીં. જગતના પ્રસંગો એવા છે કે ગમે ત્યાં જીવ તણાઈ જાય, જેમ વંટોળીઓ આવે ત્યારે તરણાં તણાય તેમ.

**૧૨૨** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૯, ૨૦૦૮

ક્યાં ક્યાં વૃત્તિઓ ફરે છે, કર્મ બંધાય છે, તે બધું જાણવું પડશે. કર્મ કેમ છોડવાં તે શીખવાનું છે, માટે કોઈ મહાપુરુષનું અવલંબન લઈને ચેતવાનું છે. એવો લાગ આવ્યો છે માટે ચેતવું. જેટલો સત્સંગમાં, સારી વાત સાંભળવામાં કાળ જાય તે લેખામાં છે. સંસ્કાર

પડે તે ઊગી નીકળે. પુરુષાર્થ ઘણો કરવાનો છે, અને જીવ ઊંઘે છે. મોક્ષે જવા માટે કેટલું કરવું જોઈએ તે ખ્યાલમાં જ નથી. રસ્તો જ હાથ નથી આવ્યો. સંસારમાં જન્મ-મરણ કરે છે અને લહેર માને છે, પણ શું થશે? તે ખ્યાલમાં નથી. "પૂછતા નર પંડિતા." જિજ્ઞાસા હોય તો માર્ગ હાથ આવે. નહીં તો ફરે. પહેલાંના જીવોને સંસ્કાર ચાલતા આવતા. મનુષ્યભવ મોક્ષ માટે જ છે એવું તેમના લક્ષમાં રહેતું. ચેતવું એમ લાગતું. હવેના જીવોને જિજ્ઞાસા નથી. પૈસા વગેરે પાઈ પણ સાથે ન આવે. ક્યાં ગામ હતું? ક્યાં જન્મ્યો હતો? કંઈ યાદ ન રહે. એ બધામાં જીવ ગૂંચાઈ ગયો છે. મનુષ્યભવમાંથી શું સાથે લઈ જઈશ? તેનો વિચાર આવતો નથી. એવા વિચારો પોતાને માટે કરવાના છે. બોધ સાંભળીને એકાદ વચન પકડી લેવું. વિચારવું.

જીવને મોક્ષની ખબર નથી. મોક્ષ મોક્ષ એમ કહે છે, પણ એની ખબર નથી. નય વગેરે સાંભળીને પંડિત થવાનું નથી, પણ પોતાની ભૂલ કાઢવાની છે. પર્યાયાર્થિકનય સાંભળ્યો તો પર્યાયદૃષ્ટિ ઓછી કરવી. આત્મદ્રવ્ય પર લક્ષ થાય તો "સર્વ જીવ છે સિદ્ધ સમ," એમ થાય. આત્મા જ્ઞાનસ્વરૂપ છે. પરની અપેક્ષાએ આત્મા નાસ્તિત્વરૂપ છે, સ્વની અપેક્ષાએ આત્મા અસ્તિત્વરૂપ છે. ભગવાનનો કહેલો રસ્તો નયોનો છે, તે રૂપે આત્માને માને તો પછી ભલે આખું જગત કહે કે આત્મા નથી, તો પણ એની શ્રદ્ધા ન ફરે. સદ્ગુરુ વગર ચાલે એવું નથી. એમના એમ નય ચોપડીથી શીખે તેથી કંઈ ન થાય. સત્પુરુષનો યોગ થાય, આત્મભાવના જાગે, આત્મા નિર્મળ થાય, ત્યારે એ સાધનો કામમાં આવે. આત્માને અને દેહને જુદા તપાસે તો ખબર પડે કે—

"ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહ સમાન;
પણ તે બન્ને ભિન્ન છે, પ્રગટ લક્ષણે ભાન."

આત્માનાં કેવાં લક્ષણો છે અને દેહનાં કેવાં છે? એ બધાં જાણી શકાય અને બુદ્ધિમાં ઊતરી શકે તેવી ભગવાને વાત કરી છે. કૃપાળુદેવે આત્મસિદ્ધિમાં બધું ભરી દીધું છે. "કર વિચાર તો પામ." એક ગાથામાં મર્મ બતાવી દીધો છે:

"છૂટે દેહાધ્યાસ તો, નહીં કર્તા તું કર્મ;
નહીં ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ."

વિચારે તો કંઈ શોધવું ન પડે. 'દેહ માત્ર સંયોગ છે, વળી જડ, રૂપી, દૃશ્ય.' આત્માનાં લક્ષણ દેહનાં લક્ષણથી જુદાં છે. આત્મા સંયોગી નથી, જડ નથી, રૂપી નથી, દૃશ્ય નથી.

દેહ છે તે ખોખું છે તે કંઈ કામ ન આવે. આત્મા છે તે કામનો છે. અભિમન્યુ છ કોઠામાં માહિતગાર હતો, તેથી જીતી ગયો. પણ છાણમાટીના કોઠાને જાણતો ન હતો તેથી ગૂંચાયો. માટે માહિત થવાનું છે. દેહને દેહ જાણવો. આત્મા છે, નિત્ય છે, કર્તા છે, એ જે કરે છે તેને ભોગવે છે, મોક્ષ છે, તેના ઉપાય છે. એ છ પદમાં માહિતગાર થાય તો ન ગૂંચાય. બધું જ્ઞાની પાસે છે. આત્માની વાત કામની છે. બીજી પંચાતમાં ન પડવું. બીજામાં પાર આવે એવું નથી. ઉલ્લાસભાવ આવશે ત્યારે થશે. સાચી વસ્તુ પકડાણી

જોઈએ. પકડ કરનારમાં બળ હોય તો પકડાય. પ્રભુશ્રીજીને કૃપાળુદેવે કહ્યું કે, "મુનિ ઊંડા ઊતરો." સત્પુરુષ કંઈ કરી આપે? એ તો માત્ર દિશા બતાવે.

**૧૨૩** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૧૦, ૨૦૦૮

[આજે સવારે શીતલજિનના સ્તવનમાં આવ્યું કે "ઈત્યાદિક બહુ ભંગ ત્રિભંગી, ચમત્કાર ચિત્ત દેતી રે." (આ૦ ૧૦)]

એમાં ચમત્કાર કહ્યો છે તે આપણને કેમ લાગતો નથી? પ્રભુશ્રીજી કહેતા કે અજબ ગજબ છે, ચમત્કાર છે, પણ આપણને તો કંઈ લાગતું નથી. આપણને એવું લાગે તે માટે ભક્તિ કરવાની છે. આનંદઘનજીને આ ભગવાનની ત્રિભંગી સાંભરી આવી અને લાગ્યું કે ભગવાનનાં કેવાં કેવાં વચનો છે! ક્યાંય વિરોધ આવતો નથી. ભગવાને તો ઘણાય ભંગ કહ્યા છે. સપ્તભંગી કહી છે. ત્રિભંગી કહી છે, પણ આનંદઘનજીને આ ત્રિભંગી સાંભરી આવી તેથી આ સ્તવન લખ્યું છે.

ભગવાને અનેક પ્રકારની ભંગીઓ કહી છે. આમાં ત્રિભંગી કેવી છે તે કહે છે—

"કરુણા કોમળતા તીક્ષ્ણતા, ઉદાસીનતા સોહે રે."

પૂજ્યશ્રી—તે કેવી રીતે છે તે હવે કહે છે—

"સર્વ જંતુ હિતકરણી કરુણા, કર્મવિદારણ તીક્ષ્ણ રે;
હાનાદાનરહિત પરિણામી, ઉદાસીનતા વીક્ષણ રે."

ભગવાનની કરુણા કેવી છે! સર્વ જીવોનું હિત કરવાની ભાવના છે. "સવિ જીવ કરું શાસનરસી" (દે૦ સ્નાત્રપૂજા) એવી ભાવના છે. બધા જીવો મોક્ષે જાઓ એવી ભાવના તે કરુણા છે. અને આપ કર્મને પાસે રહેવા દેતા નથી એ કર્મ પર તીક્ષ્ણતા છે. પ્રભુશ્રીજી કહેતા કે કર્મ આવે છે તે માથું કપાવા જ આવે છે અને કપાય છે. કર્મ માથું ઊંચું કરે કે કાપી જ નાખવું. એમ ભગવાન કર્મને પાસે આવવા દેતા નથી. અને પાછી બન્નેમાં ઉદાસીનતા છે. આ જીવોનું હિત કરવું કે કર્મ ઉપર તીક્ષ્ણ ભાવ રાખવો એવું પણ તેમને નથી. હવે ફરીથી બીજી કરુણા કેવી છે, તે કહે છે--

"પરદુઃખ-છેદન-ઇચ્છા કરુણા, તીક્ષ્ણ પરદુઃખ રીઝે રે;
ઉદાસીનતા ઉભય વિલક્ષણ, એક ઠામે કેમ સીઝે રે."

બીજા જીવોનું દુઃખ છેદાય, બધાય વહેલા મોક્ષે જાય એવી ઇચ્છા છે, તે કરુણા છે અને બીજાનું દુઃખ દેખી જે રાજી થતા હોય તેના ઉપર તીક્ષ્ણતા વર્તે છે. મનમાં એમ થાય કે કોઈને દુઃખ થાય તે સારું છે તો તેના ઉપર તીક્ષ્ણતા વર્તે છે. એ બેયમાં પણ ઉદાસીનતા છે. બીજાનાં દુઃખ છેદવાની ઇચ્છા પણ ભગવાનને નથી. સહજ સ્વભાવે જ થાય છે.

"અભયદાન તે મલક્ષય કરુણા, તીક્ષ્ણતા ગુણભાવે રે;
પ્રેરણ વિણ કૃત ઉદાસીનતા, ઇમ વિરોધ મતિ નાવે રે."

કોઈ જીવને આપણાથી ભય પણ ઉત્પન્ન ન થાય તે અભયદાન છે. એ અભયદાન પોતાના દોષ ક્ષય થવાનો ઉપાય છે. આત્માની દયા આવી એ ખરી કરુણા છે. મોક્ષમાં પ્રીતિ થવી

એ પણ આત્માની કરુણા છે. સંસારથી છૂટવું એ પણ આત્માની દયા છે. "તીક્ષ્ણતા ગુણ ભાવે રે." ગુણો પ્રગટ કરવામાં તીક્ષ્ણતા રાખે. શમ, સંવેગ, નિર્વેદ, આસ્થા અને અનુકંપા સમ્યગ્દર્શનના ગુણો છે. તે પ્રગટ કરવામાં તીક્ષ્ણતા છે. બધાનું (શમાદિ ચારેયનું) ફળ અનુકંપા આવવું જોઈએ. જેટલો ક્રોધ ઓછો કરે તેટલી આત્માની જ દયા ખાધી કહેવાય. જેટલું માન ઓછું કરે, માયા ઓછી કરે, લોભ ઓછો કરે, સંસારથી ભય લાગે, શ્રદ્ધા થાય, મોક્ષની રુચિ થાય એ બધાનું ફળ અનુકંપા છે. ગાંધીજીને કૃપાળુદેવે કહેલું કે મને કોઈ બરછી ભાલા મારે તો સહન કરું, પણ જગતને જે કુગુરુઓ લૂંટી રહ્યા છે તે સહન થતું નથી.

એ બધામાં ઉદાસીનતા છે. પ્રેરણા કર્યા વગર બધું થયા જ કરે છે. એમ આ ત્રિભંગીમાં ક્યાંય વિરોધ આવતો નથી. પછી શક્તિ–વ્યક્તિ, ત્રિભુવનપ્રભુતા–નિર્ગ્રંથતા, યોગી–ભોગી, વક્તા–મૌની, અનુપયોગી–ઉપયોગી એમ બધા ઉપર ત્રિભંગી ઉતારતાં વિરોધ આવતો નથી. ભગવાનની આ ત્રિભંગી ચિત્તને ચમત્કાર આપે છે.

**૧૨૪** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૧૧, ૨૦૦૮

જ્ઞાનીપુરુષ કહે છે કે જીવને આત્માનું ભાન નથી. આત્મા સિવાય બીજી બધી વસ્તુઓ કર્મ બંધાવનાર છે. ઉપયોગ જો બીજામાં રહ્યો તો કર્મ બંધાય. જીવ ઉપાય કરે તો થાય. અંદરથી ગરજ જોઈએ. કોઈ પણ વસ્તુ જ્ઞાની માને તે માનવી. જ્ઞાની કહે કે સંસાર દુઃખરૂપ છે અને એને સારો લાગે તો કેમ છૂટે? કોઈ સત્પુરુષનો યોગ થાય અને લાગે કે આ સારું છે, મારે એ જ કરવું છે એવું થાય, પછી પુરુષાર્થ કરે તો કામ થાય. પણ પાછો મિથ્યા અભ્યાસમાં તણાઈ જાય તો બસ, થઈ રહ્યું.

ઘણી વાર તપ કર્યાં, જપ કર્યાં, પણ વાસના અંદરથી ઘસાઈ નહીં. વાસના છે ત્યાં દુઃખ જ છે. પણ દુઃખ એને લાગતું નથી. શરીર સારું ન હોય ત્યારે દુઃખ લાગે, પણ પાછું મટી જાય, તો બધું ભૂલી જાય. એનો એ જીવ છે. બીજા નિમિત્તે બીજો થઈ જાય એ અંદરથી વાસના ટાળે તો સમ્યગ્દર્શન થાય. પછી દેવલોકમાં જાય તો પણ વાસના ન જાગે. સમ્યગ્દૃષ્ટિ દેવો સુખમાં લીન થતા નથી. જીવને દુઃખ લાગતું નથી. કોઈ પુણ્યોદયે આવા આશ્રમમાં આવવાનું બન્યું તો પૈસા વગેરે ઝેર છે એમ લાગવું જોઈએ. 'આત્મસિદ્ધિ' બોલતા હોઈએ અને કોઈ વાત કરતો હોય તો ત્યાં મન જાય છે. ક્યાં આત્મસિદ્ધિ અને ક્યાં લોકોની વાતો! હું શા માટે આશ્રમમાં આવ્યો છું? એ ભૂલી જાય છે.

**૧૨૫** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૧૨, ૨૦૦૮

ગોખીએ પછી વિચારીએ. કૃપાળુદેવે કરવાનું કહ્યું તો કરવું. છોકરવાદમાં ન જાય. પ્રસંગ આવે ત્યારે કસોટી થાય. કસોટીમાં નાપાસ થાય તો નાલાયક ગણાય. પશ્ચાત્તાપ કરીને પાછો વળે તો સુધરી જાય. વ્યસનમાં પડી ગયો તો પછી એને હાથ નથી. જીવને ટેવ પડી જાય છે અને પછી મનુષ્યભવ ખોઈ બેસે છે. મનુષ્યભવ મળ્યો, સત્પુરુષનો યોગ મળ્યો તે નકામો ન જાય. પશ્ચાત્તાપ કરી, ઝૂરણા કરી જીવ સારો થઈ શકે છે; પણ એવો બોધ

જોઈએ, છૂટવાની કામના જોઈએ. અનાદિકાળના સંસ્કાર છે. સંસારવાસના ન જાય તો ભવ્ય શાનો? છૂટવું છે એવી ભાવના હોય તે ભવ્ય છે. ભૂલ્યો ત્યાંથી ફેર ગણ, જાગ્યા ત્યારથી સવાર. જેટલું જીવવું છે તેટલું સારું જીવવું છે. સમાધિમરણ કરવું છે. ભોગવવું પડશે પોતાને. આ કાળમાં સત્સંગનો યોગ તે દિવાળીના દહાડા જેવો છે. સુધરી જવાના દિવસો છે. જાણે આજથી જન્મ્યો. આજથી હવે એવું જીવવું છે કે ક્યાંય ડાઘ ન લાગે. હે ભગવાન, આખો લોક દુઃખથી ભર્યો છે અને માને છે સુખ. જીવ કચડાય છે. દયા નથી. આ કાળ જાય છે તે રત્નચિંતામણિ જેવો દુર્લભ છે. ક્ષણ લાખેણી જાય છે, તેની કિંમત નથી. સત્સંગ કેમ સફળ થાય? તે વિચાર કરવો. પકડ થશે તો થોડો સત્સંગ થાય તો પણ લાભ થશે. કેટલાય પુણ્યથી મનુષ્યભવ મળ્યો છે. તિર્યંચમાં, નરકમાં એમ અનંતકાળ ભટકતાં ભટકતાં ઘણું પુણ્ય એકઠું થયું ત્યારે આ મનુષ્યભવ મળ્યો છે, તેની કિંમત નથી.

* * *

[સભામાં 'સુદૃષ્ટિતરંગિણી'માંથી ધ્યાન સંબંધી વંચાતાં]

હેય વિચારો તજવાયોગ્ય છે. મરણ વખતે, વેદના વખતે, ચિત્ત સ્મરણમંત્રમાં રાખે તો ધર્મધ્યાન થાય. વેદના વખતે જીવ ભગવાનને સંભારવાના મૂકી ડૉક્ટરને સંભારે છે. 'હું માંદો છું, દુઃખી છું' એ બધું આર્તધ્યાન છે. આત્માને ભૂલી જઈ, 'હું દેહ છું' એમ થાય, ત્યારે 'હું દુઃખી છું, હું માંદો છું' એમ થાય છે. આત્માને ભુલાવનારા આ પ્રકારો છે. ધર્મ કરીને તેનું ફળ ઇચ્છે તે નિદાન નામનું આર્તધ્યાન છે. માયા કપટ વગેરે બધું આર્તધ્યાન છે. આર્તધ્યાનથી ઢોર, પશુ, કીડી, મકોડી વગેરે થઈને ભટકે છે. હું આત્મા છું એમ થાય તો બધું આર્તધ્યાન છૂટી જાય. સમ્યગ્દૃષ્ટિને કંઈ જોઈતું નથી, બધું છોડવું છે અને પેલાને તો આખું જગત મળે તો પણ ઓછું છે. પરિગ્રહ પાપ છે, છોડવાયોગ્ય છે. એમાં રાજી થાય તો એ પાપમાં જ રાજી થાય છે. પરિગ્રહથી પાપ છે એ લક્ષ એને નથી. ઉદાસીનતા, વૈરાગ્ય ન આવે ત્યાં સુધી બંધાય છે. વિવેક નથી. જે મળ્યું છે તે પુણ્યને લઈને મળ્યું છે, પણ એ તો પરિગ્રહનાં વખાણ કરે છે. ધર્મને લઈને મળ્યું છે એમ લાગે તો આર્તધ્યાન ન થાય. મુનિઓ જે ચક્રવર્તી આદિનાં ચરિત્રો લખતા તે સમ્યગ્દૃષ્ટિ હતા, વૈરાગ્ય સહિત હતા. ચરિત્રોમાં જે વર્ણન કર્યું છે તે ધર્મના અર્થે છે, તેથી તે આર્તધ્યાન નથી. ભગવાને કહ્યું તે સાચું એમ માને તે આજ્ઞાવિચય ધર્મધ્યાન છે.

અપાય એટલે દુઃખ. હું ક્યાં ક્યાં ભટક્યો છું? એ બધું વિચારવું તે અપાયવિચય ધર્મધ્યાન છે. સંસાર દુઃખરૂપ જ છે. પુણ્ય છે તેય દુઃખરૂપ છે. છૂટવું છે તેને દુઃખરૂપ જ છે, લોકો એને સુખ માને છે. સુખમાં પણ છૂટવાની ભાવના હોય છે. સ્વપ્ના જેવું છે. સુખમાં આસક્ત ન થાય અને દુખમાં દીન ન થાય; જે આવવું હોય તે આવો એમ રહે. દુઃખેય ઘણાં ભોગવ્યાં છે અને સુખ પણ ઘણાંય ભોગવ્યાં છે. દુઃખ સ્વપ્નું છે, એવું સુખ પણ સ્વપ્નું છે. નરકનો વિચાર કરે, તિર્યંચના દુઃખનો વિચાર કરે, મનુષ્યના દુઃખનો વિચાર કરે, તે બધું વૈરાગ્ય થવાનું કારણ છે.

૧૨૬ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૧૩, ૨૦૦૮
દિવાળી મહોત્સવનો પ્રારંભ. સમાધિમરણ પર્વ

[ આજ સવારે સ્તવન બોલી રહ્યા પછી ]

આજથી આ ચાર દિવસો સમાધિમરણના છે. આ દિવસોમાં જેને તપ કરવું હોય, સ્વાધ્યાય કરવો હોય, વિનય આરાધવો હોય, ક્રોધ ઓછો કરવો હોય, માન ઓછું કરવું હોય, માયા ઓછી કરવી હોય, લોભ ઓછો કરવો હોય, અંતરંગ તપ, બાહ્ય તપ કરવું હોય તો આ દિવસોમાં કરવા જેવું છે. બીજા ઘણા દિવસો છે, પણ આ ચાર દિવસો (આસો વદ ૧૩, ૧૪, ૦)), કાર્તિક સુદ ૧) સમાધિમરણ માટે જ છે. એ દિવસોમાં જાણે મરણ માથે જ છે એમ જાણીને આરાધના કરવી. લોકો જેમ દિવાળી આવે ત્યારે ઘર વગેરે સાફ કરે છે, દીવા કરે છે; તેવી રીતે આપણે અંતરથી કષાયાદિ કચરો કાઢી આત્માને નિર્મળ કરી અંતરમાં જ્ઞાન દીવો પ્રગટ કરવાનો છે.

શ્રીપાળ રાજાનો રાસ વંચાતો હતો તે વખતે પ્રભુશ્રીજીને સહજે સ્ફુરી આવ્યું કે કોઇ પૂછે કે સમાધિમરણ શાથી થાય? પછી આ ચાર દિવસોમાં છત્રીશ, છત્રીશ માળાની યોજના કરી. ભગવાને આ દિવસોમાં સમાધિમરણ કર્યું છે, માટે આપણે પણ સમાધિ-મરણ કરવાનું છે.

અહીં રાત્રે (૮ થી ૧૧) છત્રીશ માળા ફેરવાશે. પહેલી ત્રણ માળા "સહજાત્મસ્વરૂપ પરમગુરુ" મંત્રની ફેરવાશે. પહેલી માળા સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવા માટે ફેરવાશે. સહજાત્મ-સ્વરૂપમાં અનંત ગુણ છે, પણ તેમાંથી એક સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવા માટે આ એક માળા ફેરવું છું, એવો લક્ષ રાખી ફેરવવી. પછી બીજી માળા સમ્યગ્જ્ઞાનપ્રાપ્તિ અર્થે ફેરવાશે. હે ભગવાન, સમ્યગ્જ્ઞાન અર્થે આ માળા ફેરવું છું, એમ ભાવના રાખી ફેરવવી. પછી સમ્યક્-ચારિત્રપ્રાપ્તિ અર્થે ત્રીજી માળા ફેરવાશે. સ્વરૂપમાં સ્થિરતા થવા માટે આ માળા ફેરવું છું, એમ લક્ષ રાખી ફેરવવી.

પછી અઠ્ઠાવીશ માળા મોહનીય કર્મની અઠ્ઠાવીશ પ્રકૃતિ ક્ષય કરવા માટે "પરમગુરુ નિર્ગ્રંથ સર્વજ્ઞદેવ" એ મંત્રની ફેરવાશે. તેમાં પહેલી માળા મિથ્યાત્વમોહનીય ક્ષય કરવા માટે ફેરવાશે. મિથ્યાત્વ ક્ષય થવા માટે આ માળા ફેરવું છું, એ લક્ષ રાખીને ફેરવવી. પછી બીજી માળા મિશ્ર-મોહનીય ક્ષય કરવા માટે ફેરવાશે. ત્રીજી માળા સમ્યક્ત્વ-મોહનીય ક્ષય કરવા માટે ફેરવાશે. પછી ચાર માળા અનંતાનુબંધી ક્રોધ-માન-માયા-લોભ ક્ષય કરવા માટે ફેરવાશે. અનંતાનુબંધી કષાય સમકિત થવા ન દે અથવા થયું હોય તેનો ઘાત કરે. અપ્રત્યાખ્યાનાવરણીય એટલે અલ્પ પણ વ્રત આવવા ન દે. એ અપ્રત્યા-ખ્યાનાવરણીય ક્રોધ-માન-માયા-લોભ ક્ષય કરવા માટે પછી ચાર માળા ફેરવાશે. પ્રત્યાખ્યાનાવરણીય એટલે સર્વવિરતિ અથવા મુનિપણું આવવા ન દે. ચાર માળા એ પ્રત્યાખ્યાનાવરણીય ક્રોધ-માન-માયા-લોભ ક્ષય કરવા અર્થે ફેરવાશે. સંજ્વલન કષાય સંપૂર્ણ (યથાખ્યાત) ચારિત્ર પ્રગટ થવા ન દે. એ સંજ્વલન ક્રોધ-માન-માયા-લોભ

ક્ષય થવા માટે ચાર માળા ફેરવાશે. હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, સ્ત્રીવેદ, પુરુષવેદ, નપુંસકવેદ, એ નવ નોકષાય ક્ષય થવા માટે અનુક્રમે નવ માળા ફેરવાશે. કષાય થવાનાં કારણો તે નોકષાય છે. દરેક માળા ફેરવતી વખતે તેના પ્રતિપક્ષી ગુણની ભાવના કરવી. હાસ્ય ક્ષય થવા માટે માળા ફેરવતી વખતે ગંભીર થવા માટે આ માળા ફેરવું છું. રતિ ક્ષય થવા માટે માળા ફેરવતી વખતે વૈરાગ્ય થવા માટે આ માળા ફેરવું છું, એમ દરેક માળા ફેરવતી વખતે કયો ગુણ પ્રગટાવવો છે તે લક્ષ રાખવો.

પછી પાંચ જ્ઞાનાવરણીય ક્ષય કરવા પાંચ માળા—"આતમ ભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે" એ મંત્રની ફેરવાશે. પહેલી માળા મતિજ્ઞાનાવરણીય ક્ષય કરવા માટે ફેરવાશે, બીજી માળા શ્રુતજ્ઞાનાવરણીય ક્ષય કરવા માટે ફેરવાશે, ત્રીજી માળા અવધિજ્ઞાનાવરણીય ક્ષય કરવા માટે ફેરવાશે, ચોથી માળા મનઃપર્યવજ્ઞાનાવરણીય ક્ષય કરવા માટે ફેરવાશે, પાંચમી માળા કેવળજ્ઞાનાવરણીય ક્ષય કરવા માટે ફેરવાશે.

૩, ૨૮ ને ૫ મળી ૩૬ માળાઓ રોજ રાતે ફેરવાશે. રોજ લક્ષ રાખીને માળાઓ ફેરવવી. જાણે માથે મરણ જ રહ્યું છે, એમ જાણીને સમાધિમરણ કરવા તૈયારી કરવી. પછી મરણ થાય તો ભલે થાય. જિવાય તોય ભલે જિવાય.

* * * *

સ્વચ્છંદ છોડવા માટે સત્સંગ કરવાનો છે. જ્ઞાનીપુરુષનાં વચનોનો વિચાર કરે તો સદ્વિચાર થાય. હું સારું બોલું છું, ભક્તિ કરું છું એમ પાછું અભિમાન કરે તે મોહ છે. અભિમાન છોડવાનું છે. આર્તધ્યાન, રૌદ્રધ્યાન તજવાયોગ્ય છે અને ધર્મધ્યાન કરવાયોગ્ય છે.

મુમુક્ષુ—ભક્તિમાં કોઈ આગળપાછળ બોલે અને બીજા બધાને ભંગ પડે તો તે બોલનારને કર્મ બંધાય ?

પૂજ્યશ્રી—સ્વચ્છંદ છોડવા સત્સંગ છે. બોલતી વખતે બધાની સાથે ભક્તિમાં બોલવું જોઈએ. નહીં તો કર્મ બંધાય. બીજાને એવા નિમિત્તે કષાય થાય તો બીજાને પણ કર્મ બંધાય. એમ ભક્તિમાં સ્વપરને બંધનું કારણ થવાય તે મોટો દોષ છે. એમ ન થવાય તે સંભાળવું.

**૧૨૭** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૧૪, ૨૦૦૮

જીવને આ સંસારમાં ભમવાનું મોટું કારણ અભિમાન છે. એ અભિમાન ઊતરી જાય એવા 'વીશ દોહરા' છે. અનંતાનુબંધી માનથી જીવને રખડવાનું થાય છે. અભિમાન દૂર થાય તો વિનય ગુણ પ્રગટે. પછી સત્પુરુષ ઓળખાય. "સત્પુરુષમાં જ પરમેશ્વરબુદ્ધિ એને જ્ઞાનીઓએ પરમ ધર્મ કહ્યો છે." (૨૫૪). સત્પુરુષમાં પરમેશ્વરબુદ્ધિ થાય તો એને જ્ઞાનીનાં વચનો ચોંટે. એ માટે 'વીશ દોહરા' છે. માન જાય તો વિનય ગુણ આવે. એટલો બધો પ્રભાવ 'વીશ દોહરા'માં છે. કંઈક ગરજ જોઈએ, વિજ્ઞાનપણું જોઈએ.

"ઘટપટ આદિ જાણ તું, તેથી તેને માન;
જાણનાર તે માન નહીં, કહીએ કેવું જ્ઞાન!"

એ જાણનાર પ્રત્યે દૃષ્ટિ થાય તો વિજ્ઞાનપણું આવે.

આત્મજ્ઞાની પુરુષ તે ભેદી છે. સાચી વસ્તુ સાંભળવાની છે. જ્ઞાનીનો બોધ પરિણમે, એક વચન પણ પરિણામ પામે, તો બહુ છે. આખા જગતમાં મારું-તારું પક્ષાપક્ષીપણું થઈ ગયું છે. તે જીવને ખાળે છે. જ્યાં 'મારું' થયું ત્યાં સાચું રહે નહીં. સત્ય જાણવા માટે મમત્વ મૂકવાનું છે. મારું તે સાચું નહીં, પણ સાચું તે મારું છે.

આત્માને અપમાન કરે એવું સ્ત્રીપુરુષપણું છે, પિતાપુત્રપણું છે. એ આત્માનું અપમાન કરનાર છે. જ્ઞાનીપુરુષને દયા આવે છે, તેથી ઠપકો આપે છે કે તારું ભાન ક્યાં છે? અમે કહીએ તે શિખામણ માન, એમ કહે છે. ઠપકો આપે તો ભૂલ નાસી જાય. કૃપાળુદેવે જ્યારે પ્રભુશ્રીજીની ભૂલ જોઈ ત્યારે કહ્યું કે 'વીસ દોહરા'નું બહુમાનપણું કરો તો ગુણ પ્રગટશે. આઠ ત્રોટક છંદ પણ તેવા જ છે. જો જીવ વિચારે તો આત્મા પ્રગટ થાય તેવું છે. એમને કેટલી બધી કિંમત લાગી હશે ત્યારે એટલું બધું 'વીસ દોહરા'નું માહાત્મ્ય કહે છે. પોતાને એથી આત્મા પ્રગટ થયો છે, તેથી કહે છે.

'આત્મા સત્, જગત મિથ્યા.' આભાસથી આત્મા રહિત છે. જીવથી ગ્રહણ થતું નથી. આ સર્વ આભાસ છે. તે બધું ભૂલી જવાનું છે. સત્ પકડવાનું છે. પોતાનો દોષ છે. સંતની પહેલી શિખામણ એ છે કે તારે દોષે તને બંધન છે. તારો જ વાંક છે. "દ્રવ્યે દ્રવ્ય મિલે નહીં." પણ તે ક્યારે? સમજણ આવે ત્યારે. સમજણ નથી. બધું ગોળખોળ ભેગું કરી નાખ્યું છે. કૃપાળુદેવે કહ્યું છે :

"કેવળ હોત અસંગ જો, ભાસત તને ન કેમ?
અસંગ છે પરમાર્થથી, પણ નિજ ભાને તેમ."
"મુખથી જ્ઞાન કથે અને, અંતર્ છૂટ્યો ન મોહ;
તે પામર પ્રાણી કરે, માત્ર જ્ઞાનીનો દ્રોહ."

મોઢે કહ્યા કરે તેથી શું થાય? આટલો વિશ્વાસ આવવો જોઈએ કે જ્ઞાનીએ અસંગપણું કહ્યું છે તે મારે માનવું છે.

**મુમુક્ષુ**—અસંગ એટલે શું?

**પૂજ્યશ્રી**—સર્વ પરભાવથી મુક્ત થવું. પરભાવથી મુક્ત થાય ત્યારે અસંગ કહેવાય. જડમાં જાણવાની શક્તિ આવે નહીં.

મુમુક્ષુ—ભેદનો ભેદ એટલે શું?

પૂજ્યશ્રી—ભેદનો ભેદ તો આ બધું ભિન્ન ભિન્ન દેખાય છે તે આત્મારૂપે જુએ, તો ભેદનો ભેદ કહેવાય.

૧૨૮ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૦)), ૨૦૦૮

આત્માના કલ્યાણ માટે કંઈક કરવાનું છે. સમ્યગ્દર્શન સહિત બધું કરવાનું છે. કુગુરુના આશ્રયે કરે તો કંઈ આત્માનું હિત થાય નહીં, જન્મમરણ છૂટે નહીં. જ્ઞાનીપુરુષનાં વચનો જે હોય તે મંત્ર કહેવાય, આત્મા કહેવાય. જે વચનથી આત્મા ઉપર જવાય તે

વચન પણ આત્મા છે. સત્પુરુષની કાયા છે તેથી આપણું કલ્યાણ થાય છે. તેથી તે પણ એક અપેક્ષાએ આત્મા છે. સત્પુરુષના યોગે જીવને કેમ વર્તવું તે સમજાય છે. પછી જેમ જેમ સમાગમ વિશેષ થાય તેમ તેમ એને વિશેષ સમજાય છે. ગરજ જોઈએ. સત્પુરુષ મળ્યા નથી, ઓળખ્યા નથી. સત્પુરુષને મળ્યાથી સત્પુરુષ ઓળખાય નહીં. કૃપાળુદેવને ઘણા મળતા, ઘણા ગ્રાહકો આવતા, પણ કંઈ ઓળખ્યા ?

૧૨૯ શ્રીમદ્ રા. આ અગાસ, કારતક સુદ ૧, ૨૦૦૯

[ કોઈ કલકત્તાના વેપારીને ]

**लक्ष एक सत्संगका रखना. चाहे जहां फिरो, परन्तु लक्ष तो एक सत्संगका रखना. आत्महित कैसे हो? यह बिचार करना. मनुष्यभव मिला हैं तो सच्ची वस्तुको प्राप्त करना. आत्मा जैसी कोई वस्तु नहीं हैं. रत्न जैसी वस्तु है, मुफ्तमें नहीं मिलती.**

૧૩૦ શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક સુદ ૨, ૨૦૦૯

'સુદૃષ્ટિ-તરંગિણી'માંથી ખાન-પાન-વચન સંબંધી વંચાતાં ]

રાત્રે રાંધેલું ભોજન મુનિ લે નહીં. સાધુ થવું એ સહેલું નથી. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ બધામાં જોવાના છે. વિષયકષાય જીતવા સહેલા નથી. તે જીતવા માટે મહાપુરુષોએ તેના ઉપાય બતાવ્યા છે. ધર્મની ગરજ રહી નથી. મોટો દોષ અજ્ઞાનનો છે. તરવા માટે, મોક્ષે જવા માટે મનુષ્યભવ મળ્યો છે, તેની ખબર નથી. સ્વપ્નામાં પણ ખબર નથી. તરવાની ભાવના નથી.

રસગારવલુબ્ધતા મટાડવાની છે. મનને જીતવું હોય તેણે રસગારવ દોષ ત્યાગવો. એ દોષ હોય તો મન જિતાય નહીં. જીભનાં બે કામ છે. એક ખાવું અને બીજું વચન બોલવું. હિત, મિત ને પ્રિય વચન બોલવું. કૃપાળુદેવે પુષ્પમાળામાં જણાવ્યું છે : "વચન શાંત, મધુર, કોમળ, સત્ય અને શૌચ બોલવાની સામાન્ય પ્રતિજ્ઞા લઈ આજના દિવસમાં પ્રવેશ કરજે" (૨-૫૫). અસત્ય વચન જાણીને ત્યાગવાનાં છે. અસત્યના ચાર પ્રકાર છે. ૧ વસ્તુ હોય છતાં તેને 'નથી' કહેવી. ૨ વસ્તુ ન હોય અને 'છે' એમ કહેવું. ૩ હોય કંઈ અને કહે કંઈ. ૪ પરમાર્થ જેમાં ન હોય એવું બડબડ અર્થ વગરનું બોલવું, તે પણ અસત્ય છે.

જેનાથી પાપ બંધાય એવાં વચન સમ્યગ્દૃષ્ટિ ન બોલે. આત્મા સિવાયની બધી કથાઓ વિકથાઓ છે. ધનકથામાં આખું જગત પડ્યું છે.

× × × ×

જે સમીપમુક્તિગામી છે તેને છ પદની શ્રદ્ધા છે. સમ્યક્ત્વ લાવવું પડશે. એમાં કંઈ આપવાનું નથી, માન્યતા કરવાની છે. આત્મા સિવાય ક્યાંય દૃષ્ટિ રાખવા જેવી નથી. કર્મ પ્રત્યેથી વૃત્તિ અટકાવી ધર્મ પ્રત્યે વૃત્તિ કરવી. એટલું કરવાનું છે, તો ધર્માત્મા થઈ જાય. સમીપમુક્તિગામી થાય તો મોક્ષ એની પાસે આવે. પગ મૂકતાં પાપ છે, તેને બદલે પગ મૂકતાં અમૃત થાય. દૃષ્ટિ ન ફરે તો સમ્યક્ત્વ શાનું ? દેહદૃષ્ટિ છૂટી આત્મદૃષ્ટિ થાય તો સમ્યક્ત્વ કહેવાય. સમકિતીને જડ અને ચેતન સેળભેળ ન થઈ જાય, વચ્ચે વજ્રની ભીંત

પડી છે, તેથી આ બાજુનું આ બાજુ અને પેલી બાજુનું પેલી બાજુ થઈ જાય.

તૈયાર થઈ જવાનું છે. બધાય મરી જવાના છે. એક ધર્મ સાથે આવે છે. માયાથી રાજી ન થવું. આત્મા જાગશે ત્યારે કરશે. "જબ જાગેંગે આતમા, તબ લાગેંગે રંગ." (હા.૧-૧૪)

**૧૩૧** શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક સુદ ૩, ૨૦૦૯

ક્યાં પહેલાંનાં પૂર્વોનાં આયુષ્ય અને ક્યાં આ કાળનાં ટૂંકાં આયુષ્ય! ઝાડના પાંદડા પર પડેલાં બિંદુ જેવું છે. અપૂર્વ વસ્તુ મળી છે. સાચવીને વાપરે તો ઠીક છે, નહીં તો એમનો એમ મનુષ્યભવ જતો રહે છે. જંજાળનું કારણ મારાપણું છે. જંજાળ ઓછી થાય તો એને કોઈ પૂછવા આવે નહીં. મારું ઘર, મારાં છોકરાં એ બધું હું ને મારું જંજાળ છે. હું પૈસાદાર છું, હું મોટો છું એ બધી જંજાળ છે. અહંભાવ કાઢીને વિચારવું કે હું તો બધાથી નાનો છું. વિશાળ દૃષ્ટિ થાય તો જીવને જંજાળ ઓછી થાય. જંજાળ લાગતી નથી, પણ મીઠાશ લાગે છે. મોક્ષે જવું હોય તો બીજાં કામ ઓછાં કરવાં પડશે. ચક્રવર્તી જેવા છ ખંડ છોડીને ચાલી નીકળ્યા ત્યારે મોક્ષ થયો.

કૃપાળુદેવે કહ્યું છે: "સકલ જગત તે એઠવત્." જગતમાં છોકરાં છૈયાં, પૈસા બધો એંઠવાડો છે. એ એંઠવાડામાં વૃત્તિ હોય ત્યાંસુધી ભગવાન પ્રત્યે કેવી રીતે થાય? એને ચોખ્ખી કરી ભગવાન પ્રત્યે વૃત્તિ કરવાની છે. જીવને સુખ લાગે છે તે સ્વપ્ના જેવું છે. જ્ઞાનીનું કહેલું ગમતું નથી. એ સુખમાં ગૌણતાએ દુઃખ રહ્યું છે. દુઃખનાં બીજ પડયાં છે. જીવ અજ્ઞાની ને આંધળો છે. એને કંઈ ખબર નથી. ફળ શું આવશે તેની ખબર નથી. એંઠવાડમાં જીવ રમત કરે છે. પોતાનું મનુષ્યપણું ગુમાવી દે છે અને પાછું દુઃખ ઊભું કરે છે. છૂટવા માટે મનુષ્યભવ મળ્યો છે. મરણ થાય તો વાંધો નથી. એ ભયંકર નથી પણ જે આત્માને ભૂલે છે તે મોટું મરણ છે. "બળ્યો આ સંસાર" એમ કરી જેને છૂટવાની ઇચ્છા હોય તે ભગવાનને સંભારે. પુણ્ય કર્યું હોય અને તેથી સ્ત્રી, પુત્ર, ધન, વગેરે મળ્યું હોય તો એને દુઃખ માનવું અને ન મળ્યું હોય તો સુખ માનવું.

જીવે આત્માનું કલ્યાણ કરવું હોય તો સદાચાર સેવવા. જીવને પવિત્રતાની ઓળખાણ નથી. પોતાનો સ્વચ્છંદ રોકવાનો છે. જગત ભલે ગમે તેમ કહે, પણ મારે તો જ્ઞાની કહે તે જ કરવું છે, એમ લાગશે તો કલ્યાણ થશે.

ચિત્ત કંઈ ઠેકાણે હોય તો ગ્રહણ થાય. જ્ઞાનીપુરુષ પાસે ઘણી શિખામણો છે, પણ એનું મન તરંગમાં ફરે છે તેથી શું કહે? મન દોરંગી છે, ઠેકાણા વગરનું છે. એ મોટો દોષ છે.

'સુદૃષ્ટિતરંગિણી' સદાચાર માટે બહુ ઉપયોગી પુસ્તક છે. અગત્યના વિષયો એમાં લીધા છે. સારાખોટાની ખબર નથી. શી વલે થશે? તેની ખબર નથી. જ્ઞાનીને આશ્રયે ચાલે તો કામ થાય, નહીં તો ક્યાંય ખાડામાં પડી જાય. સમજવા માટે સત્પુરુષોએ કહ્યું છે, પણ જીવ ઊંધું સમજે છે.

આત્માની વાત પડી મૂકી બીજી વાતોમાં રસ લે છે, તે વિકથા છે. પાપથી છૂટવું

હોય તો કેટલી સંભાળ રાખવાની જરૂર છે? જે કરે તે ભોગવે. દીકરો કરે તો દીકરો ભોગવે, બાપ કરે તો બાપ ભોગવે. સર્વ જીવોની સત્તા જુદી જુદી છે. આખા જગતમાં ત્રણ ગતિમાં જીવો ઘણા છે, પણ મનુષ્યગતિમાં તો થોડા છે અને તે પણ અઢીદ્વીપમાં જ છે. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિમાં ઘણા વધારે જીવો છે. સોયની અણીના અગ્રભાગ જેટલી સાધારણ વનસ્પતિકાયમાં અસંખ્યાત શરીરો છે. એકેક શરીરમાં અનંત જીવો હોય છે!

['સુદૃષ્ટિતરંગિણી' વંચાતાં] **૧૩૨** શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક સુદ ૪, ૨૦૦૯

શાસ્ત્રો સાંભળીને વૈરાગ્ય કરવાનો છે. "સકલ જગત તે એઠવત્." કોઈની નિંદા કરવી, મશ્કરી કરવી વગેરે આત્માને કર્મ બંધાય તેવું કરે તે બધું માઠું છે. સમજીને મોહ ઓછો કરવાનો છે. મોહ ઓછો થાય ત્યારે જાણ્યું કહેવાય.

આ મનુષ્યભવ મળ્યો છે તે દુર્લભ છે, શ્રુતિ દુર્લભ છે, શ્રદ્ધા દુર્લભ છે અને ચારિત્ર એટલે સ્વરૂપમાં સ્થિર થવું એ તો બહુ દુર્લભ છે. પૂર્વે કંઈ દાનપુણ્ય કર્યું તેથી મનુષ્યભવ પામ્યો છે. હવે કરશે તો ફરી મનુષ્યભવ પામશે. જે અત્યારે કરતો નથી તેને ભવિષ્યમાં મળવાનું નથી. કરશે તો પામશે. મરી જાય ત્યારે બાળી મૂકે છે. ભાઈઓ તો સ્મશાનમાં મૂકી આવે છે, પણ ધર્મ તો સાથે જ આવે છે. નાશવંત જે જાણ્યું તેના ઉપર મોહ શા માટે રાખવો? નાશવંત છે એમ જાણ્યું અને તેમાં પાછો મોહ કરે તો એ મૂર્ખાઈ છે. અજ્ઞાન મોહ કરાવે છે. અજ્ઞાન અને મૂર્ખાઈ એક જ છે. સંસાર અસાર છે એવું જાણે છે છતાં જીવ તુચ્છ વસ્તુઓમાં મોહ શા માટે કરે છે? સંસારમાં સુખ નથી. સુખ જોઈતું હોય તો મોક્ષમાં જ છે. સંસારમાં કંઈ સારું નથી અને કંઈ સારું થવાનું નથી. એમ જાણ્યું છે એમ કહે છે, પણ—

"જાણ્યું તો તેનું ખરું, જે મોહે નવિ લેપાય;
સુખ દુઃખ આવ્યે જીવને, હર્ષ શોક નવિ થાય."

લક્ષ્મીમાં આસક્ત હોય તો એને જિંદગી સુધી છોડે નહીં. પાંચ ઇન્દ્રિયના વિષયની ઇચ્છા એ રોગ છે; તે દવાથી મટે નહીં. સમજણથી મટે. જે જાણતો નથી તે ખરાબ વસ્તુને સારી માને છે. એ બધું અજ્ઞાન છે.

વૈરાગ્ય થવા માટે પૃથ્વીકાય આદિ જીવોનું વર્ણન છે. સમ્યગ્દર્શન થયા પછી બે જ ગતિ બંધાય છે; મનુષ્ય અને દેવ; નરક તિર્યંચ ન બંધાય. મનઃપર્યવજ્ઞાન પામેલા છતાં કેટલાય જીવો નિગોદમાં પડ્યા છે. સમ્યક્ત્વ અને સર્વસંગપરિત્યાગ વિના મનઃપર્યવજ્ઞાન ન થાય. પણ પછી સમ્યક્ત્વ વમી જાય અને જ્ઞાન આવરણ પામી જાય, ત્યાર પછી એટલો નીચો પણ પડી જાય છે. માટે ભડકતા રહેવાની જરૂર છે. "ચૌદ રાજલોકમાં કાજળના કુંપાની પેરે સૂક્ષ્મ એકેન્દ્રિય જીવ ભર્યા છે" (૫૧૨). આખો લોક ઘડાના પાણીની પેઠે ભરેલો છે. ખાલી જગ્યા કોઈ નથી. જે નિગોદના જીવો હજુ અનંતકાળથી બેઇન્દ્રિ

થયા નથી તે નિત્યનિગોદી છે અને જે જીવો એકવાર નિગોદમાંથી નીકળી ફરી નિગોદમાં ગયા હોય તે ઇતરનિગોદી છે.

['સુદૃષ્ટિતરંગિણી' વંચાતાં] **૧૩૩** શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક સુદ ૬, ૨૦૦૯

જીવ અહંભાવ મમત્વભાવમાં પડ્યો છે. તે મુકાવવા જ્ઞાની પુરુષો કહે છે. દેહાદિ પોતાનાં નથી તેને પોતાનાં માને છે, એ મૂકવાનું છે. એક શુદ્ધસ્વરૂપ પોતાનું છે.

આખા ઝાડમાં એક જીવ હોય અથવા એક પાનમાં એક જીવ હોય તે પ્રત્યેક વનસ્પતિકાય અને એક પાન વગેરેમાં અનંત જીવો સાથે હોય તે સાધારણ વનસ્પતિકાય છે. વૈરાગ્ય થવા માટે આ બધી વાત કહી છે. આ મધ્યલોકમાં ૪૫ લાખ યોજન સુધી જ મનુષ્યો છે. મનુષ્યની ગણતરી આવે છે, તેના ક્ષેત્રની ગણતરી આવે છે. મનુષ્ય થાય એવા ભાવ તો કોઈક વખતે ઉત્પન્ન થાય છે. સમ્યગ્દૃષ્ટિ પણ મનુષ્યભવમાંથી દેવમાં જાય છે. જેવા ભાવ હોય તેવી ગતિ થાય. આખું જૈનદર્શન ભાવ ઉપર છે. મનુષ્યભવ વિના મોક્ષ થાય નહીં. વાતાવરણની અસર ભાવ ઉપર થાય છે. ઝાડ નીચે આપણે કંઈ સારી વાત કરીએ તો એને પણ કંઈક અસર થાય છે. પ્રભુશ્રીજી કહેતા કે આ રાયણ તળે ભક્તિ કરીએ છીએ તે રાયણના જીવને પણ લાભ થાય છે.

દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવના, હેય-જ્ઞેયના, બધાના વિચાર સમ્યગ્દૃષ્ટિ કરે છે. કષાયી જીવો જેમાં રહેતા હોય તે ક્ષેત્ર પણ કષાયી થાય છે. ક્ષેત્રને બગાડનાર કષાય છે. વિકારનાં સ્થાનો બધાં તજવાયોગ્ય છે. મહાત્માઓને લઈને ક્ષેત્ર પણ પવિત્ર થાય છે. તરાય તે તીર્થ. જ્યાં મહાત્માઓ રહેતા હોય અને જેથી તરાય તે તીર્થ. આત્માના અસંખ્યાત પ્રદેશ છે તે આત્માનું ક્ષેત્ર છે. બીજાં ક્ષેત્ર તો હેય છે. શુદ્ધાત્માના પ્રદેશ છે તે ઉપાદેય છે. જ્યાં સિદ્ધ ભગવાન પુરુષાકારે રહ્યા છે, તે જ ક્ષેત્ર નિશ્ચયથી ઉપાદેય છે. પાપનાં કારણો ત્યાગવા યોગ્ય છે. જે કાળમાં પાપના ભાવો છે તે કાળ હેય છે. પાંચમા અને છઠ્ઠા આરામાં બધી પાપની પ્રવૃત્તિ થાય છે, તે કાળ હેય છે. એવું સાંભળવાનું મળે તોય જીવ પાછો હઠે. આપણા ભાવ ન બગાડવા. મધ્યસ્થ રહેવું. સમ્યગ્દૃષ્ટિ સારા ભાવ જ કરે છે.

**૧૩૪** શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક સુદ ૭, ૨૦૦૯

ઇચ્છારોધન એ તપ છે. જીભ જિતાય તો પાંચે ઇન્દ્રિયો જિતાય. દેહાધ્યાસ છોડવા માટે કાયક્લેશ તપ કરવાનું છે. આત્મા ન ભુલાય તે માટે તપ છે. સુખમાં આત્માને ભૂલી જાય છે તેથી આ તપ કરવાનું કહ્યું છે. આત્માની શુદ્ધિ કરવા માટે તપ છે.

['સુદૃષ્ટિતરંગિણી' વંચાતાં] **૧૩૫** શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક સુદ ૮, ૨૦૦૯

પોતાનું જીવન વિચારીને પોતાના દોષો કાઢવા માટે આ બધું વાંચવાનું છે. ભણવાનું છે તે અભિમાન કરવા માટે નથી, પણ વિનય કરવા માટે ભણવાનું છે. જેમ ફળ આવવાથી ઝાડ નીચે નમે છે, તેમ જેમ જેમ ભણે તેમ તેમ વિનય ગુણ આવે. અભિમાન જાય તો ભણ્યો કહેવાય.

સ્વાધ્યાયમાં એકાગ્રતા થાય છે. જો વિચારમાં મન ચોંટે તો આખા જગતને ભૂલી જવાય. માહાત્મ્ય જોઈએ. જ્ઞાનીપુરુષ પાસે જ હું બેઠો છું, એમ જાણીને સ્વાધ્યાય કરવો. ન સમજાતું હોય તો ગમે તો સ્ત્રી હો કે પુરુષ હો, પણ ન સમજાય તો પૂછવું. શરમ ન રાખવી. જ્ઞાનીપુરુષે આ કહ્યું છે તે મને સમજાતું નથી, પણ તે મારે સમજવું છે એવી ભાવનાથી વિનય સહિત પ્રશ્ન પૂછવો. 'મોક્ષમાળા'માં ધર્મધ્યાનના ૧૬ ભેદ કૃપાળુદેવે લખ્યા છે તે બધાં શાસ્ત્રોનો સાર છે. સમજણ કરવા માટે સ્વાધ્યાય કરવાનો છે, જગત નાશવંત છે, અશાશ્વત છે એમ સાંભળ્યું હોય તો વારંવાર તે વિચારવું. હું અને મારું એ સંસાર છે. એકલો જન્મ્યો છે અને એકલો મરવાનો છે. એકલો જ ભોગવે છે. શરીરમાં રહેવું એ કંઈ જીવની શોભા નથી, મહત્તા નથી. આ ગંદી વસ્તુમાં રહેવું પડે છે એ કર્મને લઈને છે.

"દેહ તે હું" એ માન્યતા છોડાવવા અશુચિભાવના વિચારવાનું કહે છે. "ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહ સમાન" એવું થયું છે, સવારથી સાંજ સુધી એને જ નવરાવવામાં ખવડાવવામાં કાળ ગાળે છે. આત્માને નોકર બનાવ્યો છે. એથી મિથ્યાત્વ પોષાય છે. શરીર ઉપરથી ભાવ ઊઠે તો જ આત્મા ઉપર ભાવ આવે. નહીં તો આત્મા દેખાય નહીં. શરીર ગંદું છે, તે રૂપ હું નથી, એમ લાગશે ત્યારે આત્મા જુદો ભાસશે.

સ્વભાવમાં રહેવું સહેલું છે; પરભાવમાં રહેવું વસમું છે. પરભાવમાં રહેવું પર નિમિત્તને આધીન છે. સ્વભાવમાં પરનિમિત્તની જરૂર નથી. આત્મા આત્મભાવમાં રહે તો ખેદ ન થાય. વિભાવમાં આવે ત્યારે દુઃખી થાય છે. ક્રોધાદિમાં આવે ત્યારે દુઃખી થાય છે. સ્વભાવમાં નથી રહેવાતું એવી જીવને ટેવ પડી ગઈ છે. જેમ કોઈ દારૂડિઓ દારૂ પીએ અને ટેવ પડી જવાથી તે મેળવવા માટે તેને પ્રયત્ન કરવો પડે છે. દારૂ ન પીતો હોય તો સારું છે. શાસ્ત્રો સદ્ગુરુ દ્વારા સમજવાનાં છે. નહીં તો અવળાં પરિણમે. સદ્ગુરુ હોય તો એના દોષ કઢાવી નાખે.

**૧૩૬** શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક સુદ ૯, ૨૦૦૯

ખાલી હાથે આવ્યો અને ખાલી હાથે જવાનો છે. જગતના દુઃખને સુખરૂપે માન્યું છે. તે એક નામ માત્ર સુખ છે. ધર્મ ન હોય તો અધોગતિ થાય. ક્યાંનો ક્યાંય તણાઈ જાય, સ્વપ્ના જેવું છે. જિંદગી છે તે લાંબા સ્વપ્ના જેવી છે. વિવેક આવે ત્યારથી ખોટું તે ખોટું સમજાય છે. બે દિવસના મહેમાન છો. પ્રભુશ્રીજી કહેતા કે ચેતી લે, મહેમાન!

આખા જગતમાં મોહ, અભિમાન છે. સાચો ધર્મ પ્રગટ થાય તો મોહ નાશ પામે. ધર્માત્મા હોય તે ઉપરથી હું ધર્માત્મા છું એમ દેખાવ ન કરે, ફેલપણું એટલે ડોળ ન કરે. સમ્યગ્દૃષ્ટિ લોકોને રાજી કરવા કંઈ કરે નહીં. હું ધર્મી છું એમ બહારથી દેખાડે નહીં. સાચો ધર્મ સમજાય તો પછી માયા ન રહે. ધર્મી હોય તે કોઈને છેતરે નહીં. એ જાણે છે કે બીજાને છેતરતાં હું છેતરાઉં છું. અનાદિકાળથી જાળ ફંદ છે, એ એમનું એમ ન છૂટે, પણ સાચો ધર્મ આવે તો છૂટે.

"અનંતકાળથી પોતાને પોતા વિષેની જ ભ્રાંતિ રહી ગઈ છે." (૧૭૨) આ જગતમાં

જન્મમરણ કરાવનાર મિથ્યાત્વ છે. પરિભ્રમણ એ કરાવે છે. સમ્યગ્દર્શન-ધર્મ આવે તો એ મિથ્યાત્વ અથવા કુમતિ જાય. જેમ જેમ ધર્મ પરિણમે તેમ તેમ મમત્વ વગેરે જાય છે. અલૌકિક સુખ પામવા ધર્મની જરૂર છે. પોતાને માટે ધર્મ કરવાનો છે, ઉલ્લાસ અને ખંત રાખી કરવાનો છે. ધર્મ ન હોય તો જેમ જેમ પુણ્યનો વધારે ઉદય થાય તેમ તેમ વધારે પાપ બાંધે. ધર્મથી ખરાબ માણસ પણ મોક્ષને લાયક થાય છે. દૃઢપ્રહારી પાપ કરનારો, પણ મોક્ષે જતો રહ્યો.

૧૩૭ શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક સુદ ૧૦, ૨૦૦૯

પાપના વિકલ્પો રોકવા વ્રત કરવાનાં છે. સમભાવ રહે તો સુવ્રત છે. "જેવા ભાવ તેવા પ્રભુ ફળે." વ્રતાદિ કરવાં તે આત્માને અર્થે કરવાં, લોકોને દેખાડવા ન કરવા. પોતાના આત્માને અર્થે કરવાના છે. સદ્વ્રતો કરતો હોય તો તેની અસર બીજા ઉપર પણ પડે છે. સારી વસ્તુનો બધાય આદર કરે. ઉપવાસ કરે તો મારે આત્માને અર્થે કરવો છે એવો લક્ષ જીવને રહેતો નથી. બીજા દિવસો કરતાં ઉપવાસને દિવસે જુદું પડવું જોઈએ. તે પ્રમાણે જીવ જુદો પડતો નથી. એક ન ખાય એટલું જ. એ જાણે છે હું ધર્મ કરું છું, વ્રત કરું છું અને ચિત્તવૃત્તિ તો ક્યાંય હોય છે.

"લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું વ્રત-અભિમાન;
ગ્રહે નહીં પરમાર્થને, લેવા લૌકિક માન."

પોતાની વૃત્તિઓ જીવને છેતરે છે. એક વસ્તુ છોડે તો બીજી વસ્તુ વધારે ખાય. વૃત્તિનું સ્વરૂપ સમજી વૃત્તિ રોકે તો લાભ છે. જ્ઞાનીપુરુષનો કહેવાનો આશય બહુ ગંભીર છે. એ લક્ષ રાખવો બહુ મુશ્કેલ છે. જેમ ઉત્તરાધ્યયનમાં કથાઓ છે, પણ બહુ ગંભીર છે. સમજણ હોય તેટલું સમજાય. સત્‌નું ઓળખાણ સદ્ગુરુથી થાય છે. જ્યાં સત્ પ્રગટ થયું છે ત્યાંથી જ સત્ પ્રાપ્ત થાય છે. ખરી ભક્તિ તો ઓળખાણ છે. પણ વૈરાગ્ય વિના સદ્ગુરુ ઓળખાય નહીં. "ગુરુ ઓળખવા ઘટ વૈરાગ્ય."

ક્રોધથી, માનથી, માયાથી, લોભથી વ્રત કરવાં તે બધાં હેય છે. ધર્મ તો જીવને મોક્ષમાર્ગે ચઢાવે તે છે. મોક્ષમાર્ગમાં જે જે ક્રિયાઓ હોય, વ્રત વગેરે જે જે હોય તે કલ્યાણને માટે જ હોય છે. ભગવાને જે કહ્યું તે બધું ધર્મ છે. એને માટે સદ્ગુરુ જોઈએ. આ હેય એટલે છોડવાયોગ્ય છે, આ ઉપાદેય એટલે ગ્રહવાયોગ્ય છે એમ સદ્ગુરુ બતાવે છે. કેવી દશા હોય તો ધર્મ કહેવાય? એ બધું જાણવાનું સદ્ગુરુ પાસે મળે છે. સત્પુરુષ મળ્યા હોય તો લાગે કે "કર્મો કાળ અનંતનાં, શાથી છેદ્યાં જાય?" કર્મો ક્યારે છૂટશે? એમ લાગણી થાય.

મુમુક્ષુએ પોતાની મુમુક્ષુદશા પ્રાપ્ત કરી લેવી જોઈએ. લોકોને દેખાડવા કરવું નથી. સત્સંગથી મારા આત્માનું કલ્યાણ કરવું છે. મારા દોષ દેખી કાઢવા છે. એ માટે મારે સત્સંગ કરવો છે એવો લક્ષ રાખવો. લોકોને દેખાડવા અર્થે નહીં. સત્સંગના યોગની વધારે ભાવના રાખવી. સત્સંગના વિયોગે પણ સત્સંગમાં જે બોધ સાંભળ્યો હોય તે વિચારવો.

૧૩૮ શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક સુદ ૧૨, ૨૦૦૯

"કર્મ અનંત પ્રકારનાં, તેમાં મુખ્યે આઠ, તેમાં મુખ્યે મોહનીય."

બધામાં મોહનીય કર્મ મુખ્ય છે. મોહને જીતતાં જીતતાં બધાંય ગુણસ્થાનક થયાં છે. જેમ જેમ મોહ ઘટે છે, તેમ તેમ આગળનું ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે.

જ્ઞાનીની સમજણે સમજણ કરવાની છે, તે કરતો નથી. જીવની પાસે અહંકાર કરવા જેવું કશું છે નહીં, અને અહંકારમાં માથાં મારે છે. કંઈ વાંચતો હોય અને આવડતું ન હોય તોય અહંકાર કરે. કોઈ દ્વેષ કરતો હોય તો તેના સામું દ્વેષ કરવાનું જીવને થઈ આવે છે. પ્રભુશ્રીજી કહેતા કે તારું ભૂંડું કરે તેનું ભલું કર. માર્ગ એવો છે કે કોઈનું ભૂંડું કરવું નહીં. આપણું કોઈ ભૂંડું ઇચ્છે તો આપણે તેનું ભલું ઇચ્છવું. કોઈ બાંધનાર નથી, કોઈ છોડાવનાર નથી. પોતાનો જ વાંક છે. એટલું થાય તો એને કોઈ કહે તો દ્વેષ ન થાય. એ તો મારો વાંક છે, એમ લાગે.

મોહ ઓળખાયો નથી તેથી તેનો સંગ કરે છે, મોહ છેતરે છે માટે ક્ષણે ક્ષણે ચેતવું; એમ જ્ઞાનીપુરુષો કહે છે. મોહ હશે ત્યાં સુધી મોક્ષ નહીં થશે. શરીર છે તે મોહની ખાણ છે. અનાદિ કાળથી મોહમાં ડૂબી રહ્યો છે. માટે ક્ષણે ક્ષણે એનાથી છૂટવું. કર્મથી જે મળ્યું તે આત્માથી જુદું છે. તેના ઉપર મોહ ન કરવો. મોહ કરે એ મમત્વ છે. દેહ પણ પોતાનો નથી, તો પછી દેહથી પર છે તે તો પોતાનું ક્યાંથી હોય? સિદ્ધદશાની ભાવના કરવાની છે. સિદ્ધને યાદ કરવાના છે. સિદ્ધદશામાં મોહ નથી. એ દશા યાદ કરવા માટે 'અપૂર્વ અવસર' પદ ગાયું છે. પોતાનું ખરું સ્વરૂપ છે તે ભૂલી ગયો છે. આત્મામાં રાગદ્વેષ, મારું-તારું કશું છે નહીં. જેણે આત્મા પ્રગટ કર્યો છે તેનામાં વૃત્તિ જાય તો રાગ-દ્વેષ ન થાય. જ્ઞાનીપુરુષોમાં વૃત્તિ જાય તો રાગ-દ્વેષ ન થાય.

૧૩૯ શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક સુદ ૧૪, ૨૦૦૯

શાંતિ જોઈતી હોય તો સહનશીલતા જોઈશે. દેહને થાય તે મને થયું એમ લાગે છે.

"જીવની ઉત્પત્તિ અને રોગ શોક દુઃખ મૃત્યુ; દેહનો સ્વભાવ જીવપદમાં જણાય છે;
એવો જે અનાદિ એકરૂપનો મિથ્યાત્વભાવ, જ્ઞાનીનાં વચન વડે દૂર થઈ જાય છે."

એ દૂર થાય તો ગજસુકુમાર જેવું થાય. આત્માની વાત છે. આત્માનું કરવું હોય તો વિકાર કાઢવા પડશે. વિકાર થવાનાં અંતરનાં અને બહારનાં કારણો દૂર કરવાં. અંતર તપાસે તો ખબર પડે.

સત્પુરુષના સમાગમની ભાવના કરવી. કુટુંબીઓની સંભાળ કરવી પડે તો પૂર્વનું બાંધેલું કર્મ છે એમ ગણી વેઠરૂપે કરવી. જેને કંઈ સાધન ન મળ્યું હોય તે તો શું કરે? ઊંઘે, ગપ્પાં મારે, ખાય. પણ જેને સ્મરણનું સાધન મળ્યું છે તે સ્મરણ કરે તો સારું થાય. સંસારથી નિવૃત્તિ શોધવી. સંસાર કેમ નાશ પામે? તેનો વિચાર કરવો. જે કામ કરવાનું છે, જેને માટે આપણે જન્મ્યા છીએ તેમાં ક્યાં સુધી આપણે આવ્યા છીએ તે વિચારવું. સમ્યગ્દર્શન ન થયું હોય તો પણ—

"ધર્મ અર્થે ઇહાં પ્રાણને જી—છાંડે, પણ નહીં ધર્મ." (ચોથી દૃષ્ટિ)

એવું થાય છે. પ્રાણ તો મળશે પણ ધર્મ ફરીથી મળશે નહીં. અમૂલ્ય વસ્તુ છે.

સારા નિમિત્તે સારું થાય, ખરાબ નિમિત્ત હોય તો ખરાબ થાય. આર્તધ્યાન, રૌદ્રધ્યાન માઠી ગતિએ લઈ જાય છે. માટે એમાં ને એમાં ન તણાવું. શરીરને લઈને બધાં પાપ થાય છે. શરીરનું ઠેકાણું નથી, પણ આત્મદશા તો નિત્ય છે.

"રે આત્મ તારો આત્મ તારો, શીઘ્ર એને ઓળખો,
સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો."

એવું કંઈક હૃદયમાં ચોંટે તો કંઈક આત્મસાધન થાય. મારું શું થશે? મારી શી વલે થશે? તેનો વિચાર આવતો નથી. સ્મરણ કરવાનું મૂકી પાપ બાંધે છે. ચોમાસી પાખીનો દિવસ ખમાવવાનો છે. ખમાવ્યા પછી વેર ન રાખવું. પહેલાં થયું તે ખમાવવું. ખમાવવું એ માટે કે હવે વેર નથી કરવું. હવે જાણે આજથી જન્મ્યા હતા, એવું કરવું.

"દ્વેષ નહીં વળી અવરશું, એ ગુણ અંગ વિરાજે રે." (પહેલી દૃષ્ટિ)

દ્વેષ પહેલો કાઢવાનો છે. યોગની આઠ દૃષ્ટિમાં પહેલી જ દૃષ્ટિમાં દ્વેષ જાય છે. જ્યારે ક્ષમાપનાનો પાઠ બોલે ત્યારે યાદ આવે કે "હું બહુ પાપી છું." એવા બીજા પણ મારામાં ઘણા દોષો છે એમ થાય, તારા પ્રત્યે કોઈ દ્વેષ કરે, તો પણ તું કોઈ પ્રત્યે દ્વેષ કરીશ નહીં. (૫-૮૬) એ અઘરું છે. તારું ભૂંડું કરે તો તેનું ભલું કર. એવી વાત સાંભળવા ક્યાંથી મળે? બધાં જીવો કર્માધીન છે.

"જગતજીવ હૈ કર્માધીના, અચરિજ કછુ ન લીના;
આપસ્વભાવમાં રે, અબધુ સદા મગનમેં રહેના." (આનંદઘનજી)

જ્ઞાનીપુરુષો કહે છે એવો સ્વભાવ થઈ જાય એવું કરવાનું છે. પોતાની સંભાળ પહેલાં લેવી. પરોપકાર પછી કરવો. પોતાનું નહીં કરે તો રઝળવું પડશે. વિચાર કરી, મંથન કરી બધાનો સાર કાઢવો. આત્માનું ખરું સ્વરૂપ જોવાનું છે. શરીર, વગેરે બધું નાશવંત છે. પાંચ ઇન્દ્રિયોનો પુદ્ગલથી સંબંધ છે. વૈરાગ્ય આવે તો આત્માનું સ્વરૂપ દેખાય. સત્સંગથી વૈરાગ્ય ઊપજે છે. સત્સંગ વિના ધ્યાન તે તરંગરૂપ થઈ પડે છે. ધ્યાન કરવા બેસે તો મન ક્યાંય તરંગમાં ચઢી જાય. ધ્યાન કરવાની ઇચ્છા હોય તો પ્રથમ ધ્યાન સમજવું જોઈએ. આત્મસ્વરૂપ ઓળખી અને બધા આત્માને સમાન દૃષ્ટિથી જોઈ પછી ધ્યાન કરશો તો જે ધ્યાનની ઇચ્છા છે, તે પૂરી થશે. કોઈના દોષ જોવા નથી. સમજણપૂર્વક ધ્યાન થાય તો શુક્લધ્યાન થાય એવું છે.

**૧૪૦** શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક વદ ૧, ૨૦૦૯

"જે જે કારણ બંધનાં, તેહ બંધનો પંથ;
તે કારણ છેદક દશા, મોક્ષપંથ, ભવ-અંત."

પોતાના દોષે પોતાને બંધન છે. પોતાના દોષો જોવા અને કાઢવા. દોષો જાય તો ગુણ પ્રગટે. પોતાના ગુણો પ્રગટાવવા; બીજાના દોષો ન જોવા. સંસાર હોય ત્યાંસુધી કર્મ જ હોય. સંસારમાં બધે કર્મ જ દેખાય છે. પોતાના અવગુણ જોઈ ટાળવાના છે,

ગોપવવાના નથી. ગુણની કમાણી કરવી, અવગુણની કમાણી ન કરવી.

પરમાર્થની જિજ્ઞાસા જોઈએ. બસો વર્ષ પહેલાંના જીવોમાં પરમાર્થની જિજ્ઞાસા હતી. તે જિજ્ઞાસા ઘસાતાં ઘસાતાં આજે તો કંઈ ન મળે. દુઃખનું દુઃખ લાગતું નથી. વૈરાગ્યની ખામી છે. જ્ઞાનીપુરુષની આજ્ઞા આરાધવી. "નથી આજ્ઞા ગુરુદેવની, અચળ કરી ઉરમાંહિ;" રોજ બોલીએ છીએ તો લક્ષ રાખવો. ક્યારે દેહ છૂટી જશે? ખબર નથી. શ્વાસ લીધેલો મુકાશે કે નહીં? માટે આત્માને ત્વરાથી આરાધવો.

સહનશીલતાની સમાધિમરણમાં ખાસ જરૂર છે. એ હોય તો સમાધિમરણ થાય. એ ન હોય તો મરણ બગાડી નાખે. કોઈ સેવા કરતું નથી, પાણી આપતા નથી, કોઈ પૂછવાય આવતું નથી, એવું થઈ જાય તેથી અધોગતિ થાય. માટે સહનશીલતાની જરૂર છે. પોતાનો મૂળ સ્વભાવ કેવો છે? તેનો લક્ષ રાખવો. પોતાનામાં તપવું—ટકવું તે તપ. જ્ઞાનદર્શન-ચારિત્રમાં ટકવું તે તપ છે. સ્વરાજ્યરૂપ આત્મા છે. સ્વતપરૂપ આત્મા છે. (૫-૧૦૬) આત્માના સ્વરૂપમાં રહેવું એ જ ખરો પુરુષાર્થ અને એ જ તપ છે. પોતાની વૃત્તિ કેમ રહે છે? તે તપાસવું. "સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે." પોતાના પ્રદેશરૂપે પોતાનું ભાન નથી, તેથી જીવ બીજે વ્યાપે છે. કર્મ નચાવે છે. કર્મથી જીવ કીડી થાય છે અને કર્મથી મનુષ્ય થાય છે.

પરિગ્રહ છે તે પાપ છે. ધર્મ વસ્તુ પ્રાણ જતાં પણ ન છોડવી. નિયમ લીધો હોય તો જીવતાં સુધી પાળવો, તેથી ઘણો લાભ થાય. હરતાં ફરતાં કે ગાડીમાં કે ગમે ત્યાં મંત્રમાં ચિત્ત રાખવું. જેને સાધન મળ્યું છે તે ન વાપરે તો મૂર્ખો ગણાય. જેને નથી મળ્યું તે તો શું કરે? જ્ઞાનીની આજ્ઞા મળી તો એની પાછળ મંડી પડવું. ધર્મ અર્થે પ્રાણ પણ છોડી દેવા છે. દેહ તો ઘણી વખત મળ્યો ને મળશે, પણ ધર્મ ન મળે. એવી દૃઢતા આવે ત્યારે સમ્યગ્દર્શન થાય. ત્યાગમાં આનંદ છે એવો ગ્રહણમાં નથી. ત્યાગ કરીને આનંદ મેળવતાં શીખવાનું છે.

**૧૪૧** શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક વદ ૨, ૨૦૦૯

પડ્યો છે ત્યાંથી ઊભો થા. છૂટવાના કામીને પરમાત્મા ય બાંધતા નથી. જે છૂટવા તૈયાર થયો તેને કોઈ બાંધતું નથી. કૃપાળુદેવે રસ્તો બતાવ્યો છે તો તેની પકડ કરી આપણે વર્તવું.

"જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ,
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ."

ક્યાં કેમ વર્તવું? કેમ બોલવું? કેમ વિચારવું? તે સમજુ જન વિચાર કરીને કરે છે. કહ્યું તેની પકડ થઈ તો મારે તેની તલવાર થાય. પકડાયું નથી જીવને. પ્રાણ જાય તો પણ મારે જ્ઞાનીની આજ્ઞાથી વિરુદ્ધ વર્તવું નથી, એવી દૃઢતાની જરૂર છે. સત્સંગ ન થાય તો ભલે, પણ કુસંગ તો કરવો જ નથી. "શું કરવાથી પોતે સુખી? શું કરવાથી પોતે દુઃખી?" એટલા બોલને હાલતાં ચાલતાં, ખાતાં પીતાં આરાધી રહે તો એને વિવેક પ્રગટે. શંકા હોય ત્યાં ભય હોય છે. પોતાના સ્વરૂપનું ભાન થાય ત્યારે ખરો પ્રેમ આવે છે. પ્રેમ

કહો, રુચિ કહો કે શ્રદ્ધા કહો, તે સમકિત છે. પ્રેમ ન હોય, રુચિ ન હોય અને શ્રદ્ધા ન હોય તો સમકિત શાનું હોય ? મોક્ષમાં ઇન્દ્રિયનાં સુખ હોય નહીં. જ્યાં ઇન્દ્રિયનાં સુખ છે ત્યાં મોક્ષ નથી.

૧૪૨ શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક વદ ૩, ૨૦૦૯

જેમ જેમ સ્વચ્છંદ રોકાશે તેમ તેમ આગળ વધાશે. બધી વસ્તુઓ છોડી એક પર આવવું. બધા વિકલ્પો છોડી હું કંઈ જાણતો નથી, એવું કરવું. જ્ઞાની જાણે છે. એની આજ્ઞા મળી તો બીજા વિકલ્પો ન કરવા. "आणाए धम्मो आणाए तवो" (આચારાંગ). આવી સાચી વસ્તુ મળી તો બીજા વિકલ્પો ન કરવા. મંત્ર છે તે આત્મા જ મળ્યો છે, એમ માનવું. જેટલું મંત્રમાં રહેવાય તેટલું આત્મામાં જ રહેવાય છે. જડ, ચેતન એને જ્ઞાની જાણે છે. જ્યારે આવરણ ખસશે ત્યારે સમજાશે. ડાહ્યા ન થવું. વધારે ડાહ્યો વધારે ખરડાય. મંત્ર મળ્યો છે તે આખા જીવનનું ભાતું છે. મંત્ર મળ્યો છે તેથી હવે દેહ છૂટી જાય તોય કંઈ વાંધો નથી.

[ 'સુદૃષ્ટિતરંગિણી' વંચાતાં ] ૧૪૩ શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક વદ ૫, ૨૦૦૯

જગતવાસી જીવોને સારા નિમિત્તે સારા ભાવ થાય છે. અને ખરાબ નિમિત્તે ખરાબ ભાવ થાય છે. નિમિત્ત તો સારું જ રાખવું. સારું નિમિત્ત હોય તો ઉપાદાન પણ સારું થાય. પ્રભુશ્રીજી કહેતા કે સાંભળ સાંભળ કરને ! જેવો સંગ તેવો જીવ થાય છે. માટે સારું નિમિત્ત ગોઠવવું. અશુભ નિમિત્તો છે તે ત્યાગવાં. સંસાર એ અશુભ નિમિત્તરૂપ અને અનંત કુસંગરૂપ છે.

શ્રી ઋષભદેવ ભગવાન ત્યાશી લાખ પૂર્વ ઘરમાં રહ્યા છતાં સંયમ લેવાના ભાવ ન થયા. પછી ઇન્દ્રે જેનું આયુષ્ય ક્ષીણ થવા આવ્યું છે એવી કોઈ નીલાંજના નામની અપ્સરાને ભગવાનની સભામાં નાચ કરવા મોકલી. નાચતાં નાચતાં તેનું આયુષ્ય પૂરું થઈ ગયું, તેથી તે અપ્સરાના શરીરના બધા પરમાણુ વીખરાઈ ગયા. પણ ઇન્દ્રે વિક્રિયાથી કોઈને ખબર ન પડે તેમ પાછી તેવી ને તેવી અપ્સરા નાચતી દેખાડી. તેથી સભાસદોને ખબર ન પડી કે આ અપ્સરાનું મૃત્યુ થયું છે. પણ ઋષભદેવ ભગવાન અવધિજ્ઞાનવાળા હતા તેથી ઉપયોગ દઈ જોયું તો મરેલી જાણી. તે જોઈને ભગવાનને વૈરાગ્ય ઉત્પન્ન થયો.

ઉપાદાન બળવાન હતું, છતાં યોગ્ય નિમિત્ત મળ્યું ત્યારે જાગ્યા. સારાં નિમિત્તોમાં રહેવું. સત્સંગ કરવો. ખોટાં નિમિત્તો ન મેળવવાં. ઉપાદાન કારણ બળવાન ન હોય અને ખોટા પુરુષોનો સંગ કરે તો ખોટો થઈ જાય છે.

૧૪૪ શ્રીમદ્ રા. આ. અગાસ, માગસર સુદ ૮, ૨૦૦૯

સ્મરણની ટેવ પાડવી. કોઈ પણ પ્રકારે ઇચ્છા ઓછી કરવી.

"હે જીવ ! ક્યા ઇચ્છત હવે ? હૈ ઇચ્છા દુઃખમૂલ;
જબ ઇચ્છાકા નાશ તબ, મિટે અનાદિ ભૂલ." (હા. ૧–૧૨)

ઉકરડામાં રત્ન પડ્યું હોય તો સમજુ જન રત્ન પર દૃષ્ટિ કરે છે, પણ વિષ્ટા પર નજર ન કરે. તેમ દેહરૂપ ઉકરડામાં આત્મારૂપી રત્ન છે, તે પર દૃષ્ટિ કરવી. દેહ વિષ્ટારૂપ છે. જીવ પુત્રાદિ ઉપર મોહ કરે છે ને કરાવે છે તે સામસામી ઝેર પીએ છે ને પાય છે, એવો ધંધો કરે છે. જીવે પિતાપણું, માતાપણું કરી "માઠું કરવામાં મણા રાખી નથી." (૫૧૦)

જીવે મંડચા રહેવું તો આઠ દિવસમાં પણ કામ થઈ શકે છે. અંજનચોરે દૃઢતાથી આકાશગામિની વિદ્યા સાધી, મેરુ પર્વત પર જિનદત્ત શેઠ પાસે જઈ ચૈત્યાલયોમાં પૂજા કરી. પછી ચારણમુનિ પાસે દીક્ષા લઈ આઠ દિવસનું આયુષ્ય હોવાથી અનશન કરી, બધાં કર્મ ખપાવી મોક્ષે ગયા.

વિચાર બહુ કરવો. દિવસમાં પા કલાક પણ વિચાર કરવો. એકાંતમાં બેસી વિચાર કરવો. સ્મરણની ટેવ રાખવી. હરતાં ફરતાં સ્મરણ કરવું. સમાધિમરણ કરવું હોય તેણે રોમે રોમે પરમપ્રેમ પ્રગટાવવાનો છે.

"પર પ્રેમપ્રવાહ બઢે પ્રભુસે, સબ આગમભેદ સુઉર બસે."

એમ રોજ બોલીએ છીએ. પણ પરમ પ્રેમ કેવો હશે? કેવો કરવાનો છે? તે પર એક દૃષ્ટાંત છે. વૈષ્ણવનું છે, પણ સમજવા જેવું છે.

અર્જુન એક વખતે દ્વારિકામાં આવ્યા હતા. શ્રીકૃષ્ણની બેન સુભદ્રા હતી, તેની સાથે એ પરણ્યા અને ત્યાં રહેવા લાગ્યા. શ્રીકૃષ્ણ તો રોજ ખાધું ન ખાધું કરીને અર્જુન પાસે જઈને બેસે. રાણીઓએ વિચાર કર્યો કે અર્જુન આવ્યા પછી આપણા ઉપર એમનો પ્રેમ ઓછો થઈ ગયો છે. આખો દિવસ ત્યાં જઈને શું કરે છે, તે જોવું. પછી રુકિમણી ત્યાં ગયાં. અર્જુન વનક્રીડા કરી ઘેર આવ્યા હતા, તે સ્નાન કરી, થાક લાગેલો તેથી થોડીવાર માટે સૂઈ ગયા હતા. શ્રીકૃષ્ણ અને સુભદ્રા તેના વાળ આંગળીઓથી કોરા કરતાં હતાં અને માથા પાસે બેઠાં હતાં. એટલામાં ત્યાં રુકિમણી આવી. કૃષ્ણે તેને જોઈને ઈશારાથી કહ્યું, બેસ, તું પણ વાળ કોરા કર. પછી રુકિમણી વાળ કોરા કરવા બેઠાં. શ્રીકૃષ્ણે વાળ કોરા થયા કે કેમ તે જોવા પોતાના ગાલે અડાડચા અને રૂકિમણીને ઈશારાથી સૂચવ્યું કે તું પણ આમ કર. રુકિમણીએ વાળ જરાક કાનની પાસે આણ્યા તો તેના એકેક તારમાંથી કૃષ્ણ, કૃષ્ણ એવો ધબકાર (શબ્દ) થતો સાંભળ્યો. શ્રીકૃષ્ણે કહ્યું કે એ અર્જુન વનમાં જાય કે નગરમાં જાય પણ એનું ચિત્ત મારામાં જ રહે છે. ઊંઘમાં પણ એને એ જ છે, ભુલાતું નથી. આ ઉપરથી રુકિમણી સમજી ગયાં.

એવો પરમ પ્રેમ જ્ઞાની પરમકૃપાળુદેવ પ્રત્યે વર્તમાનમાં આપણે રાખવાનો છે કે જેથી ધર્મનો મર્મ સમજાય અને પરિણામે આત્મા શાશ્વત મોક્ષને પામે.

**૧૪૫** શ્રીમદ્ રા. આ. અગાસ, માગશર વદ ૭, ૨૦૦૯

કોઈ પુણ્યનો ઉદય થાય ત્યારે સત્સંગનો યોગ થાય છે. દુર્લભમાં દુર્લભ વસ્તુ સમકિત છે. આ દેખાય છે તે માયા છે. કેટલાય ચક્રવર્તી રાજા પણ તીર્થંકરો થઈ ગયા છે.

મનુષ્યભવ બહુ દુર્લભ છે, પ્રમાદ ન કરવો. હરતાં ફરતાં જ્ઞાનીની આજ્ઞામાં પ્રવર્તાય તો લાભ થાય. આ જીવ રઝળતો રઝળતો ક્યાંથી અહીં આવ્યો છે? સત્પુરુષની ભક્તિ એ બહુ દુર્લભ વસ્તુ છે. પીંપળપાન જેવું આ મન છે. ફડ ફડ થયા જ કરે છે. કોઈ સત્પુરુષનો યોગ થાય અને જેનું મન અડોલ છે, એનામાં વૃત્તિ જોડાય તો મન સ્થિર થાય. એ એકદમ ન થાય. ક્રમે ક્રમે થાય છે. સત્સંગે સાંભળવાનું મળે છે, કલ્પનાઓ બેસી જાય છે. જે બનવાનું હોય તે બને. ચિંતા કરે તો ઊલટું બીજું બગડે. બધાનું કારણ ભાવ છે. જેવા જેવા ભાવ કર્યા હોય તેવાં તેવાં કર્મ બંધાય અને તેવાં તેવાં તેનાં ફળ મળે છે. સુખ દીધું હોય તો સુખ મળે, દુઃખ દીધું હોય તો દુઃખ મળે.

**૧૪૬** શ્રીમદ્ રા. આ. અગાસ, માગશર વદ ૯, ૨૦૦૯

સમ્યગ્દર્શન વગર તરાય નહીં. ભગવાને જે ઉપદેશ કર્યો તે ધર્મ છે. શાસ્ત્રો છે તેને જાણે, પાળે ને બીજાને બોધે તે સદ્ગુરુ છે. સર્વસંગપરિત્યાગી તે સદ્ગુરુ છે. સદ્ગુરુના આધારે ધર્મ છે. સદ્ગુરુ હોય તો સાચા દેવ અને સાચો ધર્મ બતાવે. જે આત્માથી આપણા આત્માનું ભાન થાય તે સદ્ગુરુ છે, દેહ છે તે સદ્ગુરુ નથી. દેહ કંઈ કલ્યાણ કરે છે? એમાં જે આત્મા છે તે કલ્યાણ કરે છે. એમનો આત્મા ઓળખાય તો કલ્યાણ થાય, લાભ થાય. ગુરુ એટલે આચાર્ય. ગુરુ તો બધાય કરે છે, પણ સાચ ન આવે ત્યાં સુધી કંઈ ન થાય. દેહથી આત્મા ભિન્ન છે એવી જેને પ્રતીતિ થઈ હોય અને જે આત્માને જાણવા પુરુષાર્થ કરતા હોય તેની પાસેથી જાણવાનું મળે છે. સદ્ગુરુ એ વ્યવહારથી જરૂરના છે.

તલ જેટલી જગ્યા પણ જીવ વગરની નથી. આખો લોક ઠસોઠસ ભરેલ છે. પોતાને કેવા થવાનું છે? એ જાણવાના હેતુથી લોકાલોકનો વિચાર કરવાનો છે. સંસારથી કંટાળે તો મોક્ષની ભાવના થાય. સંસારનું સ્વરૂપ સદ્ગુરુ દ્વારા સમજાય તો પછી એને સંસારના સુખની આશા ન રહે, નહીં તો પડવાનાં સ્થાનકો ઘણા છે. અગિયારમેથી જીવ પડે છે. સદ્ગુરુનું અવલંબન હોય તો ન પડે. માટે જીવને સદ્ગુરુનું અવલંબન મોક્ષ થવા માટે જરૂરનું છે. (૧૭૦ ભાવાર્થ)

જીવ માનને માટે મરી જાય છે. ધર્મ પામવો બહુ દુર્લભ છે. કંઈક ધર્મ કરવા જાય તો કષાયથી વચ્ચે લૂંટાઈ જાય છે.

**૧૪૭** શ્રીમદ્ રા. આ. અગાસ, માગશર વદ ૧૦, ૨૦૦૯

ક્ષણે ક્ષણે જે ભાવ થયા કરે છે તેનું ફળ આવશે. માટે સારાં નિમિત્તોમાં લક્ષ રાખવો. સાંભળવાનો હેતુ એ જ છે. પુણ્ય અને પાપ બન્નેથી નિવૃત્ત થશે ત્યારે મોક્ષ થશે. સારાં નિમિત્તોમાં રહેવું, નહીં તો મન ક્યાંય જતું રહે એવું છે.

પ્રમાદથી હિંસા થાય છે. જે આત્મઉપયોગમાં રહે છે તેનાથી હિંસા થતી નથી. છૂટવાનો ભાવ જાગે કે મારે છૂટવું છે ત્યારે પાપથી ડરે. હિંસા છોડવા તૈયાર થાય તો પછી છોડતાં છોડતાં મુનિપણું આવે. પછી છકાયની દયા પળાય.

ભગવાનની બધી અવસ્થાઓ પૂજ્ય છે. "તેનાં મનવચનકાયાની પ્રત્યેક ચેષ્ટાનાં અદ્ભુત રહસ્યો ફરી ફરી નિદિધ્યાસન કરવાં." (૧૭૨). આપણું ખરું સ્વરૂપ કયું છે તે પોતાની મેળે ન સમજાય. સાંભળે તો ભાવ થાય. ભગવાનનું જેવું નિરાવરણ સ્વરૂપ છે તેવું જ આપણું ખરું સ્વરૂપ છે. તે પ્રગટ થવા માટે બધાં શાસ્ત્રો કહ્યાં છે.

"જિનપદ નિજપદ એકતા, ભેદભાવ નહીં કાંઈ;
લક્ષ થવાને તેહનો, કહ્યાં શાસ્ત્ર સુખદાઈ." (૯૫૪)

ભગવાનનું સ્વરૂપ જોઈને માહાત્મ્ય લાગે કે અહો! મારી કલ્પનામાં ન આવે એવું સ્વરૂપ ભગવાને પ્રાપ્ત કર્યું છે. આ જીવ પોતાને સ્ત્રી, પુત્ર, પુરુષ, ધનવાન, ગરીબ, નપુંસક, બ્રાહ્મણ, વાણિયો એમ માને છે, પણ પોતાનું ખરું સ્વરૂપ તો ભગવાનનું જેવું નિરાવરણ સ્વરૂપ છે, તેવું જ છે. તેને આ જીવ જાણતો નથી.

જગતમાં બીજી વાતો સાંભળવા મળે પણ ભક્તિની વાત, શાસ્ત્રની વાત સાંભળવા મળતી નથી. નામ, સ્થાપના, દ્રવ્ય, ભાવ એ ચાર નિક્ષેપ છે, તે વસ્તુ ઓળખવાના પ્રકાર છે. ખરું સ્વરૂપ ભાવનિક્ષેપ છે, તે સમજવાની જરૂર છે. કોઈ કાવ્ય આપણે બોલીએ તે વખતે તેનો અર્થ સમજાય તો વિશેષ ભાવ આવે. ભક્તિનું માહાત્મ્ય સમજાય તો ભક્તિ આવે. ભક્તિ કરે તો પુણ્ય બાંધે અને પુણ્ય બાંધે તો મનવાંછિત ફળ મળે છે. જે જે ઇચ્છે તે તે મળે. ભક્તિને કલ્પવૃક્ષ જેવી સમજો. ભક્તિ હોય તો મુક્તિ થાય. ભક્તિ હોય તો મુક્તિને તાણી લાવે. મુક્તિ પરાણે મળે. "ભજીને ભગવંત ભવંત લહો." (મો૦ ૧૫). સ્વરૂપ પ્રગટ્યા વિના તો મોક્ષ થાય નહીં. ભક્તિથી પોતાનું સ્વરૂપ પ્રગટે છે. સંસારથી બળ્યો જળ્યો ભક્તિમાં બેસે તો ઠરે. ભગવાનની ભક્તિમાં લક્ષ હોય તો અશુભ કર્મ રસ આપ્યા વિના ચાલ્યાં જાય, સંસારનો રાગ છૂટી સમભાવ થાય. ભક્તિથી ભગવાનના નિઃસ્પૃહ-ભાવ સમજાય છે. ભક્તિમાં રહે તો અધોગતિમાં ન જાય. ભગવાનની ભક્તિ એ ભગવાન થવાનું કારણ છે. અશુભ છોડી શુભભાવમાં આવે તો પછી શુદ્ધભાવમાં અવાય. ભક્તિ કરી કશું ઇચ્છવા જેવું નથી. વગર ઇચ્છાએ મળે છે.

**૧૪૯** શ્રીમદ્ રા. આ. અગાસ, માગશર વદ ૧૧, ૨૦૦૯

સ્મરણનો અભ્યાસ વધારવો. મોઢે કર્યું હોય તે રોજ ફેરવીએ અને પછી વિચારીએ, નહીં તો સમજાય નહીં. જેમકે, 'મૂળમાર્ગ' બોલીએ ત્યારે વિચાર કરવો કે સમ્યગ્દર્શન શાને કહ્યું? સમ્યગ્જ્ઞાન શાને કહ્યું? સમ્યક્ચારિત્ર શાને કહ્યું? એમ બધાનો વિચાર કરવો તો આપણને સમજાય. સમજ્યા પછી ભાવના કરવાની છે કે મને સમ્યગ્દર્શન ક્યારે પ્રાપ્ત થશે? સમ્યગ્જ્ઞાન ક્યારે પ્રાપ્ત થશે? સમ્યક્ચારિત્ર ક્યારે પ્રાપ્ત થશે? એવી ભાવના કરવી. એમ શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવાનું છે. ગરજ જાગે તો થાય. જેમ દુકાન-દાર રોજમેળમાં લખે અને પછી ખાતાવહીમાં લખે છે ને? પડ્યું રાખતો નથી. તેનું કારણ ગરજ છે. તેમ એમાં પણ ગરજ જોઈએ; તો વિચાર અને ભાવના થાય, મનન અને નિદિધ્યાસન થાય.

૧૪૯ શ્રીમદ્ રા. આ. અગાસ, માગશર વદ ૧૨, ૨૦૦૯

નિર્ગ્રંથનો આત્મા સુખી છે. તેના જેવો સુખી ચક્રવર્તીનો આત્મા પણ નથી. ઉપાધિ છે ત્યાં સુખ નથી. માથે બોજો છે છતાં માને છે કે હું સુખી છું. એ સુખ નથી. આત્મા એનો નિરાકુલ નથી. અહમિન્દ્રોને મંદ કષાય હોય છે તેથી સુખી છે. જીવને ઇચ્છાઓ થયા કરે છે. "હે જીવ! કયા ઇચ્છત હવે, હે ઇચ્છા દુઃખમૂલ" (હા૦ ૧-૧૨) સુખ લાગે છે, તેની પાછળ પાછું દુઃખ દેખાય છે. સંસારનાં સુખ છે તે રોગ છે.

૧૫૦ શ્રીમદ્ રા. આ. અગાસ, માગશર વદ ०)), ૨૦૦૯

વિશાળબુદ્ધિ હોય તો ધર્મ પામે. જીવને વિશાળ બુદ્ધિ નથી. સમુદ્ર જેવો ભયંકર આ સંસાર છે. સંસારમાં આપણી પાસે પૈસા છે માટે વાંધો નથી એમ જીવ માને છે, પણ એની પાછળ કેટલી ચિંતા છે તેની ખબર નથી. કર્મ બાંધવામાં મોહનીય બળવાન છે. એને જીતવા પુરુષાર્થ કરવાનો છે. હું શું કરવા આવ્યો છું? મનુષ્યભવ શા માટે છે? એ જીવને સાંભરતુંય નથી. કૃપાળુદેવે કહ્યું છે કે —"નિરંતર ઉદાસીનતાનો ક્રમ સેવવો." (૧૭૨)

આખો લોક ત્રિવિધ તાપથી બળે છે. સંસારના બધા જીવો દુઃખી છે. ત્યાગમાં સુખ હજુ ભાસ્યું નથી. ગ્રહણ કરીને સુખ માને છે. જીવ ક્ષણે ક્ષણે દુઃખી થઈ રહ્યો છે, એની દયા આવતી નથી. મારો આ જીવ બળે છે, તેને બહાર કાઢું એવી ભાવના થતી નથી. દયા આવતી નથી. દયા આવે તો બહાર કાઢવાનું થાય. જેમ જેમ ઇન્દ્રિયનાં વિષયો ભોગવે તેમ તેમ તૃષ્ણા વધે છે. ઉપરથી શીતળ દેખાય છે પણ અંદરથી આત્માને બાળે છે. માયા છે, મોહ છે તે શત્રુ છે, એ જીવને સમજાયું નથી. મોહને શત્રુ માને તો એથી મૂંઝાય, પછી મુમુક્ષુ થાય. જીવ બીજાની દયા ખાય છે પણ પોતાની દયા એને આવતી નથી.

૧૫૧ શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ સુદ ૧, ૨૦૦૯

જે સમજે તેણે પોતાનાં પરિણામ ફેરવવાના છે. જડને કંઈ સમજણ નથી. શરીર ઉપરથી મોહ છૂટે તો બધો સંસાર છૂટે. દેહથી ઉદાસીનતા આવ્યા વગર તો આત્મજ્ઞાન થાય નહીં. "જડથી ઉદાસી તેને આત્મવૃત્તિ થાય છે." (૯૦૨). પોતાને એકાગ્ર થવું હોય તો બાહ્ય જગત નથી એમ કરવું. એ ઉપશમ થવાનું કારણ છે. જેને આત્મામાં લીનતા કરવી છે, તેણે જગતની વિસ્મૃતિ કરવાની છે. આત્મામાં જડ વસ્તુ છે નહીં. આખું જગત એને ભીંત જેવું ન લાગે ત્યાંસુધી જીવને શાંતિ આવે એવું નથી. "સમાધિશતક"માં કહ્યું છે—

"જેને સક્રિય સંસાર, ભાસે નિષ્ક્રિય કાષ્ઠ શો,
અ-પ્રજ્ઞ, ભોગ—ચેષ્ટાથી-રહિત શમ પામતો." (શ્લોક ૬૭)

૧૫૨ શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ સુદ ૨, ૨૦૦૯

રોજ સભામાં સ્તવનો બોલવા જવું. ઘણી વાર સાંભળે ત્યારે સમજાય એવું છે. દેવચંદ્રજીનાં સ્તવનોના અર્થ ગહન છે. માટે જ રોજ બોલવાનાં છે.

ધર્મ છે તે જીવને ધીરજ આપનાર છે. શાંતિ આપનાર છે. ધર્મની કાળજી ન રાખે તો બહુ મુશ્કેલ પડે. આ ભવમાં એક કૃપાળુદેવ ઉપર શ્રદ્ધા રાખી ધર્મનું આરાધન કરવું.

મંત્રનું સ્મરણ કે ભક્તિ ન કરે તો આર્તધ્યાન કરી કર્મ બાંધે અને ધર્મધ્યાન કરે તો પહેલાં જે કર્મ બાંધ્યાં છે, તે ઉદયમાં આવી જતાં રહે ને નવાં બંધાય નહીં.

આપણામાં શા શા દોષો છે તેનો વિચાર કરવો. જગત તો બધું પુણ્યપાપની રમત છે. એમાં ચિત્ત દેવાનું નથી. પણ આ મનુષ્યભવ સફળ કેમ થાય? ક્રોધ, માન, માયા, લોભ અને અજ્ઞાન શાથી જાય? એનો વિચાર કરવો. જ્યાં લોકો માન આપે, ઘણું ધન હોય ત્યાં જીવને ડૂબવાનું છે. જેને મુશ્કેલી હોય તેને ધર્મ સાંભરે છે. તેથી ઘણા ભક્તોએ ભગવાન પાસે પ્રતિકૂળ પ્રસંગોની માગણી કરી છે. મહાપુરુષ તીર્થંકર જેવા, પુણ્યથી પ્રાપ્ત થયેલા આ સંસારના વૈભવને છોડીને ચાલી નીકળ્યા.

સમભાવ રાખવો. પોતાના આત્માને શિખામણ દઈ સમભાવ રખાવવાનો છે.

મુશ્કેલીમાં ઘણી કસોટી થાય છે. જગતમાં સારું ખોટું કરવું જ નથી. "જે થાય તે યોગ્ય જ માનવામાં આવે." (૩૦૧) એવું કરવાનું છે. જ્ઞાનીપુરુષના વચનમાં જેટલો લક્ષ રાખશે તેટલો વધારે લાભ થશે. આપણે તરવું છે અને આ મુશ્કેલીઓ આવી છે, તો તરવાનો અવસર છે. આપણું ધાર્યું ન થાય ત્યારે ક્રોધ ન કરતાં સમભાવ રાખવાનો છે જેને પોતાનો સ્વભાવ સુધારવો હોય તેને બધા પ્રસંગો લાભકારી છે. સમભાવ જેટલો રહેશે તેટલું તરવાનું સાધન છે.

જેમ આપણે માનવું હોય તેમ મનાય છે. જેવી કલ્પના કરે તેવી થાય. આ અનુકૂળ છે, સારું છે, આ પ્રતિકૂળ છે, સારું નથી, એવું કશું કરવા જેવું નથી. સારું ન માનવું અને ખોટું પણ ન માનવું. પુણ્ય આપણું નથી અને પાપ પણ આપણું નથી. બધું જવાનું છે. બધું જશે ત્યારે મોક્ષ થશે. આપણું કશું નથી. કશું ઇચ્છવું નથી.

"ક્યા ઇચ્છત? ખોવત સબે, હૈ ઇચ્છા દુઃખમૂલ."

બીજી ચિંતા ફિકરમાં કર્મ બંધાય અને જ્ઞાનીપુરુષના વચનો વિચારવામાં ચિત્ત રહે તો કર્મ છૂટે.

મુમુક્ષુ—"રહેણી ઉપર ધ્યાન આપવું" (૫-૧૦૭) એટલે શું?

ઉત્તર—રહેણી એટલે વર્તન કેમ રાખવું તે. રહેણીકહેણી એમ બેય સાથે વપરાય છે. કહેણી સહેલી છે અને રહેણી મુશ્કેલ છે. તે વિષે કબીરે ક્યાંય ગાયું છે:

"કહેણી મિશ્રી ખાંડ હૈ, રહેણી વિષકી વેલ."

**૧૫૩** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ સુદ ૩, ૨૦૦૯

જીવને જ્યાંસુધી અહંકાર છે ત્યાં સુધી પોતાની બુદ્ધિ આગળ કરે છે. તેથી જ્ઞાનીના વચન પર જોઈએ તેવો વિશ્વાસ આવતો નથી. માટે પ્રભુશ્રીજી કહેતા કે 'તારી બુદ્ધિ ઉપર મૂક મીંડું ને તાણ ચોકડી.' "હું કંઈ જાણતો નથી" એમ જ્યાં સુધી નહીં થાય ત્યાં સુધી જીવને અહંભાવ છે, જ્ઞાનીનું માહાત્મ્ય સમજાય નહીં. "અચિંત્ય તુજ માહાત્મ્યનો, નથી પ્રફુલ્લિત ભાવ.' મનથી પણ ચિંતવન ન કરી શકાય એવું ભગવાનનું માહાત્મ્ય છે. જ્યાં સુધી મિથ્યાત્વ હોય ત્યાંસુધી એ વિપરીતતાનું કામ કરે છે. કૃપાળુદેવે લખ્યું છે કે સર્વજ્ઞ-

પુરુષને માત્ર સમ્યગ્દષ્ટિપણે ઓળખાય તો તેનું મહત્ ફળ છે. (૫૦૪) બધાને સ્વાધ્યાય કરવાનો છે. મોક્ષનો માર્ગ સુખરૂપ છે.

**૧૫૪** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ સુદ ૪, ૨૦૦૯

પાપ કરીને સારું મનાવનાર મિથ્યાત્વ છે. તે મોટામાં મોટું પાપ છે. ખોટાને સારું માને તો છોડે ક્યારે? સત્સંગ જો યથાર્થ સેવાય તો તેનું ફળ અસંગપણું આવે. પછી બીજી ઇચ્છા ન રહે. સત્સંગમાં "માત્ર મોક્ષ અભિલાષ." મોક્ષ સિવાય બીજું ઇચ્છે નહીં.

"ધર્મજનિત પણ ભોગ ઇહાં તેમ, લાગે અનિષ્ટ તે મનને રે." (પાંચમી દષ્ટિ)

મળ્યું હોય તોય અનિષ્ટ લાગે, સત્સંગે મન ફરે છે. અસંગતા સત્સંગ સિવાય થતી નથી. અસંગતા એ જ મોક્ષ છે. સત્સંગ એવો છે કે બધાંય સંગથી જીવને છોડાવે. જ્યાં સત્સંગ ન મળતો હોય ત્યાંથી નાસી છૂટવું. "સંસાર અનંત કુસંગરૂપ છે" (મો.-૨૪), કૃપાળુદેવને સોળ વરસની વયમાં કેટલો વૈરાગ્ય હતો! સાંભળ સાંભળ કરે તો વિપરીતતા ટળે છે. કોઈક વખતે કર્મ બળવાન હોય છે અને કોઈક વખતે જીવ બળિયો હોય છે. સત્સંગે જીવને સાંભળતાં સાંભળતાં બધું સમજાય છે. એમ કરતાં કરતાં જીવ બળવાન થાય છે.

વાંચવું, વિચારવું, ગોખવું. ભાવના સમ્યગ્દર્શનની રાખવી. જીવ ભૂલો પડ્યો છે, તેની ખબર નથી. આ જગત આપણને ગમે નહીં એવું કરવું.

**૧૧૫** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ સુદ ૫, ૨૦૦૯

માથે મરણ છે, એ વારંવાર સંભારવું. ઘણાનો તો બેઠાં બેઠાં દેહ છૂટી જાય છે. મરણ સાંભરે તો વૈરાગ્ય રહે. એ ન સાંભરે તો સંસાર સાંભરે. છૂટવા માટે જીવવું છે. એ લક્ષ રાખવો. મનને લઈને બધું છે. મન સારામાં રહે તો છૂટે. મન ઉપર ચોકી રાખવાની છે. મન બીજે ભટકતું હોય તો સ્મરણમાં જોડીએ. ખેંચ રાખવી. એ સિવાય બીજું આપણને ગમે નહીં, એમ રાખવું. ખરી કમાણી આ છે. કૃપાળુદેવનો ઉપકાર વારંવાર સંભારવો. તેની "નિષ્કારણ કરુણાને નિત્ય પ્રત્યે નિરંતર સ્તવવામાં પણ આત્મસ્વભાવ પ્રગટે છે." વૈરાગ્ય એ મોક્ષનો ભોમિયો છે. વૈરાગ્ય હોય તેને ખાવું ન ગમે, પીવું ન ગમે. જે કંઈ કરવું તે આત્માર્થે કરવું. ઉપવાસ કરવો હોય કે ગમે તે કરવું હોય, તે બધું એક આત્માર્થે કરવું. પ્રભુશ્રીજી કહેતા કે જે કરવું તે એક આત્માર્થે કરવું, છૂટવા માટે કરવું. જેને છૂટવું છે તેને પરમાત્મા પણ બાંધતા નથી. (૧૭૬). કૃપાળુદેવ આપણને જ કહેવા આવ્યા છે એવો લક્ષ રાખીને વાંચીએ.

જ્ઞાનીની આજ્ઞાથી કલ્યાણ છે, એથી જ મોક્ષ છે.

**૧૫૬** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ સુદ ૭, ૨૦૦૯

સત્સંગમાં જ્ઞાનીનો બોધ સાંભળવાની યોગ્યતા જોઈએ છે. ત્યાગવૈરાગ્ય એ યોગ્યતા છે. ત્યાગવૈરાગ્ય માટે યોગવાસિષ્ઠ ગ્રંથ વાંચવાયોગ્ય છે, પણ સિદ્ધાંત માન્ય કરવાયોગ્ય નથી. પોતાની કલ્પના મૂકીને (વીતરાગ માર્ગના) સિદ્ધાંતકારનું શું કહેવું છે, તે સમજવું. તેમ કરવું બહુ મુશ્કેલ છે. અનાદિથી સિદ્ધાન્ત જાણવામાં ભૂલ થતી આવે છે. "આત્મસ્વરૂપનો

નિર્ણય થવામાં અનાદિથી જીવની ભૂલ થતી આવી છે." (૫૬૮). વિષયકષાય ખોટા છે એમ બધા કહે છે અને પાછા તેમાં જ વર્તે છે. અંદરથી મીઠાશ લાગે છે. અંદર વિપરીતતા કરાવનાર મિથ્યાત્વ કર્મ છે. ગમે તેમ કરીને પોતાનું યથાર્થ સ્વરૂપ જાણવાનું છે. પોતાને ન જાણે, પોતાનો નિર્ણય ન થયો હોય, તો ગમે તેટલાં શાસ્ત્ર વાંચે તે બધાં નકામાં છે.

**૧૫૭** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ સુદ ૮, ૨૦૦૯

એક પ્રત્યક્ષ પુરુષની પ્રતીતિરૂપ સમકિત કહ્યું છે. પહેલી પુરુષપ્રતીતિ એટલે કે સત્પુરુષ સાચા છે, એ જેમ કહે છે તેમ જ મોક્ષમાર્ગ છે, એવી દૃઢ શ્રદ્ધા તે પહેલું સમકિત છે. પછી એને અંશે અનુભવ થાય તે બીજું સમકિત છે અને છેલ્લું નિર્વિકલ્પદશા થાય તે ત્રીજું સમકિત છે. (૭૫૧)

કોઈ તીર્થસ્થાનમાં આવવાનું થાય તે જીવનું મહાભાગ્ય છે. જ્યાં ભક્તિ થતી હોય, સત્સંગ હોય તેવાં સ્થાનોમાં કોઈ દિવસે ન સાંભળ્યું હોય તે સાંભળવા મળે છે. આ દેહમાં આત્મા છે તેને લઈને માણસ રૂપાળો દેખાય છે. બધી શોભા આત્માની છે. જેમ ઝાડમાંથી જીવ નીકળી જાય ત્યારે ઝાડની કંઈ શોભા રહે નહીં. તેમ આ દેહમાંથી આત્મા નીકળી જાય તો શરીર મડદું, ગંધાવા લાગે. જગતમાં જે કંઈ રમણીયતા છે તે આત્માની છે. (૪૩૮). આત્મા અરૂપી પદાર્થ છે. તેને જાણવાનો છે. ધર્મનું મૂળ દયા છે. જન્મવું મરવું થયા કરે છે, તેથી કેમ છૂટવું થાય? એ વિચારથી જેને આત્માની દયા જાગે તેને છૂટવાનું થાય. છ પદની વાત આત્મસિદ્ધિમાં છે. તેનો બધાને અભ્યાસ કરવાનો છે.

**૧૫૮** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ સુદ ૯, ૨૦૦૯

સત્પુરુષનાં વચનો વારંવાર વિચારવાયોગ્ય છે. અંતર્દૃષ્ટિ જેટલી થાય, તેટલી જ્ઞાનીની ઓળખાણ થાય. કૃપાળુદેવને વચન ઉપરથી દશાની ખબર પડતી. કેવી દશામાં રહી એ વચનો લખ્યાં છે એ જાણી શકતા.

"ભિન્ન ભિન્ન મત દેખીએ, ભેદ દૃષ્ટિનો એહ;
એક તત્ત્વના મૂળમાં, વ્યાપ્યા માનો તેહ.
તેહ તત્ત્વરૂપ વૃક્ષનું, આત્મધર્મ છે મૂળ;
સ્વભાવની સિદ્ધિ કરે, ધર્મ તે જ અનુકૂળ." (૭૯)

જે સાધનથી આત્માનો ઉદ્ધાર થાય તે ધર્મ છે. મહાપુરુષોનાં વચનમાં તલ્લીનતા તે ભક્તિ છે.

"પ્રભુભક્તિ ત્યાં ઉત્તમ જ્ઞાન, પ્રભુ મેળવવા ગુરુ ભગવાન.
ગુરુ ઓળખવા ઘટ વૈરાગ્ય, તે ઉપજવા પૂર્વિત ભાગ્ય;
તેમ નહીં તો કંઈ સત્સંગ, તેમ નહીં તો કંઈ દુઃખરંગ." (૧૦૭)

પોતામાં વૈરાગ્ય હોય તો ગુરુ ઓળખાય. જેને સત્સંગ ન હોય પણ દુઃખ હોય તો દુઃખમાં એને થાય કે એ દુઃખ કેમ જશે? સંસાર દુઃખરૂપ છે એમ લાગે ત્યારે જીવને વૈરાગ્ય થાય છે. નરકમાં પણ સમકિત કેટલાકને થાય છે. મને મનુષ્યભવ મળ્યા છતાં કંઈ ન કર્યું એમ વિચાર થતાં નરકમાં પણ સમકિત થાય છે. સત્સંગમાં જીવને સાંભળવા મળે તેથી વૈરાગ્ય થાય છે. તે સત્સંગ ન હોય તો દુઃખથી પણ વૈરાગ્ય થાય છે.

શરૂઆતમાં બધી શંકાઓ થાય છે. પણ ધીરજ રાખી વિશેષ સત્સંગ કરે તો સમાધાન થાય. ધીરજ રાખી જ્ઞાનીપુરુષની આજ્ઞા આરાધે તો આપોઆપ બધી શંકાઓનું સમાધાન થઈ જાય. કંઈક માણસ ઊંચો આવે તો ખબર પડે. મહાપુરુષની પરીક્ષા કરવામાં પણ યોગ્યતા જોઈએ છે. મધ્યસ્થ દૃષ્ટિ રાખે અને વૈરાગ્ય હોય તો સત્પુરુષ ઓળખાય.

**૧૫૯** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ સુદ ૧૦, ૨૦૦૯

ઘણાં વર્ષ નકામાં ગયાં, હવે કોઈ જ્ઞાનીની આજ્ઞા આરાધવી. પોતાની મેળે કરવા કરતાં જ્ઞાનીની આજ્ઞાએ કરવામાં લાભ છે. ભક્તિ કરવી હોય તેણે સદાચાર સેવવાનો છે. હવે આપણે આત્માનું કલ્યાણ કરવું છે. સાત વ્યસન છે તે બધાં નરકનાં દ્વાર છે. પાપનું ફળ દુઃખ આવે છે. ધર્મ કરવો હોય તો ઇન્દ્રિયોને વશ કરવી.

**૧૬૦** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ સુદ ૧૧, ૨૦૦૯

આ વચનામૃત છે, તે નિસ્પૃહ પુરુષનાં વચનો છે. અશરીરી ભાવ પામીને આ વચનો કૃપાળુદેવે લખ્યાં છે. આશાતના ન કરવી. લોકોના કહેવાથી આડાઅવળી પુસ્તક નાખી ન દઈએ. પુસ્તક કોઈ જ્ઞાનીની આજ્ઞાથી વાંચે તો લાભ થાય.

પ્રાણ જાય તો પણ સાત વ્યસન સેવવાં નહીં. જ્ઞાનીપુરુષે કંઈક કરવાનું કહ્યું તો કરવું. પણ ભૂલવું નહીં. રોજ કંઈ શીખીને ખાવું એમ રાખવું.

**૧૬૧** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ સુદ ૧૨, ૨૦૦૯

બીજાની દશા સમજવી એ જેવી તેવી વાત નથી. આ કાળમાં ચારિત્રમોહનું બળ વિશેષ હોય છે, તેથી મનઃપર્યવજ્ઞાન થતું નથી. મતિશ્રુતવાળો ઉત્કૃષ્ટપણે તો કેવલી જાણે તેટલું જાણે.

પ્રશ્ન—આ કાળમાં સમ્યગ્દર્શન હોય ?

પૂજ્યશ્રી—હા, હોય છે. પહેલું સમ્યગ્દર્શન હોય પછી ચારિત્ર આવે છે. પછી મોક્ષ થાય. પુણિયો શ્રાવક હતો તે બે ઘડી સામાયિક કરતો. એને ભગવાન પણ વખાણતા હતા. રોજ બે ચાર આના જેટલું કમાય અને બન્નેનું ગુજરાન કરતો. પછી સામાયિક કરતો. આત્માનાં પરિણામ કેમ સારાં થાય ? તે વિચાર કરવો.

વ્રત લીધેલું તોડવું નહીં. દિવસે જે કંઈ વાંચ્યું હોય તેનો રાત્રે સૂતી વખતે વિચાર કરવો કે આજે શું વાંચ્યું ? તેમાં મારે કરવા જેવું શું હતું ? મારા દોષો જાય એવો કોઈ ઉપાય જડ્યો ? મારામાં શા શા દોષો છે ? એમ વિચાર કરવો.

**૧૬૨** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ સુદ ૧૩, ૨૦૦૯

રોજ ભક્તિ કરવી હોય તેણે સદાચાર રાખવાનો છે. સાત વ્યસનનો ત્યાગ રાખી ભક્તિ કરે તો જ્ઞાનીની આજ્ઞા આરાધી કહેવાય. કૃપાળુદેવની ભક્તિમાં રહેવું છે. મારે તો એક આત્મા ઓળખવાનો છે, એ લક્ષ રાખવો. પુણ્યનો યોગ હતો તો અહીં આવી શકાયું. પૈસાટકા મળવા એ જુદું પુણ્ય છે અને ધર્મ મળવો એ એક બીજું પુણ્ય છે, એટલે

પુણ્યાનુબંધી પુણ્ય છે. એથી પછી આ ભવમાં કે બીજા ભવમાં સમ્યગ્દર્શન પામે, કેવળજ્ઞાન પામે, મોક્ષ પામે.

અભયકુમાર આગલા ભવમાં બ્રાહ્મણ હતા. તે એક દિવસે એક શ્રાવક મિત્ર સાથે જતા હતા. વચ્ચે રસ્તે જતાં પીપળાનું ઝાડ આવ્યું તે વખતે અભયકુમારના જીવે પીપળાને નમસ્કાર કર્યા. શ્રાવકને વિચાર આવ્યો કે આ બિચારો એકેન્દ્રિયને દેવ માની નમસ્કાર કરે છે, તે બરાબર નથી. એમ વિચારી પીપળાનું એક પાન તોડી પગ નીચે કચરી નાખ્યું. તે જોઈ બ્રાહ્મણે કહ્યું : શા માટે મારા દેવને પગ નીચે કચરો છો ? શ્રાવકે કહ્યું : તમારા દેવમાં કંઈ શક્તિ નથી, મારા દેવ જોજો. પછી આગળ ચાલ્યા ત્યાં રસ્તામાં એક કૂચનું ઝાડ આવ્યું. તે જોઈને શ્રાવકે હાથ જોડયા. બ્રાહ્મણે કૂચના ઝાડને શ્રાવકના દેવ જાણીને તેને તોડી હાથમાં લઈ કચર્યું. તેથી તેના હાથે બહુ લાય ઊઠી ને બધે શરીરે ખંજવાળ આવવા મંડી ત્યારે શ્રાવકે કહ્યું કે મારા દેવ કેવા શક્તિવાળા છે ! જોયા ? પછી તેઓ ગંગાકિનારે આવ્યા ત્યારે બ્રાહ્મણ નાહીને મંત્ર જપવા બેઠો. શ્રાવક પોતાનું ભાતું લઈ ખાવા બેઠો. પછી બ્રાહ્મણ પણ ખાવા બેઠો. તે વખતે શ્રાવક એંઠો રોટલો ગંગામાં ઝબોળી તેને આપવા લાગ્યો. ત્યારે બ્રાહ્મણે કહ્યું 'એંઠો રોટલો અમારાથી ન ખવાય.' શ્રાવક કહે ગંગામાં ધોઈને આપ્યો છે ને ? એ તો પવિત્ર થયો છે. પછી અભયકુમારનો જીવ સમજી ગયો. તે બ્રાહ્મણ જૈનધર્મ પાળી બીજે ભવે અભયકુમાર નામે શ્રેણિકનો પુત્ર તથા મુખ્ય મંત્રી થયો. છેવટે ભગવાન પાસે દીક્ષા લઈ, સર્વાર્થસિદ્ધિમાં ગયો. પછી મોક્ષે જશે.

આપણે પણ કેટલાય ભવથી રખડતા રખડતા કૃપાળુદેવને શરણે આવ્યા છીએ. શુદ્ધ આત્માની જેને શ્રદ્ધા થઈ તેને બીજું કંઈ ગમે નહીં. તે કાયાને તપ આદિમાં જોડી મનુષ્યભવ સફળ કરે છે. જગત ગમે તે કહે પણ આપણે તો ભક્તિ કરવી. સત્શાસ્ત્ર વાંચવું, વિચારવું. ભાવના કૃપાળુદેવની કરવી. ચિત્રપટનું વારંવાર દર્શન કરી ભાવના કરવી કે કૃપાળુદેવ દેહથી ભિન્ન છે. મારે એવા થવું છે. દેહથી ભિન્ન આત્માનો અનુભવ કરવો છે.

**૧૬૩** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ સુદ ૧૪, ૨૦૦૯

આપણી મલિનતા કેમ જતી નથી ? તો કે જ્યાંસુધી મન સત્પુરુષમાં ચોંટે નહીં ત્યાંસુધી મલિનતા ન જાય. મનને વશ કરવું જરૂરનું છે. એ વશ થયા વિના કશું ન થાય. મન બધું સુધારેલું ઊંધું કરી નાખે છે. અગિયારમે ચઢયો હોય ત્યાંથી પણ પાડી નાખે એવું મન છે. જ્યાંસુધી મન વશ ન થાય ત્યાંસુધી પાપના વિચારો ઘટતા નથી. આત્માની મલિનતા જતી નથી. મનને વશ કરવા માટે જ વ્રતો છે. મન એકાગ્ર હોય તો જ શ્રેણી માંડી આગળ વધાય. પાપના વિચારો રોકે તો મન નિર્મળ થાય. આત્મા સ્થિર થાય તો શ્રેણી માંડી શકે.

**૧૬૪** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ સુદ ૧૫, ૨૦૦૯

કદાગ્રહ એટલે જ્ઞાનીનું કહેલું માને નહીં. આત્માને સ્થિર કરવાનું જ્ઞાનીપુરુષો કહે છે. આ કાળમાં આત્માની સામાયિક થઈ શકે છે. "જ્ઞાનીપુરુષનાં વચનો સાંભળી

સાંભળીને ગાંઠે બાંધે તો આત્માની સામાયિક થશે" (ઉ૦ ૮) પણ તે કદાગ્રહ મૂકે તો થાય. જ્ઞાનીપુરુષો કહે છે કે સંસારમાં અનંત દુઃખ છે, છતાં એને સુખ લાગે છે. વિચાર કરતો નથી. જ્ઞાનીનું કહેલું માનતો નથી, કદાગ્રહ મૂકતો નથી. તેથી સંસારમાં રઝળે છે અને અનંત દુઃખ પામે છે.

**૧૬૫** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ વદ ૧, ૨૦૦૯

મન વશ કરવાની જરૂર છે. વિચાર કરે તો જ્ઞાનીપુરુષે કહ્યું છે તે એને સમજાય. ધર્મમાં વિઘ્ન પાડનારા પણ ઘણા દોષો છે. સામાયિક કરવાથી મને ધન મળશે, યશ મળશે, એમ બહારની વસ્તુઓની ઇચ્છા રહે ત્યાંસુધી ધર્મ ન થાય. જ્યાંસુધી સંસાર દુઃખરૂપ છે એમ નથી લાગ્યું, ત્યાંસુધી સંસારની ઇચ્છા રહે છે. હું સામાયિક કરું છું, મને સામાયિક કરતાં આવડે છે એમ અહંભાવ કરે તે બધા જીવના દોષો છે. માથે મરણ છે. સંસારનો ભય લાગે તો તે સારો છે. લોકોનો ભય લાગે છે પણ જેનો ભય લગાડવાનો છે તે નથી લાગતો. લોકભય ન રાખવો, મરણભય રાખવો તો વૈરાગ્ય થાય. નિદાન નામનો દોષ છે તેમાં ઇચ્છાની ઘણી તીવ્રતા છે કે મને આ વસ્તુ મળો જ, મને દેવલોક મળો જ, એમ તીવ્ર ઇચ્છા હોય છે.

નંદિષેણ મુનિ બહુ સેવાભાવી હતા. તેઓને ઇન્દ્રે વખાણ્યા, પણ કોઈ બે દેવોને તે વાત સાચી ન લાગી તેથી નંદિષેણની પરીક્ષા કરવા આવ્યા. નંદિષેણ તેમાં પાસ થયા. પણ મરણ વખતે નિદાનબુદ્ધિ થઈ કે મારા મામાએ મને એક પણ કન્યા ન આપી. આ મારી સેવાનું ફળ હોય તો હું હવેના ભવમાં સ્ત્રીવલ્લભ થાઉં. એવી ભાવનાથી દેહ છોડ્યો, પછી દેવનો ભવ કરી વસુદેવ થયા.

સામાયિકમાં સમભાવની મુખ્યતા છે. અને પ્રતિક્રમણમાં પાપથી પાછા હઠવાનું છે. તેમાં છ આવશ્યક આવી જાય છે. સામાયિક, પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન, ગુરુવંદન, ચોવીશ તીર્થંકરની સ્તવના, કાયોત્સર્ગ એમ છ આવશ્યક પ્રતિક્રમણ કરે છે તેમાં આવી જાય છે. રોજ સવારે આલોચના બોલાય છે તેમાં પણ છ આવશ્યક આવી જાય છે.

પ્રતિક્રમણમાં વિચાર કરવાનો છે કે આજે મારાથી શા શા દોષો થયા? પછી પશ્ચાત્તાપ કરીને વર્તમાનમાં ભાવ સુધારવા તે આલોચના છે. સામાયિક, ચૌવિસત્થો, વંદન, પ્રતિક્રમણ, કાઉસ્સગ્ગ, પચ્ચખ્ખાણ એ છ આવશ્યકક્રિયા મુનિ તથા શ્રાવકને કરવાની હોય છે.

**૧૬૬** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ વદ ૨, ૨૦૦૯

સામાયિકમાં ધર્મની વાત થઈ શકે છે. વ્યાખ્યાન પણ સાંભળી શકાય છે. નહીં તો સૂત્રના પાઠ બોલે, પદો બોલે, માળા ફેરવે. સામાયિકમાં શાસ્ત્ર લખી શકાય છે. અંબાલાલભાઈ પુસ્તકોની નકલો કરતા ત્યારે સામાયિક લઈને બેસતા. કૃપાળુદેવે એમને કહેલું કે રોજ અમુક વખત સામાયિક લઈને બેસવું, તે વખતે પુસ્તકો નકલ કરી લેવા મોકલ્યાં હોય તેની નકલ ઉતારવી. સમભાવ આવવા માટે બે ઘડી મન-વચન-કાયાથી પાપ ન કરવું એવો નિયમ કરી બે ઘડી સુધી એક સ્થાને બેસે તે સામાયિક કહેવાય છે. બે ઘડી

આત્માની સામાયિક એક વખત પણ કરો, એમ કૃપાળુદેવે કહ્યું છે.

૧૬૭ શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ વદ ૪, ૨૦૦૯

પરિગ્રહ જેટલો છે તેટલું પાપ છે. જેટલા પૈસા વધે તેટલું પાપ વધે છે. છૂટવાની ભાવના છતાં એ એને ખાળી રાખે છે. મહાત્મા પ્રત્યે દીનતા થાય, પરમ પ્રેમ આવે તે બધાય દોષો ટળવાનું કારણ છે. સત્પુરુષ પ્રત્યે પરમેશ્વરબુદ્ધિ એ પરમ ધર્મ છે, બધાનું મૂલ છે. સંસારમાં મોહ છે તે સંસાર વધારે છે અને જે પ્રશસ્ત મોહ છે તે મોક્ષનું કારણ થાય છે. એની પાસે જે મૂડી છે તે મોક્ષના કામમાં વાપરે તો મોક્ષ થાય. "પરપ્રેમ પ્રવાહ બઢે પ્રભુસેં." પરમાર્થ પ્રત્યે પ્રેમ થાય તો પછી એને શરીર પણ ન ગમે, ખાવું પીવું કંઈ ન ગમે. માથું માગે તો માથું આપે. (ઉ. ૧૦) એવો અત્યંત પુરુષાર્થ કરે છે. પરમાર્થનો નિર્ણય થાય તો પછી સુખ થાય. વસ્તુ જેમ છે તેમ ખબર પડે કે આ જગતમાંની કોઈ વસ્તુ મારી નથી, તો પછી એને કંઈ જરૂર ન રહે. સિદ્ધભગવાનની પાસે કંઈ નથી, ખાવાનું નથી, પીવાનું નથી, એકલા છે. એ સુખ પ્રાપ્ત કરવું હોય તો બીજે જે સુખ કલ્પ્યું છે તે છોડવું પડે. જેમ જેમ મુમુક્ષુતા વધે તેમ તેમ મોક્ષમાર્ગ સમજાય.

હાલનું જીવન બધું જડ વસ્તુઓના સંશોધનમાં જાય છે. હું કોણ છું? એની ખબર નથી. કૃપાળુદેવે આત્મસિદ્ધિમાં કહ્યું છે કે—

"ઘટ પટ આદિ જાણ તું, તેથી તેને માન;
જાણનાર તે માન નહિ, કહિયે કેવું જ્ઞાન?"

જેને આધારે બધું થાય છે એની ખબર નથી. આત્મા નીકળી ગયો તો બોલાય નહીં, ચલાય નહીં, દેખાય નહીં, કંઈ ન થાય. જીવને એની ખબર નથી.

૧૬૮ શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ વદ ૫, ૨૦૦૯

પ્રમાદ છે, એ તો દોષ છે જ, પણ જીવને પ્રમાદમાં રતિ રહી છે એ મોટો દોષ છે. "જીવને પ્રમાદમાં અનાદિથી રતિ છે, પણ તેમાં રતિ કરવા યોગ્ય કંઈ દેખાતું નથી." (૮૧૦). પ્રમાદ મારે ઓછો કરવો છે, એમ કરી જ્ઞાનીની આજ્ઞામાં કાળ ગાળશે ત્યારે મુમુક્ષુતાની શરૂઆત થશે. સંસાર કેદખાના જેવો છે, બંધન છે. એમ જીવને થતું નથી કે હું એથી ક્યારે છૂટીશ? સત્સંગમાં સાંભળવાનું મળે તે વિચારે તો એને કામનું છે. ઘાસમાં, પાણીમાં, અગ્નિમાં, પૃથ્વીમાં, વાયુમાં જીવ ભટક્યો છે. ત્યાંથી ખસીને ઘણું પુણ્ય થયું ત્યારે આ મનુષ્યભવમાં આવ્યો છે. હું દેહ છું, એ ભાવ છોડવાનો છે. તેને બદલે દેહમાં ને દેહમાં આખી જિંદગી ગાળે છે. મનુષ્યભવ ઉત્તમ કહ્યો છે, તેનું કારણ એથી મોક્ષ થઈ શકે છે. કામ ક્રોધાદિ મટાડવા આ મનુષ્યભવ મળ્યો છે. જીવને સંસારમાં રુચિ થાય છે, માટે સત્સંગે રુચિ ફેરવવી.

"નથી ધર્યો દેહ વિષય વધારવા, નથી ધર્યો દેહ પરિગ્રહ ધારવા." (૧૫)

જ્ઞાનીનું કહેલું ન માને તો કોનું માનશે? વિષયને કાઢી નાખવાનો છે. પરિગ્રહમાં મમતા ન રાખવી. પુણિયા શ્રાવકે એવું કર્યું હતું. રોજ બે આના કમાય ને સામાયિક કરતા,

ત્યારે બધું ભૂલી જતા. તેથી ભગવાને એમને વખાણ્યા. એક ભવ જો જ્ઞાનીને રાજી કરવામાં જાય તો ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ પંદર ભવે તો અવશ્ય મોક્ષ થાય. (૭૬). જ્ઞાની તો કશું ઇચ્છતા **નથી,** પણ જીવને એવું કર્યા વિના મોક્ષ **ન** થાય. શુભાશુભ ભાવ ન થાય તો નિવૃત્તિ છે. ઊંઘમાં કંઈ નિવૃત્તિ નથી. પરભવનું કામ અગત્યનું છે. બહુ અઘરું કામ છે. ક્રિયા કરે તો પણ રુચિ ફરવી બહુ અઘરી છે. મનુષ્યભવમાં શું કરવું છે, તેનું ધ્યેય જીવને નથી હોતું. જે રસ્તે ચાલ્યો તે જ રસ્તે ચાલ ચાલ કરે છે. જ્ઞાનીપુરુષો કહે છે કે ચીલો બદલવાનો છે. તારો રસ્તો છે તેમાં ભય છે. જીવને ભય નથી લાગતો તેનું કારણ વિચારની ખામી છે. "કલિયુગ છે માટે ક્ષણવાર પણ વસ્તુવિચાર વિના ન રહેવું." (૨૫૪). જીવને વિચારશક્તિ છે પણ તે બીજામાં વાપરે છે.

નકામી જરૂરિયાત બહુ વધી ગઈ છે. પુણિયો શ્રાવક બે આનામાં ચલાવતો અને ફૂલોથી ભગવાનની પૂજા ભક્તિ કરતો. એને ભગવાને વખાણ્યો. શ્રેણિકને કહ્યું કે તું એની એક પણ સામાયિક ખરીદે તો નરકે ન જાય. જીવને મનુષ્યભવ દુર્લભ સમજાયો નથી. એક માણસ પાસે એક અમૃતનો પ્યાલો હતો, તેમાંથી એક ટીપું પણ મરેલા મનુષ્યના મોઢામાં નાખે તો મરેલો જીવતો થાય, તેને પગ ધોવા માટે વાપરી નાખ્યું. તેમ આ મનુષ્યભવથી મરવાનું છૂટી મોક્ષ થાય એમ છે, **તેને** આ જીવ ખાવાપીવામાં, મોજશોખમાં, કમાવામાં એવી નજીવી વસ્તુઓમાં વાપરે છે.

ગર્ભનાં દુઃખ, જન્મનાં દુઃખ, જરાનાં દુઃખ જીવને ભાસતાં નથી. કોઈક વિચારવાન હોય તેને માંદગીના પ્રસંગમાં વિચાર જાગે છે. બીજા લોકો આપણને ઉપસર્ગ કરે તો દુઃખ લાગે છે. જીવ પ્રસંગમાંથી શીખે તો દરેકનું જીવન એવું હોય છે, પણ વિચાર જાગતો નથી. કંઈક સંસ્કાર હોય તો જાગે. ક્ષણે ક્ષણે બંધન થાય છે તે કોણ ભોગવશે? તેનો વિચાર નથી. પ્રભુશ્રીજી કહેતા કે જીવ મકાન ચણ ચણ કરે છે, પછી દેહ છોડીને ત્યાં જશે. જેવું કરશે તેવું મળશે. મોક્ષમાર્ગમાં પ્રવર્તતા હોય તેને પણ કેટલાં વિઘ્નો અને ભય હોય છે? તો પછી જે એ દિશામાં ચાલ્યો જ નથી તેને તો કેટલાય ભય છે. વિશાળ બુદ્ધિ એ તત્ત્વ પામવાનું કારણ છે. આત્માનો વિચાર કરે તે વિશાળબુદ્ધિ છે. નાનપણમાં જીવ કંઈ કરી શકે નહીં, પછી સમજણ આવે ત્યારે ભણવા માંડે, ત્યારે પણ વિચાર આવે નહીં, પછી કમાવા લાગે ત્યારે તો કંઈ ભાન રહે નહીં અને પછી પાંજરામાં પુરાય ત્યારે કરવાની ઇચ્છા થાય તોય કરી શકે નહીં. યૌવનાવસ્થામાં જીવને દારૂડિયા જેવું જીવન હોય છે. પાછળ પસ્તાવું ન પડે એવું જીવવું. શું લેવા આવ્યો હતો અને શું લઈ જઈશ?

**૧૬૯** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ વદ ૭, ૨૦૦૯

આત્મા જાણ્યો હોય તો જ અસંગપણાવાળી ક્રિયા કરી શકે. નહીં તો સાધુપણું પાળતો હોય તો પણ દેવલોકની ઇચ્છા કરે. આત્માર્થે કરવા માટે સમજણ જોઈએ છે.

"વહ સાધન બાર અનંત કિયો, તદપિ કછુ હાથ હજુ ન પર્યો;
અબ ક્યોં ન બિચારત હૈ મનસેં, કછુ ઔર રહા ઉન સાધનસેં.
બિન સદ્ગુરુ કોય ન ભેદ લહે, મુખ આગલ હૈ કહ બાત કહે."

જ્યાં સુધી સદ્‌ગુરુ ન મળ્યા હોય ત્યાં સુધી આત્માર્થ ન થાય. આત્માર્થ જાણ્યો હોય તેનાથી અસંગપણાવાળી ક્રિયા થાય છે. "જે સંપ્રદાયમાં આત્માર્થે બધી અસંગપણાવાળી ક્રિયા હોય અને નિરંતર જ્ઞાનદશા ઉપર જીવોનું ચિત્ત હોય, તેમાં અવશ્ય કલ્યાણ જન્મવાનો જોગ જાણીએ છીએ." (૪૩૦) જ્ઞાન અને ક્રિયા બન્ને જોઈએ. પોત પોતામાં તપાસવાની જરૂર છે કે હું ક્રિયા આત્માર્થે કરું છું કે બીજા અર્થે કરું છું? આત્માર્થ સિવાય બીજી વસ્તુની ઈચ્છા રહે નહીં અને અસંગપણાનો અને જ્ઞાનનો લક્ષ હોય તો કલ્યાણ થાય. ધર્મ છે તે કોઈના કરાવ્યાથી થતો નથી. પોતે કરે તો જ થાય.

**૧૭૦** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ વદ ૮, ૨૦૦૯

મુમુક્ષુ—સહજાત્મસ્વરૂપ એટલે શું?

પૂજ્યશ્રી—આત્મસ્વરૂપ જેવું છે તેવું. પોતાના સ્વભાવમાં રહેવું અથવા કર્મમલરહિત જે સ્વરૂપ તે સહજાત્મસ્વરૂપ. જેમ સ્ફટિકરત્ન અન્ય પદાર્થના સંયોગે લીલો, પીળો, લાલ આદિ જેવો સંયોગ થાય તેવો દેખાય છે તે તેનું સહજસ્વરૂપ નથી, પણ જ્યારે એકલો નિર્મળ સ્ફટિક રહે ત્યારે તે તેનું સહજસ્વરૂપ છે.

જેટલું સદાચરણ હશે તેટલાં જ્ઞાનીપુરુષના વચન વધારે સમજાશે. વૈરાગ્યની જરૂર છે. અંતઃકરણ જેમ જેમ નિર્મળ થશે તેમ તેમ વધારે સમજાશે. "શુકલ અંતઃકરણ વિના મારા વચનને કોણ દાદ આપશે?" (૨૧-૪૭) ઢીલા ન પડી જવું. શરૂઆતમાં જીવ બળ કરે છે પણ પાછો ઢીલો પડી જાય તો કંઈ ન થાય. કાયામાંથી શું કાઢવાનું છે? આખો દિવસ અને રાત કાયાની સંભાળ રાખે છે. ટાપટીપ કરે છે. અને જે અંદર રહેનારો આત્મા તેની સંભાળ નથી. કરવાનું છે તે પડ્યું રહે છે. પોતાને ભૂલીને જે કરે છે એ જ મોટી ભૂલ છે. પરવસ્તુમાં ચિત્ત છે.

મુમુક્ષુ—શુકલ અંતઃકરણ એટલે શું?

પૂજ્યશ્રી—પાપ વિનાનું અંતઃકરણ તે શુકલ અંતઃકરણ. ત્યાગ-વૈરાગ્યવાળું ચિત્ત તે શુકલ અંતઃકરણ છે.

**૧૭૧** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ વદ ૯, ૨૦૦૯

સ્મરણનું વધારે જોર રાખવું, સ્મરણ હરતાં ફરતાં પણ કરવું. વીશ દોહરા આદિ ત્રણ પાઠ વારંવાર ભાવપૂર્વક બોલવાનું રાખવું. જીવે ઘણું કર્યું છે, પણ ભાવ વિના બધું લૂખું થયું છે. સત્પુરુષનો બહુ ઉપકાર છે. આત્માને ઉન્નત બનાવે એવાં જ્ઞાનીપુરુષોના વચનો છે. એમાં જેટલા ખોટી થઈશું તેટલું કલ્યાણ થશે. છ પદના પત્રમાં સમ્યગ્દર્શન રહ્યું છે. જ્યાંસુધી એ સમકિત પ્રગટ ન થાય ત્યાંસુધી એ છ પદ ભણ્યો જ નથી. જ્ઞાનીપુરુષનાં વચનો અમૂલ્ય છે એવું લાગતું નથી. પૈસા ફેરવે, પણ મંત્ર ન ફેરવે. કોઈ ટોકનાર જોઈએ. મુમુક્ષુને સારું તો કરવું છે, પણ પ્રમાદ નડે છે. આત્માને ભૂલે છે, એ જ પ્રમાદ છે. વિકથા કરવી હોય તો આખી રાત જાગે, પણ સ્મરણમાં ઊંઘે. પોતાની ભૂલો તપાસી, કાઢવી; નહીં તો મનુષ્યભવ એમનો એમ જતો રહે. જ્ઞાનીએ મંત્ર આપ્યો તે જ મારો છે. એ

આત્મા જ આપ્યો છે. મોક્ષમાર્ગે જવું હોય તો એ મંત્રનું સ્મરણ કરવાનું છે. હવે જેટલું જીવવું છે તેટલો એમાં જ કાળ ગાળવો છે.

"મંત્રે મંડ્યો સ્મરણ કરતો કાળ કાઢું હવે આ,
જ્યાં ત્યાં જોવું પરભણી ભૂલી, બોલ ભૂલું પરાયા;
આત્મા માટે જીવન જીવવું લક્ષ રાખી સદાયે,
પામું સાચો જીવનપલટો મોક્ષમાર્ગી થવાને." (પ્રજ્ઞાવબોધ-૭૪)

મંત્રથી મંત્રાઈ જવું. પારકા બોલ ભૂલી જ્ઞાનીના બોલમાં ચિત્ત રાખવું. જગતનાં કામોનું ગમે તેમ થાઓ, પણ આપણે તો કૃપાળુદેવનું જે કહેવું છે તેમાં જ રહેવું છે. પ્રભુશ્રીજી કહેતા કે ગાંડા થઈ જવું. સ્મરણમાં રહેવું.

૧૭૨ શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ વદ ૧૧, ૨૦૦૯

મનોયોગમાં જેવા જેવા વિચાર કરે તેવો આત્મા ભાસે. જીવની વૃત્તિ વિષયો અનિત્ય છતાં તેમાં ને તેમાં જ રહે છે. આત્મા ત્રણે કાળ રહે એવો છે, એવું એને સમજાતું નથી. જેમ કે કોઈ કન્યાને એક પુરુષ સાથે પરણાવી પછી તે તેની (પુરુષની) ચિંતામાં જ પ્રવર્તે છે, પણ આત્મા નિત્ય છે એમ તેને લાગતું નથી. વૈરાગ્યની જરૂર છે. આસક્તિ થાય તેથી બુદ્ધિ ટૂંકી થાય છે. મોહ છે તે નિત્યતાને સમજવા દેતો નથી. આત્મા નિત્ય છે, એવું નથી ભાસતું. આત્મા ત્રણે કાળ રહે એવો છે, એવું ન થાય ત્યાંસુધી જીવની વૃત્તિ વિષયોમાં છે, એમ જાણવું. જ્ઞાની પુરુષોએ કહ્યું છે કે આત્મા કદી મરતો નથી. દેહમાં વૃત્તિ હોય ત્યાંસુધી આત્મા નિત્ય નથી ભાસતો. દેહ છૂટશે તો હું મરી જઈશ, એમ થાય છે. જુદા જુદા ધર્મો થવાનું કારણ એ જ છે કે જેવો આત્મા વિચાર્યો તેવો લાગ્યો. મોહ હોય ત્યાંસુધી એવું જ દેખાય છે. કેવલજ્ઞાનીએ મોહ દૂર કર્યો છે, તેથી જેવો છે તેવો જ આત્મા તેમને ભાસ્યો છે. વિચારવાનને આત્મા વિચારવાન લાગે છે, પણ એ વિચાર તો મનોયોગ હોય ત્યાં સુધી છે. જગતમાં કશું નથી એમ કરી બેસી રહે તો કશું નથી એમ લાગે, શૂન્ય ભાસે છે.

આત્મા નિત્ય છે એમ લાગે તો એની વૃત્તિ ત્યાં જ રહે. જેમ હોય તેમ કહે તે સ્યાદ્‌વાદ છે. મોહ ક્ષય કરવો એ મારું કામ છે, પછી જેવો હશે તેવો આત્મા દેખાશે. કોઈ પદાર્થ એકઠા થઈ ચૈતન્ય ઉત્પન્ન થાય છે, એમ નથી. આત્મા એ સંયોગથી ઉત્પન્ન થતો નથી. એ કોઈમાં ભળે એવો ય નથી. આત્મા અસંયોગી છે, આત્મા અમિલનસ્વરૂપ છે. 'આત્મસિદ્ધિ' બહુ સુંદર છે. મોઢે કરવા જેવી છે. છ પદનો પત્ર પણ મોઢે કરવા જેવો છે. રોજ કંઈ ભક્તિ કરીને ગોખીએ. આગળ આગળ વધતા રહેવું. પ્રમાદ ન કરવો. જ્ઞાની પુરુષોનાં વચનો મુખપાઠ કર્યાં હોય તો સારા વિચાર આવે, નહીં તો આડાઅવળી વિચારો આવે.

પ્રશ્ન—"મનરૂપ યોગમાં તારતમ્યસહિત જે કોઈ ચારિત્ર આરાધે તે સિદ્ધિ પામે છે અને જે સ્વરૂપસ્થિરતા ભજે તે સ્વભાવસ્થિતિ પામે છે." (૭૧૦) એટલે શું ?

પૂજ્યશ્રી—મન, વચન અને કાયા એ ત્રણે યોગ મંદ થતાં થતાં ક્રમે ક્રમે આત્મામાં

સ્થિર થવાય તે ચારિત્ર છે. જ્યારે સંપૂર્ણ સ્થિર થવાય ત્યારે મોક્ષ થાય છે. શ્રેણીમાં મનોયોગમાં ઉપયોગ હોય છે. કેવળજ્ઞાન થતાં સુધી જ્ઞાનીપુરુષનાં વચનોનું જીવને અવલંબન છે. બાહ્યચારિત્રની વાત નથી. આત્મામાં સ્થિર થવું તે ચારિત્ર છે. બાહ્યચારિત્ર તો અનંતવાર જીવને આવ્યું છે.

નિયમ લીધો હોય તે તોડવો નહીં.

**૧૭૩** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ વદ ૧૩, ૨૦૦૯

મુમુક્ષુ--મારે શું વાંચવું?

પૂજ્યશ્રી—તમારે સારા થવું. આટલા મોટા થયા, બહુ વાંચ્યું. હવે સારા થવું. જેમ ભાવ વધે તેમ કરવું. સત્સંગ વધારે સેવવો. એથી લાભ છે. ભક્તિ કરવી. સંસારથી પાછું વળવું છે, છૂટવું છે. એક જ વાર વાંચ્યાથી સંતોષ ન માનવો. અનંતકાળથી પરિભ્રમણ થયા છતાં સફળપણું થયું નથી. પરિભ્રમણનું દુઃખ લાગે એવું કરવાનું છે. જ્યાં જાય ત્યાં દુઃખ છે. દેવલોકમાં જાય, નરકમાં જાય, તિર્યંચમાં જાય કે મનુષ્યભવમાં જાય, બધે દુઃખ છે. દુઃખ ન લાગે ત્યાં સુધી ધર્મ ન સાંભરે.

"નથી ધર્યો દેહ વિષય વધારવા, નથી ધર્યો દેહ પરિગ્રહ ધારવા."

પૈસાટકા, સગાં-વહાલાં બધો પરિગ્રહ છે. એને એકઠો કરવા માટે જન્મ્યા નથી. પાંચ ઇન્દ્રિયોના વિષયો વધારવા માટે આ દેહ ધર્યો નથી. ત્યાગથી સંતોષ રાખવો. સંયમભાવથી હિત થાય છે. વિષયભાવ, ક્રોધ, માન, માયા, લોભ એ બધા નરકે લઈ જાય છે. વિષયકષાયનું તો માથું કાપી નાખવું. ઘણા કાળથી ભટકાવ્યા છે. સારું સાંભળવા, સારું જોવા, સારું ચાખવા, સારું સૂંઘવા, સારું સ્પર્શ કરવા મળે ત્યાં મોહ ન કરવો. સંસાર સારો છે એવો ભાવ જ્યાંસુધી છે, ત્યાંસુધી સંસાર છોડવાનો ભાવ ન થાય. જ્ઞાનીપુરુષનો વિશ્વાસ રાખવો કે આપણે માટે જ બધું કહ્યું છે. જો નહીં કરશું તો હિત થશે નહીં. વિષયકષાય નરકે લઈ જાય એવા છે, માટે ન સેવવાં. વિષયકષાય શત્રુ સમાન છે. અનંતકાળથી આપણને રઝળાવ્યા છે. વિષયકષાયનું તો માથું કાપી નાખવાનું છે, એને ક્ષય કરવાના છે. જ્ઞાની પ્રત્યે વિશ્વાસ રાખવાનો છે. એ શ્રદ્ધા મોટી વસ્તુ છે.

**૧૭૪** શ્રીમદ્ રા. આ. અગાસ, પોષ વદ ૦)), ૨૦૦૯

જીવને સત્સંગની જરૂર છે. આ મનુષ્યભવની સફળતા કરવા વાંચવા, સાંભળવા, વિચારવાની જરૂર છે. પહેલાં કંઈ કર્યું તો આ મનુષ્યભવ મળ્યો છે. પેટનું કામ કરીએ છીએ તેવું એક આત્માનું કામ પણ કરવાનું છે. જેને સત્સંગ ન હોય તે સત્સંગે જે આજ્ઞા મળી તે ઉપાસે તો સત્સંગ જેવું જ છે. આળસ ન કરવી. સદાચાર હોય તો અધોગતિમાં ન જાય અને ભક્તિમાં ચિત્ત રહે. અલ્પ પણ જ્ઞાનીની આજ્ઞા મળી તો પછી અત્યારે પણ આ દેહ છૂટી જાય તોય ફિકર નહીં. મને જ્ઞાનીની આજ્ઞા મળી છે તે આરાધવી છે એ લક્ષ રાખવો. મનુષ્યભવની સફળતા સદાચાર પાળવાથી અને જ્ઞાનીની આજ્ઞા આરાધવાથી છે. મનુષ્યભવ મોક્ષને માટે છે. જ્ઞાનીની આજ્ઞા આરાધે તો મોક્ષ થાય. લક્ષચોરાશીમાં

ભટકતાં કોઈકવાર મનુષ્યભવ મળે છે, માટે જન્મમરણ છૂટી જાય એવું કરવાનું છે. બીજા ભવમાં એ ન બને. જન્મમરણ છૂટી જાય એવું કરવું એ મનુષ્યભવની સફળતા છે.

આફ્રિકા એ અનાર્ય દેશ કહેવાય છે. સદાચારવાળા લોકો ઓછા હોય છે. સોબત સારી રાખજો. કૃપાળુદેવની 'જીવનકળા' પહેલી વાંચવી. જેની આપણે ભક્તિ કરીએ છીએ તેનું જીવન જાણીએ તો આપણને ભાવ થાય.

૧૭૫ શ્રીમદ્ રા. આ. અગાસ, મહા વદ ૧, ૨૦૦૯

આત્માની શી વલે થશે, તેનું ભાન નથી. મનુષ્યભવ આત્માર્થે ગાળવાનો છે. મંત્રમાં ભગવાનનું સ્વરૂપ છે, તે ધ્યેય છે. આપણે તેવા થવું છે, તે માટે બોલવાનો છે. ભગવાન પવિત્ર છે, માટે આપણે પણ દોષો ટાળી, વિકલ્પો ટાળી પવિત્ર થવું. ભક્તિથી મન વધારે શુદ્ધ થાય છે. સત્પુરુષોનું માહાત્મ્ય આપણા હૃદયમાં વસે, એમનાં કેવળજ્ઞાનાદિ ગુણોની સ્મૃતિ થાય, તે ઉપાસના છે. ભગવાન પાસે જાય તો ભગવાનનો બોધ સાંભળે. ભગવાન પ્રત્યક્ષ ન હોય તો એમના વચનો પ્રત્યક્ષ ભગવાન જ છે, એમ વિચારી સ્વાધ્યાય કરવો.

સંસારી કામમાં માતાપિતાને કે કોઈને દુઃખ ન થાય તેમ અને આત્માનો લક્ષ ન ભુલાય તેમ વર્તવું. આત્મા ભૂલવા જેવો નથી. ખાતાં, પીતાં, વ્યાપાર કરતાં, છૂટું છૂટું એવો ભાવ એને બધેય રહે. આત્મા ન ભુલાય એવું કરવાનું છે. એ જ ખરો ત્યાગ છે. તાદાત્મ્યઅધ્યાસનો ત્યાગ એ જ ખરો ત્યાગ છે.

જે કંઈ કરવું તે આત્માર્થે જ કરવું છે, એમ જેને હોય તે આત્માર્થી કહેવાય. ભાવના કરવાથી ફળ મળે છે. ખાતા પહેલાં કોઈ મુનિ આવે તો આપીને ખાઉં એવી ભાવના કરવી, તો કોઈ દિવસ પણ મળી આવે. ભાવનાનું ફળ છે.

કેટલી કાળજી રાખવાની છે! સવારમાં દોષોનું પ્રતિક્રમણ કરવું, સાંજે કરવું અને સૂતી વખતે અઢાર પાપસ્થાનક વિચારી સર્વ જીવોને ક્ષમાવી સૂવું (મો. ૫૫). રોજ કેમ વર્તવું તેનો વિચાર કરવો, પછી સાંજે તપાસવું કે હું આજે ક્યાં ક્યાં ઊભો હતો? ક્યાં ક્યાં વાતો કરી? વધારે વખત શામાં ગાળ્યો? એ બધું વિચારવું. દોષો થયા હોય તેનો પશ્ચાત્તાપ કરવો અને ફરીથી દોષો ન થાય તેનો લક્ષ રાખવો. આત્માને ન ભુલાય એટલા માટે આ કરવાનું છે. અંતરદૃષ્ટિ થાય તે માટે કરવાનું છે.



# સંગ્રહ ૫

[મહા સુદ ૧ સાંજની ટ્રેનમાં પૂજ્યશ્રી બ્રહ્મચારીજી અગાસથી નાસિક રોડ જવા પધાર્યા. ત્યાંથી આવતાં મુંબઈ ૭ દિવસ રોકાઈ ચૈત્ર વદી ૨ ના સવારે અગાસ આશ્રમમાં પધાર્યા. પછી ચૈત્ર વદ ૬ ના ધામણ તરફ પધાર્યા. ત્યાંથી દ્વિતીય વૈશાખ સુદ ૫ ની સાંજે આશ્રમમાં આવી દ્વિ. વૈ. સુદ ૧૨ ના ડુમસ પધાર્યા. ત્યાંથી આવતાં ૧ દિવસ સુરત અને ૧ દિવસ જીથરડી રોકાઈ જેઠ સુદ ૭ ની રાતે આશ્રમમાં પધાર્યા. પછીથી ચોમાસું શરૂ થતાં છેવટ સુધી આશ્રમમાં જ રોકાયા હતા. બહારગામ થયેલ બોધની નોંધ ઘણુંખરું થયેલ ન હોવાથી થોડી મળી તે આપી છે.]

૧ નાસિક રોડ

જે સાંભળવાનું મળે તેનો નિવૃત્તિમાં વિચાર કરીએ. મનુષ્યભવ શા અર્થે મળ્યો છે અને શામાં બધો વખત જાય છે? ક્ષણે ક્ષણે આયુષ્ય જાય છે. વૈરાગ્ય અને ઉપશમ વગર જીવનું ઠેકાણું પડે એવું નથી. આ પત્રો મોઢે કરવા જેવા છે. સંસારમાં કંઈ પ્રિય કરવા જેવું નથી. આજે જ જાણે મરી ગયો, એમ કરી લે તો થોડાં કાળમાં ઘણું કામ થઈ જાય એવું છે. ફરવા જઈએ ત્યારે વિચાર કરીએ કે આજે શું વાંચવામાં આવ્યું હતું? શું યાદ રહ્યું? એક સમય પણ પ્રમાદ ન કરવો. એક સમયમાં સીત્તેર કોડાકોડી સાગરોપમનું કર્મ બાંધી નાખે એવું મન છે. મન તો નખોદ વાળે એવું છે. કંઈ ન થાય તો સ્મરણમાં મનને રાખવું.

કૃપાળુદેવના હાથપગ જોવાના નથી, આત્મા જોવાનો છે. કાયોત્સર્ગમાં ઊભા છે, તે શુદ્ધભાવમાં ઊભા છે. જેમ નાના છોકરાને કોઈ મારે તો તરત મા પાસે જતો રહે, તેમ આપણને કોઈ પણ વિકલ્પ આવે તો તરત કૃપાળુદેવને સંભારીએ.

૨ શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૨, ૨૦૦૯

વેદનામાં વૃત્તિ જતી અટકાવી સ્મરણમાં જોડવી. વેદનામાં વધારે બળ કરવાનું છે. ક્ષણે ક્ષણે આત્માની સંભાળ જીવ વધારશે તેમ તેમ કલ્યાણ થશે. સ્મરણ છે તે કૃપાળુદેવનું સ્વરૂપ છે. વેદનામાં ગજસુકુમાર જેવા મહાપુરુષોનાં ચરિત્રો વિચારવાં. કૃપાળુદેવે આપણને સ્મરણ આપ્યું છે તે કૃપાળુદેવનું જ સ્વરૂપ છે, એવો લક્ષ રાખીને આત્મભાવના કરવી.

કૃપાળુદેવની ભક્તિ કરવી. મનુષ્યભવ સફળ કરવા માટે સાત વ્યસનનો ત્યાગ એ પહેલું પગથિયું છે. એ ન હોય તો ભક્તિ ન થાય. જીવ મોહને આધીન થઈ જાય છે, પણ

એનું ફળ કેવું આવશે તેનો ખ્યાલ નથી. પાપ છોડવાનું જ્ઞાનીપુરુષે પહેલું કહ્યું છે. પાંચ ઉદંબર ફળ અભક્ષ્ય છે, ઘણી જીવાતવાળા છે, માટે એનો ત્યાગ કરવો. જ્ઞાનીપુરુષે એનો નિષેધ કર્યો છે. માખણ ઇન્દ્રિયોને ઉન્મત્ત કરનાર છે. ભક્તિ કરવી હોય તો ઇન્દ્રિયોને વશ કરવાની છે. મધ પણ એવું છે. એમાં ઘણા જીવો હોય છે. આ સાત અભક્ષ્ય વસ્તુઓ છે, તે પાપ બંધાવી દુઃખમાં લઈ જાય છે. માટે તેનો ત્યાગ કરવો.

૩ શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૩, ૨૦૦૯

પ્રાણ જાય તોય વ્રત તોડવું નહીં. છોકરાંની રમત નથી. વ્રત તોડે તો નરકે જવું પડે. સંસારભાવ જેમ જેમ મોળો પડે અને સમાધિમરણની તૈયારી કરી હોય, તેમ તેમ કૃપાળુદેવનાં વચનો વિશેષ વિશેષ સમજાય, નિવૃત્તિક્ષેત્રમાં વિશેષ લાભ થાય છે. જેને મત-મતાંતરની વૃત્તિ ન હોય તેને જ્ઞાનીપુરુષનાં વચનો વિશેષ સમજાય છે. ગમે તેમ કરી મારે આત્માનું કલ્યાણ કરવાનું છે, એમ જેને હોય તેને વધારે સમજાય છે. કૃપાળુદેવનું સાહિત્ય ગુજરાતી ભાષામાં છે તેથી સરલ છે, પણ ભાવ તો બહુ ગહન છે. આટલું છે કે ભાષાની મુશ્કેલી નહીં.

૪ શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૪, ૨૦૦૯

"કલિયુગ છે માટે ક્ષણવાર પણ વસ્તુવિચાર વિના ન રહેવું." (૨૫૪). એટલે શું ?

બીજા વિચાર આવે છે તે પડી મૂકી આત્મવિચારમાં રહેવું. કલિયુગમાં ક્યારે મરણ થશે તેની ખબર નથી. કલિયુગમાં નીચે રસ્તે જવાના ઘણા પ્રસંગો હોય છે. એથી બચવા જ્ઞાનીપુરુષે જે મંત્ર આપ્યો હોય તેમાં ચિત્ત રાખવું. શરીર છે તે બધો કચરો છે. તેમાં આત્મા એ એક સુંદર વસ્તુ છે. તેનું ધ્યાન કરવાથી આત્મા નિર્મલ થાય છે. સદ્‌વિચાર કરવાથી આત્મધ્યાન થાય છે. અને આત્મધ્યાન થાય તો નિર્મલતા થાય. હરતાં ફરતાં "સહજાત્મસ્વરૂપ પરમગુરુ" મંત્રમાં ચિત્ત રાખવું. પરમગુરુએ એ સ્વરૂપ પ્રગટ કર્યું છે. બધાં કર્મ ક્ષય કરે એવી આ વસ્તુ છે. બીજી વસ્તુઓ દેખાય, સંભળાય, તેનો વિચાર આવે તે બધું કર્મ બંધાવે છે. સમયે સમયે કર્મ બંધાય છે, માટે પુરુષાર્થ પણ સમયે સમયે કરવાનો છે. આત્મભાવના વગર ક્ષણ પણ રહેવા જેવું નથી. મંત્રનું સ્મરણ પ્રવાહ-રૂપે ચાલુ રાખવું. થોડી વાર કરીને મૂકી દેવાનું નથી.

૫ શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૫, ૨૦૦૯
(પરમકૃપાળુદેવની નિર્વાણતિથિ)

આપણા આત્મા માટે ભક્તિ કરવાની છે. આ પુરુષનાં વચનો રામબાણ છે. ઉપાસના કરે તો હિત થાય એવું છે. સત્સંગની ઘણી જરૂર છે. જ્ઞાનીપુરુષનો હું દાસ છું એમ રાખવું. વૈરાગ્ય વધશે તો બધું સમજાશે. હવે જ્ઞાનીની આજ્ઞામાં રહેવું છે. આત્માનો ઉદ્ધાર થાય એવું કરવું છે. મૂળ તો આત્મા સુધી પહોંચવાનું છે. આત્મા વેદાંતી નથી, વૈષ્ણવ નથી, જૈન નથી, બુદ્ધ નથી, શૈવ નથી, નિર્વિકલ્પ વસ્તુ છે. શબ્દમાં આવે એવી વસ્તુ નથી. આત્માનું કામ કરવું જોઈએ. કૃપાળુદેવની આજ્ઞાથી કરીએ તો વિશેષ લાભ છે.

મનુષ્યભવમાં એવો જોગ કોઈ થાય કે સાચી વસ્તુ મળી જાય તો સમાધિમરણ થઈ જાય. કોઈ પુણ્યનો ઉદય હોય ત્યારે એવો જોગ પ્રાપ્ત થાય છે. પણ પછી પુરુષાર્થ કરવાનો છે. તેમાં જે આડું આવે તે પ્રતિબંધ છે. મારે આત્માનું હિત કરવું છે એ કદી ન ભૂલવું. કશું ન થાય તો પણ એ લક્ષ રાખવો. વિવેકની જરૂર છે.

જે સંયોગોમાં આપણે રહેતા હોઈએ તેમાંથી સાર ગ્રહણ કરવો. એક ગંધાતા કૂતરાથી બધા લડવૈયા દૂર ગયા. પણ શ્રીકૃષ્ણે હાથી ઉપરથી નીચે ઊતરી જોયું કે એના દાંત અને નખ કેવા સુંદર છે! એમ ગુણ ગ્રહ્યો. આ દેહ ગંધાતા કૂતરા જેવો છે; આ દેહમાં આત્મા છે તે ગ્રહણ કરવો. આત્મા નિત્ય છે.

કામ કરવાં પડે તો પણ 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ'નો જાપ જપતાં કાર્ય કર્યે જવું. એથી કર્મ અટકશે. જ્ઞાનીને કશી ઇચ્છા નથી, વાસના નથી.

ગુરુની ભાવના ગૌણ ન કરવી કે બધા સત્પુરુષ સરખા છે. એમ ન કરવું. એમ કરે તો ઢીલ થાય. સત્પુરુષ મળ્યા હોય, સાધન મળ્યું હોય તે ફાંફાં મારવામાં નકામું ન જાય એ લક્ષ રાખવો.

આત્મા જાણે છે, દેખે છે અને સ્થિર થાય છે, એ નિત્ય સ્મરણમાં રાખવું. જે વસ્તુ ત્રણે કાલ રહે છે તેમાં ચિત્ત રાખવું. હું જાણું છું, દેખું છું; બીજું બધું પર છે. એમ જો થાય તો પછી એને કંઈ લાગે-વળગે નહીં. દૃશ્ય વસ્તુ પુદ્ગલ છે. દેખાય તેમાં તણાઈ ન જવું. આત્માનું લક્ષણ જાણ્યું તો પછી કેમ ભુલાય?

આત્માથી બધું પર છે, એમ જો થયું તો પછી ગમે તેમ થાય તોય કંઈ નહીં. સાચના પક્ષમાં જવું હોય તો સાચા થવું જોઈએ.

જેને જ્ઞાનીપુરુષનો યોગ થયો છે તેને ફિકર નથી. જ્ઞાની જાણે છે, તે મારે જાણવું છે; એવી ભાવના રાખવી. પ્રભુશ્રીજીને મંત્ર મળ્યો ત્યારે તેની રાતદિવસ ધૂન લગાવી. પછી કૃપાળુદેવને પૂછ્યું કે કેમ કંઈ દેખાતું નથી? કૃપાળુદેવે કહ્યું કે કર્યા જવું અને દેખવા કરવાની ઈચ્છા પણ ન કરવી. જ્ઞાનીએ આત્મા જાણ્યો છે તે મારે જાણવો છે. આજ્ઞા મળી તેનો પુરુષાર્થ કરવો. મંત્ર મળ્યો છે તેનો જાપ કરવો. એથી કર્મ જાય છે.

ખરો દેવ તો આત્મા છે. સમ્યગ્દર્શનનું માહાત્મ્ય લાગ્યું હોય, સમ્યગ્દર્શન થયું હોય, પછી શ્રદ્ધા છૂટી જાય તો પણ એને વહેલે મોડે મોક્ષે લઈ જાય છે. ગાયના શીંગડા ઉપર રાઈનો દાણો રહે એટલી વાર જો સમ્યગ્દર્શનની સ્પર્શના થઈ તો વહેલે મોડે મોક્ષે લઈ જાય છે. આત્મા આત્મારૂપે રહે તો મોક્ષ છે. "મોક્ષ કહ્યો નિજ શુદ્ધતા" બધા કર્મથી રહિત થવું, શરીરથી રહિત થવું તે મોક્ષ છે. કાયા એ જ દુર્જન છે. મોહ કર્યો હોય તે બધો મરણ વખતે ખડો થાય છે. ગમે તેટલું દુઃખ હોય, પણ જ્ઞાનીને સમભાવ હોય છે.

૬ પથરાડિયા, ચૈત્ર વદ ૮, ૨૦૦૯

મનુષ્યભવ છે ત્યાંસુધી જીવ કંઈ કરી શકે તેમ છે. પરંતુ પ્રમાદમાં બધો વખત જાય છે. મનુષ્યભવ તો મોક્ષે લઈ જાય એવો છે. બીજા ભવમાં મોક્ષ થાય નહીં. મનુષ્ય-

ભવ મળવો મુશ્કેલ છે. તો પછી મનુષ્યભવને સફળ કરનાર સાધનો મળવા તો બહુ મુશ્કેલ છે. જીવને મોહમાં ખબર પડતી નથી. જે કંઈ જીવને સાધન મળ્યું છે તે ક્ષણે ક્ષણે આરાધવું જોઈએ. કર્મ ક્ષણે ક્ષણે બંધાય છે, તો પછી કર્મથી છૂટવા માટે પણ એવો પુરુષાર્થ જોઈએ. જન્મમરણનાં દુઃખો જેને લાગ્યાં છે, તેને પુરુષાર્થ સૂઝે છે. હોડીમાં બેઠા હોઈએ, તેને લાકડાં ફાડે તેમ ફાડીને બાળી નાખે તો બૂડી જાય, તેમ આ મનુષ્યભવ તરવાનું સાધન છે તેને મોજશોખમાં વાપરે તો બૂડી જાય. રખા બધા રાત્રે ફરે છે ત્યારે બોલે છે કે 'જાગજો! જાગજો!' જાગતા રહેવાની જરૂર છે. અનાદિકાળથી ઊંઘે છે. મારું મારું કરે છે, એ જ મોહ છે. પોતે દેહ નથી છતાં પોતાને દેહરૂપ માને છે. ધન કુટુંબ આદિને પોતાનાં માને છે, તેનું નામ મોહ છે. મોહ છે ત્યાંસુધી સંસાર છે. સંસાર દૂર કરવો હોય તો મોહ ઓછો કરવો. વિવેકદૃષ્ટિની જરૂર છે. આપણને હિતકારી શું છે? અહિતકારી શું છે? શું કરવાથી પોતે દુઃખી છે? શરીરમાં કોણ છે? તે સુખી છે કે દુઃખી? શું કરવા આવ્યો છે? શું કરે છે? એવું પૂછ્યું નથી. દેહની ગડમથલમાં પડ્યો છે. દેહ તો કપડા જેવો છે. કપડું ફાટી જાય તેની પેઠે એક દેહ છૂટ્યા પછી બીજો દેહ મળે. આ દેહથી મારે શું કરવાનું છે કે જેથી મારો ભવ સફળ થાય?

"નથી ધર્યો દેહ વિષય વધારવા, નથી ધર્યો દેહ પરિગ્રહ ધારવા." (૧૫)

હું કોણ છું? એ સૂઝતું નથી. વિષય અને પરિગ્રહમાં પડ્યો છે. જ્ઞાનીપુરુષની બૂમ સાંભળતો નથી.

મુમુક્ષુ—તૃષ્ણા કેમ જાય?

પૂજ્યશ્રી—તૃષ્ણા ખોટી છે એમ લાગી? ઉપાધિરૂપ છે એમ લાગી? મારી સાથે જે આવે એવું કરવું છે. તૃષ્ણા ઓછી કરવી હોય તેણે નિયમ કરવો જોઈએ. ઉપાધિ કોને માટે કરું છું? ખાવા જેટલું તો છે. આટલું કુટુંબને ચાલે. ઉપાધિ ઓછી કરી હોય તો આત્માનું કામ થાય. મારે મોક્ષે જવું છે, એમ થાય તો બીજી તૃષ્ણા ઓછી થાય. વધારે પૈસા શા માટે ઇચ્છે છે? બીજા મોટા કહે તે માટે, મોટાઈ માટે. હું મોટો છું એમ કરી કોઈ મોક્ષે ગયા નથી. મોટાઈ મૂકીને બધા મોક્ષે ગયા છે. પહેલામાં પહેલો સત્સંગ કરવાનો છે. ભૂલવાળા રસ્તામાં ગામ નહીં આવે. પર્વત જેટલો પૈસાનો ઢગલો કરીશ તો પણ મોક્ષ નહીં આવે. હમણાં દેહ છૂટી જાય તો શું સાથે આવે? એક લાખ રૂપિયા હોય તેમાંથી એક હજાર જાય તો દુઃખી થાય, પણ નવાણું હજારથી રાજી ન થાય. પૈસા મારી સાથે નહીં આવે અને હિંસા મારી સાથે આવશે. જેમ બને તેમ ઓછા કરતા જવું.

આનંદશ્રાવકને મહાવીર મળ્યા. તેમણે વિચાર્યું કે મારી પાસે આટલાં બધાં ગાડાં, ગાયો વગેરે છે અને એમની પાસે કંઈ નથી, તો પણ એ વધારે સુખી છે. તેમણે મહાવીર ભગવાનને પૂછ્યું કે હે ભગવાન! મારે સુખી થવું છે, એનો ઉપાય બતાવો. ભગવાને કહ્યું કે ઉપાધિ વધારીશ નહીં. તેમણે તે દિવસથી ઓછું કરવા માંડ્યું. એમ કરતાં કરતાં તેમને એમ થયું કે મારે તો હવે ભગવાનની ભક્તિ જ કરવી છે. એમ વિચારી તે તપ વગેરે

કરવા લાગ્યા અને બધો વખત ભક્તિમાં જ ગાળવા લાગ્યા. ભગવાને ગૌતમસ્વામીને કહ્યું કે આનંદશ્રાવક માંદા છે. ગૌતમસ્વામી આનંદશ્રાવકને ઘેર ગયા. તેમણે ગૌતમસ્વામીને પાસે આવવા કહ્યું. તેઓ પાસે ગયા ત્યારે ચરણસ્પર્શ કર્યા પછી આનંદશ્રાવકે કહ્યું કે મને તો પહેલો દેવલોક દેખાય છે. ગૌતમસ્વામીને થયું કે ગૃહસ્થને આટલી નિર્મલતા થાય નહીં, એટલે સ્વાભાવિક કહ્યું કે ગૃહસ્થને એટલું હોય નહીં અને ગુરુની આગળ જૂઠું બોલાય નહીં, માટે માફી માગો. ગૌતમસ્વામી ગુરુ એટલે આનંદશ્રાવક કંઈ બોલ્યા નહીં, પણ એટલું પૂછ્યું કે સાચાની માફી કે જૂઠાની? ગૌતમસ્વામીએ કહ્યું કે જૂઠાની. ત્યારે આનંદશ્રાવકે કહ્યું કે તો હું માફી માગવા યોગ્ય નથી. પછી ગૌતમસ્વામી શંકાસહિત ભગવાન પાસે ગયા અને પૂછ્યું, ત્યારે ભગવાને કહ્યું કે હા, ખરું છે. આનંદને પહેલું સ્વર્ગ દેખાય છે. તેં એને શંકામાં નાખ્યો છે માટે તારે માફી માગવી જોઈએ. ત્યારે તરત ગૌતમસ્વામી જઈને શ્રાવક પાસે માફી માગી આવ્યા.

આમ પોતાની નિર્મલતા કરે તો થઈ શકે છે. દેહ જાડો થાય તો કંઈ આત્મા જાડો થવાનો નથી. પૈસા વધારે થાય તો કંઈ આત્માને લાભ નથી. હું મરીને ક્યાં જઈશ? એમ થાય તેનાથી પાપ ઓછું થાય. વિચારની જરૂર છે. શું કરવા કરું છું? કોના માટે કરું છું? કુટુંબ માટે કરું છું, તો તે મારે કોઈ કામમાં તો આવવાના નથી.

૭ પથરાડિયા, ચૈત્ર વદ ૯, ૨૦૦૯

ભાવપૂર્વક ભક્તિ કરવાની છે. સત્સંગની ભાવના રાખવી. સત્સંગ કરતા રહેવું. ત્યાં આશ્રમમાં આવીએ. ત્યાં જઈએ ત્યારે ભાવ વર્ધમાન થાય. એક વખત જઈ આવ્યા છીએ ને? એમ ન કરવું. ભાવ મોળા પડે ત્યારે પાછા ત્યાં જઈએ, એમ ત્યાં જતા રહેવું. સત્સંગની જરૂર છે. આત્મસિદ્ધિ મોઢે કરવા જેવી છે. કૃપાળુદેવે પરમાત્મસ્વરૂપ થઈને લખી છે. આ કાળના જીવોનું આયુષ્ય ઓછું એટલે બધાં શાસ્ત્રોનો સાર ટૂંકામાં કૃપાળુદેવે આત્મસિદ્ધિમાં ઉતારી દીધો છે. રોજ કંઈક કંઈક મોઢે કરવું. કૃપાળુદેવે સોભાગભાઈને આત્મસિદ્ધિ મોકલી અને પછી પૂછ્યું કે કેમ લાગે છે? ત્યારે સોભાગભાઈએ કહ્યું કે 'સિત્તેર ગાથા મોઢે થઈ છે અને બીજી કરું છું. તાવ આવે છે, પણ એને લઈને જીવું છું. બહુ આનંદ આવે છે.' યોગ્ય જીવને મોકલેલી એટલે એમ થયું. ખરો કૃપાળુદેવનો વારસો 'આત્મસિદ્ધિ' છે.

સત્સંગમાં આવવાનું રાખવું. ન આવીએ તો પછી ઢીલા પડી જવાય. ભાવના રાખીએ. ભક્તિમાં ભાવ વધે એમ કરવાનું છે. પૂર્વે જીવે જે કંઈ કર્યું છે, ધર્મ કર્યો છે, તેના ફળરૂપે ખાવાપીવાનું બધું મળ્યું. કેટલું પુણ્ય ચઢ્યું ત્યારે મનુષ્યભવ મળ્યો! વિશેષ વિશેષ પુણ્યના ઉદયથી સત્પુરુષનો યોગ મળ્યો. આંબો વાવ્યો હોય, કેરીઓ આવી હોય તે બધી એકદમ ઉતારી લઉં એમ કરી થડસહિત કાપી નાખે તો કંઈ પાછો આંબો ઊગે કે કેરીઓ આવે? તેમ પૂર્વે કંઈક કર્યું છે, તેથી આ ભવમાં બધું મળ્યું, પણ આ ભવમાં ધર્મ ન કરે અને મોજશોખમાં ખોટી થાય તો બીજા ભવમાં શું થશે? કૃપાળુદેવે પૂર્વે કરેલું

એટલે આ ભવમાં સાત આઠ વર્ષની ઉંમરમાં જાતિસ્મરણજ્ઞાન થયું. બીજું બધું તો અહીં જ પડ્યું રહેવાનું છે. હમણાં દેહ છૂટી જાય તો શું સાથે આવે? સાથે આવે એવું કંઈક કરવાનું છે; રોજ કંઈ શીખીએ, સત્સંગ કરીએ. પ્રારબ્ધમાં હોય એટલું મળે છે. હું મહેનત કરું છું તેથી મળે છે, એમ માને છે. પણ મહેનત તો લાકડાં ફાડવાવાળા ઘણી કરે છે. આ ભવ તો દુર્લભ છે. મનુષ્ય તો ઘણાય છે, પણ સાચો ધર્મ પામવો દુર્લભ છે. મુમુક્ષુને યોગ્યતા મેળવવા ઘણું કરવાનું છે. બીજે બધેથી વૃત્તિ ઉઠાવીને આત્માર્થમાં લગાડવી.

મહાપુરુષોએ ઘણો વિચાર કરીને ઉત્તમ વસ્તુ કઈ છે તે કહ્યું છે. રાગદ્વેષરહિત થવાની ઇચ્છા જેને થઈ છે તેને શાથી હિત થાય અને શાથી અહિત થાય? તે વિચારીને ધર્મ કહ્યો છે. વીતરાગ ભગવાનનો ધર્મ શું છે? વીતરાગ થવું. દેહાદિ કંઈ સાથે રહેવાનું નથી, પણ મારું માનીને બેઠો છે. રાગદ્વેષ ન હોય તો જગતના પરમાણુ આત્માને અડે નહીં. વીતરાગ ભગવાન જેવા થયા છે, તેવા થવા માટે એને પગલે પગલે ચાલવાનું છે. એ જ મારે કરવું છે, એમ જેને થાય તે મુમુક્ષુ છે. કૃપાળુદેવ કહે છે કે રાગદ્વેષથી રહિત થવું એ જ ધર્મ છે. ધર્મ ધર્મ કરે અને રાગદ્વેષ કરે તો ધર્મ ક્યાંથી થાય? મોક્ષે જવું હોય તો રાગદ્વેષને ઓછા કરવા પડે. ભગવાન પ્રત્યે રાગ કરવાનો છે. એ એક-પક્ષી રાગ હોવાથી મોક્ષે લઈ જાય છે. ભગવાન પ્રત્યે રાગ થવા માટે સંસાર પ્રત્યેથી રાગભાવ ઓછો કરવાનો છે. કોઈથી વૈરભાવ રાખવો નહીં. મૈત્રીભાવ રાખીને વર્તવું. જે જે રાગદ્વેષ ઓછા કરે તે ભગવાનની પાસે જાય છે.

"બીજાં સાધન બહુ કર્યાં, કરી કલ્પના આપ;
અથવા અસદ્ગુરુ થકી, ઊલટો વધ્યો ઉતાપ.
પૂર્વ પુણ્યના ઉદયથી, મળ્યો સદ્ગુરુયોગ;
વચનસુધા શ્રવણે જતાં, થયું હૃદય ગતશોક.
નિશ્ચય એથી આવિયો, ટળશે અહીં ઉતાપ;
નિત્ય કર્યો સત્સંગ મેં, એક લક્ષથી આપ." (૧૫૪)

એ ત્રણ ગાથાઓ છે, પણ જીવ સમજે તો બધું જીવન ફરી જાય. આ ધર્મ કરું, આ ધર્મ કરું એમ ભટકે છે; પણ સાચો ધર્મ મળ્યો નથી. એક તો પોતાની કલ્પનાથી ભટકે છે. પોતાની કલ્પના મૂકીને બીજાની સલાહથી કરે અને તે અજ્ઞાની હોય તો અસદ્-ગુરુથી પાછા ચોરાશી લાખના ફેરા ખાવા પડે. ઘણીવાર અસત્સંગ મળે, પણ કોઈક વખતે પૂર્વ પુણ્યના ઉદયથી સદ્ગુરુનો યોગ પણ મળી આવે છે. વચનો સાંભળીને પોતાનું મન જ માન્ય કરે કે આ સાચું છે. સાચી વાત આવે ત્યાં એનું મન કબૂલ કરે. વધારે પુરુષાર્થ કરીશ તો વધારે શાંતિ પામીશ એમ એને વધારે નિશ્ચય થાય, એક આત્મા માટે સત્સંગનો લક્ષ થાય. સત્સંગથી જીવ આગળ વધે છે. સહેલામાં સહેલું, ઉત્તમમાં ઉત્તમ સાધન સત્સંગ છે. કૃપાળુદેવ કહે છે કે મેં રોજ સત્સંગ કર્યો, માત્ર આત્માનો લક્ષ રાખીને સત્સંગ કર્યો. સત્સંગથી અસંગ થવાય છે.

૮ શ્રીમદ્ રા. આ. અગાસ, દ્વિ. વૈશાખ સુદ ૬, ૨૦૦૯

સાચું હોય તે મારે કરવું છે, એ લક્ષ રાખવો. સારું હોય તે આપણું, એવું કરવાની જરૂર છે. જેથી આત્માને લાભ થાય એવું કરવાની જરૂર છે. જન્મમરણ છૂટે એવો ધર્મ કરવાનો છે. જન્મમરણ ન છૂટે તો ધર્મ શા કામનો? હવે જેટલું જીવવાનું મળે તે ભક્તિમાં ગાળવું. થાય તેટલી ભક્તિ કરવી. એ જ સાથે આવવાનું છે. બીજી ચિંતા ફિકર કરે તો પાપકર્મ બંધાય.

પ્રશ્ન—સાત અભક્ષ્યનો ત્યાગ શા માટે કહ્યો છે?

પૂજ્યશ્રી—જીવને એથી પાપ બંધાય છે. અનાદિકાળથી જીવ પાપ કરતો આવ્યો છે. એથી છૂટે તો ભક્તિ થાય. એ ખાય તો ઘણું પાપ થાય છે અને ન ખાય તો એના વિના ચાલે એવું છે. જ્યારથી નિયમ કરે કે મારે આ નથી વાપરવું, ત્યારથી વ્રત કહેવાય. એથી જીવ આગળ વધે છે. સ્વાદનો જય કરવાનો છે. માખણને માંસનો અતિચાર કહ્યો છે. એ ખાતાં ખાતાં પછી માંસાહારી થઈ જાય. આ ×સાત વ્યસન, અને પાંચ ઉદંબર ફળ તથા મધ માખણ એ +સાત અભક્ષ્ય, તેના ત્યાગમાં પાંચ અણુવ્રત આવી જાય છે. વિચાર કરે તો સમજાય એવું છે.

સંગથી જીવ ભૂલ્યો છે. એ દૂર થાય તો અસંગ થવાય. સત્સંગ વિના અસંગતા આવતી નથી. સત્શાસ્ત્રથી પણ કામ થાય છે. જગતના પદાર્થો બધા રૂપી છે, પાંચ ઇન્દ્રિયોથી ગ્રહણ થાય છે. જે દેખાય છે તેમાં જીવ મોહ કરે છે અને ભૂલે છે. દેખતભૂલીથી અનાદિ કાળથી જીવ ભૂલો પડ્યો છે. દેખતભૂલી ટળે તો સુખી થાય. પણ એને પરવસ્તુમાંથી વિશ્વાસ છૂટતો નથી. છોડવા માંડે તો અસંગ થઈ જાય. ગ્રહણ કરવાની જેને ભાવના હોય તેને બંધન થાય; છોડવાની ભાવના જેને હોય તે અસંગ થાય.

પ્રભુશ્રીના વખતમાં 'સમયસાર' વંચાતો હતો ત્યારે શીતલપ્રસાદજીએ પૂછ્યું કે રાગદ્વેષ જાય તો જીવ મુક્ત થાય, પણ એ રાગદ્વેષ શી રીતે જાય? પ્રભુશ્રીજીએ કહ્યું કે જેનામાં રાગદ્વેષ નથી તેનામાં ચિત્ત રહે તો રાગદ્વેષ જાય.

વિચાર કરે તો સમજાય એવું છે, હું કરું છું તેમાં ભૂલ છે એમ લાગે. રાગદ્વેષ થાય એવાં કારણો મેળવે, વિકથામાં કાળ ગાળે અને કહે કે મારે ચિત્ત સ્થિર કરવું છે. એ કેવી રીતે બને? જગતમાં બીજી વસ્તુઓમાં જ્યાંસુધી જીવને રસ રહ્યો છે ત્યાંસુધી આત્મામાં રસ ન આવે.

બીજાના દોષો ઝટ દેખાય છે; પોતાના દેખાતા નથી. કૃપાળુદેવે આખી પુષ્પમાળા લખી છેવટે કહ્યું કે દોષોને દેખી દોષોને ટાળવા. જ્યારે ગરજ જાગશે ત્યારે તપાસ કરશે કે મારામાં કેટલા દોષો છે. આત્મકલ્યાણ કરવા માટે મનુષ્યભવ મળ્યો છે. મનુષ્યભવ ઉત્તમ કહેવાય છે તેનું કારણ, એથી મોક્ષ થાય છે. "હે ભગવાન, હું બહુ ભૂલી ગયો," એમ

× સાત વ્યસન—જુગાર, ચોરી, માંસ, દારૂ, પરસ્ત્રી, વેશ્યા અને શિકાર.

+ સાત અભક્ષ્ય—મધ, માખણ, વડના ટેટા, પીપળાના ટેટા, પીપળના ટેટાં, ઉમરડાં, અંજીર.

બોલે પણ ભૂલ સાલતી નથી. જ્ઞાનીપુરુષનું ઓળખાણ થયા પછી ભગવાનથી ભેદ ન રહે. રોજ બોલીએ છીએ : "તમે નિરાગી, નિર્વિકારી, સચ્ચિદાનંદ સ્વરૂપ, સહજાનંદી, અનંતજ્ઞાની, અનંતદર્શી અને ત્રૈલોકયપ્રકાશક છો." એ જ આપણું સ્વરૂપ છે. મારું ખરું સ્વરૂપ જ્ઞાન-દર્શન છે, એવી ભાવના કરવાની છે. જે ખરું સ્વરૂપ છે તે વારંવાર સંભારવાનું છે. જ્ઞાની તો પોકારી પોકારીને કહે છે, પણ એને બેસવું જોઈએ ને?

જ્ઞાનીનું કહેવું માને તો મોક્ષ થાય. છઠ્ઠી દૃષ્ટિમાં આવે છે કે—

"મન મહિલાનું રે વહાલા ઉપરે, બીજાં કામ કરંત;
તેમ શ્રુતધર્મે રે મન દઢ ધરે, જ્ઞાનાક્ષેપકવંત."

જ્ઞાની પાસેથી જે સાંભળેલું હોય તેમાં કેટલો બધો પ્રેમ આવવો જોઈએ! સ્મરણ કરવા યોગ્ય જ્ઞાનીનાં વચનો તે ભૂલવા જેવાં ન હોય. એ ભૂલી ગયો તો બધું ભૂલી ગયો, એનો મનુષ્યભવ નિષ્ફળ જાય. જ્ઞાનીપુરુષનું કહેલું એ જ મારે કરવું છે, એવો મુમુક્ષુ જીવને લક્ષ હોય છે. જેને મોક્ષે જવું હોય તેણે ત્યાગ, વૈરાગ્ય, ઉપશમ અને ભક્તિ સહજસ્વરૂપે કરવા યોગ્ય છે. સહજ ત્યાગની ભાવના થાય; ત્યાગ ન થઈ શકે તેના ઉપર વૈરાગ્ય રાખે; ક્રોધાદિ કષાયોને ઉપશમાવે એટલે કે થવા ન દે, શમાવે, અને ભક્તિમાં તલ્લીન થાય એ ચારેય સહજ કરી સહજ સ્વભાવે કરી મૂકવા જેવાં છે, પ્રમાદને લઈને, શિથિલતાને લીધે કરીશું, કરીશું એમ જીવ કરે છે. મિથ્યાત્વનો સંગ અનાદિકાળથી છે; તેથી ત્યાગ, વૈરાગ્ય, ઉપશમ અને ભક્તિ એ એકદમ ન ગમે. ગમે એમ થવું મુશ્કેલ છે. મારે એ કરવું જ છે એમ જો લક્ષ રહે તો ક્રમે ક્રમે કરી એ સહજ થઈ જાય.

"જે સ્વરૂપ સમજ્યા વિના પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્‌ગુરુ ભગવંત."

"જેમ છે તેમ આત્મસ્વરૂપ જાણ્યું તેનું નામ સમજવું છે...જેમ છે તેમ સમજાવાથી ઉપયોગ સ્વરૂપમાં શમાયો...અન્ય પદાર્થના સંયોગમાં જે અધ્યાસ હતો. અને તે અધ્યાસમાં આત્માપણું માન્યું હતું, તે અધ્યાસરૂપ આત્માપણું શમાઈ ગયું" (૬૫૧)

"છૂટે દેહાધ્યાસ તો, નહીં કર્તા તું કર્મ;
નહીં ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ."

દેહાધ્યાસ હતો તે છૂટી ગયો, તેથી શમાયા. 'મારું મારું' ભૂલથી કરે છે, પણ તારું કશું નથી. સમજીને શમાય તો સ્વાનુભવમાં રહે. સમજીને શમાય તો પરિભ્રમણ ટળે. સુખમાં જીવને કંઈ વિચાર આવતો નથી, ઊંઘે છે, લહેર કરે છે, દુઃખ ગમતું નથી. દુઃખનું કારણ સંસાર છે. તે શાથી ટળે એ વિચારવું. શાને લઈને હું સંસારમાં પરિભ્રમણ કરું છું? એમ વિચાર કરવો. કર્મથી પરિભ્રમણ થાય છે તો કર્મ શાથી બંધાય છે! તેનો વિચાર કરવો. પોતાના ભાવ બગડે ત્યારે કર્મ બંધાય છે. રાગ-દ્વેષ થાય ત્યારે થાય ત્યારે કર્મ બંધાય છે.

અત્યારે જીવ છે તો આગલા ભવમાં પણ હતો, અને હવે આગળ પણ રહેશે. જીવ મરે એવો પદાર્થ નથી.

"હોય તેહનો નાશ નહીં. નહીં તેહ નહીં હોય,
એક સમય તે સૌ સમય, ભેદ અવસ્થા જોય."

આંખે દેખાય એવો માર્ગ નથી, અગમ અગોચર છે. પોતાની મેળે મોક્ષમાર્ગ શોધવા જાય તો મળે નહીં. ગૌતમસ્વામી જેવા ચાર જ્ઞાન પ્રગટ છતાં ભગવાનની સાથે સાથે ફરતા. પ્રભુશ્રીજી પહેલાં 'આ ભ્રમ છે, આ ભ્રમ છે' એમ જોતા. પછી કૃપાળુદેવે કહ્યું કે 'બ્રહ્મ જુઓ, મુનિ, બ્રહ્મ'. ત્યારે આત્મા જોતા થયા.

૯ શ્રીમદ્ રા. આ. અગાસ, દ્વિ. વૈશાખ સુદ ૭,૨૦૦૯

પાંચ ઇન્દ્રિયો શી રીતે વશ થાય ? (ઉપદેશછાયા-૪)

પૂજ્યશ્રી—પાંચ ઇન્દ્રિયોના વિષયો જડ છે. પરવસ્તુના સંયોગથી ઉત્પન્ન થયેલા છે, પરવસ્તુમાં આત્માનું હિત નથી. જે વસ્તુ જાણે નહીં, તેની કિંમત શી ? જે વસ્તુ આપણી સાથે રહેવાની નથી, તેમાં આસક્તિ શી કરવી ? એ આસક્તિથી જન્મમરણ થશે. એવો વિચાર આવે તો એ પાંચ ઇન્દ્રિયોના વિષયો તુચ્છ લાગે. બધાનો ખરો વિચાર એક સત્સંગે થાય છે. મોહને લઈને જગતની વસ્તુઓનું માહાત્મ્ય છે. અવિવેકને લઈને પરવસ્તુનું માહાત્મ્ય છે. સત્સંગે વિચાર જાગે. વિચારથી વિવેક આવે તો પરવસ્તુનું માહાત્મ્ય ઘટે. પંચેન્દ્રિયોના વિષયો તે પાંચ સાપ છે. ઉપર ઉપરથી સારા લાગે પણ એની સાથે રમે તો મરણ પામે. એક એક ઇન્દ્રિયવિષયને લીધે જીવો મરી જાય છે. રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ એ પાંચ ઇન્દ્રિયોના વિષયો દુઃખકારી છે, તેનો વિચાર કરે તો પછી એમાં વિશ્વાસ ન આવે.

પાંચે ઇન્દ્રિયમાં એક જિહ્વા ઇન્દ્રિય વશ થાય તો બીજી બધી ઇન્દ્રિયો વશ થાય. સદ્‌વિચાર બધાનો આધાર છે. જિહ્વા ઇન્દ્રિયમાં આસક્ત થાય તો પછી એને જીભ ન મળે, એકેન્દ્રિય થાય. આગળ પાછળનો વિચાર કરે તો આસક્તિ ન થાય. હવે જન્મ-મરણ વધારવાનું કરવું નથી, એમ થાય તો આસક્તિ ન થાય. પાંચ ઇન્દ્રિયના વિષયો વધારવા આ મનુષ્ય દેહ ધર્યો નથી. ચિંતામણિ જેવો આત્મા છે, જે માગે તે આપે. પોતાનું ભાન નથી. પોતાનો વિચાર આવતો નથી. પરવસ્તુ પ્રત્યે એની દૃષ્ટિ છે. અજ્ઞાનનો ભય લાગ્યો નથી. સંસાર ભયરૂપ લાગે તો જ એને ઉપદેશ પરિણમે, ખામી બોધની છે. જેટલો સત્પુરુષ પ્રત્યે સ્નેહ કરવો જોઈએ તેટલાનો એક અંશ પણ નથી. જ્ઞાનીપુરુષ પ્રત્યે પ્રેમ થાય તો એક વચન પણ કામ કાઢી નાખે. જ્ઞાનીનો ઉપકાર સમજાયો નથી. "એક અંશ શાતાથી કરીને પૂર્ણકામતા સુધીની સર્વ સમાધિ તેનું સત્પુરુષ જ કારણ છે." (૨૧૩) જે કંઈ સુખ એને મળ્યું છે તે એને જ્ઞાનીપુરુષથી જ મળ્યું છે. મૂળ કારણ શોધે તો જ્ઞાનીપુરુષ નીકળે.

૧૦ શ્રીમદ્ રા. આ. અગાસ, દ્વિ. વૈશાખ સુદ ૮,૨૦૦૯

(પ. ઉ. પ્રભુશ્રીજીની નિર્વાણતિથિ.)

વસ્તુના અનંત ધર્મો છે, તેને સંપૂર્ણપણે કહેવાની પદ્ધતિ તે સ્યાદ્વાદ છે. ખરું શાસ્ત્રજ્ઞાન તે શ્રુત છે.

એવો સત્સંગ કરવો કે જેથી પોતાનો આત્મા ફરે, આત્માને લાભ થાય. પોતાના દોષો દેખાય એવી રીતે વાંચવું. અત્યારે આપણને જે પ્રાપ્ત થયું છે. તેનું મૂળ કારણ શોધે તો ભાવના જ છે. આત્મજ્ઞાની પુરુષે કહેલી જે કંઈ વાત છે તે કરવાની છે, બધું મૂકે ત્યારે મોક્ષ થાય.

અરિહંતનું ખરું સ્વરૂપ શું છે? તે સમજનારા બહુ ઓછા છે. પોતાના આત્માની શોધ અંતરમાં કરવાનો પ્રયત્ન કરવો. વૈરાગ્યદશા જેમ જેમ વધશે, તેમ તેમ આપોઆપ ઉકેલ આવશે.

૧૧ શ્રીમદ્ રા. આ. અગાસ, દ્વિ. વૈશાખ સુદ ૧૦, ૨૦૦૯

જગતમાં ઘણી વાતો સાંભળવા મળે, પણ આપણે તો બેઠા બેઠા સ્મરણ કરવું. જ્ઞાની પુરુષનાં વચનોમાં ચિત્ત રહે તો જીવનું કામ થઈ જાય. આપણે જે એક રસ્તો લીધો તે માર્ગે જ હવે ચાલવું છે. ચારપાંચ ઠેકાણે, ચારપાંચ હાથ, ચારપાંચ હાથ ખોદે, તો પાણી ન નીકળે. એક લક્ષ રાખવો કે કામ એક આત્માનું કરવું છે. દેહનું ઘણું કર્યું, પણ હવે આત્માનું કરી લેવું. મરણનું ઠેકાણું નથી, માટે ધર્મમાં ઢીલ ન કરવી. કરી લીધું તે કામ. કાંકરે કાંકરે પાળ બંધાય એમ કહેવાય છે. થોડું બપોરે થોડું સાંજે એમ નિયમિત કામ કરે તો ઘણું થાય એવું છે. ક્યાંય આસક્તિ ન થવા દેવી. આ કાળમાં આયુષ્ય ટૂંકાં છે. જેવું પ્રારબ્ધ હોય તે પ્રમાણે આવવાનું જવાનું થાય છે. આત્માનું હિત કરવું છે. અલ્પ પણ નિયમ લીધો હોય તે તોડવો નહીં. ઠંડા પાણી કરતાં ગરમ પાણી પીવાથી વિકાર ન થાય. સાધુઓ હોય તેઓ ઉકાળેલું પાણી પીએ છે, તેથી બ્રહ્મચર્યને મદદ મળે છે. સંસાર અસાર છે વિરક્તભાવ રાખલો. અશુભ નિમિત્તોમાં ન જવું.

રોજ રાત્રે ભક્તિ કર્યા પછી કૃપાળુદેવના વચનામૃતમાંથી પ્રભુશ્રીજી ઉપરના પત્રોમાંથી ક્રમસર એકેક પત્ર વાંચવો. એવો નિત્યનિયમ કરી લેવો.

૧૨ શ્રીમદ્ રા. આ. અગાસ, દ્વિ. વૈશાખ સુદ ૧૧, ૨૦૦૯

કૃપાળુદેવનાં વચનો વિચારવામાં, સમજવામાં મદદગાર થાય એટલા માટે બીજાં પુસ્તકો વાંચવાનાં છે. રોજ નિયમિત વાંચવાનું રાખવું તો આનંદ આવે. કૃપાળુદેવ જેવા ઉચ્ચ કોટીના ઘણા થોડા પુરુષો થયા છે. એક એક વચનમાં અનંત આગમ સમાવી દીધાં છે. જ્ઞાની પુરુષોનાં વચનોમાં વૃત્તિ રહે તો ધ્યાન થાય, જેમ વધારે વિચાર થાય તેમ કરવાની જરૂર છે.

૧૩ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ સુદ ૯, ૨૦૦૯

ભોજરાજાએ ચમત્કાર જોવા માનતુંગસૂરિને એક ઓરડામાં પૂરી અડતાળીસ તાળાં માર્યાં. બધા લોકો ત્યાં એકઠાં થયા. તે વખતે આ "ભક્તામર"ની એક એક ગાથા સૂરિ બોલતા ગયા, તેમ તેમ એક એક તાળું તૂટતું ગયું. એમ બધાં તાળાં તોડીને બહાર આવ્યા. ગમે તેમ હો, ભગવાનનું શુદ્ધભાવથી કરેલું આ સ્તોત્ર છે. પ્રભુશ્રીજી કહેતા કે આત્મસિદ્ધિ અનેક લબ્ધિસિદ્ધિઓથી ભરપૂર છે, એવું આ ભક્તામર પણ અનેક લબ્ધિસિદ્ધિઓથી ભરપૂર છે.

યશોવિજયજીનાં દાદી રોજ 'ભક્તામર' એક મુનિપાસે જઈને સાંભળીને પછી જમતાં, એવો તેમને નિયમ હતો. એટલામાં ચોમાસાના દિવસો આવ્યા. આઠ દિવસ લાગટ વરસાદ વરસ્યો તેથી ભક્તામર સાંભળવા જઈ ન શક્યાં. યશોવિજયજી તે વખતે પાંચ વર્ષના હતા. તેઓ પણ જ્યારે દાદીમા ભક્તામર સાંભળવા જાય ત્યારે સાથે જતા. બે ત્રણ ઉપવાસ થયા ત્યારે યશોવિજયજીએ પૂછયું કે કેમ નથી ખાતાં? તેમણે કહ્યું, ભક્તામર સાંભળ્યા વગર ખાવું નહીં એવો મારે નિયમ છે. વરસાદ બહુ પડે છે તેથી સાંભળવા જવાતું નથી. યશોવિજયજીએ કહ્યું, હયો હું સંભળાવું. તેમણે કહ્યું, ત્યારે તો સારું, સંભળાવ. યશોવિજયજીએ કહ્યું : મને ઊંચે આસને બેસાડો. ડોશીમાએ યશોવિજયજીને ઊંચકીને તાકામાં બેસાડયા અને પછી બોલવા કહ્યું ત્યારે યશોવિજયજી ભકતામર સ્તોત્ર પૂરું બોલી ગયા. પછીથી વરસાદ બંધ થયો ત્યારે ડોશીમા યશોવિજયજીને સાથે લઈ મુનિ પાસે ગયાં. મુનિએ પૂછયું કે આટલા દિવસ કેમ ન આવ્યાં? ડોશીમાએ કહ્યું કે આ મારો જસીયો છે તે રોજ મને સંભળાવતો હતો. મુનિને લાગ્યું કે એ છોકરો ગૃહસ્થને ત્યાં શોભે એવો નથી. મુનિ થાય તો શાસનનો ઉદ્ધાર થાય. એમ વિચારી ડોશીમાને કહ્યું, આ છોકરો અમને આપી ઘો. ડોશીમાએ હા કહી. પછી મુનિએ યશોવિજયજીને દીક્ષા આપી. થોડાં વર્ષોમાં સૂત્રો વગેરે બધું ભણી ગયા પછી ગુરુએ તેમને કાશી મોકલ્યા. ત્યાં યશોવિજયજી બહુ ભણ્યા. ભણીને પાછા પોતાના જ ગામમાં આવ્યા. તેઓ ઉપરાઉપર બે પાટ મુકાવી ઊંચે બેસી વ્યાખ્યાન કરતા અને પાટ ઉપર ઘણી ધજાઓ લગાવરાવતા તે મનમાં એમ માનતા હતા કે મારા જેવો કોઈ નથી. એ વાતની ડોશીમાને ખબર પડી. તેમને લાગ્યું કે કાશી ભણી આવ્યો તેથી આવડો રોળ શું કરે છે? અભિમાનમાં ચઢી ગયો છે. તેથી એને શિખામણ આપું. એમ કરી તે ઉપાશ્રયે ગયાં. ત્યાં યશોવિજયજી વ્યાખ્યાન કરતા હતા. ડોશીમાએ પૂછયું, પહેલાના ગુણધરોને કેટલાં જ્ઞાન હતાં? યશોવિજયજીએ કહ્યું, ચાર. ડોશીમાએ પૂછયું કે હવે વર્તમાનમાં કેટલાં? ત્યારે યશોવિજયજીએ કહ્યું કે મતિ શ્રુત બે. ડોશીમાએ પૂછયું કે ગણધરો કેટલી ધજાઓ રાખતા હતા? એટલે યશોવિજયજી સમજી ગયા અને બધી ધજાઓ ઉતારી લીધી. એમના ગુરુને પણ લાગ્યું કે અભિમાનમાં ચઢી ગયો છે, તેથી બોલાવીને કહ્યું કે તમે આનંદઘનજીને મળજો. ગુરુના વચન ઉપર વિશ્વાસ, તેથી મનમાં રહેતું કે આનંદઘનજીને મારે મળવું. એક દિવસે જંગલમાં ગયા ત્યાં આનંદઘનજી મળ્યા, નમસ્કાર કરી યશોવિજયજી ત્યાં બેઠા. આનંદઘનજીએ પૂછયું કે તમને દશવૈકાલિક સૂત્ર આવડે છે? યશોવિજયજીએ કહ્યું, હા આવડે છે. ત્યારે આનંદજીએ કહ્યું કે એની પહેલી ગાથાનો અર્થ કરો.

धम्मो मंगलमुक्किठं अहिंसा संजमो तवो ।
देवा वि तं नमंस्संति जस्स धम्मे सयामणो ।।

એ આખી ગાથાના દશબાર અર્થ કર્યા. આનંદઘનજીએ કહ્યું, બસ આટલુંજ આવડે છે? ત્યારે યશોવિજયજીએ ફરી દશબાર અર્થ કર્યા. આનંદઘનજીએ કહ્યું, બસ આટલું જ આવડે

છે? ત્યારે યશોવિજયજીએ કહ્યું કે તમે અર્થ કરો. આનંદઘનજીએ ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી એ ગાથાના અર્થ કર્યા તેથી યશોવિજયજીને લાગ્યું કે આ તો બહુ ભણ્યા નથી, છતાં મારા કરતાં વધારે જાણે છે. હું કાશી ભણી આવ્યો છું, છતાં આટલું જાણતો નથી. બધું અભિમાન ગળી ગયું. આ પાંડિત્યમાં તો કાંઈ નથી. આત્માનું હિત એનાથી થાય એમ નથી. તેથી આનંદઘનજીને કહ્યું કે મારું આત્મહિત થાય એમ કરો. પછી આનંદઘનજીએ બોધ કર્યો. એ વખતે યશોવિજયજીને બહુ પ્રસન્નતા થઈ હતી તેથી આનંદઘનજીના ઉપકારવાળાં ચાર પાંચ પદો પણ રચ્યાં. પછી યશોવિજયજીએ 'યોગદૃષ્ટિસમુચ્ચય' ગ્રંથમાંથી સંક્ષેપમાં 'આઠ દૃષ્ટિ સજ્ઝાય' લખી અને આનંદઘનજીને તે બતાવી. સંસ્કૃતનો ગર્વ મૂકીને ગુજરાતીમાં લખ્યું તેથી આનંદઘનજી રાજી તો થયા પણ સાથે કહ્યું કે સમજ્યા તે શમાયા. સમજીને બીજાને કહેવાનું નથી, બહાર ફેંકી દેવાનું નથી..

૧૪ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ, સુદ ૧૦. ૨૦૦૯

મનુષ્યભવ દુર્લભ છે. કૃપાળુદેવ નાના હતા, તો પણ સંસ્કારી હતા તેથી જન્મમરણ ટળે તેમ કર્યું. આત્માને ઉમ્મર ક્યાં છે? એ તો અનંતકાળનો છે. જીવે કેટલાંય દુઃખ ભોગવ્યાં છે, તપ કર્યાં છે, દેવલોકમાં ગયો છે, પણ બધું ભૂલી ગયો છે. તાવ આવે તો મરણનો ભય લાગે, પણ આત્મા તો નિત્ય છે. છ પદની શ્રદ્ધા દૃઢ થાય તો બધા શાસ્ત્રો વાંચી ગયો કહેવાય. આત્મા પલટાય એવો નથી. શાશ્વત વસ્તુને મારવા જઈએ તોય મરે નહીં. "પુદ્‌ગલ રચના કારમી જી." (ચોથી દૃષ્ટિ) દેહની કાળજી રાખે છે તેટલી આત્માની રાખતો નથી. કર્મ બધાં ફરતાં છે. કર્મના ઉદયે શાતા અશાતા દેખાય, પણ આત્મા તેવો નથી. આત્માને સંભારવાથી, આત્મામાં સ્થિર થવાથી સુખ થાય છે. પ્રમાદ ન કરવો. કંઈ ન થાય તો સ્મરણ કરવું. સ્મરણમાં એકતાર થઈ જવાય એવું કરવાનું છે.

૧૫ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ સુદ ૧૨, ૨૦૦૯

"કલેશે વાસિત મન સંસાર, કલેશરહિત મન તે ભવ –પાર".(પ૦ ૧૭)

કલેશ છે ત્યાં સુધી સંસાર અને કલેશરહિતપણું તે મોક્ષ છે. બાહ્ય નિમિત્ત અને કર્મના ઉદયથી કલેશિત પરિણામ થાય છે. રાગ–દ્વેષ અને અજ્ઞાનથી તે થાય છે. સ્યાદ્‌વાદ છે, તે વસ્તુને ચારે બાજુથી તપાસીને જુએ છે. જ્યાંસુધી આત્માનો નિર્ણય ન થયો હોય ત્યાંસુધી તે નિર્ણય કરવાનો છે. નિર્ણય થયા પછી આત્મા ઉપાસવાનો છે. એમાં કંઈ સ્યાદ્‌વાદ નથી કે ઉપાસવો કે ન ઉપાસવો? શુદ્ધ થવાનું છે. 'માત્ર મોક્ષ—અભિલાષ." બીજી કંઈ ઇચ્છા રાખવી નહીં. કલેશના કારણો નિર્મૂળ કરી આત્મામાં સ્થિર થવાનું છે. બધેથી વૃત્તિ ઉદાસીન કરી, સ્યાદ્‌વાદથી વસ્તુને ઓળખી આત્મામાં સ્થિર થવું.

ધર્મ કરતાં વેઠ જેવું ન થાય એ લક્ષ રાખવો. આનંદરસ આવે તેમ કરવું. મહાપુણ્યના જોગે મનુષ્યભવ મળ્યો અને તેમાં વળી જ્ઞાનીની આજ્ઞા! અહોભાગ્ય છે તેથી આ જોગ મળ્યો છે. તેમાં પ્રમાદ કરવા જેવું નથી. જેટલું વધારે આરાધન કરશો તેટલો વધારે લાભ થશે. સંસાર કલેશનું ઘર છે. કર્મ આવી આવીને જાય છે. ગજસુકુમારને માથે અંગારા

મૂકયા તો પણ ક્લેશિત ન થયા. જે જ્ઞાનીપુરુષો સહજ સ્વભાવે રહ્યા છે તે ભાવ મને હો, એવી ભાવના તે પણ ઉત્તમ છે. ગમે તેવા દુઃખનાં નિમિત્ત હોય પણ ક્લેશિત ન થવું.

૧૬ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ સુદ ૧૪, ૨૦૦૯

બીજા વિચાર આવે, આ પણ આત્માના વિચાર આવવા મુશ્કેલ છે. "હું કોણ છું?" એ વિચારવા કૃપાળુદેવે 'અમૂલ્ય તત્ત્વવિચાર' કાવ્ય લખ્યું છે. અનંતવાર મનુષ્યભવ મળ્યા, પણ નકામા ગયા. આ મનુષ્યભવ નકામો ન જાય તેનો લક્ષ રાખવો. અનેક પ્રકારે જીવ કલ્પના કરે છે, શાસ્ત્રો વાંચે છે, હું ધર્મ કરું છું એમ માને છે; પણ આત્માનો નિર્ણય થવો બહુ મુશ્કેલ છે. કોઈક મહાપુરુષને શરણે જાય ત્યારે કામ થાય. જીવને આત્માનો નિર્ણય થયો નથી. જ્યારે જ્ઞાનીનો યોગ થાય ત્યારે યથાર્થ નિર્ણય થાય છે. અને પછી તેની ઉપાસના કરે.

'હું' એમ જીવ કહે છે, પણ શાને 'હું' કહે છે તેની ખબર નથી. કોઈ વખતે ક્રોધને 'હું' કોઈ વખતે દેહને 'હું' માને છે, કોઈ વખતે કહે કે હું મરી જઈશ; કોઈ વખતે કહે કે હું અવિનાશી છું. વિવેક નથી. વિવેક આવે તો ભેદ પડે અને તો જ મોક્ષ થાય. જીવને થાય કે આજને આજ નિર્ણય કરી નાખું, પણ એમનો એમ નિર્ણય ન થાય. કોઈ મહાપુરુષને શોધીને નિર્ણય કરને! મહાપુરુષને શોધ્યા વિના પોતાની મેળે નિર્ણય કરે કે આ આમ જ છે, તો તેમાંથી ઝેર નીકળે.

આત્મા જેવો છે તેવો તેનો વિચાર ન આવે તેનું કારણ અયોગ્યતા છે. યોગ્યતા આવ્યા વિના નિર્ણય કરવા જાય તો થાય એવો નથી. ઘણા વખત સુધી અભ્યાસની જરૂર છે. એને આત્માનો ખપ ન હોય તોય આત્માનો વિચાર કરે તો સુખી થાય. બીજે રસ્તે જાય તો દુઃખી થાય. સમ્યગ્દર્શન નથી મળ્યું ત્યાંસુધી પૈસા ટકા શા કામના? સમ્યગ્દર્શન એ જ એક કરવા યોગ્ય છે. જીવે ખરું જાણ્યું નથી. મરણ ક્યારે આવશે તેની ખબર નથી માટે ચેતવાનું છે. 'સમાધિશતક' સારો ગ્રંથ છે. જૈનની ગીતા છે.

૧૭ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ સુદ ૧૫, ૨૦૦૯

"દેહની જેટલી ચિંતા રાખે છે તેટલી નહીં. પણ એથી અનંતગણી ચિંતા આત્માની રાખ." (૮૪) આ કોને કહે છે? દેહ તો સાચવ્યો સચવાય એવો નથી. આત્માનું કલ્યાણ કરવા માટે અહીં સાંભળવા બેઠા છીએ. એમ થાય તો વિચારે કે હું આત્માની કાળજી રાખું છું કે નહીં? દેહનું પુણ્ય પ્રમાણે થશે. પણ આત્માને સંભાળવાનો છે. આટલા ભવમાં અનંત ભવનું સાટું વળી જાય એવું છે. લાગ આવ્યો છે પણ જીવને ખબર નથી. બીજું ઘણું કર્યું. પ્રભુશ્રીજી કહેતા કે તલ તલ ઉપર નામ લખેલું છે. જેને જેટલું મળવાનું છે તેને તેટલું મળે છે. હવે છૂટવાનું કરી લેવા દે. "ન ચાલે તો પ્રતિશ્રોતી થા." (૮૪). કર્મનું જોર હોય તેથી પોતાનું ન ચાલતું હોય તો જ્ઞાની કહે તે સ્વીકાર કર, માન્યતા કર, તો પછી બધું થશે. બધું ન થાય તો જેટલું થાય તેટલું કર. અંશે અંશે બધું થઈ જશે. અત્યારે કરું છું તેનું ફળ કેવું આવશે તેનો વિચાર કરીને વર્ત. "અનુત્તરવાસી થઈને વર્ત."

(૮૪). અનુત્તર તો આત્મા છે. આત્મામાં વસવાવાળો થા. બીજી જગતની વાસના ન રાખ "મોક્ષભાવ નિજવાસ". પોતાના સ્વભાવમાં વસવું એ જ મોક્ષવાસ છે.

૧૮ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૧, ૨૦૦૯

સત્સંગ ન થાય તો પણ કુસંગ તો ન જ કરવો. મોટા મોટા ભલભલા બુદ્ધિશાળીઓ ભૂલી જાય છે. સત્પુરુષતા, વીતરાગતા કયાં નહીં મળે. સત્પુરુષનાં દર્શન થયાં છે, આજ્ઞા મળી છે તે મોક્ષનું કારણ છે. સત્સંગના અભાવે કુસંગમાં જાય તો કરવાનું છે તે પડયું રહે છે. ટોડરમલ્લજીએ 'મોક્ષમાર્ગપ્રકાશક' ગ્રંથ લખ્યો છે. તેમાં પ્રશ્ન કર્યો છે કે સત્સંગનો યોગ ન હોય તે વખતે કોઈ શાસ્ત્ર અમારી પાસે હોય તે કોઈ અન્યમતી બ્રાહ્મણ પાસે વંચાવી સાંભળીએ તો કંઈ વાંધો છે? તેનો ઉત્તર આપ્યો છે કે એમ કરવાથી નુકસાન થાય છે, કારણ કે બ્રાહ્મણ વાંચે તેને એની શ્રદ્ધા નથી તેથી પોતાનું પણ ભેગું ભેળવે તે કરતાં ઘેર બેઠા બેઠા માળા ફેરવવી સારી છે. કુસંગમાં જવાથી આડા અવળી બીજું અંદર પેસી જાય. થોડું હોય, પણ સાચું હોય તે કામનું છે. સો મણ રૂના ઢગલામાં "અગ્નિ" "અગ્નિ" લખી સો કાગળ નાખે તોય કંઈ બળે? અને એક દીવાસળી સળગાવી નાખી હોય તો બધું રૂ બળી જાય.

સત્સંગની ભાવના રાખવી. કોઈ જ્ઞાનીપુરુષનાં વચનો જાણે અજાણે કાનમાં પડે તો સંસ્કાર પડે. જ્ઞાનીપુરુષનાં વચનો ભાવપૂર્વક સાંભળ્યાં હોય તો આ ભવમાં યોગ ન હોય તો બીજા ભવમાં ઊગી નીકળે. કૃપાળુદેવને બધું ઊગી નીકળ્યું. જે જે શાસ્ત્રો વાંચ્યાં હતાં તે બધાં ઊગી નીકળ્યાં. સન્માર્ગે વળાય તેવું કરવું. જ્ઞાનીપુરુષની આજ્ઞા મળી છે તેમાં વર્તાય તેટલો લાભ છે. પુણ્યનો ઉદય હોય ત્યારે સારો વિચાર સૂઝે. સત્પુરુષ વગર આત્મા સમજાય કે મળે તેવો નથી. આત્મા પાસે જ છે પણ સત્પુરુષ વિના મળે એવો નથી. જાણે અજાણે પણ સત્પુરુષથી જીવને લાભ થાય છે. પ્રભુશ્રીજી કહેતા કે આ રાયણનો જીવ ભવ્ય છે. એનું કલ્યાણ થવાનું છે. સત્પુરુષ એની નીચે બેસે તો એની છાયા સત્પુરુષ ઉપર પડે તેથી તેને પુણ્ય બંધાય. એમ કરતાં કરતાં જીવ મનુષ્યભવ પામે. એમ જાણે અજાણે પણ જીવને લાભ થાય છે, સંસ્કાર પડે છે.

૧૯ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૯, ૨૦૦૯

મોક્ષનું સુખ ઇન્દ્રિયોથી પર છે, ઉપમારહિત છે, કર્મના ઉદયે ઊપજે એવું કૃત્રિમ નહીં, પણ સ્વાભાવિક અને કદી નાશ ન પામે એવું પારમાર્થિક સુખ એટલે ખરું સુખ તેનું નામ મોક્ષ છે. પછી કંઈ કરવાનું ન રહે. ચૈતન્યમય આત્મા છે, તેનું ધ્યાન કરવું. ગૃહસ્થ અવસ્થા હોય છતાં નિર્ગ્રંથદશા રહે તો ઘણી નિર્જરા થાય. ગૃહસ્થ અવસ્થામાં વૈરાગ્ય રહેવો મુશ્કેલ છે. સંસાર અનંત કુસંગરૂપ છે. ગૃહસ્થાવસ્થામાં બધા શ્રાવકો જ હોય એમ નથી. પુરુષાર્થ કરે તો શ્રાવકનાં વ્રતો સુધી આવી શકે. ગૃહસ્થાવસ્થામાં ડાહ્યો થવા જાય તો પકડાય. પોપટ મીઠું બોલવા જાય છે, તેથી પાંજરામાં પુરાય છે. મોટા થવા ન જવું; નહીં તો ઉપાધિ વધે. પછી લોકો એને પૂછવા આવે અને કહે કે તમે તો ડાહ્યા છો.

બધું સ્વપ્ના જેવું છે. દિવસે દિવસે ભાવ બદલાય છે. એમાંથી આત્માને બચાવવાનો છે. આંખ કાન વગેરે બધી ઇન્દ્રિયો ચંચળ છે. એ કયારે બગડશે તેની ખબર નથી. માટે દેહ ન છૂટે ત્યાં સુધીમાં આત્માનું કામ કરી લેવું. આત્મા નિત્ય છે. જીવ નાશવંત વસ્તુઓ માટે માથાકૂટ કરે છે. નાશ પામે એવી જગતની વસ્તુઓ છે. આવી જગતની ભૂલવણીમાંથી છૂટીને 'આત્મા છે, નિત્ય છે, કર્તા છે, ભોક્તા છે, મોક્ષ છે, મોક્ષનો ઉપાય છે'—આ છ પદની શ્રદ્ધા કરી લેવી. રોજ સૂતી વખતે સંભારવું કે આપણે શું કરવા આવ્યા છીએ ? શું કર્યું છે ? જો નિત્યનિયમ ન કર્યો હોય તો કરી લેવો, પછી સૂવું. પ્રમાદ ન કરવો. આત્માનું કામ કોઈ કરી આપે એમ નથી. પોતે કરશે ત્યારે થશે. "જબ જાગેંગે આતમા, તબ લાગેંગે રંગ." મનુષ્યભવ હશે ત્યાંસુધી આત્માનું કામ થશે. આત્માને માટે જ જીવવું છે. એ ભાવના રાખવાની છે. જેટલું બને તેટલું કરવું.

"છે દેહાદિથી ભિન્ન આતમા રે, ઉપયોગી સદા અવિનાશ;
એમ જાણે સદ્ગુરુ-ઉપદેશથી રે, કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ."

એમ કૃપાળુદેવે 'મૂળમાર્ગ'માં કહ્યું છે. 'શ્રીમદ્ રાજચંદ્ર'નું વાચન પરમશાંતિ આપે એવું છે. બીજા કશામાં ચિત્ત ન જાય તેવું છે. મનુષ્યભવ મળ્યો છે તે ફાંફાં મારવામાં ન જાય. કીર્તિ સગાંવહાલાં એ બધામાં મનુષ્યભવ લૂંટાય છે. એ બધું મૂકીને વિચારવું કે "શું કરવાથી પોતે સુખી ? શું કરવાથી પોતે દુઃખી ?" આત્માની શી હાલત થશે ? સાધુ થયો હોય, તોય એવા વિચાર કરનારા બહુ જ થોડા હોય છે. બાહ્ય વસ્તુઓમાં રાચે છે. પરિણતિ સુધારવી એ જ ધર્મ છે. મનુષ્યભવ મળ્યો છે. તેમાં વાંચી શકે, સમજી શકે, કંઈ પુરુષાર્થ કરી શકે એવું છે. તેમાં પુરુષાર્થ ન કરે તો પછી થઈ રહ્યું. નિષ્ફળ ગયો.

જીવને અવળી બુદ્ધિ હોય ત્યાં સુધી અવળી દોડ છે. તે પલટાવી આત્મા સુખી થાય તેમ કરવું, શાંતિ થાય તેમ કરવું, એમ થાય તો એનાં સાધનો શોધે. જો મનુષ્યભવમાં ન કર્યું તો પછી લક્ષચોરાશીમાં ભટકતાં ફરી મનુષ્યભવ મળવો બહુ દુર્લભ છે. બીજા ભવમાં કંઈ ન થઈ શકે. જ્યાં ઊભો છે ત્યાંથી જીવ આગળ ચાલતો નથી. જ્યાં છીએ ત્યાંથી આગળ ચાલવાનું છે. આ ભવમાં આપણે પાછળ પડયા કે આગળ ? એનું સરવૈયું કાઢતો નથી. કરવાનું પડયું રહે છે; નહીં કરવા યોગ્યમાં કાળ જાય છે. પહેલાંથી જાગ્યો તો મરણ વખતે, મારે કરવાનું હતું તે કર્યું એમ થાય તેથી પશ્ચાત્તાપ ન થાય, સંતોષ થાય. પ્રમાદ છે તે આખો ભવ લૂંટે છે. આળસ અને પ્રમાદ વૈરી છે. ધર્મનાં કામમાં નિરુત્સાહ તેને પ્રમાદ કહ્યો છે. "ચેતન જો નિજભાનમાં, કર્તા આપ સ્વભાવ; વર્તે નહીં નિજ ભાનમાં, કર્તા કર્મપ્રભાવ." પરમાં રહે તે પ્રમાદ છે. જો શરીર થોડું માંદું થાય તો તરત દવા કરવા જાય, પણ ધર્મમાં ઢીલ કરે છે.

૨૦ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૧૦, ૨૦૦૯

જ્ઞાનીપુરુષના ઉપદેશ વગર કલ્યાણ થતું નથી. કોઈ મહા પુણ્ય હોય ત્યારે જ્ઞાની-પુરુષની આજ્ઞા મળે છે. મળે તોયે સારી ન લાગે. એનું કલ્યાણ થવાનું હોય ત્યારે નિમિત્ત

મળી આવે છે. પણ ત્યાં જાગૃત ન થાય તો કલ્યાણ થાય નહીં. ઘણી વખત જીવને ઊભરા આવે કે ચાલો સાધુ થઈ જઈએ. એથી કંઈ કલ્યાણ થાય નહીં. ઘણા આપઘાત કરી નાખે છે. કંકાસ કરીને ઘેરથી નાસી સાધુ થઈ જાય છે, પણ ત્યાં જઈને કરે શું ? ત્યાં પણ દંડા દંડે લડે.

સત્સંગે જીવના કષાય મંદ થાય છે. મંદકષાયમાં કલ્યાણની ભાવના જાગે છે. જે આપણી સાથે આવે તે કામનું છે. આ જગત બધું નાટક જેવું છે. કોઈ જ્ઞાનીપુરુષની આજ્ઞા આરાધે તો કલ્યાણ થાય. મુશ્કેલી વેઠીને પણ આજ્ઞા આરાધે તો મનુષ્યભવ સફળ થાય, અવળી સમજણ હોય ત્યાં સુધી અવળું સૂઝે. મોજશોખમાં જીવ પડી જાય તો બધું ભૂલી જાય.

૨૧ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૧૧, ૨૦૦૯

મુમુક્ષુ—આપણે પાઠ વગેરે મોટેથી બોલતા હોઈએ અને કોઈને અડચણ પડતી હોય તો ?

પૂજ્યશ્રી—કોઈ કહે છે કે મને અડચણ પડે છે ?

મુમુક્ષુ—કહેતા તો નથી.

પૂજ્યશ્રી—આપણે મોટા અવાજથી બોલતા હોઈએ અને કોઈ બીજો પણ પાઠ બોલતો હોય અથવા મનમાં વાંચતો હોય કે સ્વાધ્યાય કરતો હોય તો તેને તેનામાં ભંગ પડે છે, ભૂલી જવાય. માટે આપણે ધીમેથી બોલવું એ સારું છે. ધીમેથી બોલવાની ટેવ પાડવી.

પ્રભુશ્રીજીના વખતમાં એક જણ સવારમાં વહેલો ઊઠીને ભજનિયાં ગાય. પ્રભુશ્રીએ બોલાવીને કહ્યું કે તારે ગાવું હોય તો જા, બહાર ચરામાં જઈને ગા.

રાત્રે તો મોટેથી બોલવાની શાસ્ત્રમાં પણ ના કહી છે. કારણ કે મોડી રાત્રે મોટેથી બોલવાથી ઘરોળી, ઘુવડ, બિલાડી વગેરે હિંસક પ્રાણીઓ જાગી જાય તેથી હિંસા કરે. મનમાં બોલવાની ટેવ પાડવી એ સારી છે. અહીં બોલીએ તે ઠેઠ ચરામાં સંભળાય એટલું મોટેથી ન બોલીએ. વધારે ઊંચા અવાજે બોલવાથી શક્તિનો વ્યય થાય છે.

૨૨ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૧૩, ૨૦૦૯

પૂજ્યશ્રી—કશું વિચારવાનું રાખે છે ?

મુમુક્ષુ—ના જી.

પૂજ્યશ્રી—દિવસના ગમે તે સમયમાં ગમે તે પદ, પત્ર, કે પાઠનો વિચાર કરવો. આપણે આમાં શું કરવા જેવું છે ? એમ વિચારવું. ઊંડા ઊતરવાની જરૂર છે. વિચારથી ઊંડા ઊતરતાં શીખાય છે. વિચાર ન કરે અને એકલું શીખ્યા કરે તો ઊંડું ન ઉતરાય.

મુમુક્ષુ—પહેલાં આપ નાસિક હતા ત્યારે રોજ એક પત્ર વિચારવાનું રાખ્યું, પણ પછી વિચારવા જતાં વિકલ્પો બહુ આવતા તેથી બંધ રાખ્યું હતું.

પૂજ્યશ્રી—વિચારતો વિચારતો વિકલ્પોમાં ચઢી જતો ?

મુમુક્ષુ—હાજી.

પૂજ્યશ્રી—વિચાર ન આવે તો વારંવાર હું દેહાદિસ્વરૂપ નથી, હું દેહાદિસ્વરૂપ નથી, એમ ગોખ ગોખ કરવું. એની મેળે વિચાર આવશે. બહુ વિકલ્પો આવે ત્યારે લખવાનું રાખવું, તો મન રોકાય, કેમકે લખવામાં બરાબર ધ્યાન રાખવું પડે છે. દિવસમાં પા અર્ધો કલાક વિચારવા માટે કાઢવો. જે વસ્તુ પાકી મોઢે થઈ ગઈ હોય તેનો વિચાર કરવાનું રાખવું. આત્મસિદ્ધિ, છ પદનો પત્ર કે મોક્ષમાળામાંથી રોજ એકાદ પાઠ વિચારવાનું રાખવું. વધુ ન બને તો કંઈ નહીં. જેટલો વિચારનો વખત રાખ્યો હોય તેટલા સુધીમાં જેટલું વિચારાય તેટલું વિચારવું. સવારમાં ત્રણ વાગે ઊઠીને શું કરે છે?

મુમુક્ષુ—મોક્ષમાળા, પત્રો, યોગવાસિષ્ઠ, દશવૈકાલિક વગેરે શીખેલું ફેરવું છું.

પૂજ્યશ્રી—શીખવાનું ક્યારે રાખ્યું છે?

મુમુક્ષુ—બપોરે, ખાધા પછી.

પૂજ્યશ્રી—'તત્ત્વાર્થસૂત્ર' વાંચવા યોગ્ય છે. 'તત્ત્વાર્થસાર' પછી 'તત્ત્વાર્થસૂત્ર' વાંચવા જેવું છે. ટીકા સહિત વાંચવું. નહીં તો સૂત્રો બધાં સંક્ષેપમાં છે, તેથી સમજાય નહીં. મોઢે કરવાં હોય તો થાય. 'તત્ત્વાર્થસૂત્ર' ઉપર ઘણી ટીકાઓ લખાયેલી છે. 'શ્લોકવાર્તિક' ટીકા બહુ લાંબી છે. એમાં ન્યાયનો બહુ વિસ્તાર કર્યો છે. પૂજ્યપાદસ્વામીની 'સર્વાર્થસિદ્ધિ' નામની ટીકા સારી છે. તે વાંચવા જેવી છે.

**૨૩** શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૧૪, ૨૦૦૯

જે મુખપાઠ કરીએ તે અર્થ સાથે કરવું.

પ્રશ્ન—"દર્શન જે થયાં જુજુઆં, તે ઓઘનજરને ફેરે રે" (પહેલી દૃષ્ટિ) એટલે શું?

પૂજ્યશ્રી—જુદાં જુદાં દર્શનો થવાનું કારણ ઓઘનજર છે.

પ્રશ્ન—અજ્ઞાનદશામાં ધર્મ કરે તે બધું અજ્ઞાન છે?

પૂજ્યશ્રી—બધું અજ્ઞાન. લોઢા ઉપર ભાંત પાડે પણ લોઢું જ ને! કંઈ સોનું ન થાય.

પ્રશ્ન—અજ્ઞાન છે તેથી બધું અજ્ઞાન જ થાય? એ શાથી મટે?

પૂજ્યશ્રી—જ્ઞાનીથી મટે. કૃપાળુદેવે લખ્યું છે કે આત્માને ઓળખવો હોય તો આત્માના પરિચયી થવું. પછી સમ્યગ્દર્શન થાય ત્યારે બધું સવળું. સમ્યગ્દર્શન થયે બધું પાંશરું છે. બાકી બધાં સૂત્રો વાંચીને અભિમાન કરે કે અમે તો બધાં સૂત્રો વાંચી લીધાં છે.

પ્રશ્ન—બધાં શાસ્ત્રો વાંચતાં એમને જ્ઞાન ન થાય?

પૂજ્યશ્રી—કેવી રીતે થાય? એમ હોય તો પુસ્તક પણ જ્ઞાનવાળું થઈ જાય! આખું પુસ્તકાલય જ્ઞાનવાળું થઈ જાય! સમ્યગ્દર્શન વગર જ્ઞાન અજ્ઞાનરૂપ કહેવાય, ચારિત્ર પણ કુચારિત્ર કહેવાય. અજ્ઞાનદશામાં મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન અને મિથ્યાચારિત્ર અનુભવાય છે. પ્રભુશ્રીજી કહેતા કે જ્ઞાનીથી અજ્ઞાન મટે, ત્યારે જ્ઞાનદશામાં આવે. જ્ઞાનદશા સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર છે. જેમ સુવર્ણ ઉપર ભાંત પાડે તે સુવર્ણમય જ છે, તેમ જ્ઞાનીના બધા ભાવ જ્ઞાનમય જ છે.

૨૪ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૧, ૨૦૦૯

કરવાનું છે આત્માના હિત માટે. પ્રભુશ્રીજી કહેતા કે જે કંઈ કરવું તે આત્માર્થે કરવું. આત્માને ભૂલ્યો તો બધું નકામું જાય. લોકોને દેખાડવા કરે તે કંઈ કામનું નથી. પ્રભુશ્રીજી કહેતા કે આત્મા જુઓ. એટ્ટો હોય તે બીજું જુએ. આત્માને ન ભૂલવો. પ્રભુશ્રીજી દૃષ્ટાંત આપતા કે દૂધ મેળવવું હોય તો અંદર મેળવણ નાખે તો દહીં થાય. એમ ને એમ તો દૂધ બગડી જાય. તેમ જે કંઈ કરવું તેમાં 'આત્માર્થે કરવું છે' એ મેળવણ નાખવું, તો કામ બગડે નહીં.

૨૫ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૨, ૨૦૦૯

મુમુક્ષુ—ઘર કુટુંબ બધું ભુલાતું નથી અને "આત્માનું વિસ્મરણ, કેમ થયું હશે?" (૧૪૨)

પૂજ્યશ્રી—મોહ છે. કલ્પિતનું માહાત્મ્ય છે. આત્માની ફિકર નથી. મિથ્યાત્વ છે, તેથી નાશવંતને શાશ્વત માને છે અને શાશ્વત વસ્તુની ગરજ નથી. અનાદિકાળથી મિથ્યાત્વના સંસ્કાર એની સાથે છે જ. કંઈ પછી થયા નથી. જ્યારે દૃષ્ટિ ખૂલે ત્યારે લાગે કે આત્માને કેમ ભૂલી ગયો છું? સમ્યગ્દર્શન થાય ત્યારે એમ લાગે. રાગદ્વેષ ક્ષય કરવાની લય લગાડવાની છે. જીવને ગરજ નથી, તો જ્ઞાની શું કરે? ગરજ ન જાગી હોય ત્યાંસુધી કંઈ ન થાય. દીક્ષા લે પણ પોતાનાં પરિણામ ભણી જવું અઘરું છે. એ તો પાછું કર્મ માર્ગ આપે ત્યારે થાય. આત્મા છે કે નથી, એમ કોઈ પૂછે તો એ કોણ પૂછે છે? આત્મા જ. તો બસ, આત્મા છે જ. જેટલા ભવ કરે, તેમાં 'દેહ તે હું' એવા સંસ્કાર રહે છે, તે અનાદિ-મિથ્યાત્વ છે. 'હું દેહથી ભિન્ન છું, એમ થવું તે જ સમકિત છે. "હું દેહાદિસ્વરૂપ નથી, દેહ સ્ત્રી પુત્રાદિ કોઈ પણ મારાં નથી." (૬૯૨) એમ થાય ત્યારે સમ્યગ્દર્શન થાય.

કૃપાળુદેવે આગલા ભવમાં દિગંબર દીક્ષા પાળી હતી એમ કહેવાય છે. તે ભવમાં પણ એમનું નામ રાજચંદ્ર હતું. આ ભવમાં પહેલાં તો કૃપાળુદેવનું નામ બીજું આપ્યું હતું (લક્ષ્મીચંદ કે અભેચંદ), પણ પોતે જ ત્રણ ચાર વર્ષના થયા ત્યારથી પોતાનું નામ 'રાયચંદ' રખાવ્યું, અને લેખ વગેરેમાં 'રાજચંદ્ર' લખતા તેથી 'શ્રીમદ્ રાજચંદ્ર' નામ કાયમ થયું.

["ચારિત્ર ચક્રવર્તી" વંચાતાં] ૨૬ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૪, ૨૦૦૯

પૂજ્યશ્રી—વિષયને વશ થવું એ નરક જેવું છે. નરક કરતાં ભયંકર છે. જેને મોક્ષે જવું છે તે સંસારમાં કયાં માથાં મારે? જે ભોગ ભોગવનારા છે તે મુનિઓને સમજી શકતા નથી. આખો લોક બળતો જ છે. જ્વાળામુખી પર્વત ઉપર બધા બેઠા છે. ત્રિવિધ તાપથી આકુળવ્યાકુળ છે.

જડવાદને યમાલય કહેવા જેવું છે. પૈસા એકઠા કરીને જીવને ભોગ જોઈએ છે, પણ એ તો મોટી વિકૃતિ છે. ક્ષમા, દયા, શાંતિ રાખે ત્યાં લડાઈ, બોંબ કંઈ જરૂરનાં નથી. જન્મ-મરણનું કારણ વાસના છે. વાસના ક્ષય થાય તેનો મોક્ષ થાય. મુનિઓ પરપદાર્થનો ત્યાગ કરે છે અને તેનો મોહ દૂર કરવા તપ કરે છે. વાસના ઘટે તેટલો મહાત્મા થાય. વાસના

ઓછી કરવી હોય તેને દોડાદોડ કરવાની કંઈ જરૂર નથી. કૃપાળુદેવ જ્યારે દુકાનનું કામ કરી એકલા શાંત બેસતા ત્યારે લોકો કહેતા કે નકામા બેઠા છે. સંચાનું પૈડું વધારે જોશથી ચાલે ત્યારે ચાલતું નથી એમ દેખાય છે, તેમ આત્મામાં પુરુષાર્થ વિશેષ થતો હોય ત્યારે લોકોને જડ જેવું દેખાય છે. આંખો મીંચેલી દેખાય, સ્થિર બેઠા હોય તેથી બહારથી જોનારને કંઈ પુરુષાર્થ કરતા નથી એમ લાગે છે, નકામા બેઠા છે એમ લાગે છે.

૨૭ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૫, ૨૦૦૯

"વૈરાગ્ય એ જ અનંત સુખમાં લઈ જનાર ઉત્કૃષ્ટ ભોમિયો છે." (મો૦ ૫૨) આટલાં વર્ષ ભોગ ભોગવ્યા તો પણ તૃપ્તિ થઈ નહીં, આશાનો ખાડો પુરાય એવો નથી. જ્યાં રાગ છે ત્યાં દ્વેષ છે. જો બુદ્ધિમાંથી વિપર્યાસપણું મટી જાય તો બુદ્ધિ સીધી થાય. તેથી વૈરાગ્ય-ઉપશમ થાય છે. આત્મા જ પરમાનંદરૂપ છે, એવો નિશ્ચય કરવો. તે જ પુરુષાર્થ છે. "કર્મે શૂરા તે ધર્મે શૂરા." છોડવા બેઠા ત્યારે બધું છોડ્યું. સમ્યગ્દર્શન થયા પછી ધર્મમાં શૂરવીર થવાય છે. વિભાવ છે તે સ્વભાવ નથી અને સ્વભાવ છે તે વિભાવ નથી. શુભ હોય તોય વિભાવ છે અને અશુભ હોય તોય વિભાવ છે. બન્નેનું કારણ એક જ છે. એકેથી મોક્ષ નથી. પુણ્યથી ય મોક્ષ નથી. પુણ્યપાપ બેયની હોળી કરવાની છે.

૨૮ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૬, ૨૦૦૯

સત્‌શાસ્ત્ર પ્રમાણે જેનું જીવન છે, તેની પાસે શાસ્ત્ર સમજે તો સમજાય. પોતાની યોગ્યતા વિના શાસ્ત્ર વાંચે તો સમજાય નહીં. યોગ્યતા આવવા વિવેકની જરૂર છે. એ વિવેક સદ્ગુરુથી આવે છે.

* * *

પુણ્યપાપ બન્ને વિભાવ છે અને સંસારનો આશ્રય કરે છે એથી મોક્ષ થાય નહીં.

"વીત્યો કાળ અનંત તે, કર્મ શુભાશુભ ભાવ;
તેહ શુભાશુભ છેદતાં, ઊપજે મોક્ષસ્વભાવ."

શુભાશુભ કર્મમાં અનંતકાળ ગયો, એને છેદતાં મોક્ષ થાય છે. પુણ્ય ઉપાદેય છે એમ જીવોને લાગે છે. ઉપાદેય તો મોક્ષ છે. આત્માર્થે તપ કરું છું એમ લક્ષ હોય ત્યાં આત્માર્થનું કારણ થાય અને આત્માર્થ ભૂલી જાય તો માનમાં તણાઈ જાય.

પ્રશ્ન—એટલું બધું તપ કરે છે તો દેહાધ્યાસ છૂટે ને?

પૂજ્યશ્રી—એવું કશું જ નથી. દેહાધ્યાસ છોડવા માટે કરે તો દેહાધ્યાસ છૂટે. આ હું છોડું છું તેના કરતા મને વિશેષ સુખ મળશે એમ જાણીને અજ્ઞાની તપ કરે છે. ઘણા સાધુઓ થઈને સમાજની સેવા કરવા લાગી જાય છે. લોકોને સારું દેખાડવા કરે છે. જે કરવાનું છે તે પડ્યું રહે છે. સાધુ થયા એટલે બધું થઈ ગયું, એમ થઈ જાય છે. પરિણામ કેવાં વર્તે છે તે લક્ષ રાખવો. સૂક્ષ્મદૃષ્ટિ રાખવી. મારી વૃત્તિ શુદ્ધમાં છે કે અશુદ્ધમાં? એનો જીવને લક્ષ પણ આવતો નથી.

૨૯ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૧૦, ૨૦૦૯

જ્ઞાનીની આજ્ઞાએ વર્તે તો મોક્ષ થાય. જ્ઞાનીને ગમે નહીં તેવું ન બોલે, ન આચરે

તો કર્મ ક્યાંથી બંધાય? એનો મોક્ષ થાય. અર્પણબુદ્ધિમાં શંકા થાય તો કંઈ લાભ ન થાય. નિઃશંકતાથી આજ્ઞા આરાધવી, અર્પણબુદ્ધિ કરવી.

કૃપાળુદેવે પૂંજાભાઈને કહ્યું કે તમારું તન, મન, ધન બધું મને અર્પણ કરી દ્યો. પૂંજાભાઈએ બધું કૃપાળુદેવને અર્પણ કર્યું. પછી ગાંધીજી મળ્યા ત્યારે લાગ્યું કે આ તો તીર્થંકર જેવા છે, પણ કૃપાળુદેવને બધું અર્પણ કરેલું તે યાદ આવ્યું તેથી એમની પાસે જે ધન હતું તે ગાંધીજીને આપીને 'શ્રીમદ્ રાજચંદ્ર પુરાતત્ત્વમંદિર' નામે પુસ્તકાલયની વ્યવસ્થા કરાવી. કહેવાનું કે જો બરાબર અર્પણ ન કર્યું હોય તો જીવ બીજામાં જઈ ચઢે.

અર્પણતા જેવી તેવી નથી. સત્પુરુષ સિવાય બીજામાં વૃત્તિ છે તે કપટ જ છે. 'આત્મા સત્ય, બીજું બધું મિથ્યા' એમ લાગ્યું હોય તો જીવ બીજે ચોંટે નહીં. સાચી શ્રદ્ધા આવી તો પછી "છૂટું, છૂટું" એમ થાય. બીજું આવી પડે તોય ગમે નહીં. જીવ બીજાને મૂંડે, પણ પોતે મૂંડાતો નથી. છૂટવા માટે બધું કરવાનું હતું અને "છૂટું છૂટું" તો થયું નહીં. વાસના તો અંદરની અંદર રહી.

["ચારિત્ર ચક્રવર્તી" વંચાતાં]                    ૩૦ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૧૧, ૨૦૦૯

ઈચ્છા એ જ દુઃખ છે, રાગદ્વેષ ન થવા દેવા એ જ ખરો પુરુષાર્થ છે. ઇચ્છા થાય ત્યારે દુઃખ થાય છે.

ભક્તિ કરે અને એમ ઇચ્છે કે મને ધન મળો, નોકરી મળો, પુત્ર મળો. એવી ઈચ્છા ન કરવી. વીતરાગ ભગવાન પાસે આવવું શા માટે? વીતરાગતા માટે. જન્મમરણ ઘટે એ માટે ભગવાન પાસે જવાનું છે. ભગવાન પાસે માગે તેથી કંઇ મળે નહીં, પુણ્ય હોય તો મળે. ભગવાન પાસે જઈને માગવું એ અલૌકિક મિથ્યાત્વ છે. વીતરાગદેવ અલૌકિક છે. તેમની પાસે માગે તેથી મિથ્યાત્વ દૃઢ થાય છે. ભગવાન પાસે જઈને માગવું એ તીવ્ર લોભ છે. તેથી પાપ બંધાય છે. ભગવાન પાસે તો વીતરાગતાની માગણી કરવી. રોગ આવે કે ધન ન મળે ત્યારે રોગ મટવા કે ધન મળવા લોકો અંતરાય કર્મની પૂજા ભણાવે છે, એથી મિથ્યાત્વ દૃઢ થાય છે.

૩૧ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૧૩, ૨૦૦૯

પૂજ્યશ્રી—આજ્ઞાએ વર્તવું એ જ મોક્ષ છે. આજ્ઞાએ વર્તે તો મોક્ષ થાય જ. ચૈતન્યપણું એ ઉપયોગ છે. જ્ઞાનદર્શન બન્નેને ભેગું કહેવું હોય તો ચૈતન્યપણું કહેવાય. જ્યારે વિશેષ ભેદ પડે ત્યારે જ્ઞાન જુદું અને દર્શન જુદું. ઉપયોગ કહો કે ચૈતન્યપણું કહો એ જ એક આત્માનું લક્ષણ છે. લક્ષણ એટલે જેથી વસ્તુ ઓળખાય. અસ્તિપણું છે તે તો જડમાં પણ હોય છે, પણ ચૈતન્યપણું તો આત્મામાં જ છે.

પ્રશ્ન—સત્પુરુષના ચરણનું ધ્યાન કરવું એટલે શું?

પૂજ્યશ્રી—ચરણના અર્થ અનેક છે. સામાન્ય રીતે તો તેમના ચરણનું ધ્યાન કરવું એટલે તેમના ચરણના દર્શન કર્યાં હોય તે ન ભૂલે. એ પ્રેમ ઉપરથી સામાન્ય અર્થ છે. પછી ચરણનો અર્થ ચારિત્ર છે. સત્પુરુષની આજ્ઞા એ પણ ચરણ છે. સત્પુરુષની સમીપે રહેવું

એ પણ ચરણ છે. કોઈ પણ વચન સત્પુરુષ પાસેથી મળ્યું તો તેમાં જ ચિત્ત રાખવું તે સત્પુરુષના ચરણનું ધ્યાન છે.

૩૨ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૧૫, ૨૦૦૯

બધાનું કારણ પોતાના આત્મસ્વરૂપનો અનુભવ એ છે. એ થાય તો પછી મોક્ષ થાય. ત્રણે કાળ દેહની સાથે જાણે સંબંધ નહોતો એવું કરવાનું છે. સોભાગભાઈએ કૃપાળુદેવને લખેલું કે દિન આઠથી આ આત્મા અને આ દેહ એમ બે ફટ જુદા ભાસે છે.

તેત્રીસ સાગર સુધી આયુષ્ય હોય, પણ છેવટે દેહ તો છોડવો જ પડે છે. હોડી હોય તો હોડીમાં બેસીને પેલી પાર જવાનું છે. હોડી તો પછી ત્યાં જ પડી રહેવાની છે. એવો હોડી જેવો આ મનુષ્યદેહ આપણને મળ્યો છે. તો આ સંસાર દરિયો તરીને પેલી પાર જતા રહેવું. શરીર તો અહીં જ પડ્યું રહેવાનું છે.

૩૩ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ વદ ૧, ૨૦૦૯

દુઃખનાં કારણોને સુખનાં કારણો માને છે. દુઃખ હોય અને માને સુખ. હોય દુઃખી અને માને કે સુખી છું. એ બધો મોહનો જ પ્રભાવ છે. કર્મ હોય ત્યાંસુધી સુખ ક્યાંથી હોય? મોહ હોય ત્યાંસુધી ઉદાસીનતા રહે નહીં.

સમ્યગ્દૃષ્ટિને કર્મ બંધાતાં નથી એમ વ્યવહારથી કહેવાય છે. સાતમા ગુણસ્થાનકમાં પરમાત્મસ્વરૂમાં લીનતા હોય છે, પણ વધારે વખત ટકી શકાતું નથી.

૩૪ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ વદ ૧, ૨૦૦૯

અહીં આવે તો સત્સંગ, ભક્તિ થાય; સાંભળવાનું મળે. રાત્રે પાણી પીવાનું ઓછું કરી નાખે તો લાભ ઘણો થાય. એમ કરતાં કરતાં પાણી રાત્રે ન પીવું તો વિશેષ લાભ છે. રાત્રે પાણી પીવું તે લોહી પીએ તેવું છે. ચાલે એવું હોય તો રાત્રે પાણી પીવું નહીં. રોજ આત્મસિદ્ધિ બોલવી. આત્મસિદ્ધિ રોજ વિચારાય તો આ દેહમાં આત્મા રહ્યો છે તે સમજાય.

નવકારમંત્ર અને "સહજાત્મસ્વરૂપ પરમગુરુ" એ એક જ છે. અરિહંત સહજાત્મસ્વરૂપ છે, સિદ્ધ સહજાત્મસ્વરૂપ છે, આચાર્ય સહજાત્મસ્વરૂપ છે, ઉપાધ્યાય સહજાત્મસ્વરૂપ છે, સાધુ પણ સહજાત્મસ્વરૂપ છે. આ બધામાં પૂજવાયોગ્ય વસ્તુ સહજાત્મસ્વરૂપ છે. અને પાંચે પરમેષ્ઠી પરમગુરુ છે. કૃપાળુદેવે આપણને ટૂંકામાં 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ'માં બધું કહી દીધું છે.

મુમુક્ષુ—ધ્યાનમાં શું કરવું?

પૂજ્યશ્રી—"ઔષધ વિચાર ધ્યાન" એમ કહ્યું છે. પ્રથમ આત્મા છે. આત્મા મને દેહથી ભિન્ન લાગે છે કે કેમ? એમ વિચારવું, તે ધ્યાન છે. આત્મસિદ્ધિમાં છ પદ છે તેનો વિચાર કરવો. આત્મા છે, નિત્ય છે, કર્તા છે, ભોક્તા છે, મોક્ષ છે, મોક્ષનો ઉપાય છે. એ છ પદને વિચારી છઠ્ઠા પદમાં પ્રવર્તવાનું છે. વિચારરૂપ ધ્યાન થયા પછી નિર્વિકલ્પ ધ્યાન થાય છે. નહીં તો ધ્યાન ન થાય, કલ્પના થાય. જેટલો આપણાથી બને તેટલો પુરુષાર્થ કરવો.

["ચારિત્ર ચક્રવર્તી" વંચાતાં] ૩૫ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ વદ ૩, ૨૦૦૯

નર, તિર્યંચ, દેવ અને નારકી એ ચારે ગતિમાં સમકિત થઈ શકે છે. એક તો ભવ્ય હોય, જેને મન પ્રાપ્ત થયું હોય, જેને વિશુદ્ધિલબ્ધિ—એટલે સારાં કામ કરવામાં ઉત્સાહ—તે પ્રાપ્ત થઈ હોય, ઊંઘમાં કે સ્વપ્નામાં સમકિત ન થાય તેથી જે જાગૃત હોય, જેને પર્યાપ્તિ પૂરી થઈ હોય અને જેને અર્ધપુદ્ગલ–પરાવર્તનથી વધુ સંસાર બાકી રહ્યો ન હોય. એટલી યોગ્યતા હોય ત્યારે જીવને સમકિત પ્રાપ્ત થાય છે.

કોઈ એમ કહે કે મારે આજે જ સમકિત કરવું છે, મરી જઉં, પણ સમકિત તો પ્રાપ્ત કરવું જ, એમ કર્યાથી ન થાય. એ પોતાના હાથની વાત નથી. એને માટે યોગ્યતાની જરૂર છે. ઘણી યોગ્યતા વધે ત્યારે થાય છે. પુરુષાર્થથી જ મુખ્યપણે થાય છે, પણ એ એકદમ થતું નથી. કર્મોની સ્થિતિ ઓછી થાય ત્યારે થાય છે. દ્રવ્યલિંગી મુનિને આખી જિંદગી ચારિત્ર પાળતાં છતાં મોક્ષ થતો નથી અને કોઈ જીવ નિત્યનિગોદમાંથી નીકળી, મનુષ્યભવમાં આવી આઠ વર્ષે સમકિત પામે, દીક્ષા લઈને કેવળજ્ઞાન પામી મોક્ષે જતો રહે છે; કારણ કે એને ખોટા સંસ્કાર પડેલા હોતા નથી, કોરા કાગળ જેવો હોય છે, તેથી એને કોઈ સાચી વસ્તુ મળે કે ઝટ પકડાઈ જાય.

પ્રશ્ન—નિગોદમાં પણ નિકટભવિ હોય છે?

પૂજ્યશ્રી—હા, નિગોદમાં પણ હોય છે. પહેલાંથી જ જીવ નિગોદમાં છે. ત્યાંથી આવીને મનુષ્યભવ પામી મોક્ષે જઈ શકે છે. આસન્નભવ્યપણું, મનસહિતપણું, કર્મની વિશેષ નિર્જરા અને વિશુદ્ધ પરિણામ એ સમ્યક્ત્વનાં અંતરંગ કારણ છે. મરુદેવામાતા કેળના વૃક્ષમાંથી આવી, મનુષ્યભવ પામી, કેવળજ્ઞાન પામી મોક્ષે જતાં રહ્યાં. અર્ધપુદ્ગલપરાવર્તન કાળ પણ કંઈ જેવો તેવો નથી. અનંત કાળ જેવો છે. ગમે તે સમકિત આવ્યું હોય તો પણ અર્ધપુદ્ગલપરાવર્તન કાળમાં મોક્ષે જાય જ. કોઈ જીવો અર્ધપુદ્ગલપરાવર્તન કાળ પૂરો થવામાં અંતર્મુહૂર્ત બાકી હોય તેટલામાં સમકિત પ્રાપ્ત કરી લે છે, મુનિપણું આવી જાય છે અને કેવળજ્ઞાન પામી મોક્ષે જતા રહે છે. જેને પૂર્વે બાંધેલાં કર્મોની સ્થિતિ અંતઃકોટાકોટી સાગરની થઈ જાય છે તેને જ સમકિત થાય છે. સાતમી નરકમાં પણ કોઈ જીવ ત્યાં ઘણું દુઃખ હોવાથી સમકિત પામે છે. હવે ત્યાં તો કોઈ ઉપદેશ દેનાર નથી, છતાં સમકિત થાય છે.

૩૬ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ વદ ૫, ૨૦૦૯

કૃપાળુદેવ લખે છે કે "અહીં તો અમૃતની સચોડી નાળિયેરી છે." (૧૮૦). કૃપાળુદેવનું ગમે તે વચન હોય તે અમૃત જ છે. વખત મળે તે જ્ઞાનીપુરુષનાં વચન વિચારવામાં, વાંચવામાં ગાળવો. ઇન્દ્રિયોના સંચા ક્યારે ખરાબ થઈ જશે, તેની ખબર નથી. કૃપાળુદેવે લખ્યું છે કે "જો તું વૃદ્ધ હોય તો મોત ભણી દૃષ્ટિ કરી આજના દિવસમાં પ્રવેશ કર." (૨–૨૮) કેમ સમાધિમરણ થાય, તે લક્ષ રાખવાનો છે. ઘણા કૂતરાકાગડાના ભવ મળ્યા, ત્યાં સમાધિમરણ થયું નહીં, પણ હવે આ ભવમાં તો સમાધિમરણ કરવાનું છે.

સમ્યગ્દર્શન ગમે તે ગતિમાં સાથે જાય, પણ ચારિત્ર સાથે ન જાય. ગમે તેટલું સાધુપણું હોય, અગિયારમે ગયો હોય તોય દેહ છૂટતાં ચોથે આવી જાય. સર્વાર્થસિદ્ધિથી મનુષ્યમાં આવી તે ભવે નિયમા મોક્ષે જાય. જ્ઞાનાવરણીય કરતાં મોહનો ક્ષય કરવાનો છે. ક્ષયોપશમજ્ઞાનને ખસતાં વાર ન લાગે; સાચું સમકિત ન જાય. માન્યતા મૂકી દે તો જતું પણ રહે. ક્ષાયિક ન જાય. મોટામાં મોટી કસોટી મરણ છે. અંબાલાલભાઈએ સોભાગભાઈને મરતી વખતે સ્મરણ સંભળાવવા માંડ્યું, ત્યારે સોભાગભાઈએ કહ્યું કે 'અંબાલાલ, સોભાગને બીજું હોય નહીં.' મોટા મુનિઓને પણ દુર્લભ, એવી દશા સોભાગભાઈએ પ્રાપ્ત કરી હતી. કૃપાળુદેવે એમને પહેલાં બહુ ચેતાવ્યા હતા, પરમપુરુષદશાનો લક્ષ રાખવા કહેલું. મહાપુરુષના યોગે સંસ્કાર પડ્યા હોય છે, તેની ભાવના થાય છે. કૃપાળુદેવે લખ્યું છે કે "ઇશ્વરેચ્છાથી જે કોઈ પણ જીવોનું કલ્યાણ વર્તમાનમાં પણ થવું સર્જિત હશે તે તો તેમ થશે, અને તે બીજેથી નહીં પણ અમથકી, એમ પણ અત્ર માનીએ છીએ". (૩૯૮) જે ગરજવાળા હોય તેનું કામ થાય છે. કલ્યાણ શાથી થાય? પ્રત્યક્ષ સત્પુરુષની આજ્ઞાથી. એમાં રુચિ થશે ત્યારે કલ્યાણ થશે. કૃપાળુદેવ આત્મજ્ઞાની પુરુષ છે. એમની આજ્ઞાથી આત્મજ્ઞાન થાય એવું છે. મહાપુરુષનું એક વચન લઈને ઘસી નાખ્યું તો કામ થયું. હવે સાચું જ કરવું છે. નવરા પડીએ કે સ્મરણ, વાચન, વિચાર કરવાનું રાખવું.

૩૭ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ વદ ૬, ૨૦૦૯

"નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય."

વ્રતનિયમ બધું કરવાનું છે; પણ નિશ્ચય ચૂક્યો તો કંઈ ન થાય, સંસારનો સંસાર રહે. પુરુષાર્થ કરશે તો સારો કાળ, સારું સંહનન બધું મળશે. અનાદિ કાળથી એમ ચાલ્યું આવે છે કે કોઈ ક્રિયાઓને સ્થાપે છે, કોઈ જ્ઞાનને જ મોક્ષનું કારણ કહે છે. પણ બેય જોઈએ. પક્ષીને બે પાંખ હોય તો ઊડે. એક પાંખ તૂટી જાય તો ઊડી શકે નહીં. તેમ એકલા જ્ઞાનથી મોક્ષ ન થાય, એકલી ક્રિયાથી પણ મોક્ષ ન થાય.

ડિગ્રી મેળવવા જેવું સમકિત નથી કે અમુક પુસ્તકો વાંચવાથી થઈ જાય. સમ્યગ્દર્શન અપૂર્વ વસ્તુ છે. એટલાં પુસ્તકો વાંચે તો થાય એવું હોત તો ઘણા સમકિતી થઈ જાત. અગિયાર અંગ સુધી ભણે તોય ન થાય એવું દુર્લભ છે અને ઝટ પણ થઈ શકે છે, પણ એને માટે ઘણી તૈયારી જોઈએ. જ્ઞાનાવરણીય એવું છે કે ગોખે તો મોઢે થઈ જાય, પણ જ્ઞાનીપુરુષો મુખ્ય દર્શનમોહને કાઢવાનું કહે છે. દર્શનમોહ જવા બોધની જરૂર છે. આટલા કાળ સુધી મેં મારો કંઈ વિચાર કર્યો જ નહીં? એ વિચારમાં એને પોતાનું અસ્તિત્વ ભાસે. તેથી પહેલું પોતાનું સ્વરૂપ ભાસે. ઉપર કર્મરૂપી માટી પડી ગઈ છે તે ઊખડી જાય તો આત્મા પ્રગટ થાય અને એને લાગે કે આત્મા જ પહેલો છે. પહેલું પાપથી છૂટવું અને શુભ માર્ગમાં રહેવું. પાપના વિકલ્પો છૂટી જાય તે માટે વ્રતનિયમ કરવાનાં કહ્યા છે, પણ પાછું એમાં જ રહેવાનું નથી. જ્ઞાનમાં વૃત્તિ રાખવાની છે. અને જ્યારે સંપૂર્ણ દશા થાય ત્યારે પોતે જ પરમાત્મા થાય

છે. પ્રભુશ્રી પહેલાં આત્મા જોતા. ગમે તે વસ્તુ જુએ તો કહે કે આય મારી સાક્ષાત્ આત્મા છે. જોનાર પોતે સાક્ષાત્ આત્મા છે. દર્શનમોહનો પહેલો ક્ષય કરવાનો છે.

[''ચારિત્ર ચક્રવર્તી'' વંચાતાં] ૩૮ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ વદ ૮, ૨૦૦૯

'આત્માનુશાસન' નામનો ગ્રંથ છે, તે ગુણભદ્રાચાર્યે રચ્યો છે. તે આચાર્ય કહે છે કે આ ગ્રંથને સાંભળીને ડરશો નહીં. જેમ બાળકને દવા પાવા જાય ત્યારે ડરે છે, તેમ અમારાં સુખો છોડાવી દેશે એમ માની ભય પામશો નહીં. તમે બધા સુખને જ ઇચ્છો છો અને અમે પણ તમને સુખ થાય એવો જ ઉપદેશ આપીએ છીએ. ગમે તેટલાં શાસ્ત્રો શીખેલો હોય, તપ કરતો હોય, સંયમ પાળતો હોય, પણ સમ્યગ્દર્શન ન હોય તો પથરાના ભાર જેવું છે અને જો સમ્યગ્દર્શન હોય તો એ રત્ન જેવાં છે. જેમ કોઈ મોટો પથરો લઈ વેચવા જાય તો બે ચાર આના મળે અને કોઈ એક નાનું સરખું રત્ન લઈને જાય તો કરોડો રૂપિયા મળે. તેમ સમ્યક્ત્વ હોય તો બધાં વ્રતો રત્ન જેવાં છે; નહીં તો ભારરૂપ છે.

સંસારમાં સુખી છે એવાને પણ ધર્મ કરવાની જરૂર છે. ગરીબ હોય તે ભક્તિ કરે, આપણે તો પૈસા છે, તેથી સુખી છીએ. દુઃખી હોય તે ધર્મ કરે. એમ વિચારવું યથાર્થ નથી. સંસારનાં સુખ કે દુઃખ બધાં દુઃખ જ છે.

'આત્માનુશાસન' ગ્રંથ વૈરાગ્ય વધે એવો છે, પણ પાછું તેવું વાતાવરણ જોઈએ. પહેલાં હું આણંદથી અહીં પ્રભુશ્રીજી પાસે આવતો ત્યારે પ્રભુશ્રીજીએ મને 'આત્માનુશાસન' ગ્રંથ વાંચવા આપેલો. પછી આણંદ ગયો. બધું કામ પૂરું થઈ ગયા પછી થાક લાગતો તેથી સાંજે વિશ્રામ લેવા બેસતો. તે વખતે 'આત્માનુશાસન' ગ્રંથ વાંચતો, પણ ત્યારે ઊંઘ આવતી અને એમ લાગતું કે આ પુસ્તકમાં કંઈ રસ જ નથી. વાતાવરણ એવું હોવાથી એવું લાગતું. પણ અહીં આવ્યા પછી જ્યારે વાંચવા મળ્યું, ત્યારે લાગ્યું કે અહો! આ તો કોઈ અદ્ભુત ગ્રંથ છે.

૩૯ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ સુદ ૧, ૨૦૦૯

ત્યાં આફ્રિકા જવાનું છે તો જે સાત વ્યસનનો ત્યાગ લીધો છે તે સાચવીએ. ત્યાં તો એવા સંગ મળે કે કંઈ ને કંઈ વ્યસન વળગી જાય. ત્યાં ભણવા જઈએ ત્યારે ખરાબ છોકરાની સાથે ભાઈબંધી ન કરીએ. સારો છોકરો મળે તો કરવી, નહીં તો ભણીને ઘેર આવવું. રવિવારે રજા હોય તો આપણે ધર્મનું ગોખવું. ભક્તિ કરવી. તત્ત્વજ્ઞાનમાંથી કે બીજામાંથી મોઢે કરવાનું વધારે રાખવું, કંટાળવું નહીં. બીજી વાતો કરે તો વિકથા થાય; તેથી કર્મ બંધાય. રોજ થોડું ગોખવાનું રાખવું. પુસ્તક વાંચતાં આપણને જે સારું લાગે તે એક નોટમાં ઉતારી લઈએ. એમ કરતાં કરતાં ચાર પાંચ વર્ષે એક એવી નોટ તૈયાર થાય કે બધાં શાસ્ત્રોનો સાર એમાં આવી જાય. ગોખે તોયે ધર્મધ્યાન થાય, વાંચે તોયે ધર્મધ્યાન થાય, વિચારે તોયે ધર્મધ્યાન થાય. એ ધર્મધ્યાન જીવને હિતકારી છે. આ મનુષ્ય-ભવ હોડી જેવો મળ્યો છે, તે અહીં જ પડ્યો રહેવાનો છે, પણ જો તરીને પેલી પાર

જતો રહે તો સંસારસાગર તર્યો કહેવાય. જગતમાં બધેય દુઃખ છે દુઃખ. તારા જેવડા છોકરા હોય તે બોર્ડિંગમાં કપડાં વગેરે બધું સંભાળે છે ને? તેમ આત્માની વાત પણ સંભાળવાની છે. આપણું મૂળ ધન તો જ્ઞાનધન છે તે વધારવાનું છે. પ્રભુશ્રીજી એક વાત કહેતા.

એક ગુરુને તારા જેવો શિષ્ય હતો. વિહાર કરતાં એક ગામડામાં ગુરુ શિષ્ય જઈ ચઢ્યા. ધર્મશાળામાં ઊતર્યા. પંથનો શ્રમ ગુરુને લાગેલો દૂર કરવા શિષ્યે થોડી સેવા કરી. અને ગોચરીનો વખત થતાં વસ્તીમાં જવા આજ્ઞા માગી. ગુરુની રજા મળતાં ભિક્ષાએ જવાની તૈયારી કરી એક લત્તામાં શિષ્ય જતો હતો ત્યારે પાંજરામાં રહેલા એક પોપટે કહ્યું : "મહારાજ પધારો." શિષ્યને નવાઈ લાગી. પાંજરા પાસે ગયો ત્યાં પોપટે કહ્યું: "માજી, મહારાજ વહોરવા પધાર્યા છે." ત્યાં તો ઘરમાંથી એક વૃદ્ધ બાઈ અને બે ત્રણ છોકરાં બહાર આવ્યાં. વિનયસહ મહારાજને ભિક્ષા લેવા અંદર લઈ ગયાં. મહારાજ જોઈતી યોગ્ય ભિક્ષા લઈ બહાર આવ્યા ત્યારે પોપટે પૂછ્યું : "મહારાજ, તમારી સાથે કોઈ મોટા સાધુ છે?" શિષ્યે કહ્યું : "હા, મારા ગુરુજી છે." પોપટે પૂછ્યું : "તો મારી એક વાત તેમને પૂછી કાલે જવાબ મને જણાવશો?" શિષ્યે હા પાડી એટલે પોપટે કહ્યું : "હું આ પાંજરા-માંથી કેવી રીતે મુક્ત થાઉં? એટલું પૂછી લાવજો." બીજેથી થોડી થોડી ભિક્ષા લઈ શિષ્ય ગુરુ પાસે ગયો. ત્યાં તેણે પોપટની વાત તથા પ્રશ્ન ગુરુને જણાવ્યાં. જ્ઞાની ગુરુ એકદમ જમીન પર ગબડી પડ્યા. થોડીવાર હાથ-પગ હલાવી મુખથી કંઈ અવાજ કરી, શાંત પા કલાક પડી રહ્યા. શિષ્ય ગભરાયો, શીત ઉપચાર કરવા લાગ્યો. પછી ભાનમાં આવ્યા હોય તેમ બેઠા થયા. બન્નેએ ભોજન કર્યું. બીજે દિવસે ગોચરીનો વખત થયો ત્યારે શિષ્ય ગુરુની આજ્ઞા લઈ ભિક્ષા માટે વસ્તીમાં ગયો. પોપટને બધી બીના કહી. પોપટ સમજી ગયો. મહારાજ ગયા પછી 'ચીંચી' શબ્દ કરી, પાંખો ફફડાવી, તે શળીઆ પરથી પાંજરામાં પડી ગયો. છોકરાં આવીને જુએ તો પોપટ બેભાન જણાયો. તેથી પાંજરું છોડી અગાશીમાં વાવાશ ખુલ્લું કરીને બધાં જમવા ગયાં. પોપટ પાંજરામાંથી નીકળી ઊડી ગયો. આ રહસ્ય-મય કથા બહુ વિચારવા યોગ્ય છે. તેમાં મુક્તિમાર્ગ દર્શાવ્યો છે. ["ગ્રંથ-યુગલ"માંથી]

આ વાત કહી ને? તેનો સ્ટીમરમાં બેઠા બેઠા વિચાર કરીએ કે આપણને આવી વાત શા માટે કહી હશે? હમણાં તને આ વાત નહીં સમજાય, પણ પછી સમજાશે. એટલું યાદ રાખજે કે મને જ્ઞાનીપુરુષે એવી વાત શા માટે કહી હશે? બને તેટલો એનો વિચાર કરવો. ભૂલી ન જઈએ.

૪૦ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ સુદ ૨, ૨૦૦૯

કોણ જાણે ક્યારે દેહ છૂટશે, તેનો ખબર નથી. એક જણ ખાવા બેઠો હતો. કોળિયો લઈ મોઢામાં મૂકતો હતો એટલામાં દેહ છૂટી ગયો. જેમ ગધેડાનું પૂછડું પકડ્યું હોય અને લાત મારે તોય છોડે નહીં, તેમ જીવ સંસારમાં દુઃખ ભોગવે છે, તેમ છતાં તેને જ પકડી રાખે છે, છોડતો નથી. એક દિવસ પુરુષાર્થ કરવાથી કર્મ ખસે એવાં નથી. આખી જિંદગી સુધી કરે ત્યારે ખસે. જેમ નાનો છોકરો માટીના બળદને, ઘોડાને, મોટરને,

રમકડાને આ મારું છે, આ મારું છે, એમ માને છે તેમ જીવ આખી જિંદગી સુધી મારું મારું કરે છે. થોડાક દિવસે બધું અહીં જ પડ્યું રહેશે. જગતમાં વિષયની ઇચ્છા પોષવા-વાળા ઘણા વધી રહ્યા છે. તેમ ઉપર ઉપરથી આત્માની વાતો કરે તેવા પણ ઘણા વધી રહ્યા છે. ઘણા એવા મળે છે કે વિષયની ઇચ્છા હોય અને ઉપર ઉપરથી આત્માની વાતો કરે. કૃપાળુદેવે લખ્યું છે ને? "આ કાળમાં આટલું વધ્યું—ઝાઝા મત, ઝાઝા તત્ત્વજ્ઞાનીઓ, ઝાઝી માયા અને ઝાઝો પરિગ્રહવિશેષ." (૨૧-૯૫) લોકો, કઠણ કઠણ જે લૌકિક શાસ્ત્રો છે સ્થાપત્ય, વિજ્ઞાન વગેરે, તેને જાણે છે અને કેટલાક આધ્યાત્મિક શાસ્ત્રો મોઢે કરી જ્ઞાની પુરુષનાં વચનો લોકોની સભામાં બોલે. લોકો તો બિચારા જાણતા નથી તેથી માને કે ઓહો! એના જેવું સમ્યક્ત્વ ક્યાં મળે? એ તો મોટા જ્ઞાની છે.

૪૧ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ વદ ૭, ૨૦૦૯

મુમુક્ષુ—અભવ્ય છે તે માનની ઇચ્છાથી શાસ્ત્રો ભણે છે. જો માન છે તો નવગ્રૈવેયક સુધી કેમ જાય છે? માનની, ભોગની ઇચ્છા હોય તો નવગ્રૈવેયક સુધી કેમ જાય?

પૂજ્યશ્રી—વાસના રહી જાય છે. એ ઇચ્છતો નથી; પણ એવો જોગ મળે, માન મળે, તો રાજી થાય. અંદર વાસના છે, પણ બહારથી ઇચ્છા નથી. સંસાર સુખરૂપ છે એવી એને ભ્રમણા રહે છે. બરાબર સાધુપણું પાળે છે, પણ એને સમ્યક્ત્વ જે મોક્ષની રુચિ છે તે જાગી નથી. તેથી સંસારનાં સુખ સારાં છે એમ લાગે છે. તપસ્યા કરી, બધું કરી પાછો સંસાર ભણી વળી જાય છે. સદ્ગુરુ સંસારને ઝેરરૂપ ગણે છે એમ એને થતું નથી. ભોગવે નહીં છતાં એને અવ્યક્તપણે સંસાર સારો લાગે છે. એની ઊંડે ઇચ્છા રહે છે. થાય તેટલી કઠણાઈ વેઠે છે પણ રુચિ એને જુદી જ હોય છે. એ સમવસરણમાં જાય, પણ શું કરે? ત્યાં જઈને જુએ પણ ભગવાનનું સ્વરૂપ એને ખ્યાલમાં ન આવે. ઉપર ઉપરથી દેખે છે. શાસ્ત્રો વાંચી કરીને જ્ઞાની મળ્યા હોય તોય એ અભવ્ય જીવ ફરતો નથી. એવી સારી જગ્યામાં એનો જન્મ પણ થતો નથી. મનુષ્યભવ મળે, શાસ્ત્રો વાંચે પણ કરવાનું છે તે રહી જાય છે. સાધુપણું બરાબર પાળે છે, પણ વાસના રહી જાય, અવ્યક્ત-પણે વિષયભોગની વાંચ્છા રહ્યા કરે છે.

અર્પણતા કરવાની છે, તે અહંભાવ-મમત્વભાવ દેહાદિમાં થાય છે તે મટાડવા કરવાની છે. કૃપાળુદેવે પણ લખ્યું છે. અર્પણભાવ કર્યા પછી મમત્વ ન રહે.

જનકે અષ્ટાવક્રને તન, મન, ધન બધું સોંપી દીધું. પછી અષ્ટાવક્રે એને કહ્યું કે તું મારું આ રાજ્યનું કામ કર. જનકરાજા આ ગુરુનું રાજ્ય છે, હું તો નોકર છું, એમ ગણી રાજ્ય કરતા. દરેક કામ કરતી વખતે પહેલાં તે ગુરુને સંભારતા, આ ગુરુનું કામ કરું છું એમ કરી કામ કરતા, તેથી અહંભાવ મમત્વભાવ થતો નહોતો. અહંભાવ-મમત્વભાવ જવો બહુ દુર્લભ છે. આપ્યા પછી અહંભાવ કરે કે મારું શરીર સારું, રૂપાળું છે, તો ચોર કહેવાય. અર્પણ કર્યા પછી પોતાનું કંઈ ન મનાય.

પુણ્યને લઈને બધું મળે છે. પુણ્યથી પૈસા મળી આવે, પણ એને સારા નથી

માનવા. પાપને પાપ જ જાણવું છે. અઢાર પાપસ્થાનકમાં પરિગ્રહને પાપ કહ્યું છે. માન્યતા સાચી ન થાય ત્યાં સુધી મોક્ષ થાય નહીં. ધન વધે તેમ પાપ જ વધે છે, એમ જાણવું. લક્ષ્મી બધી ક્ષણિક છે. "લક્ષ્મી અને અધિકાર વધતાં શું વધ્યું તે તો કહો!" અહીંથી આયુષ્ય પૂર્ણ થાય ત્યારે સાથે પાપ આવે.

માટે કૃપાળુદેવનું શરણું લેવું. પૈસા પરથી રુચિ ઓછી થાય તો સત્શાસ્ત્રમાં રુચિ થાય. સત્પુરુષોનાં વચનો વાંચવાં, વિચારવાં, શ્રદ્ધવાં. શ્રદ્ધવામાં કંઈ પૈસા બેસતા નથી. ગમે તેવી કમાણી થતી હોય પણ આપણે જે વાંચવાનો નિયમ રાખ્યો હોય તે ન છોડવો. પુણ્યના ઉદયને લીધે બધું દેખાય છે. પાપ આવે ત્યારે બધું લાવીને પકડી રાખે તોય ન રહે, જતું રહે. કર્મ છે એમ બોલે છે પણ તેવી શ્રદ્ધા જીવને થતી નથી. હું કરું છું એમ થાય છે. ધનને સારું માને છે, બીજાને લૂંટી લાવી એકઠું કર્યું હોય તે બધું જતું રહેવાનું છે. ચક્રવર્તીઓને ત્યાં પણ રહ્યું નથી. થોડા વખતમાં બધું જતું રહેવાનું છે. ભવરોગ વધે એવું કરે છે. અનીતિ વગેરે કરી પાપ વધારે છે. અનીતિ કરી પૈસા એકઠા કરે છે. તેથી પાપ કરી નરકમાં જાય છે. એ ઊલટો રસ્તો છે, દુઃખી થવાનો રસ્તો છે, સીધો રસ્તો નથી.

ગમે તેટલી વિપત્તિ આવે; પણ ધીરજ રાખવી. ઘણા ગભરાઈ જાય છે કે શું થશે? મરણ થશે? પણ ધીરજ રાખવી કે બહુ થશે તો શું? દેહ છૂટી જશે. ભોગવાય છે તેટલું છૂટે છે. "થાય ભોગથી દૂર."

કોઈ વખત અપવિત્ર વિચાર ન આવવા દેવા. અપવિત્ર વિચાર આવ્યો તો આર્તધ્યાન થયા વિના ન રહે. ધીરજ રાખવી, પવિત્ર રહેવું. એટલું કરે તો એનો પાપનો ઉદય દૂર થયે, પુણ્યનો ઉદય થાય. પાપનો ઉદય કંઈ હંમેશાં ન રહે. કોઈના ઉપર દોષ આરોપિત ન કરવા. મારે જ એવા કર્મનો ઉદય છે. એવાં જ કર્મ બાંધ્યાં હતાં તેથી આવું થયું, એમ કરી ધીરજ રાખવી.

મન છે તે એમનું એમ ઝટ વશ થઈ જાય એવું નથી. ધીમે ધીમે વશ થતું થતું થાય છે. આનંદઘનજી જેવા પણ ભગવાનને ફરિયાદ કરે છે:

"મનડું કિમ હિ ન બાજે, હો કુંથુજિન, મનડું કિમ હિ ન બાજે." (આ. ૧૭)

એવા મોટા મુનિઓને પણ મન વશ થવું અઘરું પડ્યું છે. મનને સ્મરણમાં જોડવું. ચિત્ત ન લાગે તો વધારે મોટેથી મંત્ર બોલવો: "સહજાત્મસ્વરૂપ પરમગુરુ, સહજાત્મસ્વરૂપ પરમગુરુ...." એમ મનને થકાવી દેવું. જે ઇચ્છે તે આપવું નહીં. એની સામે થવું. પુરુષાર્થ કરે તો જિતાય એવું છે. પ્રમાદી થઈ જાય તો કંઈ ન થાય.

કડવું વચન ન બોલવું. હિતકારી, પ્રિય અને વિનયવાળું વચન બોલવું. વચનથી વેર બંધાય છે. વિનયથી બોલવું. પ્રભુશ્રીજી કહેતા કે વનો વેરીને પણ વશ કરે.

૪૨ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ સુદ ૧૪, ૨૦૦૯

સાચી વસ્તુ મળી અને પકડી લીધી તો એનું કામ થયું. આ સંસારમાં બધું લૂંટાઈ જવાનું છે. એથી છૂટી કોઈ જ્ઞાનીએ કહ્યું તેમાં લય લાગી તો કામ થઈ ગયું. વૈરાગ્ય

વગર ઠેકાણું પડે એવું નથી. આત્માનું કલ્યાણ કરવું હોય તો જીવને માથાકૂટ કરવી પડે. પાતાળનું પાણી નીકળે એવું આ ભવમાં કરવું છે. આત્માનો સ્પર્શ થાય એવું કરવું છે. આત્મા જાગે એવું કરવાનું છે. રત્નચિંતામણિ જેવો એકેકો મનુષ્યભવનો સમય છે. કોઈ સમયમાં એને સમકિત થઈ જાય, કોઈ સમયમાં મુનિપણું આવી જાય, કોઈ સમયમાં શ્રેણી માંડે, કોઈ સમયમાં કેવળજ્ઞાન થઈ જાય, મોક્ષ થઈ જાય. આત્મા તો સિંહ જેવો છે, ગમે તેટલાં કર્મ બાંધ્યાં હોય તોય છૂટી જાય. જગતમાં સત્સંગ સત્સંગ કહેવાય છે પણ તેથી કામ ન થાય. અનંતવાર મનુષ્યભવ મળ્યો, કેટલાય સત્સંગ જીવે કર્યા પણ કલ્યાણ થયું નહીં. ઢાંગ વાગે ત્યારે ખેતરમાંથી પાડો નીકળે. તેમ તેવો સત્સંગ મળ્યે આત્મા જાગશે ત્યારે એને કહેવાનું નહીં રહે. જ્ઞાનીની આજ્ઞાની ભાવના રાખવી. કોઈ જ્ઞાની મળે તો મારે તેમની આજ્ઞા ઉપાસવી છે એમ ભાવના રાખવી.

નાનપણમાં પણ ધર્મ કરી લીધો તો સાથે આવે. જેને સમાધિમરણ થવાનું હોય તેને એવું સૂઝે છે. નાનપણમાં રંગ લાગ્યો હોય તો ઊગી નીકળે. બીજું બધું સ્વપ્ના જેવું છે. કશું સાથે ન આવે. કંઈ તપ કરે તો જીવને ઇચ્છા રોકાય. સવારે નિયમ કર્યો હોય કે મારે નથી ખાવું, તો ઇચ્છા ન થાય. એ બધાં સાધનો છે. ન કરે તો ક્યાંથી થાય? નિયમ કરવાથી જ્યાં મન પરોવવું હોય ત્યાં પરોવાય. આત્માના ઉદ્ધાર માટે જેટલો શ્રમ લેશે તેટલો કામ આવશે. નહીં તો ધમણની પેઠે શ્વાસોચ્છ્વાસ લઈ મરી જાય. જેટલું બળ હોય તેટલું જ્ઞાનીની આજ્ઞા આરાધવામાં વાપરવું. શ્રદ્ધા પાકી કરી લેવી, તો પરભવમાં સાથે જાય. વાંચતાં આવડતું હોય તેને કૃપાળુદેવનાં વચનો ઘણાં કામનાં છે. એ ઉત્તમ છે. બીજાં શાસ્ત્રો સંસ્કૃતમાં હોય તે સમજાય નહીં. કૃપાળુદેવે આપણી ભાષામાં બધું લખી આપ્યું છે. આત્મસિદ્ધિ મોતીના હાર જેવી છે. ભાવથી ભણે તો કોટી કર્મ ખપી જાય. પૂનમનો દિવસ અપૂર્વ છે. આત્મસિદ્ધિ જેને પુણ્ય હોય તેને સાંભળવા મળે. મોઢે કરી હોય તો ભૂલી ન જવું. સાચવીને રાખવી.

**૪૩** શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ સુદ ૧૫, ૨૦૦૯

પચ્ચખ્ખાણ લઈને ભંગ ન કરવું. પહેલાં જ વિચાર કરવો. આજે મારે ઉપવાસ કરવો છે, તો શું કરવા માટે કરવાનો છે? તે સમજીને કરવો. ઉપવાસને દિવસે વધારે વાચન, વિચાર, ધર્મધ્યાન કરવું. સંયમને માટે ઉપવાસ કરવાનો છે. ક્રોધ, માન, માયા, લોભ અને પાંચ ઇન્દ્રિયના વિષય વશ કરે તો ઉપવાસ થાય, નહીં તો લાંઘણ છે. ન ખાય એટલે ઉપવાસ ન થાય. ઉપવાસ એટલે તો આત્માની પાસે વસવું. તિથિને માટે ઉપવાસ નથી કરવો, આત્માને માટે કરવો છે. ઉપવાસ ન થતો હોય તો બીજું તપ કરવું. સ્વાધ્યાય એ તપ છે. પ્રાયશ્ચિત એ પણ તપ છે. મહાપુરુષોનો વિનય કરીએ તોય તપ છે. વૈયાવૃત્ય કરીએ, ધ્યાન કરીએ, કાઉસ્સગ્ગ કરીએ તોય તપ થાય. એ બધાં તપ છે.

**૪૪** શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ વદ ૫, ૨૦૦૯

કૃપાળુદેવ તેરમા વર્ષ પછી તો ધર્મમાં એટલા બધા ઊંડા ઊતરી ગયેલા કે ગાંધીજી

પણ તેમને પોતાના ઉપકારી માનતા અને કૃપાળુદેવની જયંતી મનાવતા. ગાંધીજી લખે છે કે અહિંસાધર્મ જો શીખ્યો હોઉં તો આ રાયચંદભાઈ (રાજચંદ્રજી) પાસે શીખ્યો છું. ગાંધીજીને જે બ્રહ્મચર્ય વગેરેના ભાવ થયેલા તે શ્રીમદ્ રાજચંદ્રને લઈને. પૂર્વની કેટલીક કમાણી હોય તે જીવને સાંભરી આવે. નાની ઉંમરમાં જૈનધર્મનું રહસ્ય એમણે પ્રગટ કર્યું. મૂળ વસ્તુ હતી તે બધી એમણે જ્ઞાન થયેલું તેના આધારે કહી. એ જૈનધર્મના સુધારક કહેવાય છે. લોકો રૂઢિમાર્ગે પડ્યા હતા અને મૂળવસ્તુ ભૂલી ગયા હતા. તે સુધારવા એમણે બધું લખ્યું છે.

["ચારિત્ર ચક્રવર્તી" વંચાતાં] ૪૫ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ વદ ૮, ૨૦૦૯

બીજાને દુઃખી કરી પોતે દુઃખી થાય છે. બીજાને દુઃખ થાય એવું રળે તો તે પણ પાપનું કારણ છે. અશાતાવેદની બંધાય છે. દાન છે તે વાવવા જેવું છે. એક દાણો વાવે તો હજાર દાણા થાય. અદત્તાદાન એટલે આપ્યા વગર લેવું તે ચોરી છે. દાન કરે તો પુણ્ય થાય છે, અદત્તાદાનથી પાપ થાય છે. મુનિને દાન કરે—શાસ્ત્રનું દાન, ઔષધદાન, અભયદાન, આહારદાન એ બધાં પુણ્યનાં કારણ છે. જેમાં પાપ થાય તેવું દાન દેવાયોગ્ય નથી. કરુણાદાનમાં દયાભાવ હોય છે અને પાત્રદાનમાં પૂજ્યભાવ હોય છે. કૂવાનું પાણી વપરાતું સારું રહે, તેમ દાનમાં પૈસા વપરાય તો સારું રહે. જેણે આપ્યું ન હોય તેના ઘરમાં પછી આપવાનું ય ન રહે.

ભોજરાજા બહુ ઉદાર હતો અને ગમે તેને મોટી મોટી રકમો ઉદારતાથી દાનમાં આપતો. તેથી મંત્રીએ એને સમજાવવો એમ વિચારી સિંહાસન પર 'આપત્તિનો વિચાર કરી દાન કરવું જોઈએ' એમ લખાવ્યું. રાજા સમજી ગયો કે દાન દેવાનો નિષેધ કરે છે, તેથી ઉત્તરમાં રાજાએ વાક્ય લખાવ્યું કે 'ભાગ્યશાળીઓની પાસે આપત્તિ ક્યાંથી આવે?' તેના ઉત્તરમાં ફરી મંત્રીએ લખાવ્યું કે 'કદાચ દૈવ એવું હોય કે આપત્તિ આવી પણ જાય'. રાજાએ તેનો ઉત્તર એમ લખાવ્યો કે, 'દુર્ભાગ્યનો ઉદય થશે તો તે વખતે લક્ષ્મી પણ રહેશે નહીં. માટે વહેતી ગંગામાં હાથ ધોઈ લેવા.'

પૂર્વપુણ્યને લઈને પ્રાપ્ત થયું છે, તેનો સદુપયોગ કરે તો સાથે જાય. જેને જરૂર હોય તેને વિવેકપૂર્વક દાન આપવાનું છે. તો દાન દેનારા સુખી થાય અને લેનારા પણ સુખી થાય. પૈસા એકઠા કર્યા હોય અને દાન ન કરે તો નીચ કહેવાય. દરિદ્રતાની પ્રાપ્તિ દાન ન કરવાથી થાય છે. તેથી પાપ સૂઝે અને પાપનું ફળ દુઃખ આવે.

["ચારિત્ર ચક્રવર્તી" વંચાતાં] ૪૬ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ વદ ૧૦, ૨૦૦૯

હવે ચોથા વ્રત સંબંધી કહે છે. મૂળ વ્રત તો અહિંસાવ્રત છે, તેને પોષવા બીજાં વ્રતો છે. મૈથુનમાં પણ હિંસા છે. તેથી ત્યાગવા કહ્યું છે. નિશ્ચયથી તો આત્મામાં રહેવું તે બ્રહ્મચર્ય છે. પણ તે માટે વ્યવહારબ્રહ્મચર્યની જરૂર છે. પરસ્ત્રીને માતા, બ્હેન, પુત્રી સમાન ગણવી. મનની નિર્મળતા ન થવાનું કારણ અબ્રહ્મચર્ય છે. મન જીતવું હોય તો બ્રહ્મચર્ય પાળવા યોગ્ય છે. જગતમાંથી કંઈ જોઈતું નથી એમ થાય ત્યારે બ્રહ્મચર્ય પળાય. પ્રભુશ્રીજી

કહેતા 'યોગ્યતા લાવો, યોગ્યતા લાવો.' એ યોગ્યતા બ્રહ્મચર્યથી આવે છે. પ્રભુશ્રીજી વારંવાર કહેતા કે આશ્રમનો પાયો સત્ અને શીલ છે. થોડુંક પણ સાંભળીને વિચારવું. બધું જવા ન દેવું. આ કાનેથી સાંભળી આ કાને કાઢી ન નાખવું.

["ચારિત્ર ચક્રવર્તી" વંચાતાં] ૪૭ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ વદ ૧૧, ૨૦૦૯

બ્રહ્મચર્ય વિષે વંચાય છે, તે બધાએ લક્ષ રાખીને સાંભળવાનું છે. પાંચ ઇન્દ્રિયના વિષયમાં મુખ્ય સ્પર્શમાં જીવ આસક્ત થયેલો છે. એથી છૂટવા બ્રહ્મચર્ય કહ્યું છે. એમાં જેને જય તેને બધામાં જય થાય એવું છે. પાંચ મહાવ્રતમાં મુખ્ય બ્રહ્મચર્ય છે, તે મુશ્કેલ છે. જે અઘરું છે તે પહેલાં કરવું. આત્મસ્વરૂપમાં લીનતા થવા તપ વગેરે કરું કે જેથી વિષયમાં ન જાઉં એ લક્ષ રાખવો. આત્મા પરમાનંદરૂપ છે. બીજું બધું દુઃખ છે. કામને મનોજ કહ્યો છે. શરીર જડ છે તે સુખનું કારણ નથી. પોતાના આત્માને શરીરથી ભિન્ન જાણે તો બીજાને પણ ભિન્ન જાણે. મૂળ વસ્તુ જાણવાની છે. દેખાય છે તેમાં કંઈ માલ નથી. સાચી વસ્તુ જ્ઞાની પાસે સમજવાની છે. પણ તે બ્રહ્મચર્ય વગર સમજાશે નહીં.

"પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન;
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન."

["ચારિત્ર ચક્રવર્તી" વંચાતાં] ૪૮ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ વદ ૧૨, ૨૦૦૯

બ્રહ્મચર્યમહાવ્રત વિષે વાત છે. મોટા મોટા ઋષિઓ પણ ચળી ગયા છે. પાંચ મહાવ્રતમાં બ્રહ્મચર્ય બહુ અઘરું છે. બ્રહ્મચર્યની પરીક્ષા કરવા દેવદેવીઓ પણ આવે છે. બ્રહ્માને બ્રહ્મચર્યથી ડગાવવા એક તિલોત્તમા અપ્સરાને ઇન્દ્રે મોકલી. તે ત્યાં બ્રહ્માની પાસે નૃત્ય કરવા લાગી ને ચારે બાજુ ફરવા લાગી. બ્રહ્માનું ચિત્ત તેમાં એટલું બધું ચોંટી ગયું કે ચારે બાજુથી નૃત્ય જોવાની ઇચ્છા થઈ તેથી ચાર મોઢાં બનાવ્યાં. પછી અપ્સરાએ આકાશમાં ઊંચે નૃત્ય કરવા માંડ્યું. તેને જોવા બ્રહ્માએ પાંચમું મોઢું બનાવવાની ઇચ્છા કરી, પણ પુણ્ય ક્ષીણ થઈ ગયેલું હોવાથી મનુષ્યનું મુખ તો ન થયું, પણ તેને બદલે ગધેડાનું મોઢું થયું. મોટા દેવો પણ કામવિકારને વશ થઈ ગયા છે. હલકી વૃત્તિઓથી પાપ બંધાય છે. જીવને પશુવૃત્તિ છે. પશુ ઇચ્છે તેને એ ઇચ્છે તો એ પશુ જ છે. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર એ ત્રણ મોટા દેવો કહેવાય છે. તેમાં બ્રહ્મા મોટા, તે પણ કામવિકારથી ચળી ગયા. વિકાર એ હલકી વસ્તુ છે. દરેકના જીવનમાં આ બધી વૃત્તિઓ આવી પડે છે, પણ મહાપુરુષો એનો જય કરી છોડે છે. એને શત્રુ જાણે છે. મુખ્ય વાત આત્મજ્ઞાન છે. 'આત્મજ્ઞાન ત્યાં મુનિપણું.' આત્મજ્ઞાન હોય તો સ્ત્રીથી ચળે નહીં. નહીં તો બાહ્ય પરિત્યાગ કર્યો હોય પણ સ્ત્રીઓથી ચળી જાય. પારો મારી નાખ્યો હોય તે પણ સિદ્ધૌષધિથી સજીવન થઈ જાય છે. તેવી રીતે જેને સમાધિયુક્ત મન થયું હોય તેને પણ સ્ત્રીને લીધે રાગ પાછો સજીવન થઈ જાય છે.

૪૯ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૨, ૨૦૦૯

અબ્રહ્મચર્ય જીવને મારી નાખે એવું ઝેર છે. એથી કર્મ બંધાય છે. તેથી જન્મવું

મરવું પડે. વેર જેવું ઝેર છે, એવું સ્નેહ એ પણ ઝેર છે. વેરને લીધે પાર્શ્વનાથ ભગવાન અને કમઠને કેટલાય ભવો સુધી વિરોધ થયો. એવું સ્નેહને લીધે રાવણને સીતાના સંબંધે કેટલી લડાઈઓ થઈ! જો બ્રહ્મચર્ય હૃદયમાં બરાબર વસી જાય, તો સંસારનું મૂળિઉં ઊખડી જાય. સંસારનું મૂળિઉં ભોગ છે. તે જો ઊખડી જાય તો પછી કશાની જરૂર ન પડે. સારાં કપડાં પહેરવાની, સારું ખાવાપીવાની ઇચ્છા ન રહે. માત્ર મોક્ષને માટે દેહને વાપરે છે.

**૫૦** શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૬, ૨૦૦૯

ધર્મ આપણો છે તે ભૂલી જવાય છે. પ્રભુશ્રીજીને કંઈ લેવાદેવા ન હતી. પોતે પોતાનું કરીને બેઠા હતા. આ બધું આશ્રમ વગેરે સ્થાપ્યું તે બીજા જીવોના ઉપકાર માટે. પ્રભુશ્રીજી ન હોત તો કૃપાળુદેવનું બધું સાહિત્ય પુસ્તકમાં જ રહેત. પુસ્તક પણ હાથ આવવું મુશ્કેલ થાત. કૃપાળુદેવે કહ્યું છે કે મુમુક્ષુએ એવો દૃઢ નિશ્ચય કરવાનો છે કે "સત્સંગ જેવું કલ્યાણનું કોઈ બળવાન કારણ નથી." (૩૭૫). આત્માનું કલ્યાણ કરવું હોય તો સત્સંગ જેવું બીજું એકે સાધન નથી.

મુમુક્ષુ—સત્સંગની ભાવના હોય છતાં સત્સંગ ન મળતો હોય એવા સંયોગો હોય તો શું કરવું?

પૂજ્યશ્રી—બાંધેલાં કર્મ હોય તે તો ભોગવવાં પડે, પણ નિરંતર સત્સંગની ભાવના કરવી. ક્યારે સત્સંગ થાય! ક્યારે સત્સંગ થાય! એમ ભાવના કરવી. જીવને પોતાના હિતનું ભાન નથી તેથી બીજી ભાવના કરે છે. અહીં રહેવામાં લાભ છે, તેવો બીજે ક્યાંય નથી. બધાને સત્સંગ હિતકારી છે. કરવાનું તો મૂળ શ્રદ્ધા છે. રસ લાગે તો પછી ગમે તે રસ્તે સત્સંગ કરે. સત્સંગે જેવા ભાવ થાય છે તેવા ક્યાંય થતા નથી. કૃપાળુદેવે ઠેકાણે ઠેકાણે સત્સંગ ગાયો છે. કૃપાળુદેવ જેવા પણ સત્સંગને ઇચ્છે છે. સત્સંગની ગરજ રાખવી. નવરાશ મળે કે તરત આવી જવું. રોજ નિયમિત વાંચવાનું રાખવું.

**૫૧** શ્રીમદ્ રા. આ. આગાસ, ભાદરવા વદ ૨, ૨૦૦૯

બધાને માથે મરણ છે. ક્યારે દેહ છૂટશે એની ખબર નથી. મરણ મારી પાસે જ છે એમ સમજીને જ્ઞાનીપુરુષે કહ્યું તે સ્મરણ કરવું. સ્મરણ કરતાં દેહ છૂટે તો સમાધિમરણ થાય. એક ભવ સમાધિમરણ થાય તો પછીના દરેક ભવે સમાધિમરણ થાય. હરતાં ફરતાં, કામ કરતાં પણ સ્મરણમાં ચિત્ત રાખવું. એ આત્માને કામનું છે. બીજું સાથે ન આવે. ગરજ રાખી એટલું કરે તો મનુષ્યભવ સફળ થાય. પ્રભુશ્રીજીએ છેલ્લું એ જ કહ્યું છે કે જ્યાંસુધી ભાન હોય ત્યાંસુધી સ્મરણમાં ચિત્ત રાખવું. એવો લાગ ફરી મળવો મુશ્કેલ છે. એ ટકાવી રાખે તો સમાધિમરણ થાય. "ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક." નિશ્ચય લક્ષમાં રાખીને સાધનો કરવાં. જે કરવું છે તે આત્માર્થે કરવું. મનમાં કચરો ભર્યો છે તે બધો કાઢી નાખવાનો છે. ભૂલ્યા વિના છૂટકો નથી.

"ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહ સમાન;
પણ તે બન્ને ભિન્ન છે, પ્રગટ લક્ષણે ભાન."

મર્મ કહી દીધો. હવે કરવું એના હાથમાં છે. દેહ અને ઇન્દ્રિયોને પોષવી નથી. પોતાના આત્માને ઠપકો આપી ચેતાવવાનો છે. પ્રમાદમાં જીવ ઘણો કાળ ગાળે છે. પ્રમાદ છોડીને જ્ઞાનીએ કહ્યું તે કરવું છે. ભલે થોડું થાય તો થોડું પણ ખેંચ એ રાખવી. ચીવટ જોઈએ. સંસારનું સ્વરૂપ એવું છે કે જીવને પકડી લે, છોડે નહીં. પણ જો આત્મા બળવાન થાય તો છૂટે. બધાને રાજી રાખવા જાય તો છૂટે નહીં. જગતને રૂડું દેખાડવા તો ઘણું કર્યું; પણ હવે આત્માને રૂડું દેખાડવા કરવાનું છે. જીવ ચેતે તો સહજ છે, નહીં તો અનંત ઉપાયે પણ નથી. પોતાને પોતાનું હિત કરવાનું છે. આત્માને હિતરૂપ થાય તે કરવાનું છે. જ્યાંસુધી શરીર ચાલે ત્યાંસુધી ભક્તિ કરી લેવી. આપણો મનુષ્યભવ લૂંટાઈ જાય છે માટે મનુષ્યભવ સફળ કરવો. જે ધારે તે મનુષ્યભવમાં કરી શકે છે. દૃઢપ્રહારીએ કેટલાં પાપ કર્યાં, પણ બળિયો થયો તો તે ભવમાં જ મોક્ષ થઈ ગયો.

પૈસા ને મોક્ષ બેય ન મળે. જીવને મોક્ષનું માહાત્મ્ય લાગ્યું નથી. સત્સંગ વિશેષ કરે તો માહાત્મ્ય લાગે. અંદરથી આત્મા ઝંખે કે હવે છોકરવાદ કરવો નથી. ઘણા દહાડા ગયા પણ હવે કામ કરવું. સત્પુરુષનો યોગ થયો તેને પોષે તો કામ થાય; આત્મા દોષને પોષે છે. દોષને ઢાંક ઢાંક કરે છે. પૃથ્વીકાય, અપ્કાય, અગ્નિકાય બધામાં જીવો છે. હિંસા થાય તેથી પાપ બંધાય છે, તે ભોગવવું પડે છે. પૈસા તો અહીં જ પડ્યા રહેશે. કંઈ આત્માનું હિત કરવું, પાપ છોડવાનો લાગ આવ્યો છે. જીવને વિચાર નથી. સત્સંગે કંઈ સાંભળવા મળે તો વિચાર જાગે.

"જ્યાં પ્રગટે સુવિચારણા, ત્યાં પ્રગટે નિજ જ્ઞાન;
જે જ્ઞાને ક્ષય મોહ થઈ, પામે પદ નિર્વાણ."

પૈસાટકાની સંભાળ રાખે છે, પણ આત્માનું કંઈ નહીં. જીવ પૈસા પૈસા કરે છે, એનો હિસાબ રાખે છે; પણ આત્માની કંઈ કાળજી નથી. કંઈક સારો વિચાર આવે તો ભાવના થાય કે મને સત્પુરુષનો યોગ થયો છે તો આત્માનું કામ થાય એવું છે. પગ મૂકતાં પાપ છે. કર્મ બંધાય એવી સ્થિતિમાં કેટલો કાળ ગાળ્યો છે! હવે પાછળનો ભાગ સત્પુરુષની આજ્ઞામાં ગાળે તોય કામ થાય એવું છે. "વિચારની નિર્મળતાએ કરી જો આ જીવ અન્ય પરિચયથી પાછો વળે તો સહજમાં હમણાં જ તેને આત્મજોગ પ્રગટે." (૫૬૯). જીવને ગરજ ન જાગે તો મનુષ્યભવ ફૂટી બદામનોય નથી. કરવા જેવું ન કર્યું તો નકામું છે. જાગ્યો તો ચિંતામણિરત્ન જેવો મનુષ્યભવ છે. એક ક્ષણ પણ રત્નચિંતામણિ છે. સત્સંગ હોય તો પુરુષાર્થ જાગે.

["ચારિત્ર ચક્રવર્તી" વંચાતાં] **૫૨** શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૬, ૨૦૦૯

સર્વ જીવ પ્રત્યે મૈત્રીભાવ કરવો. કોઈ આપણને પ્રિય હોય તેનું દિલ દુભાય એવું આપણે કરતા નથી, તેમ આખા જગત પ્રત્યે મૈત્રીભાવ કરવો. એક મૈત્રીભાવના હૃદયમાં ચોંટે તો એ અપૂર્વ વસ્તુ છે. મૈત્રીભાવ ભાવે એથી રિદ્ધિઓ પણ ઉત્પન્ન થાય છે. જરા પણ ગુણ દેખાય તો બહુમાન થાય તે પ્રમોદભાવના છે. પ્રમોદ એ ભક્તિનું બીજું રૂપ

છે. સત્પુરુષનાં વખાણ કરે ત્યાં પ્રમોદભાવ છે. પરના પરમાણુ જેટલા ગુણને જોઈને તેને પર્વત જેવા ગુણ ગણીને પ્રમોદ પામે છે—પોતાનું હૃદય વિકસાવે છે, એવા સંતપુરુષો હોય છે. સ્વાર્થને માટે પ્રમોદ થાય તે સ્વાર્થ છે, માયા છે. બીજાના ગુણો જોઈને આનંદ પામવાથી લાભ છે. એ પોતાના ગુણો ઉત્પન્ન થવાનું કારણ છે. જે દુઃખી હોય તેને જોઈને કરુણાભાવ આવે, તેથી તેને જેનાથી પીડા હોય તે કારણો નિવારણ કરવાં તે કરુણાભાવ છે. બીજા જીવોને મદદ કરવાના ભાવ તે કારુણ્યભાવના છે. કોઈ શિખામણ આપે તોય માને નહીં એવા તથા દેવ-ગુરુ-ધર્મની નિંદા કરનારા હોય તેઓને જોઈને ખોટું ન લાગે, મધ્યસ્થ રહેવું તે મધ્યસ્થભાવ છે. મધ્યસ્થ રહેવું, એ ઉત્તમ વસ્તુ છે, નહીં તો વેર બંધાય. જેમાં સદ્ગુણ ન હોય એવા પ્રત્યે રાગ ન કરવો અને દ્વેષ પણ ન કરવો તે મધ્યસ્થભાવ છે. પોતે જેની ઉપાસના કરતો હોય તેની કોઈ નિંદા કરે તો દ્વેષભાવ થઈ જાય છે. એવું ન થવા દેવું. એથી કર્મ બંધાય છે. મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ એ ચારે ભાવના દરેક ધર્મમાં હોય છે. તીર્થંકરનામકર્મ બાંધે છે તે સોળ કારણભાવનાથી બાંધે છે.

["ચારિત્ર ચક્રવર્તી" વંચાતાં] **૫૩** શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૯, ૨૦૦૯

ઈન્દ્રિયના વિષયોમાં ઇષ્ટ અનિષ્ટ થાય છે, ત્યાંથી જ કષાયની શરૂઆત થાય છે. ઈન્દ્રિયો રોકવા માટે મનને મંત્રમાં જોડે તો આડાઅવળી જોવા કરવામાં ન જાય. મન રોકાય તો ઈન્દ્રિયો જિતાય. "જ્ઞાને બાંધ્યું મન રહે." મોક્ષમાર્ગે જવા માટે ભોમિયો વૈરાગ્ય છે. એ હોય તો જગતમાં વૃત્તિ ખેંચાય નહીં. વૃત્તિ એ મનની પરિણતિ છે. વૃત્તિ એ ભાવમન અથવા આત્મા જ છે. એને ન જાણે તો ભાવ ક્યાંય રહે. જ્ઞાન હોય તો મન આત્મામાં રહે છે. ઇન્દ્રિયો વશ ન થતી હોય અને 'મારે મોક્ષે જવું છે' એમ કરે તો મોક્ષ ન થાય. ઈન્દ્રિયો તો એક એક એવી છે કે નરકે લઈ જાય. કાચબો પોતાના અંગોપાંગને ઢાલમાં સંકોચી રાખે છે તેથી એને કંઈ બાધા ન થાય, તેમ જે પુરુષ પાંચ ઇન્દ્રિયોને વિષયોથી સંકોચી લે, તેને કર્મબંધન ન થાય. પાંચ ઇન્દ્રિયો છે તે પાંચ તરવારો છે. માથું કાપી નાખે એવી છે. પાંચ ઇન્દ્રિયોમાં વૃત્તિ રહે તેટલી આત્મામાં રહે તો મોક્ષ કેમ ન થાય? આત્મામાં વૃત્તિ રહે તો બે ઘડીમાં કેવળજ્ઞાન થઈ જાય. ઇન્દ્રિયોથી આનંદ મેળવવા જાય, પણ એ તો ક્ષણિક છે. ઇન્દ્રિયોના વિષયો નાશવંત અને કર્મ બંધાવનારા છે. ક્ષણિક સુખ માટે જીવો કેટલું કષ્ટ વેઠે છે! નાશવંત વસ્તુઓને માટે મનુષ્યભવ ગુમાવવો નથી. એથી સંતોષ થાય એવું નથી. જ્યારે આત્માનું સુખ અનુભવાય ત્યારે ઇન્દ્રિયોનાં સુખ એને ઝેર જેવાં લાગે. "આત્માથી સૌ હીન" એમ લાગે. એક જે જંગલમાં રહેનારા મુનિ સુખ ભોગવે છે, તેનો અનંતમો ભાગ પણ ઇન્દ્રનું સુખ નથી. કૃપાળુદેવે લખ્યું છે કે—"નિશ્ચય કરવા માટે ઇન્દ્રના અંતઃકરણમાં પ્રવેશ કરીએ. ચાલો ત્યારે— (તે ઇન્દ્રની ભવ્યતાથી ભૂલ ખાધી) તે પણ પરમ દુઃખી હતો." (હા૦ ૧-૫). જડ એ પરવસ્તુ છે. તેના રૂપ રસ ગંધ વર્ણ સ્પર્શને ગ્રહણ કરનાર એવી ઇન્દ્રિયો તે ચોર છે. તેને મનવચનકાયા દ્વારા મુનિ રોકે છે. એટલે મનને પાંચ ઇન્દ્રિયોમાં જવા ન દે, ઇન્દ્રિયો

પોષાય તેવાં વચન ન બોલે, કાયાથી તેવી પ્રવૃત્તિ ન કરે. જેમ સિપાઈ ચોરને પકડે તેમ મુનિ ઇન્દ્રિયોને વશ કરે છે. વિવેક વૈરાગ્ય હોય તો ઇન્દ્રિયો જિતાય. ઇન્દ્રિયનું સુખ પુણ્યને આધીન છે. મોક્ષમાં સુખ છે તે પરને આધીન નથી. એકાંત સુખી મુનિ વીતરાગ છે. વીતરાગતામાં જેવું સુખ છે તેવું ક્યાંય નથી. સિદ્ધ ભગવાનને જે સુખ છે તે ઉત્કૃષ્ટ છે. અનંતકાળ રહે તેવું છે.

૫૪ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૧૦, ૨૦૦૯

જેમ જેમ પુદ્‌ગલની અનુકૂળતા વધતી જાય છે, તેમ તેમ પોતાનું સુખ ભુલાતું જાય છે. જેમ સાંસારિક સાધનો વધે છે, તેમ એને સુખ ઘટે છે. જીવને પછી પરાધીનતા થઈ જાય છે. એટલી ચંચળતામાં સ્થિરતા પ્રાપ્ત કરવી મુશ્કેલ છે. એને ઊંઘ પણ ન આવે. આ સુખ દેખાય છે તે બધું મૃગજળ જેવું—ઝાંઝવાનાં પાણી જેવું છે. વિશાળદૃષ્ટિ નથી તેથી તાત્કાલિક સુખો જીવોને પ્રિય લાગે છે, આત્માના સુખની પ્રિયતા નથી. ઇન્દ્રિયોમાં સુખ નથી, છતાં કલ્પનાને લઈને સુખ માને છે. મોક્ષમાર્ગમાં ઇન્દ્રિયો શત્રુ ગણાય છે. એ રોકાય તો મોક્ષનું કામ થાય. ઇન્દ્રિયોના સુખમાં જીવ જો લલચાયો તો જે કરવાનું છે તે ન થાય. મોટા મોટા રાજાઓ વિલાસમાં પડ્યા રહેવાથી પતિત થયા. જ્ઞાન વૈરાગ્ય હોય તો વિષયોમાં તણાઈ ન જાય. વૈરાગ્ય એટલે ઇન્દ્રિયોમાં આસક્તિ ન હોય અને આત્મજ્ઞાન હોય તો એને કોઈ ઠગી ન શકે.

"માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ." શરીર સુંદર દેખાતું હોય પણ વિચાર કરે કે શરીરમાં શું છે? તો કે હાડ, માંસ, ચરબી, લોહી વગેરેથી ભરેલું છે, તો મોહ ન થાય. શરીર ઊલટું ફેરવી નાખે તો એને સામું જોવાનું ય ન ગમે. માત્ર ચામડીને લઈને જીવને મોહ થાય છે. વસ્તુ સુંદર નથી પણ ઉપરથી જોતાં જીવને મોહ થાય છે. ખરો ઇન્દ્રિયજય રાગદ્વેષ ન થાય ત્યારે કહેવાય. રાગદ્વેષ ન થાય તો જુએ તોય જોતો નથી, સાંભળે તોય સાંભળતો નથી, ચાખે તોય ચાખતો નથી, સૂંઘે તોય સૂંઘતો નથી. જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ કહેવાય છે. જેણે ઇન્દ્રિયોને વશ કરવી હોય તેણે શું કરવું? તો કે જે વસ્તુઓ ઇન્દ્રિયોને પ્રિય હોય તે વસ્તુઓથી દૂર રહેવું. એ પ્રસંગથી દૂર થવાય એવું ન હોય તો એના વિચારોમાં મન ન રાખવું. બેઠાં બેઠાં મંત્રનું સ્મરણ કરે તો કર્મ છૂટે. વૈરાગ્ય રહે તો બંધન ન થાય.

મન જિતાય તો જ ઇન્દ્રિયો જિતાય. મન એ સારા-ખોટાના સંકલ્પ-વિકલ્પ કરે છે. જેવી એની રુચિ હોય તે પ્રમાણે ઇન્દ્રિયો કામ કરે છે. "મન સાધ્યું તેણે સઘળું સાધ્યું." (આ૦ ૧૭) મનને વશ કરે તો જીવ ત્રણ લોકનો નાથ થાય એવું છે. ઇન્દ્રિયો તને જીતવા આવી છે, તેને તું જીત. મન માંકડા જેવું છે તેને વશ કર. એ જિતાશે તો બધું જિતાશે. લોકોને વેશ આદિ દેખાડવાનું ન કર. બાહ્ય દૃષ્ટિ છોડી આત્માનું હિત કર તો તારું સાધુપણું સફળ છે, એમ કુંદકુંદાચાર્ય કહે છે.

મુમુક્ષુ—સ્વચ્છંદ રોકવો એટલે શું?

પૂજ્યશ્રી-પોતાની સમજણે વર્તે છે, તે ફેરવી જ્ઞાનીએ જાણ્યું તે માનવું, જ્ઞાનીની

આજ્ઞાએ વર્તવું. હું કંઈ જાણતો નથી એમ કરી જ્ઞાનીને શરણે જવું તો સમકિત થાય. કૃપાળુદેવ જાણે છે, એમ રાખવું. સ્વચ્છંદે વર્તતાં જ્ઞાનીપુરુષ પણ ડરે છે. દૃષ્ટિ ફેરવવાની છે.

["ચારિત્ર ચક્રવર્તી" વંચાતાં] **૫૫** શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૧૧, ૨૦૦૯

"आणाए धम्मो आणाए तवो." પોતાની મેળે કરે તેના કરતાં જ્ઞાનીની આજ્ઞાથી કરે તો ધર્મ પ્રગટ થાય. પુણ્યનો ઉદય થાય, ત્યારે અહીં આવવાનું બને છે. ભાવના હોય તો એવો જોગ મળી આવે. બધું ડહાપણ મૂકયે છૂટકો છે. સીધા થવું પડે. અહંકાર જવો બહુ મુશ્કેલ છે.

સાધુ તથા શ્રાવકનાં છ આવશ્યક કહ્યાં છે. આવશ્યક એટલે અવશ્ય કરવા યોગ્ય. એનો બીજો અર્થ અવશ્ય એટલે જે પાંચ ઇન્દ્રિયોને વશ નથી એવા સાધુ કે શ્રાવકને કરવા યોગ્ય એમ પણ થાય છે. ૧. સામાયિક એટલે સમતા, ૨. સ્તવન એટલે ચોવીશ તીર્થંકરની સ્તવના, ૩. વંદના, ૪. પ્રતિક્રમણ, ૫. પ્રત્યાખ્યાન, ૬. કાયોત્સર્ગ.

જેને મોક્ષે જવું છે તેને સમભાવ વગર મોક્ષ નથી. પહેલામાં પહેલી સમતા. સમતા, સામાયિક, સમભાવ એ એક જ છે. પોતે રાગદ્વેષ કરે છે તેથી ભવ વધે છે. એ છોડે તો કેવળજ્ઞાન થાય. "હું દેહાદિ સ્વરૂપ નથી....શુદ્ધ ચૈતન્યસ્વરૂપ અવિનાશી એવો હું આત્મા છું. એમ આત્મભાવના કરતાં રાગદ્વેષનો ક્ષય થાય." (૬૯૨) આ જીવની સવારથી સાંજ સુધીની બધી ક્રિયામાં રાગદ્વેષ થયા કરે છે. જ્યારે એમ થાય કે મારે રાગદ્વેષ નથી કરવા, ત્યારે સમભાવ આવે. ગમે તે અવસ્થા આવે પણ જે થાય તે ભલું માનવામાં આવે, તો એને ઇષ્ટ—અનિષ્ટપણું ન થાય. એમ સમભાવમાં રહે તો છૂટે. સામાયિકના છ ભેદ કહે છે. ૧ સચિત્ અચિત્ સોનું માટી વગેરે કોઈ દ્રવ્યમાં રાગદ્વેષ ન થાય તે દ્રવ્યસામાયિક, ૨ કોઈ ક્ષેત્રમાં અનુકૂળ પ્રતિકૂળ ન મનાય તે ક્ષેત્ર સામાયિક, ૩ કોઈ કાળમાં ઇષ્ટઅનિષ્ટ ન થાય તે કાળ સામાયિક, ૪ કોઈ પ્રત્યે રાગદ્વેષ કષાયભાવ ન થાય તે ભાવસામાયિક, ૫ કોઈ શબ્દ કે નામમાં રાગદ્વેષ ન થાય તે નામસામાયિક, ૬ કોઈ પ્રકારની સ્થાપનામાં સારી ખરાબ ન મનાય તે સ્થાપનાસામાયિક. બહારથી સામાયિકપણું દેખાતું હોય પણ અંદર સમભાવ ન હોય તો સામાયિક નથી. હોય તેવું જાણવામાં દોષ નથી, રાગદ્વેષ કરવા તે બંધનું કારણ છે. સમભાવ વગર મુનિપણું, શાસ્ત્રાભ્યાસ બધું નકામું છે. સમભાવ કરવા માટે બધું કરવું છે. સમતાભાવથી અનાકુળ રહેવું તે સામાયિક છે. પ્રથમ તો રાગદ્વેષ થવાનાં નિમિત્તોને છોડે, રાગદ્વેષ ન થવા દે, તો સમભાવ રહે. સુખ દુઃખ સમાન લાગે, સુખ પણ દુઃખરૂપ લાગે ત્યારે સમતા આવી કહેવાય. ભગવાનની પ્રતિમા છે, તે સમભાવની જ મૂર્તિ છે. જેનામાં સમભાવ છે, તેમાં દૃષ્ટિ રાખે તો સમભાવ આવે. સમજીને શમાય તો સમભાવ આવે. રાગદ્વેષ એ મોજાં છે, એ શમાઈ જાય તો સમભાવ આવે. ગમે તે થવું હોય તે થાઓ, રૂડા રાજને ભજીએ, એમ જેને હોય તેને સમભાવ આવે. સમભાવ આવે તો પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત થાય છે. જડની અપેક્ષાએ જુએ તો કાચ અને હીરો બરાબર છે; કારણ કે બન્ને જાણતાં નથી. જ્ઞાનીને વિવેક થયો છે તેથી જીવને જીવ અને જડને જડ જાણે

છે. કાચ અને હીરો દ્રવ્યથી સરખાં જાણે છે તેથી જ્ઞાનીને રાગદ્વેષ થાય નહીં. તેથી પર્યાયથી તેને સરખાં જાણે એમ નથી. જેમ હોય તેમ જાણે પણ રાગદ્વેષ ન કરે. અજ્ઞાનને લઈને રાગદ્વેષ થાય છે. અજ્ઞાન જાય તો પછી રાગદ્વેષ થવાનું કંઈ કારણ રહેતું નથી. જ્ઞાન છે તે સૂક્ષ્મમાં સૂક્ષ્મ વસ્તુને જાણે છે, પણ રાગદ્વેષ ન કરે. રાગદ્વેષ ન કરે તો સુખી થાય. આત્મદૃષ્ટિ જેની થઈ છે એવો યોગી હોય તેને રાગદ્વેષ ન થાય. નહીં તો નિમિત્તવાસી જીવ છે. મૂળ દ્રવ્ય ત્રિકાળ રહે છે. જેને દ્રવ્યદૃષ્ટિ થઈ છે તેને રાગદ્વેષ ન થાય. જેને રાગદ્વેષ થતા નથી તે ત્રણ લોકના નાથ થાય છે. "જેટલા પોતાની પુદ્ગલિક મોટાઈ ઇચ્છે છે તેટલા હલકા સંભવે." (૮૫) જગતના જીવો પૌદ્ગલિક મોટાઈ ઇચ્છે છે, તે હલકા છે. જે કશું ઇચ્છતા નથી, તે મોટા છે. જેને આત્માનું માહાત્મ્ય લાગ્યું તેને "સકલ જગત તે એઠવત્ અથવા સ્વપ્ન સમાન" લાગે છે. જેને આત્મદૃષ્ટિ થઈ છે તેને કોઈપણ પ્રકારનો ભય નથી. આત્માનો નાશ કરી શકે એવું જગતમાં કશું નથી. બીજી વસ્તુ 'મારી' માની ત્યાં ચિંતા ફિકર ઊભી થાય. 'હું અને મારું' થાય ત્યાં મિથ્યાત્વ આવી ઊભું રહે. સમભાવથી મોક્ષ થાય.

> "જિનપદ નિજપદ એકતા, ભેદભાવ નહીં કાંય;
> લક્ષ થવાને તેહનો, કહ્યાં શાસ્ત્ર સુખદાય." (૯૫૪)

એટલું જ કહેવું છે. મૂળ વસ્તુ આ છે.

["ચારિત્ર ચક્રવર્તી" વંચાતાં] **૫૬** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૩, ૨૦૦૯

બધું પોતાના આત્માની શુદ્ધિ કરવા માટે કરવાનું છે. વૃત્તિ શુદ્ધ કરવા માટે આવશ્યક કહ્યાં છે.

ભગવાનને વંદન કરવાથી શુભકર્મ બંધાય છે. બધું કરીને કરવું શું? આત્માને શુદ્ધ કરવો છે. ગમે તે ક્રિયા, દાન, તપ, જપ કરો, પણ જ્યાંસુધી ચિત્તની શુદ્ધિ ન થાય, ત્યાં સુધી મોક્ષ થાય નહીં. ભોગ ભોગવતો ન હોય તેમ છતાં કામ ક્રોધાદિમાં રહેતો હોય તોયે મનથી કર્મ બાંધે છે. મન બહુ ચપળ છે. એને સ્થિર કરવું. બહુ ચેતવા જેવું છે. નિરંતર ચિત્તની શુદ્ધિની જરૂર છે. ચિત્ત શુદ્ધ કર્યા પછી ભક્તિ થાય. રાગડા તાણ્યાથી કંઈ ભક્તિ થતી નથી. એ તો મન સ્થિર કરવા માટે મોટેથી બોલવાનું છે. નહીં તો કાયોત્સર્ગમાં જેટલો લાભ છે તેટલો મોટેથી બોલવામાં નથી. બે ઘડી જો સમતા રહે તો એને કેવળજ્ઞાન થઈ જાય. એ બે ઘડી પ્રાપ્ત કરવી બહુ મુશ્કેલ છે. તીર્થંકર મહાવીરસ્વામીને પણ એ બે ઘડી માટે બાર વર્ષ રાહ જોવી પડી. ઋષભદેવને હજાર વર્ષ સુધી રાહ જોવી પડી. મોઢે ગમે તેમ કહે કે મન વશ કરું, પણ એ વશ કરવું બહુ મુશ્કેલ છે. ચિત્તને રોકવા ભક્તિ છે. એમાંય જો ચિત્ત ન રહે તો જીવ દુર્ભાગી છે. ભગવાનનું સ્વરૂપ વાણીમાં આવે એવું નથી, પણ ભગવાનના સ્વરૂપને બતાવનારા નામનું પણ સ્મરણ રહે તો નિર્મળતા થવાનું કારણ થાય. ભાવના કરવા માટે સ્તવન, વંદના કરવાનું કહ્યું છે. મંત્ર, ભક્તિ એ બધાં જીવને નિર્મળ કરવા માટે કહ્યાં છે. ભગવાનના પવિત્ર ગુણોને ગાવા તે સ્તુતિ

છે. એમના ગુણોનું જે વખતે ઉચ્ચારણ કરે તે વખતે એને શુભ ભાવ હોય છે. સ્તુતિ કરવાયોગ્ય ભગવાન શુદ્ધ છે. ભગવાનની સ્તુતિના શબ્દો શુભ અને સ્તુતિ કરનાર શુભ હોય તો પછી એનું ફળ થાય જ. પોતાના આત્માને નિર્મળ કરવા, ક્રોધાદિ દૂર કરવા સ્તુતિ છે. તેને બદલે અત્યારે, હે ભગવાન ! મને પૈસા આપજો, છોકરાં આપજો એમ પોતાના ચોપડા ઉઘાડે છે. દેરાસરમાં જતાં મૂકવાનું છે, તે જ ત્યાં જીવ માગે છે. ભગવાન વીતરાગ છે, આપણે વીતરાગ થવું છે. વિકારમાં તણાવું નથી. આત્મામાં શુભ ભાવ ન આવે, આત્મા ઉન્નત ન થાય ત્યાં સુધી બરાડા પાડ્યે શું થાય ? ભાવની ખામીથી જીવ તરતો નથી.

"કપટરહિત થઈ આતમ અરપણા રે, આનંદઘનપદ રેહ." (આ૦ ૧)

એને બદલે કપટ રાખે છે. બીજી વસ્તુઓ જોઈને જીવને આનંદ આવે ત્યાં આગળ ભક્તિ રહેતી નથી. "જ્યાં રામ ત્યાં કામ નહીં, અને કામ ત્યાં રામ નહીં." બેય એક ઠેકાણે ન રહે. કૃપાળુદેવ ગમે તે લખે તે પહેલાં ॐ કે જિન એમ લખીને પછી બીજું લખે. ભગવાનને સંભારીને જ લખે છે. સમકિતી જીવો જેને માને તેની પ્રાર્થના કરે તો આત્માનું કામ થાય. અને મિથ્યાત્વી જેને માનતો હોય તેવા દેવોની પ્રાર્થના કરે તો કામ ન થાય. લઘુતાથી પ્રભુતા આવે છે. પ્રભુશ્રીજી કહેતા કે અમારું નામ લઘુરાજ પાડ્યું તે સારું છે. બધેથી નીચા થઈને બેઠા છીએ. પ્રાર્થના દ્વારા અશક્ય લાગતું કામ પણ થઈ જાય છે. ભક્તિ કરવાથી, ગુણચિંતનથી ભોગ એને ઝેર જેવા લાગે છે. જેમ વીતરાગને ભોગ નથી ગમતા તેમ એને પણ થઈ જાય. વીતરાગ એ સંસારથી વિમુખ થયા છે, તેમની ભક્તિ કરે તો એને પણ એવું થાય. પણ સમજીને કરે તો. ભગવાનમાં અનંત વીતરાગતા છે. જીવ જેટલી યોગ્યતા લઈને જાય તેટલી વીતરાગતા એનામાં આવે. પ્રભુશ્રીજી કહેતા 'યોગ્યતા લાવો, યોગ્યતા લાવો.' પાત્રતાની ખામી છે, પાત્રતા લાવવાની છે. ભગવાનનાં દર્શન કરવાથી આત્માનું ભાન થાય. પોતાનું શું અને પર શું ? તેનું ભાન પ્રગટે છે. સૂર્યરૂપ જે આત્મા તેનું ભાન થાય. ભગવાનનાં દર્શન કરવાની કળા આવડે તો એનો કામ દૂર થઈ જાય, બધો ખેદ દૂર થઈ જીવનું જીવન નવીન થઈ જાય. અન્યવસ્તુમાં ઇષ્ટ–અનિષ્ટની કલ્પના, સંકલ્પવિકલ્પ એને છૂટી જાય. ભગવાનની અંતર્મુખદૃષ્ટિ સમજાય તો એને પણ અંતર્મુખ દૃષ્ટિ થાય. મોહરૂપી રોગ ભગવાનના દર્શનથી દૂર થઈ સમાધિ થાય છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ ચાર આરાધના પ્રાપ્ત થાય છે. સમાધિમરણ કરવું હોય તેણે આ ચાર આરાધના કરવાની છે. ભગવાનનાં દર્શનથી બધાં કામ સિદ્ધ થાય છે.

જેની ભક્તિ કરવી છે, તેનામાં જો વીતરાગતા ન હોય ને તેની ભક્તિ કરે તો સંસારનો સંસાર જ રહે. અધોગતિનું કારણ થાય. ભગવાનને ભૂલી બીજું એના હૃદયમાં ચોંટ્યું તો અધોગતિ થાય. એવી ભક્તિ જીવ ભ્રાંતિથી કરે છે. તે કરતાં ભક્તિ ન કરતો હોય તો સારું છે. અહીં આગળ આવીને કર્મ બાંધતો હોય તો તે વધારે દુર્ગતિનું કારણ છે. અનંતકાળથી જીવ રખડે છે. મહાભાગ્યનો ઉદય થાય ત્યારે સત્સંગ, સત્પુરુષ મળે. સદ્ગુરુનો નિશ્ચય અને આશ્રય પ્રાપ્ત થવો દુર્લભ છે. એ નિશ્ચય અને આશ્રયની ખામી છે.

તેથી બીજે ચિત્ત રહે છે. પોતાના દોષો કઢાવે એવા સદ્ગુરુનો યોગ મહાપુણ્યે થાય છે. સમ્યક્ત્વ એ આંખ છે. તેથી સાચો ખોટો રસ્તો દેખાય છે. જેનો સંગ કરે તેવો જીવ થઈ જાય. ગુણવાનની ભક્તિ કરે તો ગુણ પ્રાપ્ત થાય. પહેલામાં પહેલો લક્ષ એ રાખવો કે જેની આપણે ભક્તિ કરીએ છીએ તે વીતરાગ છે કે નહીં? કૃપાળુદેવે એ જ લખ્યું છે કે "જેની પાસેથી ધર્મ માગવો, તે પામ્યાની પૂર્ણ ચોકસી કરવી." (૪૬૬) જો અજ્ઞાનીની ભક્તિ કરે તો આખી જિંદગી એની નકામી જાય. જગતમાં દેખાદેખી ભક્તિ થાય છે. સાચા સદ્ગુરુ મળ્યા હોય અને સાચી ભક્તિ પ્રાપ્ત થઈ હોય તો તે પાણીમાં કમળ રહે તેમ રહે છે. વૈભવ એને બાધા કરતો નથી. ભરત મહારાજને જ્યાં જુએ ત્યાં ભગવાન જ દેખાતા. એવી ભક્તિ એમને હતી. જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ થાય છે.

* * *

કેવળી કોળીઆવાળો આહાર લેતા નથી. શરીરને યોગ્ય જે પુદ્ગલો જોઈએ તે એમને મળી રહે છે. સમયે સમયે અનંતી શુભ ઔદારિક વર્ગણા ગ્રહણ થાય છે. કર્મ બાંધે એટલો પણ આહાર કર્યો. નિશ્ચયનયથી તો આત્માની પાસે જ કર્મ પડયાં હોય તો પણ તે આત્માનાં નથી. જડને નિમિત્તે જીવ ભાવ કરી શકે છે. પ્રતિમા દેખીને પણ સમ્યગ્દર્શન થાય છે.

**૫૭** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ દ્વિ. ૩, ૨૦૦૯

જ્ઞાનીની આજ્ઞાથી જીવનું કલ્યાણ થાય છે. બીજી હઠયોગની ક્રિયા કરે પણ પરમાર્થની તો આજ્ઞામાં એકતાન થયા વિના સમજણ પડે નહીં. આજ્ઞાને મૂકી બીજે જાય તો આત્મા કદી જણાય નહીં. બધા જગતથી ઉદાસીન થાય ત્યારે આજ્ઞામાં એકતાન થવાય. પારકી પંચાત મૂકી આજ્ઞામાં એકતાન થવું. જગતનું બધે વિસ્મરણ થઈ જાય, ત્યારે આજ્ઞામાં એકતાન થવાય. એવું ન થાય ત્યાંસુધી પરમાર્થ પ્રાપ્ત થતો નથી. ઘણા મનુષ્યભવો મળ્યા તે બધા શામાં ગયા? તો કે કેટલાય ભવ શાસ્ત્રો ભણવામાં, જપ તપ વગેરેમાં ગયા, પણ આજ્ઞામાં એકતાન થવાયું નથી. પાંચ ઇન્દ્રિયોરૂપ ચોરો છે તે એનો ઉપયોગ ચોરી લે છે. એકતાન થયા વિના માર્ગ મળે એવો નથી. એ થવું બહુ દુર્લભ છે. અને એ વિના તો છૂટકો નથી. ટૂંકામાં જીવને કરવા યોગ્ય શું તે બતાવ્યું. કોઈ મહાપુણ્યના યોગે આજ્ઞા મળે અને તેને ઝૂરણા સહિત આરાધે તો જીવ છૂટે. નહીં તો છૂટે એવો નથી. આજ્ઞામાં એકતાન થવું કેટલું અઘરું છે? જ્ઞાનીની આજ્ઞા આરાધવામાં મોહ મદદ કરે તેમ નથી. બધું ભૂલવાનું છે. ઉપયોગને ઉપયોગમાં રાખવાનો છે. ઘણા શ્વાસ રોકે છે, ઇન્દ્રિયો રોકે છે, પણ જ્યાં સુધી મોહ મદદ કરે ત્યાં સુધી છૂટે નહીં.

"વહ સાધન બાર અનંત કિયો, તદપિ કછુ હાથ હજુ ન પર્યો."

પણ આજ્ઞાથી માર્ગ સુલભ છે. આજ્ઞામાં ચિત્ત અચળ થાય તો કર્મ બંધાય નહીં. એ આજ્ઞા જીવને સમજાતી નથી. એની અપૂર્વતા જીવને લાગતી નથી. સત્પુરુષનો યોગ થવો કેટલો દુર્લભ છે! એનાં વચન સાંભળવાં કેટલાં દુર્લભ છે! એની શ્રદ્ધા થવી કેટલી દુર્લભ છે! આજ્ઞા આરાધવી કેટલી દુર્લભ છે! એમ જીવને માહાત્મ્ય લાગતું નથી. ખરી આજ્ઞા

તો રાગદ્વેષ ન કરવાની છે. વિભાવથી છૂટી સ્વભાવમાં આવવું એ જ જ્ઞાનીની આજ્ઞા છે. રાગ છોડ્યા વિના આજ્ઞા આરાધાતી નથી. "હું દેહાદિસ્વરૂપ નથી." દેહાદિસ્વરૂપ મારે માનવું નથી. "દેહ સ્ત્રી પુત્રાદિ કોઈ પણ મારાં નથી." એ બધું એને સમજણ પડે, આંખે દેખાય એવું કહ્યું. આવો જેને નિર્ણય થયો તેને વૈરાગ્ય સહેજે રહે. પછી થાય કે હું કોણ છું? "શુદ્ધચૈતન્યસ્વરૂપ અવિનાશી એવો હું આત્મા છું, એમ આત્મભાવના કરતાં રાગદ્વેષનો ક્ષય થાય" (૬૯૨). એવી જ્ઞાનીએ કહેલી આજ્ઞા આરાધે તો રાગદ્વેષ ક્ષય થઈ મોક્ષ થાય.

જન્મમરણ થવાનું કારણ જ્ઞાનીની આજ્ઞા આરાધી નથી એ છે. કૃપાળુદેવ આપણને પૂછે છે કે તમે આત્માનું કલ્યાણ કરવા ધારો છો કે પ્રમાદમાં રહેવા? એકતાન થયા વિના તો છૂટકો નથી. આટલું વિચારાય તોય ઘણું છે. જ્ઞાનીની આ વચનરૂપી લાકડી લાગશે નહીં ત્યાંસુધી સંસારની કેડ ભાંગશે નહીં.

૫૮ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૪, ૨૦૦૯

વધારે સત્સંગની જરૂર છે. સત્સંગે ઘણી શંકાઓનું સમાધાન થઈ જાય એવું છે.

કૃપાળુદેવનાં વચનો વાંચતી વખતે એ લક્ષ રાખવો કે કૃપાળુદેવ આપણને જ કહે છે. એ વસ્તુ જો હું હૃદયમાં રાખીશ તો કલ્યાણ થશે, એવો ભાવ રાખવો. જીવને માહાત્મ્ય લાગ્યું નથી. જેટલો અંદર ભાવ પેસે તેટલું કામ થાય. ભાવ જેટલો આવ્યો હોય તેટલું કામ થાય. ગોળ નાખે તેટલું ગળ્યું થાય. સમજાય ન સમજાય તો પણ જ્ઞાનીનાં વચન કાનમાં પડે છે, તે હિતકારી છે. ત્યાં આગળ એનું ચિત્ત નિર્મળ થાય છે, પરમાર્થથી રંગાય છે. જીવ પહેલાં આગલા દેહમાં હતો ત્યાં એણે સાધન કર્યાં હતાં પણ ફરી જન્મવું ન પડે એવું સાધન કર્યું નથી. જ્ઞાનીની આજ્ઞાથી સાધન કરે તો મોક્ષ થાય. દૂધ હોય તે વધારે વાર પડ્યું રહે તો બગડી જાય અને જો મેળવણ નાખે તો દહીં થઈ જાય. તેમ જ્ઞાનીની આજ્ઞાએ વર્તે તો સવળું થાય, નહીં તો કેટલાય ભવ બગડી જાય. આજ્ઞાએ વર્ત્યો હોત તો ફરી જન્મવું ન પડત. એટલી કાનબૂટી ઝાલે તો એને થાય કે જ્ઞાનીની આજ્ઞા એ જ મારું જીવન છે. એ તૂટે તો હું જીવતો મર્યા જેવો છું, એમ લાગે. "જ્ઞાનીપુરુષની આજ્ઞા છે તે ભવમાં જવાને આડા પ્રતિબંધ જેવી છે" (૫૧૧). જેને જ્ઞાનીનો સંગ થયો છે તેને પછી વધારે ભવ કરવાના રહે નહીં. આજ્ઞાએ વર્તે તો એને સમકિત પમાડી મોક્ષે લઈ જાય. આજ્ઞા એ સમકિતનું કારણ છે. આજ્ઞા-સમકિત કહેવાય છે. જીવને એનું માહાત્મ્ય નથી લાગ્યું. કંઈ નહીં, બે ભવ વધારે થશે! એમ જીવ કરે છે. તરવાનું સાધન મળ્યું તે પ્રાણ જતાં પણ છોડવું નહીં. "આજ્ઞામાં જ એકતાન થયા વિના પરમાર્થના માર્ગની પ્રાપ્તિ બહુ જ અસુલભ છે." (૧૪૭) કોની આજ્ઞા? એ નક્કી કરી પછી એકતાન થવાનું છે. આજ્ઞા જ્ઞાનીની આરાધે તો મોક્ષે લઈ જાય અને અજ્ઞાનીની આરાધે તો સંસારમાં લઈ જાય. આપણને પ્રભુશ્રીજી કહેતા કે કૃપાળુદેવને માનવા. બીજા કોઈને જ્ઞાની ગુરુ માનવા નથી. જ્ઞાની એને તરવાનો જ ઉપાય બતાવે છે. જ્ઞાનીપુરુષ કહે છે કે મોક્ષે જવું હોય તો

અમારો સંગ કરવો. બીજી ઇચ્છા કરવી નહીં. બીજી સંસારી ઇચ્છા હોય તો જ્ઞાની એને ઓળખાય જ નહીં. જ્ઞાનીને વિષયકષાય, પૈસાટકા, મોહ કશાયમાં વૃત્તિ નથી. જે કરવા જેવું છે, તે એમણે કરી લીધું, માત્ર એ એક મોક્ષની મૂર્તિ છે. એને ઓળખવા મુમુક્ષુતા જોઈએ, તો એ ઓળખાય. મોક્ષે જવું છે એવી જેને ઇચ્છા છે તે મુમુક્ષુ છે. સંસારની ઇચ્છા હોય તે મુમુક્ષુ શાનો? જ્ઞાની એને આત્માર્થમાં પ્રેરે છે. મોક્ષની ઇચ્છા ન હોય તોય જ્ઞાની એને ઉત્પન્ન કરાવે, પણ સ્વાર્થ હોય તો કંઈ ન કહે. એનું આત્મહિત કેમ થાય તે જ્ઞાની જાણે છે. આપણને ખરા વૈદ્ય મળ્યા છે. તો આપણે ખરા દર્દી થવું જોઈએ. તો કામ થાય. આજ્ઞા પાળે તો રોગ મટે.

'આત્મસિદ્ધિ'માં શુષ્કજ્ઞાની અને ક્રિયાજડ કહ્યા છે, તે બન્ને દુષ્ટ અભિમાનમાં છે. પોતાની પાસે એવું મિથ્યાત્વ છે તેથી બીજાને પણ એવું કરાવે. અભિમાન કરવું તો સારી વસ્તુનું કરવું કે મારે વહેલા મોક્ષે જવું છે. હું અધમાધમ છું, મારે માનને પોષવું નથી. એને શત્રુ જાણવાનું છે. અનેક પ્રકારે મિથ્યાત્વ હોય ત્યારે માથું બીજામાં પેસી જાય છે, મિથ્યાભિમાન જીવને થાય છે. સ્વચ્છંદે કદી ધર્મ થવાનો નથી. પોતાની ઇચ્છા પોષવા ધારે તો એને પોતાને નુકસાન થાય. કૃપાળુદેવે લખ્યું છે કે "જો કે તીર્થંકર થવા ઇચ્છા નથી; પરંતુ તીર્થંકરે કર્યા પ્રમાણે કરવા ઇચ્છા છે." (૧૭૦). તીર્થંકર જેવા થવું નથી એટલે કે સમવસરણ રચાવું, દેવોને નમાવું, એવું માન થાય તેવું કરવું નથી. પણ તીર્થંકર પોતે તર્યા અને બીજાને તાર્યા, તે અમારે કરવાનું છે. અત્યારે જીવની પાસે અભિમાન કરવા જેવું કંઈ નથી. અભિમાન દૂર થવાનો ઉપાય જ્ઞાનીની આજ્ઞા છે. સંસાર નાશ કરવા તૈયાર થયો હોય અને અભિમાન કરે ત્યાં સંસાર વધે. લોકોમાં માન મેળવવા જીવ વધારે તણાય છે. કલ્પના થાય છે, તે જીવને સાચી લાગે છે. મન તો કોઈ ચમત્કારી વસ્તુ છે, એક સમયમાં કેટલાય ગાઉ ચાલ્યું જાય. બીજું જ જગત ઊભું કરી નાખે છે. આત્મસિદ્ધિ બોલતો હોય તોય બીજી વાતોમાં જીવ ચઢી જાય છે. આત્મસિદ્ધિની કડી સાંધીને મન પાછું બીજે જતું રહે છે. કલ્પનાએ વર્તવું એ પરમાર્થમાર્ગ નથી. જ્ઞાનીની આજ્ઞા જ આ ભવમાં આરાધવી છે. એ જ પરમાર્થમાર્ગ છે. નિજ છંદે તો કશું થાય એવું નથી. કલ્પનામાં જીવ ગૂંચાઈ ગયો છે. તેથી છૂટવા કોઈ અપૂર્વ જ્ઞાનની જરૂર છે. "જે જાણ્યું તે નવિ જાણું અને નવિ જાણ્યું તે જાણું." એમ પ્રભુશ્રીજીના બોધમાં આવે છે. અપૂર્વ જ્ઞાન હોય તો જીવ ભૂલો પડે નહીં, કલ્પનામાં તણાય નહીં. એ અપૂર્વ જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન છે. તે આત્મવિચાર વગર આવે નહીં. અપૂર્વ જ્ઞાનની પ્રાપ્તિ અપૂર્વ પુરુષાર્થથી થાય છે. અપૂર્વ પુરુષનો યોગ થાય તો એવી દશા પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય. તેથી આત્મવિચાર જાગે. એ જાગે ત્યારે આત્મજ્ઞાન થાય. અને આત્મજ્ઞાન થાય ત્યારે બધા સંકલ્પ વિકલ્પો જતા રહે. આજ્ઞામાં જ મારો ધર્મ છે એમ જ્યારથી થાય ત્યારથી જ એના બધા દોષ દૂર થવા માંડે.

**૫૯** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૫, ૨૦૦૯

મુમુક્ષુ—"ત્રિપદનો ઉપયોગ અનુભવવો." (૫-૧૦) એટલે શું?

પૂજ્યશ્રી—ઉત્પાદ, વ્યય અને ધ્રુવ એ ત્રણ પદ કહેવાય છે. વસ્તુ ઉત્પન્ન થાય, નાશ પામે અને વસ્તુ વસ્તુરૂપે ધ્રુવ રહે. જેમ કોઈ ફૂલ જોયું તે ઉપર વિચાર કરે કે આ ફૂલ હમણાં બહુ સારું ખીલ્યું છે, વિકસિત થયું છે, પણ પહેલાં એ કેવું હતું? પાછળથી કેવું થવાનું છે? એમ વિચાર કરે તો મોહ ન થાય. એમ દરેક વખતે લક્ષ રહે તો જ ત્રિપદનો ઉપયોગ અનુભવ્યો કહેવાય.

મુમુક્ષુ—પ્રભુ! મને એક સ્વપ્નું આવ્યું હતું કે પ્રભુશ્રીજી સભામંડપમાં બેઠા છે, બોધ કરી રહ્યા છે. તે વખતે મને અને ૦ ૦ ૦ ૦ ભાઈને પ્રભુશ્રીજીએ કહ્યું કે પાંચ ભવમાં તમારો મોક્ષ થઈ જશે.

પૂજ્યશ્રી—સારું છે. સારી ભાવના હોય તો સારાં સ્વપ્નાં આવે. અને સંસારી ભાવના હોય તો તેવાં આવે. સ્વપ્નાં છે તે સ્વપ્નાં જ છે; પણ એવાં સારાં સ્વપ્નાં આવે તો આગળ વધવાનું થાય.

મુમુક્ષુ—મને પ્રભુશ્રીજીનાં તો કોઈ કોઈ વખત સ્વપ્નાં આવે છે, પણ કૃપાળુદેવનાં તો આવતાં નથી.

પૂજ્યશ્રી—આલોચનાદિ-પદ-સંગ્રહમાં જિનવરદર્શન છે ને? તે મને લખવાનું મન થયું, પણ વિચાર આવ્યો કે મને દર્શન તો થયાં નથી તો શું લખું? દર્શન ન થાય ત્યાં સુધી મારે લખવું જ નથી. એમ કરી પડી મૂક્યું. અને રાત હતી તેથી સૂઈ ગયો. તો સ્વપ્નું આવ્યું કે હું બાંધણીમાં છું અને કૃપાળુદેવ ત્યાં ઘરના મેડા ઉપર પધાર્યા છે. મને થયું કે પરવારીને કૃપાળુદેવનાં દર્શન કરવા જઈશ. એટલામાં આંખ ઊઘડી ગઈ તેથી ખેદ થયો. પછી ફરી સ્વપ્નું આવ્યું કે ઘરના મેડા ઉપર કૃપાળુદેવ કફની પહેરીને પાટ ઉપર પદ્માસને બેઠા છે. સોભાગભાઈ સામે બેઠા છે. પહેલાં કૃપાળુદેવ મને દેખાયા. પછી આંખ ઊઘડી ગઈ.

એક મુમુક્ષુ—પછી લખ્યું?

પૂજ્યશ્રી—હા, દર્શન થયાં એટલે લખ્યું. તેમાં પહેલું પ્રાસ્તાવિક પદ એ જ લખ્યું કે–

"ધન્ય રે દિવસ આ અહો! પ્રભુદર્શન આજ પમાય રે;"

૬૦ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૬, ૨૦૦૯

પૂજ્યશ્રી—જ્ઞાની જે શિખામણ આપે તે ધ્યાનમાં લે તો કર્મ ન બંધાય. આજ્ઞા જેવું વાંચવામાં આવે તે પકડી લેવું. મહાપુરુષ ધર્મના નેતા છે. એઓ સંસારી બાબતોમાં પડતા નથી. ઉદય હોય તેટલું કરે. પોતે તરવું અને બીજાને તારવા એમ એ તરણતારણ છે. આપણે નવરા પડીએ કે ઝટ પુસ્તક લઈ બેસવું. વખત નકામો ન ગાળવો. કૃપાળુદેવનાં વચનોમાં ચિત્ત રહે તો વિચારણા જાગે અને વિચારણા જાગે તો આત્મજ્ઞાન થાય.

"જાણ્યું તો તેનું ખરું, જે મોહે નવિ લેપાય;
સુખ દુઃખ આવ્યે જીવને, હર્ષશોક નવિ થાય."

સાચું જાણ્યું હોય તો હર્ષશોક એને થવા ન દે. "કોઈ પણ કારણે આ સંસારમાં કલેશિત થવાયોગ્ય નથી." (૪૬૦) જ્ઞાનીને સંસારની કંઈ કિંમત નથી. કલ્પી કલ્પીને મારું તારું, સગાંવહાલાં ઊભાં કર્યાં છે. જે વસ્તુ નથી તેને ઊભી કરે છે. સંસારમાં દુઃખ જ છે તો તે માટે શોક ન કરતાં વહેલાં મોક્ષે જવાય એમ વિચારવાન કરે છે.

મુમુક્ષુ—શીલ અને બ્રહ્મચર્ય બે છે?

પૂજ્યશ્રી—એક જ છે. શીલનો અર્થ સ્વભાવ પણ છે. કુંદકુંદાચાર્યે 'શીલપાહુડ' લખ્યું છે, તેમાં એમ કહ્યું છે કે પાંચ ઇન્દ્રિયો અને મનને રોકી આત્મામાં રહે તે શીલ છે. કર્મ ભોગવ્યા વિના છૂટકો નથી. તીર્થંકર જેવાને ભોગવવાં પડે છે, તો પછી બીજાનું તો કહેવું જ શું? માટે કર્મ બંધાતી વખતે પરિણામ એવાં રાખવાં કે જેની ઇચ્છા નથી તેવાં કર્મ ન બંધાય. નિમિત્ત સારાં રાખવાં. સારાં નિમિત્તે સારા અને ખરાબ નિમિત્તે ખરાબ ભાવ થાય. માટે કૃપાળુદેવે સત્સંગની જ ભલામણ કરી છે. નિરંતર સત્સંગ કરવો. સત્સંગમાં ચિત્ત હોય અને વિષયકષાય ઉદય આવે તો પણ એને અસર કર્યા વગર ચાલ્યા જાય. ખરો પુરુષાર્થ સત્સંગ છે. સત્સંગ આત્માને માટે છે. સત્સંગમાં એને આત્માને જાણવાની તત્પરતા હોય છે. બધું કરીને આત્મામાં રહેવાનું છે. એને ભૂલ્યો તો બધું ભૂલ્યો. અનંતકાળથી જન્મમરણ કરે છે. પોતે પોતાનો શત્રુ થઈને વર્તે છે. એની દયા નથી. દૃષ્ટિ ફેરવી નાખવાની છે. જે દેખાય છે, તે બધેથી ઉદાસીન થઈ આત્માની કાળજીવાળા થવાની જરૂર છે. બીજી વસ્તુને 'મારી' માને ત્યાં આગળ આત્મા વેગળો રહે છે. વૈરાગ્ય વગર કામ ન થાય. આ સારું, આ ખરાબ એમ થાય ત્યાં નવાં કર્મ બંધાય છે. બધું જવાનું છે. કશું રહેવાનું નથી. "શું કરવાથી પોતે સુખી? શું કરવાથી પોતે દુઃખી?" એનો નિર્ણય નથી થયો. જીવે પોતાની ગોઠવણો કરી મૂકી છે. અનંતકાળથી ડહાપણ કરતો આવ્યો છે. તે મૂકી જ્ઞાનીની શિખામણ લક્ષમાં લે તો કર્મ ન બંધાય. પુરુષાર્થ કર્યા વિના એ થાય એવું નથી.

"નથી આજ્ઞા ગુરુદેવની, અચળ કરી ઉરમાંહિ."

આજ્ઞા એટલી બધી અચળ કરી મૂકવી કે એના વિના ગમે જ નહીં. પણ જીવને એની અપૂર્વતા નથી લાગતી. અપૂર્વતા લાગે તો સમ્યગ્દર્શન થાય. રોજ ખાય છે, પીએ છે તોય જાણે કોઈ દિવસ ખાધું જ નથી. એવી ય અપૂર્વતા આજ્ઞાઆરાધનમાં નથી લાગતી. જ્યાંસુધી ભાન હોય, શ્વાસોચ્છ્વાસ ચાલતા હોય, ત્યાંસુધી સ્મરણ ચૂકવું નહીં. એ થાય ક્યારે? અપૂર્વતા લાગે ત્યારે. અત્યારે રૂપ આદિમાં તન્મય થઈ ગયો છે. એના કારણોમાં પ્રીતિ છે. એનું ફળ દુઃખ આવે. સત્પુરુષો જગતની રચના જોઈ ઉદાસીન થઈ ગયા છે. "ફરી ન જ જન્મવું, ફરી એમ ન જ કરવું, એવું દૃઢત્વ આત્મામાં પ્રકાશે છે." (૧૨૮)

મુમુક્ષુ—સ્મરણ કરું છું ત્યારે બહુ મુઝવણ થાય છે કે અહીંથી જતો રહું? ક્યાં જઉં? શું કરું? એમ મુઝવણ થાય છે.

પૂજ્યશ્રી—બધાં કર્મ છે. આવી આવીને જાય છે. ગભરાવું નહીં અને સ્મરણ છોડવું

નહીં. સ્મરણથી એવું થાય છે, માટે સ્મરણ મૂકી દેવું, એમ ન કરવું. વધારે વિકલ્પો આવે તો મોટેથી ઉતાવળે 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' એમ ધૂન લગાવવી. મુઝાવું નહીં. સ્મરણ કર્યા જ કરવું. એ છોડવું નહીં. ક્યાંય હવે જવું નથી અને આવવું ય નથી.

૬૧ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૮, ૨૦૦૯

જીવને કર્મ બંધાય છે તે ન બંધાય એવું કરવાનું છે. સમયે સમયે અનંત કર્મ બંધાય છે. એ આત્માને રોગ થયો છે. મુઝવણના વખતમાં આત્માના વિચાર આવવા મુશ્કેલ છે. "તેવા પ્રસંગમાં કંઈ થોડો વખત ગમે તેમ કરી કામકાજમાં મૌન જેવો, નિર્વિકલ્પ જેવો કરી નાખવો." (૪૭૩). જે થવાનું હોય તે જ થાય છે, એમ જાણી મુઝવણના વખતમાં ગભરાવું નહીં. મનને કોઈ સારા કામમાં જોડી દેવું. ત્યાં મન તલ્લીન થાય એવું કરી દેવું.

સત્સંગને નામે જીવ ઠગાય છે. જ્યાં આત્માનું કામ થાય ત્યાં સત્સંગ છે. જ્ઞાનીનું એક એક વચન કીમતી છે. એ તો આત્માનો ઉદ્ધાર કરવા માટે જ કહે છે. બહુ હિતકારી શિખામણ છે. કાળ એવો છે કે પોતાને કંઈક સંસારી વાસના હોય તે સત્પુરુષ સિવાય બીજાને જણાવવાની જરૂર નથી. કેમકે બીજાને જણાવે તો તે વાસનાને પોષે અને સત્પુરુષને જણાવે તો, તેઓ તો કઢાવી નખાવે. સત્સંગને નામે પણ જીવ ઠગાય છે. એ તો મુમુક્ષુ છે ને! એમ કરી જીવ સંસારી ઇચ્છાઓને પોષે, સંસારી વાતો કરે, એ કંઈ સત્સંગ નથી. બે ચાર મુમુક્ષુ ઓટલા ઉપર બેસી સંસારી વાતો કરે તો કેટલાંય કર્મ બાંધે. વાતો કરતાં કરતાં ક્યાંય ચઢી જાય. એ કંઈ સત્સંગ નથી. કુસંગ છે. જીવે બહુ ચેતવા જેવું છે.

૬૨ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૧૧, ૨૦૦૯

મન જે દુરિચ્છા કરે તે એને આપવું નહીં. વિલાસ વગેરે ઇચ્છે તે એને આપવું નહીં. સામા પડવું તો એ વશ થાય. મન નાના છોકરા જેવું છે. તેને વશ રાખે તો વશ રહે, નહીં તો ભટકે. વિવેકની જરૂર છે. જેનું ફળ સંસાર આવે તે ઇચ્છા રોકવાની છે. જેનું ફળ મોક્ષ આવે તે ઇચ્છા કરવાની છે. સૂક્ષ્મ અવલોકનની જરૂર છે. મન ક્યાં ક્યાં જાય છે? એ તપાસવું. મન શી શી ઇચ્છાઓ કરે છે? શા સંકલ્પવિકલ્પ કરે છે? તે થોડી થોડી વારે જોવાની જરૂર છે. મન ઉપર ચોકી રાખવાની જરૂર છે. નહીં તો નિરંકુશ થઈ જાય. કોઈ પણ વસ્તુ આપણામાં ઘર કરી બેસે એમ ન કરવું. નહીં તો કર્મ બંધાય. જેને છૂટવું છે તેણે નવું ન બંધાય એવો પુરુષાર્થ કરવો. એ કર્મ બંધાવનાર મન છે.

"ક્યા ઇચ્છત? ખોવત સબે, હૈ ઇચ્છા દુઃખમૂલ;
જબ ઇચ્છાકા નાશ તબ, મિટે અનાદિ ભૂલ." (હા૦ ૧-૧૨)

ઇચ્છાઓ રોકવાની છે. પોતાની ઇચ્છાએ વર્તે તો સંસાર વધે. જ્ઞાનીની આજ્ઞાએ વર્તે તો મોક્ષ થાય. સ્વચ્છંદ હોય તો સંસાર થાય અને આજ્ઞા હોય તો મોક્ષ થાય. જ્ઞાનીનું કહેલું માન્ય થાય અને લોકોનું કહેલું અમાન્ય થાય એવું કરવું. સાંસારિક લૌકિકભાવમાં મન

તણાય તો ત્યાંથી રોકવું. મનને કંઈ કામ જોઈએ. નવરું પડે તો અનાદિની ટેવ છે તેથી કર્મ બાંધે છે. પ્રમાદ કર્મ બંધાવનાર છે. એ મોટો શત્રુ છે.

૬૩ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૧૨, ૨૦૦૯

મારે શું કર્તવ્ય છે? એ ભૂલી જવાય છે. જીવે યાત્રાઓ ઘણીવાર કરી, પણ નિષ્ફળ થઈ છે. "અનંતવાર શાસ્ત્રશ્રવણ, અનંતવાર વિદ્યાભ્યાસ, અનંતવાર જિનદીક્ષા, અનંતવાર આચાર્યપણું પ્રાપ્ત થયું છે." એવું જીવે કર્યું છે, પણ "સત્ મળ્યા નથી, સત્ સુણ્યું નથી અને સત્ શ્રદ્ધ્યું નથી." એ કર્યું નથી. સત્ વગર જેટલું કર્યું તેટલું "સહુ સાધન બંધન થયાં." "અને એ મળ્યે, એ સુણ્યે અને એ શ્રદ્ધ્યે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે." (૧૬૬). એવું ન થાય ત્યાં સુધી જંપીને બેસવાનું નથી.

જાત્રા શા માટે કરવાની છે? તે વિષે કૃપાળુદેવે કહ્યું છે કે, "જાત્રાએ જવાનો હેતુ એક તો એ છે કે ગૃહવાસની ઉપાધિથી નિવૃત્તિ લેવાય; સો બસો રૂપિયા ઉપરથી મૂર્છા ઓછી કરાય; પરદેશમાં દેશાટન કરતાં, કોઈ સત્પુરુષ શોધતાં જડે તો કલ્યાણ થાય. આ કારણથી જાત્રા કરવાનું બતાવ્યું છે." (ઉપદેશછાયા-૧૩)

આપણે હરતાં ફરતાં, કામ કરતાં, સ્મરણ કરવું. ભણે ત્યાંસુધી બ્રહ્મચર્ય રાખવું જોઈએ. કાળ એવો છે કે સત્સંગમાં ઘણાં વિઘ્નો આવે છે. "ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક." મરણ સુધી શરણ ટકાવી રાખવું મુશ્કેલ છે. પહેલાંના લોકોને કોઈ જ્ઞાનીનો યોગ થતો અને જ્ઞાની કહેતા તે પકડ કરી લેતા. પછી જિંદગી સુધી છોડે નહીં. એ જ આ કાળમાં દુર્લભ છે માન ન હોત તો અહીં જ મોક્ષ હોત. માન મુકાય તો કેટલો લાભ થાય? "હું પામર શું કરી શકું? એવો નથી વિવેક." અહંભાવ છોડી મારે જાણવું છે, શીખવું છે, એ ભાવ રાખવો. અહંભાવનો ભાર જેટલો છે તેટલો ઉતારી નાખ્યા વિના છૂટકો નથી. જગતમાં ઝેરી વાતાવરણ છે. જ્ઞાની મળે તો જ એમાંથી બચી શકે. નહીં તો ફુલાઈ જાય. મારો આત્મા કેમ જાગે એ પહેલું કરવું, પછી બીજે દૃષ્ટિ કરવાની છે. પોતે બળે છે અને બીજાને બાળે છે. જગતમાં શબ્દે શબ્દો થઈ ગયા છે. એનો પાર નથી. સાચું શું એ સમજવું મુશ્કેલ છે. 'સબ સબકી સમ્હાલો, મૈં મેરી ફોડતા હૂં.' પોતાનું કરશે ત્યારે કામ થશે. ભાવ ફેરવવાનું કામ કોઈ કરી આપે નહીં. જાગૃત થવાની જરૂર છે. 'ચેતતા નર સદા સુખી.' માથે મરણ છે.

૬૪ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૧૩, ૨૦૦૯

"સંસાર સ્પષ્ટ પ્રીતિથી કરવાની ઇચ્છા થતી હોય તો તે પુરુષે જ્ઞાનીનાં વચન સાંભળ્યાં નથી; અથવા જ્ઞાનીપુરુષનાં દર્શન પણ તેણે કર્યાં નથી." (૪૫૪). બહુ વિચારવા જેવું છે. આપણા જીવના દોષો જોઈને પશ્ચાત્તાપ કરી પાછા હઠવું. જ્ઞાનીના દર્શન એટલે શ્રદ્ધા એમ અર્થ છે. હજુ એને લૌકિકભાવની શ્રદ્ધા છે. જ્ઞાની તો અલૌકિકભાવની મૂર્તિ છે. આ સંસાર અસાર લાગે એવું કંઈ ચોંટે તો જ્ઞાનીનાં દર્શન કર્યાં કહેવાય. જ્ઞાનીનાં વચનો સાંભળ્યાં ક્યારે કહેવાય? તો કે એને કંઈક પકડી રાખ્યાં હોય ત્યારે. જો સંસાર એને પ્રિય હોય,

મને દેવલોક મળે, પૈસા મળે, છોકરાં મળે એવી લૌકિક ઇચ્છા હોય, તો જ્ઞાનીની એને શ્રદ્ધા છે એમ શાથી કહેવાય? દેહથી ભિન્ન સ્વરૂપે જ્ઞાની રહે છે.

"છે દેહાદિથી ભિન્ન આતમા રે, ઉપયોગી સદા અવિનાશ."

એવાં જ્ઞાનીનાં વચનો, તેવા થવા માટે સાંભળ્યાં હોય અને જ્ઞાનીને તેવી રીતે ઓળખ્યા હોય તો પછી એની દેહદૃષ્ટિ ખસે. અવિચારથી, દેખે છે અને ભૂલો પડે છે. બે વસ્તુ છે: જડ અને ચેતન. તે બન્નેને એક માને છે.

"ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહ સમાન;
પણ તે બન્ને ભિન્ન છે, પ્રગટ લક્ષણે ભાન."

જ્ઞાનીના બોધથી બન્નેને લક્ષણથી જુદાં જાણી શ્રદ્ધા કરે તો જાણ્યું કહેવાય. જ્ઞાની તો પોકાર કરીને કહે છે કે પાંચ ઇન્દ્રિયો શત્રુ છે, પ્રમાદ-આળસ વૈરી છે, કષાયો આપણા શત્રુ છે, એવું સાંભળીને પાછો તેમાં જ રહ્યા કરે તો એણે શું સાંભળ્યું?

કેડમાં ડાંગ મારી હોય તો ચલાય નહીં, તેમ જ્ઞાનીનો બોધ એને લાગ્યો હોય તો પછી સંસારબળ ચાલે નહીં, માંડ માંડ પ્રારબ્ધ પ્રમાણે ચલાય, સંસારભાવ એને છૂટી જાય. પછી સંસાર વધે નહીં. જ્ઞાનીની આજ્ઞાએ વર્તે તો સંસાર છૂટે. જ્ઞાનીનાં વચનો એને લાગ્યાં હોય તો આત્માનું વેદન થાય. દેહ છૂટે પણ જ્ઞાનીના વચનો ન છૂટે એવું કરવું. અપમાન કર્યું હોય તે જીવ ભૂલતો નથી. પણ જ્ઞાની કહે છે કે તું બ્રાહ્મણ નથી, વાણિયો નથી, સ્ત્રી નથી, પુરુષ નથી, તે માનતો નથી. દેહ જોવાનો મૂકી આત્મા ભણી દૃષ્ટિ કરે તો જ્ઞાનીને જોયા કહેવાય.

"સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય." એ સમજવા માટે પૂજા ભક્તિ વગેરે કરવાનું છે. અંતર તપાસે તો બધાને ખબર પડે એવું છે. આખા સંસારનું મૂળ સ્ત્રી કહેવાય છે. દેહદૃષ્ટિ તે સંસાર છે. જ્યાંસુધી હું દેહ છું એમ લાગે ત્યાંસુધી બીજાને પણ દેહરૂપ માને. આત્મા જુએ ત્યારે જ્ઞાનીને જોયા કહેવાય. પ્રભુશ્રીજી કહેતા કે 'આત્મા જુઓ. બેટ્ટો હોય તે બીજું જુએ.' જેને તરવું છે તેણે તો આત્મા જોવાયોગ્ય છે. બૂડવું હોય તે દેહ જુએ.

ધન છે તે જમીનમાંથી નીકળેલો પૃથ્વીનો વિકાર છે. ઢેકું જોયું હોય તો તેને ગજવામાં મૂકવાનો ભાવ ન થાય. અને ઘરેણું જોયું હોય તો લેવાના ભાવ થાય છે. બધું અહીં જ પડ્યું રહેવાનું છે. "આત્માથી સૌ હીન," એમ લાગે ત્યારે જેની આત્મદૃષ્ટિ છે તેનામાં જ વૃત્તિ જાય. દૃષ્ટિ ફરે તો બધું સફળ થાય. નહીં તો કંઈ સત્સંગ જ કર્યો નથી. જ્ઞાનીએ આત્મા પ્રગટ કર્યો છે, તેમના પ્રત્યે દૃષ્ટિ રાખે તો મોહ ન થાય. જ્ઞાની જ એને ત્રણલોકનો સાર લાગે, પુદ્ગલમાં એની વૃત્તિ ન રહે. જ્ઞાની મુક્ત થયેલા છે. એ આપણને મુક્ત કરે તેવા છે. તરવાનો કામી હોય તે તો જ્ઞાની ભણી દૃષ્ટિ રાખે. બીજું કામનું નથી. બીજું બધું ભવ ઊભા કરનાર છે. જ્ઞાનીને જે કરાવવું છે તે ન થયું તો આશ્રમમાં રહ્યા કે બીજે રહ્યા, બધું નકામું છે. બીજેથી પ્રેમ ઉઠાડી જ્ઞાની પ્રત્યે પ્રેમ કરવો.

"પ્રીતિ અનંતી પર થકી, જે તોડે હો તે જોડે એહ;"
"પર પ્રેમ પ્રવાહ બઢે પ્રભુસેં, સબ આગમભેદ સુઉર બસેં;
વહ કેવલકો બીજ ગ્યાનિ કહે, નિજકો અનુભૌ બતલાઈ દિયે."

સંસારી નાશવંત વસ્તુઓમાં પ્રેમ છે, ત્યાંથી જ્ઞાની પ્રત્યે થાય તો આત્મા પ્રગટ થાય.

પહેલાંના જીવો બહુ સરળ હતા. જ્ઞાનીએ કહ્યું હોય તે એમને સાચું લાગતું. એને તો ઉપર ઉપરથી સારું લાગે છે અને અંદર તો પાછું બીજું. લાખ રૂપિયાની વાત, પણ જીવ, "આપણે શું કરીએ? જ્ઞાનીપુરુષ તો કહે," એમ કરી કાઢી નાખે છે. જ્ઞાની પ્રત્યે પ્રેમ ત્યારે થાય કે જ્યારે બીજે બધેથી પ્રેમ ઊઠે. કૃપાળુદેવ તો દુકાને બેઠા બેઠા જ્ઞાનીપુરુષોને સંભારતા. હીરામાણેક એમને માટીના ગળફા (પૃથ્વીનો વિકાર) જેવા લાગતા. આપણાં અહોભાગ્ય કે આવા જ્ઞાનીનાં વચનો આપણા કાનમાં પડે છે. સરળ જીવોને પકડ થાય તે છૂટે નહીં. એ કામ કાઢી નાખે છે. પ્રાણ જતા હોય તો ભલે પણ જ્ઞાનીપુરુષનું કહેવું જ મારે કરવું છે. જ્ઞાનીએ કહ્યું તે જ કરવાનું છે. જે કંઈ વાત જ્ઞાની કહે તે પકડી લેવી. પહેલાંના જીવોને જ્ઞાનીનું માહાત્મ્ય હતું. આજે તો જ્ઞાનીનાં વચનોનું પુસ્તક હાથમાં આવ્યું હોય અને કોઈ પાંચપચીસ રૂપિયા આપે તો આપી દે છે.

સત્સંગમાં સાંભળેલું ભૂલવા જેવું નથી. સંસારમાં સાવ ઉદાસીનતા એટલે પ્રીતિ નહીં. કોઈના ગુણ જોઈ આ ધન્ય છે એમ ગુણની પ્રશંસા કરવી. કોઈના અલ્પ પણ ગુણ જોઈ રાજી થાય, એ પ્રમોદભાવના છે. પોતામાં અલ્પ પણ જ્યાંસુધી દોષ હોય ત્યાંસુધી જંપવા જેવું નથી. પોતાના દોષો પોતાને જ કાઢવા પડશે. મુમુક્ષુ હોય તે દોષને દેખી ટાળે. અલ્પ પણ દોષ હોય ત્યાં સુધી મોક્ષે ન જવાય. અને છેલ્લી વાત બહુ અગત્યની છે. પોતાનામાં ગુણો પ્રગટ્યા હોય તો છલકાવું નહીં, પણ પોતાના દોષો દેખી તે નાશ કરવા અત્યંત આત્મબળ ફોરવવું. એ ચાર વાતોનો સત્સંગમાં હોઈએ ત્યારે લક્ષ રાખવો યોગ્ય છે. મરતાં સુધી યાદ રાખવાની છે. આપણે લક્ષ રાખી એ કરવું છે, એવા થવું છે. પુરુષાર્થ વધારે તો વધે અને દોષો બધા જાય. પુરુષાર્થી રહેવું.

"જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ;
ભવસ્થિતિ આદિ નામ લઈ, છેદો નહીં આત્માર્થ."

ભગવાને ગણધર જેવાને પણ કહ્યું કે "સમય માત્રનો પણ પ્રમાદ ન કરવો." કેવળજ્ઞાન ન થાય ત્યાંસુધી એ કહેવું છે. કૃતકૃત્ય થયા હોય તેને કહેવું નથી.

જે જે પદાર્થ નિવૃત્તિ આપે એવા હોય તે નિવૃત્તિદ્રવ્ય છે. નિવૃત્તિવાળું ક્ષેત્ર હોય તેથી કામ કરી લેવું. કૃપાળુદેવે લખ્યું છે કે એવું સ્થાન ક્યાં છે કે જ્યાં જઈને રહીએ? પ્રભુશ્રીજીએ આ કરી આપ્યું. જેને આત્માનું કલ્યાણ કરવું છે તેને તો આ આશ્રમ તપોવન જેવું છે. નિવૃત્તિને માટે કાળ વધારે કાઢે તે નિવૃત્તિકાળ અને સંકલ્પવિકલ્પોમાં ન જાય તે નિવૃત્તિભાવ છે. સત્સંગને યોગે પણ જ્ઞાનીને શરણે જ રહેવું છે. જ્ઞાનીએ જાણ્યું તે સાચું છે. એમ જાણી સત્સંગ કરવો. પ્રભુશ્રીજી નાસિકથી પધાર્યા ત્યારે કહ્યું કે સત્સંગ

કરજો. ડાહ્યા ન થશો, કૃપાળુદેવનું જે કહેવું છે તે આપણી સાથે સરખાવવું.

૬૫ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૧૪, ૨૦૦૯

કૃપાળુદેવને જગતનું વિસ્મરણ થઈ ગયું છે, ખરું જગત તો આ દેહ જ છે. તેની વિસ્મૃતિ થઈ તો પછી આખા જગતની થઈ જાય. અવિષમભાવે રહેવું એ મોટામાં મોટું વ્રત છે. પોતાની ઇચ્છાઓ કૃપાળુદેવે રોકી છે. પ્રારબ્ધનો ધક્કો લાગે ત્યારે પ્રવૃત્તિ થાય છે, પણ પોતાની ઇચ્છાએ તો થોડી પ્રવૃત્તિ કરવામાં આવે છે. જે બધું થાય છે તેમાંથી અહંભાવ એમને નીકળી ગયો છે. તેથી બોલે તોય બોલતા નથી, સાંભળે તોય સાંભળતા નથી. પ્રારબ્ધ સિવાય કંઈ કરતા નથી. સમકિત થયું ન હોય તો પણ મુમુક્ષુ સંસારને ઇચ્છે નહીં. પ્રતિબંધ એને ત્રાસરૂપ, યમ જેવો લાગે. જ્ઞાનીની આજ્ઞા પર પગ મૂકીને મુમુક્ષુ ચાલે નહીં.

૬૬ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૧૫, ૨૦૦૯

મુમુક્ષુ જીવોને આત્મહિત શાથી થાય? એવી દયાવાળા મોટા પુરુષો હોય છે. સોભાગભાઈને એમ ભાવના થયા કરે છે કે કૃપાળુદેવ દીક્ષા લે તો જીવોનું કલ્યાણ થાય. પ્રારબ્ધનો ઉદય એવો છે કે ઘણો વખત ઉપાધિમાં રહેવું પડે. તેમાં એમને મારાપણું નથી તેથી ખેદ થતો નથી. પણ આત્મા ગૌણ થાય છે, તે દુઃખ છે.

"ત્યાં આવ્યો રે ઉદય કારમો, પરિગ્રહ કાર્ય પ્રપંચ રે;
જેમ જેમ તે હડસેલીએ, તેમ વધે ન ઘટે એક રંચ રે."

એવા વખતમાં વીર્ય વધારે ફોરવવું પડે છે. એમને તો એ ઉપાધિયોગ એક પરિષહ જેવો છે. વ્યાપારનું કામ એવું છે કે એમાં ઉપયોગ દેવો પડે, "ઉપાધિયોગ વિશેષ પ્રકારે કરી ઉપયોગથી વેદવો પડયો છે." (૪૫૩)

એક તો અવસર્પિણી કાળ છે. એટલે આયુષ્ય, પુણ્ય બધું ઓછું હોય. સારી સામગ્રી થોડી રહે છે. બીજું અનાર્યલોકોએ હિંદુસ્તાનમાં આવીને લોકોની વૃત્તિઓ પોતાના વર્તન પ્રત્યે ખેંચી અને તેની પણ મુંબઈ જેવા ક્ષેત્રમાં તો વધારે અસર છે. આત્માનું તો કોઈને ભાન કે ગરજ પણ નથી. આખી જિંદગી સુધી કમાઉં કમાઉં કરે છે. આત્માનું કલ્યાણ કરવું એવા સંસ્કાર હોય તોય અનાર્ય જેવા ક્ષેત્રમાં જાય તો ભૂલી જાય, બીજા સંસ્કાર પડી જાય છે. પરમાર્થ વિસરાઈ જાય એવું હોય છે. વ્યાપારની જ કાળજી રાખનારા ચારે બાજુ હોય છે. આત્માનું ગમે તેમ થાઓ, એમ કહે છે. પરમાર્થ ન ભુલાય એવું રહેવું બહુ મુશ્કેલ છે. વૈરાગ્ય હોય તેને પરમાર્થ ન ભુલાય, પણ એવા ક્ષેત્રમાં તો ભૂલી જવાય. આનંદઘનજીના કાળમાં જેવો દુષમકાળ હતો તે કરતાં તો આ કાળ ઘણો વિષમ છે.

"ઉદરભરણાદિ નિજ કાજ કરતા થકા, મોહનડિયા કળિકાળ રાજે" (આ૦ ૧૪)

કૃપાળુદેવના કાળ કરતાં આ કાળ કેટલો વિષમ આવ્યો છે! કળિકાળ તો વધતો જાય છે. વ્યવહારની નીતિ પણ બરાબર રહી નથી. એ કળિકાળથી બચવું હોય તો સત્સંગ એક સાધન છે, બીજું સાધન નથી. કૃપાળુદેવને સત્સંગની કેટલી ઇચ્છા રહે છે! પૂર્વભવે એમણે

એનું ઘણું વેદન કર્યું છે. નિરંતર સત્સંગની ઉપાસના તે જ આ કળિયુગથી બચવાનું સાધન છે. જેને કોઈ પણ પ્રકારની ઇચ્છાઓ પ્રાયે ઉત્પન્ન થતી નથી તેમને પણ આ કળિકાળ "ગળકાં ખાતાં ખાતાં સંસારસમુદ્ર માંડ તરવા દે છે." (૪૫૩). સમયે સમયે થાકી જવાય એટલો પુરુષાર્થ એમને તરવા માટે કરવો પડે છે. જેટલું બળ હોય તેટલું બધું વાપરવું પડે. સત્સંગ સત્સંગ એમ એમને થયા કરે છે. સત્સંગ હોય તો આત્મભાવ પોષાય, નહીં તો વૃત્તિ ઠેકાણે રાખવી બહુ મુશ્કેલ છે. મોહની સાથે એમને લડવું પડે છે. સત્સંગની તરસ એમને લાગે છે અને સત્સંગનો યોગ મળે નહીં. ક્ષેત્ર, પ્રારબ્ધ કે કોઈ પ્રત્યે દ્વેષપરિણામ ન થાય તેમ એઓ સાચવે છે. સમભાવ રાખે છે. સમ્યગ્દર્શન છે તે બચાવે છે. એટલી બધી પ્રવૃત્તિ કરવી પડે છે છતાં એમને આત્મા જાણે કંઈ કરતો નથી એમ લાગે છે. "ચેતન જો નિજ ભાનમાં, કર્તા આપ સ્વભાવ."

કર્મ આવીને જાય અને નવાં કર્મ ન બંધાય તો તો દેવું પતે એવું છે. એમનો આત્મા સમભાવમાં રહે છે. વ્યવહાર કરતાં પણ એમને કર્મની નિર્જરા થાય છે. જ્યારથી સમ્યગ્દર્શન પ્રાપ્ત થયું ત્યારથી બધું અસાર લાગે પણ પ્રારબ્ધને લઈને ઉપાધિમાં પ્રવર્તવું પડે છે. કર્મ પકડી રાખે છે. આ ઉપાધિ છે તેના કરતાં વધારે આવે અને કર્મો વહેલાં ક્ષય થાય તો સહન કરવાની એમને ઇચ્છા છે. ચિત્ત નિર્ગ્રંથદશાને યોગ્ય થઈ ગયું છે. કશી કામના રહી નથી. કૃપાળુદેવને એવું જ્ઞાન હતું કે આગળપાછળનાં કર્મો કેવાં છે, તે જાણી શકતા. નિર્ગ્રંથદશા પ્રાપ્ત કરવી છે, તેની ભાવના રહ્યા કરે છે. અને વચ્ચે પ્રારબ્ધ આડું આવે છે, તેથી મુઝવણ થાય છે.

"જ્ઞાની કે અજ્ઞાની જન, સુખદુઃખ રહિત ન કોય;
જ્ઞાની વેદે ધૈર્યથી, અજ્ઞાની વેદે રોય." (૧૫)

જ્ઞાની જાણે છે કે આ ભોગવવાનું છે, તેથી ધીરજ રાખે છે. આત્મજ્ઞાન હોવા છતાં, ઘણા જીવોને લાભ થાય એવો સંભવ છતાં પ્રારબ્ધ એવું છે કે કોઈનું હિત કરાતું નથી. કોઈ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવમાં ક્યાંય રાગદ્વેષ થતાં નથી. જગતની કોઈ વસ્તુ ગમતી નથી, પણ સત્સંગની ઇચ્છા રહે છે. નિવૃત્તિ ક્ષેત્ર-કાળની ભાવના રહે છે, તે એક આત્મવિચાર કરવા માટે રહે છે, સર્વસંગપરિત્યાગ અત્યારે થાય એવો નથી, પણ નિવૃત્તિક્ષેત્રનો યોગ ક્યારે મળે, ક્યારે મળે એમ ઇચ્છા રહે છે.

સોભાગભાઈને કૃપાળુદેવ લખે છે કે આપના સમાગમની હાલમાં વિશેષ ઇચ્છા રહે છે. તે પણ સહેજે થાય તો કરવો. તમને અહીં બોલાવીને સત્સંગ કરવો એમ નથી રહેતું. કેમકે આ ક્ષેત્ર (મુંબઈ) ઉપાધિવાળું છે, તેથી જેવો જોઈએ તેવો લાભ ન થાય. ઉદય એવો છે કે પરાણે પરાણે આત્મા સાધન કર્યા કરે છે.

સોભાગભાઈને કૃપાળુદેવ લખે છે કે તમે પણ સમભાવપૂર્વક ઉપાધિયોગને વેદજો. મૌનપણે વેદવું, એટલે આમ કરું તેમ કરું તો આ ઉપાધિયોગ મટી જાય એવાં ઝાવાં ન નાખવાં, એ સંબંધી બહુ વિકલ્પો ન કરવા. સમભાવ રાખીને સહન કરવું. સમભાવ આવશે

તો ઘણી નિર્જરા થશે.

સત્સંગ હોય તો આત્મવાર્તા થાય, પણ એવો યોગ નથી. સત્સંગની એમને કેટલી ગરજ છે! જેમ જેમ સમજણ વિશેષ વિશેષ આવે તેમ તેમ વિનય–લઘુતા આવે છે. જેમ ફળ આવવાથી ડાળી નમે છે, તેમ સમજણ આવવાથી નમ્રતા આવે છે. "દાસાનુદાસ રાયચંદના પ્રણામ વાંચજો." એમ લખે છે. (૪૫૩)

૬૭ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૧, ૨૦૦૯

જીવ મિથ્યાત્વને અનુભવી રહ્યો છે, તેથી સમજાતું નથી. જ્ઞાનીપુરુષ આત્મા જ છે, મોક્ષની મૂર્તિ જ છે. આત્માની ઓળખાણ થાય તો જ જ્ઞાનીનું ઓળખાણ થાય છે. પોતાના દોષ જોતો થાય, મતાગ્રહ ઓછા થાય, ક્રોધાદિ ખસવા માંડે ત્યારે જ્ઞાનીનું ઓળખાણ થયું કહેવાય. મરણ સાંભરે તો વિકથા વગેરે ન કરે. મરણને જીવ ભૂલી જાય છે. "વિચારવાન પુરુષો તો કૈવલ્યદશા થતાં સુધી મૃત્યુને નિત્ય સમીપ જ સમજીને પ્રવર્તે છે." (૭૦૨) જીવ પ્રમાદ કરે છે. સત્પુરુષ કોઈ દોષ બતાવે કે તારામાં પ્રમાદ છે, તો ઘેર જઈને વિચારે કે મેં આજ સુધી કેટલો પ્રમાદ કર્યો? એ પ્રમાદ હવે કેમ જાય? એમ બહુ વિચાર કરે. જ્ઞાનીપુરુષે એક બીજરૂપ વચન કહ્યું હોય, તેને વિચારીને વૃક્ષની પેઠે કરવું. સત્પુરુષનું ઓળખાણ થાય, વૈરાગ્ય થાય, ત્યારે મનુષ્યપણું ઉત્તમ સમજાય; નહીં તો આમતેમ વાતો કરે, ફરે, ઊંઘે. વૈરાગ્ય હોય તો મેં આજે આત્માનું શું હિત કર્યું? એમ વિચાર આવે. સત્પુરુષના બોધથી વૈરાગ્ય થાય છે. ત્યાગવૈરાગ્ય જાગે તો આત્મજ્ઞાન થાય. એનું મૂળ આત્મજ્ઞાની છે. તેમનાથી આત્મજ્ઞાન થાય. સાચી ભક્તિ થાય તો જ્ઞાની વારંવાર સાંભર સાંભર થાય. એ રીતે જ્ઞાનીની "આજ્ઞામાં જ એકતાન થયા વિના પરમાર્થના માર્ગની પ્રાપ્તિ બહુ જ અસુલભ છે, એકતાન થવું પણ બહુ જ અસુલભ છે." (૧૪૭) આજ્ઞામાં એકતાન થવું બહુ મુશ્કેલ છે. આજ્ઞામાં એકતાન થયા વિના આત્માની પ્રાપ્તિનો માર્ગ મળવો બહુ જ મુશ્કેલ છે.

"પ્રીતિ અનંતી પર થકી, જે તોડે હો તે જોડે એહ." (દે૦ ૧)

"હે ભગવાન, હું બહુ ભૂલી ગયો," એવું એને થાય તો એમ થાય કે આજ સુધી જેટલું મેં કર્યું તે બધામાં ભૂલ થઈ. આત્મજ્ઞાની પુરુષની ઓળખાણ થાય તો એમનું માહાત્મ્ય લાગે, અને પહેલાં જે ગુરુ માનતો હોય, દેવ માનતો હોય તેનું માહાત્મ્ય ઘટી જાય. કલ્યાણ કરવા માટે સાધનો કરવાનાં હતાં, અને કલ્યાણ તો થયું નથી, તો પછી શું કામનું? જન્મમરણ તો છૂટયાં નહીં. સત્પુરુષ મળ્યા ત્યારથી એને માર્ગ મળ્યો. પછી ભૂલો ન પડે. જગતની ઇચ્છાથી જે કર્યું હોય, શાસ્ત્રો ભણ્યો હોય તે બધું નિષ્ફળ છે. આત્માનું કલ્યાણ તો થયું નહીં, તો પછી શાસ્ત્ર ભણ્યો તોય શું? સત્પુરુષની આગળ ભૂલ કાઢવાનો પ્રસંગ છે; ત્યાંય પાછી વાસનાઓને પોષે તો ક્યાં છૂટે? મનુષ્યભવ દુર્લભ છે. તો પછી સત્પુરુષનો યોગ તો એથી વિશેષ દુર્લભ છે. આત્માનું કલ્યાણ કરવું છે, એ ભાવ જીવને જાગવો બહુ મુશ્કેલ છે.

૬૮ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૨, ૨૦૦૯

રોજ કંઈ ને કંઈ નવું શીખવું. સ્મૃતિને કેળવવાની છે. મહાપુરુષનું જીવન આપણને નિર્મળ બનાવે છે. કૃપાળુદેવનું જીવન તો ઘણાં જીવનચરિત્રો જેવું છે. એક ભવમાં ઘણા ભવોનો સરવાળો થયેલો છે. ખરું જીવન તો એમના પત્રો છે. આ કાળમાં એવા ગંભીર ભાવો કોઈ લખી શકયા નથી. એક એક પત્રમાં આખો મોક્ષમાર્ગ મૂકી દીધો છે. એ સમજાય તો આપણું જીવન ઉત્તમ થાય. મહાપુરુષના જીવન સંબંધી જાણે તો એને ભક્તિ જાગે. એમાંથી મારે કામનું શું ? એ લક્ષ રાખે તો કંઈ ને કંઈ શીખવા મળે. એક કરતાં બે જણ ભેગા થઈને વાંચવું એ સત્સંગ કહેવાય. એકલો ભક્તિ કરતો હોય તો ઊંઘ આવે, આળસ થાય. પણ સમૂહમાં ભક્તિ કરવાની હોય તો ઉલ્લાસ આવે. "સત્પુરુષના એકેક વાકયમાં, એકેક શબ્દમાં અનંત આગમ રહ્યાં છે." (૧૬૬). જેમ જેમ ગરજ વધશે તેમ તેમ વિશેષ સમજાશે. જ્ઞાનીને શરણે રહી આત્માનું કામ કરવું છે.

જ્ઞાનાવરણીય કર્મ એવું છે કે પુરુષાર્થ કરે તો ખસી જાય, પણ મોહનીય કર્મ ખસવું બહુ અઘરું છે. બધું કરીને મોહ દૂર કરવાનો છે. "રાગદ્વેષ અજ્ઞાન એ, મુખ્ય કર્મની ગ્રંથ." મોહનીયકર્મથી આઠે કર્મ બંધાય છે. મોહનીયકર્મ બધી પ્રકૃતિઓને કર્મો વહેંચી આપે છે. મોહનીય ઓછું થાય તો પછી બધાં કર્મ ઓછાં થાય. ક્ષાયકસમકિત હોય તો તે ન જાય. ક્ષયોપશમ કે ઉપશમ હોય તે જતું રહે. સમ્યગ્દર્શન વિના બધું જ્ઞાન અજ્ઞાનરૂપ છે. ચૌદપૂર્વ સુધી ભણ્યો હોય પણ સમકિત જતું રહે તો બધું અજ્ઞાન. એ મોક્ષના કામમાં ન આવે. આત્મા છે એવું દૃઢ થાય તો પછી આત્માનું હિત કરવું છે એવું દૃઢ થાય. 'હું દેહ છું' એમ થાય, તો દેહને પોષનારાં કારણ મેળવે. પોતાને દેહરૂપ માની પોતાના જ્ઞાન ઉપર આવરણ કર્યું છે.

દોષો ટાળવા માટે સત્સંગ એ ઉત્તમ સાધન છે. જ્યાંસુધી અસંગદશા ન આવે ત્યાં સુધી સત્સંગ કરવાનો છે. સત્સંગનું ફળ અસંગપણું છે. સત્સંગ કરીને એ કરવાનું છે. જ્ઞાન થયા પછી પણ બીજો પરિચય વધારે રહેતો હોય તો આત્મામાં રહેવા વધારે બળ કરવું પડે. કૃપાળુદેવ લખે છે કે "પ્રાયે સર્વકામના પ્રત્યે ઉદાસીનપણું છે, એવા અમને પણ આ સર્વ વ્યવહાર અને કાળાદિ ગળકાં ખાતાં ખાતાં સંસારસમુદ્ર માંડ તરવા દે છે." (૪૫૩). પુરુષાર્થ વગર સંસારસમુદ્ર તરાય નહીં.

* * *

આત્માના અસંખ્યાત પ્રદેશો છે. તે દરેક પ્રદેશ જાણવાનું કામ કરે છે. સંસારમાં હોય ત્યાં સુધી શુદ્ધ રીતે જાણતો નથી. જે જાણે તેમાં રાગદ્વેષ થાય છે. તેથી આત્મા ખેંચાય છે. આ જગતના બધા પદાર્થો પ્રત્યે એનો ઉપયોગ પ્રવર્તે છે. નિમિત્તવાસી જીવ કહ્યો છે. જ્યારે એની સામે પડે ત્યારે વૃત્તિ ભટકતી અટકે છે. અત્યારે રાગદ્વેષ ભણી ઉપયોગ પ્રવર્તે છે. સંસારનું સ્વરૂપ રાગદ્વેષ કરાવે એવું છે. "પ્રદેશે પ્રદેશથી જીવના ઉપયોગને આકર્ષક એવા આ સંસારને વિષે એક સમયમાત્ર પણ અવકાશ લેવાની જ્ઞાનીપુરુષોએ

હા કહી નથી; કેવળ તે વિષે નકાર કહ્યો છે." (૪૪૬) જીવને પ્રદેશે પ્રદેશે આકર્ષે એવું સંસારનું સ્વરૂપ છે, માટે એમાં વૃત્તિ રાખવાની તીર્થંકરે ના કહી છે. સંસારને પૂંઠ દેવાનું કહે છે.

બીજે આકર્ષણ થાય છે, ભિન્ન ભિન્ન પદાર્થમાં વૃત્તિ જાય છે, ત્યાંથી ઉપયોગ પાછો વળે તો આત્મામાં ઉપયોગ એટલે અંતર્મુખવૃત્તિ થાય. મારું છે એમ થાય ત્યાં ચિંતા થાય. અંદરથી દેહાધ્યાસ એને છૂટી જાય તો કર્મ કરે ય નહીં અને તેથી ભોગવવું પણ ન પડે.

"છૂટે દેહાધ્યાસ તો, નહીં કર્તા તું કર્મ;
નહીં ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ."

બીજી વસ્તુની જીવ સંભાળ રાખે છે, પણ આત્મા દેખાતો નથી, તેથી એની સંભાળ પણ રાખતો નથી. આત્મા સંબંધી જે ગેડ બેસવી તે સત્પુરુષ વિના બેસતી નથી. 'તારો એક આત્મા. આત્મા જોવો' એમ પ્રભુશ્રીજી કહેતા. સત્સંગમાં કષાય મંદ થાય છે. મંદ કષાયના વખતમાં જ્ઞાનીનાં વચનો ઊંડાં ઊતરે છે. તેથી એને પોતાના હિતની ગરજ જાગે છે. જેમને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે તેમની દૃઢ શ્રદ્ધા એ મોક્ષનો પાયો છે. ત્યાંથી જ ધર્મની શરૂઆત થાય છે. એને જ શાસ્ત્રોમાં સમકિત કહ્યું છે. સત્પુરુષના યોગે જીવને ગરજ જાગે છે. જીવને અવકાશ નથી. બીજી વસ્તુઓથી ભરાઈ ગયો છે. મંદ કષાય સત્સંગે થાય છે. તેથી મધ્યસ્થ દૃષ્ટિ આવે છે. તેથી એને વિચાર જાગે. સત્સંગ એટલે સત્‌નો રંગ ચઢાવે તે. અરૂપી પદાર્થનો નિર્ણય થવો બહુ દુર્લભ છે. કૃપાળુદેવે સત્સંગને બદલે ઘણે ઠેકાણે સત્પુરુષ શબ્દ વાપર્યો છે. સત્પુરુષનું ઓળખાણ થયા પછી પણ સત્પુરુષનો સત્સંગ મળવો બહુ મુશ્કેલ છે. એટલું પુણ્ય પણ જીવનું ન હોય. કૃપાળુદેવ લખે છે કે "તે સત્સંગ નિશ્ચયપણે જાણ્યો છે, એવા પુરુષને તે સત્સંગનો યોગ રહેવો એ દુષમકાળને વિષે અત્યંત વિકટ છે." (૪૪૬). સોભાગભાઈને કૃપાળુદેવનું ઓળખાણ થયું છે, પણ તેમનો સત્સંગ નથી રહેતો. તેમ છતાં ઉપાધિ પ્રત્યે દ્વેષ કરવાનો નથી. જો દ્વેષ કરે તો નવાં કર્મ બંધાય.

દુઃખ હોય, ગમે તે હોય પણ એ આત્માને નુકસાન કરનાર નથી. પોતે પોતાનો શત્રુ છે અને પોતે પોતાનો મિત્ર થાય તેવો છે. નરકમાં જીવે ઘણી વેદના સહન કરી છે. તેના જેવાં તો અહીં દુઃખો નથી. સમજણ ઉપર બધો આધાર છે. સવળી સમજણ હોય તો સવળું લેવાય. મુઝાય તો આર્તધ્યાન થાય. મન નવરું પડે તો સંસારની ઘટમાળમાં જાય. તેથી રોકવું. થોડીક વાર ભલે તું રાગ-દ્વેષ કર એમ ભગવાને કહ્યું નથી. ભગવાને તો સમય માત્રના પ્રમાદની ના કહી છે. આત્મા ઉપયોગ સ્વરૂપ છે. ઉપયોગમાં રાગદ્વેષ એ વિકાર છે, તે નીકળી જાય તો આત્મામાં ઉપયોગ રહે, પોતે પોતારૂપે રહે. આત્મા આત્મારૂપે રહે એવું થવા અર્થે સત્સંગ, સત્પુરુષનો યોગ છે. આત્માને જીવ ભૂલ્યો છે, એ જ મરણ છે.

"ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે, કાં અહો ! રાચી રહો."

સમયે સમયે વિભાવમાં જાય છે એ જ મરણ છે. એ જ શત્રુ છે. કોઈનો દોષ નથી.

પોતાનો જ દોષ છે. સંતની પહેલી શિક્ષા એ છે કે તારે દોષે તને બંધન છે. "તારો દોષ એટલો જ કે અન્યને પોતાનું માનવું, પોતે પોતાને ભૂલી જવું." (૧૦૮)

૬૯ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૩, ૨૦૦૯

રોજ કંઈક આગળ વધવાનું કરવું. મનુષ્યભવમાં જે કરી લીધું તે ખરું. પછી કંઈ ન થાય. ધર્મની ભાવના જેને દૃઢ થઈ હોય તેણે બ્રહ્મચર્યવ્રત લેવાનું છે. આત્માનું કલ્યાણ કરવું હોય તેણે એમાં જ લક્ષ રાખવાનું છે. એ વ્રત લીધું એટલે સાધુ જ થઈ ગયા.

મનુષ્યભવ મળ્યો છે તે બહુ દુર્લભ છે. ક્ષણ ક્ષણ કરતાં કેટલાંય વર્ષ જતાં રહ્યાં. કેટલાં બધાં વર્ષ જતાં રહ્યાં! યુવાન હોય કે વૃદ્ધ, બધાને એક વખતે જવાનું છે, છતાં જીવને એવો નિશ્ચય નથી કે મારે આ ભવમાં સમાધિમરણ કરવું છે. એ લક્ષ હોય તો જ્ઞાનીએ જે કહ્યું હોય તે લક્ષમાં રહે. જ્ઞાનીનાં વચનો સમાધિ આપે એવાં છે, પણ જીવનો ઉપયોગ તેમાં જવો જોઈએ. જીવનું ચિત્ત સ્થિર થતું નથી. રાગદ્વેષ થયા જ કરે છે. અત્યારથી જાણે મરી જ ગયા એમ જાણી સમાધિમરણનો પુરુષાર્થ કરવાનો છે. બેઠા બેઠા સ્મરણ કરવું. એ મંત્ર મરતી વખતે યાદ રહે તો સમાધિમરણ થાય. હરતાં ફરતાં સ્મરણ કરવું. મંત્રનો અભ્યાસ વધારે કરવો, તો સમાધિમરણ થાય. આપણે જીવને વગર વાંકે દંડીએ છીએ. શું કરવા જીવવું છે? એ વારંવાર વિચારવું. મનુષ્યભવ સફળ કરવા જ્ઞાનીની આજ્ઞા ઘડીએ ઘડીએ સાંભરે એવું કરવાનું છે. કાળની શી ખબર છે? ઘડીક વારમાં મરી જાય છે. જેને પોતાનું જીવન સુધારવું હોય તેણે બધાં વ્રતનિયમ કરવાનાં છે. આત્મા ઓળખવા માટે બ્રહ્મચર્ય એ યોગ્યતા છે.

"પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન;
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન." (મો૦ ૩૪)

એની આરાધના કરતાં સમ્યગ્દર્શન થાય છે. લક્ષ સમકિતનો રાખવો. આજ્ઞા વગર ભક્તિ કરે તો પુણ્ય બંધાય, પણ મોક્ષનું કારણ ન થાય. મોક્ષનું કારણ તો જ્ઞાનીની આજ્ઞા આરાધશે ત્યારે થશે.

મોહના વિકલ્પથી આ સંસાર થાય છે, પણ આત્મામાં વૃત્તિ જાય તો કર્મ બંધાય નહીં. આત્મા કેવો છે? અનંત સુખનું ધામ છે. એના ધ્યાનમાં સત્પુરુષો રાતદિવસ રહે છે. ત્યાં પરમ શાંતિ છે. એ જ અમૃત છે. તે પરમ પદને હું નમસ્કાર કરું છું.

પ્રભુશ્રીજી કહેતા કે કેટલું પુણ્ય હશે ત્યારે આ દરવાજામાં પગ મુકાશે. જે થાય તે ભલું માનવું. આત્માનું કામ કરી લેવાનું છે. અનુકૂળતા હોય તો અહીં આવવાનું છોડવું નહીં. કામ કંઈક કરી લેવું.

૭૦ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૬, ૨૦૦૯

મુમુક્ષુ—"છે તે છે; પણ મન વિચાર કરવા શક્તિમાન નથી." (૫-૨૬) એટલે શું?

પૂજ્યશ્રી—છે તે છે એટલે આત્મા છે, પણ એ કહેવાય એવી વસ્તુ નથી, મનથી વિચારાય એવી વસ્તુ નથી. જ્યારે મન વિલય થાય ત્યારે આત્માનો અનુભવ થાય. સંકલ્પ

વિકલ્પ કરે ત્યારે મન કહેવાય. અને જ્યારે સંકલ્પવિકલ્પ વિલીન થઈ જાય ત્યારે મન વિલય થયું ગણાય.

"ઊપજે મોહવિકલ્પથી, સમસ્ત આ સંસાર;
અંતર્મુખ અવલોકતાં, વિલય થતાં નહીં વાર." (૯૫૪)

મોહના વિકલ્પથી સંસાર ઊભો થાય છે અને અંતર્મુખ વૃત્તિ થાય તો એ બધા વિકલ્પો નાશ પામે.

વાંચવું એ તો એક વિચાર આવવાનું નિમિત્ત છે. વાંચીને પછી વિચાર કરવો કે એમાં કહ્યું તે આપણાથી થાય એવું છે કે કેમ? એમાં આપણે છોડવા યોગ્ય શું આવ્યું? એમ વિચાર કરવા. વાચનમાં જે વાત આવી તે જ વિચારવી એવું કંઈ નથી. બીજા પણ તે સંબંધી વિચાર કરવા. એકબીજાને પૂછવું, ચર્ચા કરવી. ભલે એક બે શ્લોક જેટલું વંચાય તોય કંઈ વાંધો નથી, પણ એમ વિચાર કરતાં શીખવું. ભણવાની સાથે દેહાધ્યાસ છોડવાનો છે એ લક્ષ રાખવો.

મુમુક્ષુ—"ખટ્દ્રવ્યના ગુણપર્યાય વિચારો." (૫-૪૧) એટલે શું?

પૂજ્યશ્રી—ખટ્ એટલે ષટ્. છ દ્રવ્યના ગુણપર્યાય. જેમકે આત્મામાં જ્ઞાન ગુણ છે. એ ગુણ હંમેશાં રહે જ. એ જ્ઞાન જુદું જુદું જાણે એથી જાણવાની બીજી બીજી અવસ્થા પલટાય તે પર્યાય છે. સહવર્તી તે ગુણ અને ક્રમવર્તી તે પર્યાય એમ કહેવાય છે.

* * *

[પત્રાંક ૪૨૫ ના વાંચન પ્રસંગે]

દેહ પ્રત્યે મોહ કરવાથી કંઈ લાભ નથી. બધા જ્ઞાનીઓએ દેહાધ્યાસ છોડ્યો છે. દેહને માટે દુઃખી થવાનું નથી. આર્તધ્યાન થાય તો પાપ બંધાય. વેદનામાં વૃત્તિ રહે, વેદના દૂર કરવાની ઇચ્છા થાય, તે આર્તધ્યાન છે. ઇષ્ટના વિયોગને લીધે ચિંતા થાય તે પણ આર્તધ્યાન છે, અનિષ્ટનો સંયોગ દૂર કરવાની ચિંતા તે પણ આર્તધ્યાન છે. અને મને ફલાણું મળો એમ નિદાન કરે તે પણ આર્તધ્યાન છે. આર્તધ્યાનથી અધોગતિ થાય છે. દેહને માટે આત્માને કર્મ બંધાવી અધોગતિમાં લઈ જાય એવું કરવાનું નથી. આત્માનું હિત થાય તેની ચિંતા કરે તો સારું છે. હવે તો આત્માને માટે જ દેહ ગાળવો છે. દેહમાં ને દેહમાં વૃત્તિ રહે તો આત્માભણી વૃત્તિ જાય નહીં. અનંત ભવ ગયા તોય દેહનું કામ થયું નહીં. માટે દેહની પંચાત છોડી આત્માને માટે જ આ દેહ ગાળવો છે એવો નિશ્ચય કરવો. શરીરમાં જ વેદના થાય છે અને માને છે કે મને થાય છે. એમ માન્યતામાં ભૂલ છે. દેહના ધર્મને પોતાનો માને છે. શરીરમાં વૃત્તિ જાય તે ખોટું છે, એમ સમજણ હોય તો થાય. વિવેકબુદ્ધિ જાગી હોય તેનો લક્ષ રાખે તો ભેદ પડી જાય. બધાં કર્મ જવા માટે આવે છે, પણ અજ્ઞાનને લઈને નવાં બંધાય છે. આ આત્માને અજ્ઞાન છે તેથી અનંત કાળથી ભટકે છે. એ અજ્ઞાન ક્યારે જશે? એની ચિંતા કરવાની છે.

"માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ." (હા૦ ૧-૧૪). દૃષ્ટિ ફરી તો પછી થયું. જેવી દૃષ્ટિ તેવી

સૃષ્ટિ. આત્માની કાળજી રાખનાર થયો હોય તો બંધનાં કારણોમાં રાજી ન થાય. જીવને વિવેક નથી ત્યાંસુધી વિપરીતપણું છે અને ત્યાંસુધી બધું દુઃખ છે. વિવેક હોય તો કર્મથી ત્રાસ પામે. બધાથી વધારે મમતા શરીર ઉપર છે. એ જ ઘાતી ડુંગર આડો છે. એથી ભિન્ન થવાની ભાવના કરવી. જેવો સંગ તેવા ભાવ થાય. સત્સંગ હોય તો સારા ભાવ થાય. સાચા ભાવથી સત્સંગ કરે તો મરણ એને વારંવાર સાંભરે. જેને માટે ઝૂરવું જોઈએ તેને માટે ઝૂરતો નથી. બહારની બહાર વૃત્તિ રાખે છે. આત્માનું માહાત્મ્ય નથી તેથી બહારની બહાર વૃત્તિ જાય છે. મરણ વખતે કોઈનો ઉપાય ચાલે એવો નથી માટે ડરવું નહીં, શૂરવીરપણે રહેવું. પ્રાણ જાય તેવો પ્રસંગ હોય છતાં 'થોડીકવાર જિવાય તો સારું' એમ જેને ન થાય, એવા પુરુષ નમસ્કાર કરવાયોગ્ય છે. દેહની મૂર્છા છે ત્યાંસુધી ભય વગેરે બધું છે. હું દેહ નથી, આત્મા છું, મરવાનો નથી એમ જેને દૃઢ થયું હોય તેને પછી ભય શાનો? મિથ્યાત્વને લઈને ડર લાગે છે. એ જ આ ભવમાં કાઢવું છે. એ મિથ્યાત્વ જ્યાં સુધી હશે ત્યાંસુધી સુખ થશે નહીં. અને સમ્યક્ત્વ હોય તો, નરકની વેદના પણ સુખરૂપ છે, કર્મ બિચારા બકરાં છે. આત્મા બધાયથી ભિન્ન છે, આ જગતને અને મારે કશું લેવાદેવા નથી એમ થાય તો હિંમત આવે. તો પછી નિર્ભય થઈ જાય.

દેહ છે ત્યાંસુધી ભક્તિ કરી લેવી. દેહની પાસે મોક્ષનું કામ કરાવી લેવું, પણ એના નોકર ન થવું. ધર્મનો માર્ગ વાતો કરવાનો નથી. જ્ઞાનીનાં વચનો સાંભળી એનું માહાત્મ્ય રાખવું. કૃપાળુદેવને કોઈએ પૂછ્યું કે તમારો દેહ કેમ સુકાઈ ગયો? કૃપાળુદેવે કહ્યું કે અમારે બે બાગ છે, તેમાંથી એકમાં પાણી વધારે ગયું તેથી બીજો બાગ સુકાઈ ગયો.

આજનો પત્ર બહુ સુંદર છે. ભેદજ્ઞાન થાય તેવો છે. કોઈક વખતે જ એવા શબ્દો નીકળે. "દેહ તે આત્મા નથી" (૪૨૫) એટલા શબ્દો સાંભળી ગાંઠે બાંધવા, જતા ન કરવા. આત્મા અને દેહ જુદા છે. આત્માને શૂરવીર કરવાનો છે. દેહમાં વૃત્તિ રાખવાથી આત્મા નોકર થઈ ગયો છે. આ દેહ ઘડા જેવો જ છે. ઘડાને જેમ ગળું હોય છે તેમ એને પણ ગળું હોય છે. ઘડાને જોનાર જેમ ઘડાથી જુદો છે, તેમ શરીરને જાણનાર આત્મા શરીરથી જુદો છે. બે વસ્તુઓ છે તેમાંથી દેહમાં ગૂંચાઈ ગયો છે. દેહને અને આત્માને એક ગણી બેઠો છે. "આત્માની સત્તા વડે, તેહ પ્રવર્તે જાણ," એ ભૂલી ગયો છે. દેહને ગૌણ કરે તો ધર્મ પ્રગટે એવો છે. જ્ઞાનીનાં વચનોમાં તલ્લીનતા રાખે તો કામ થાય. આજનાં વચનો જેને માન્ય થાય તેને સમ્યક્ત્વ થાય. "હું આત્મા છું, દેહ નથી" આટલાં વચનો યાદ રાખવાં, હૃદયમાં કોતરી રાખવાં. પણ જીવ એ ભૂલી જાય છે. જાણનારને માનવો છે, જોનારને જોવો છે. દેહના ફેરફારમાં રાજી ન થવું તેમ ચિંતા પણ ન કરવી. પોતાનો દેહ જાડો છે, પાતળો છે એમ ગણવું નહીં, તેમ બીજાના દેહનું પણ ન ગણવું. એ તો બધા ઘડા છે. એમાં વૃત્તિ રાખવી નથી. ભૂલવણી છે તે કાઢવા માટે જ જ્ઞાની પુરુષે આ અમૃત વરસાવ્યું છે. "આત્મા તે દેહ નથી" આટલું હૃદયમાં કોતરી રાખવું. બે ય ભિન્ન પદાર્થો છે. એ ભુલાય નહીં એવું દૃઢ કરવાનું છે. એવું દૃઢ થયું હોય તો મરણ પાસે

આવે તોય કંઈ ભય ન લાગે. વારંવાર વિચારીને, દૃઢ કરીને, આપણા હૃદયમાંથી ખસી ન જાય એવું કરવું. અનંતકાળનાં કર્મો કપાઈ જાય એવું આ હથિયાર જ્ઞાનીએ આપ્યું છે.

"છે દેહાદિથી ભિન્ન આતમા રે, ઉપયોગી સદા અવિનાશ."

આ જ ખાસ લક્ષ કરવા યોગ્ય છે. વારંવાર જ્ઞાનીને આ જ કહેવું છે. પણ જીવને ટકતું નથી. જ્યાંસુધી જીવને મોહ છે ત્યાંસુધી બાહ્યભાવ રહે છે. પૈસા તો પરમેશ્વર થઈ પડ્યા છે.

૭૧ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૭, ૨૦૦૯

પ્રત્યક્ષ સદ્ગુરુયોગમાં જે વાંચ્યું હોય, વિચાર્યું હોય, તે યાદ આવે તો ઘણો લાભ થાય. પહેલાં તો પ્રભુશ્રીજી વાતો બહુ કહેતા.

એક સાસુ અને વહુ હતાં. તે બન્નેને સારું બને. વઢવાડ ન થાય. સાસુ વહુ ઉપર બહુ પ્રેમ રાખે. એને પ્રેમથી બોલાવે, ખવડાવે, સારું સારું પહેરવા આપે અને વહુ પણ સાસુની સેવા કરે, કામકાજ કરે. એક દિવસે એની સાસુ મરી ગઈ. ત્યારપછી રાત્રે એણે એના ધણીને વાત કરી કે મારાં સાસુજી એવાં હતાં કે મને સારું સારું ખાવાપીવાનું આપતા, બહુ લાડથી રાખતાં. સાસુજી મરી ગયાં. હવે શું કરીશું ? એમ કહી રડવા લાગી. પછી સવાર થયું ત્યારે એના ઘરધણીને એમ થયું કે એને એક લાકડાની પૂતળી કરાવી આપું. પછી તે સુથારને ઘેર જઈને એક લાકડાની પૂતળી કરાવી લાવ્યો. અને પોતાની સ્ત્રીને કહ્યું કે લે આ તારી સાસુ. વહુ તો પછી 'મને સાસુજી મળ્યાં'એમ જાણી રાજી થઈ ગઈ. હવેથી જે કંઈ કામ કરે તે સાસુજીને પૂછીને કરે. ખાવા બેસે ત્યારે ય પૂતળીને પાસે લઈને કહે કે હવે ખાવાનો વખત થયો છે, માટે લ્યો સાસુજી, આપણે ખાઈએ. એમ કહી પૂતળીના મોઢામાં કોળિયો મૂકે. એની સાથે વાતો કરે અને સાંજ પડે ત્યારે પૂતળીને સાથે લઈ ભેગી સૂઈ જાય. એમ કરતાં કરતાં આ તો એટલી બધી પૂતળીમાં તલ્લીન થઈ ગઈ કે બધું ઘરનું કામ કરવું પણ ભૂલી ગઈ. બરાબર કામે ય કરે નહીં. એના ઘરધણીને થયું કે મેં તો રમકડા જેવું એને આપ્યું હતું અને આ તો એમાં એટલી બધી તલ્લીન થઈ ગઈ છે કે ઘરનાં કામ પણ બરાબર કરતી નથી. એને ઘરધણી બોલાવે તોય કહે કે ના, હું તો નહીં આવું. સાસુજીનું કામ કરી પછી આવીશ. રોજ સાસુજીની જ ભક્તિ કરે. એક વખત એના ઘરધણીએ કહ્યું કે અહીંથી જતી રહે. તારાં સાસુજીને લઈને જતી રહે. પેલી તો સાસુને લઈને ચાલતી થઈ. જતાં જતાં કોઈ જંગલમાં આવી. ત્યાં આગળ રાત પડવા આવી. તેથી વહુએ કહ્યું કે સાસુજી, આપણે હવે શું કરીશું ? હવે રાત પડવા આવી છે ને જંગલમાં ક્યાં જઈશું ? કોઈ જનાવર આવી મારી નાખશે, માટે લ્યો આપણે આ ઝાડ ઉપર ચઢી જઈએ. એમ કરી સાસુજીને હાથમાં લઈ ઝાડ ઉપર જઈને બેઠી. સવારના સાડાચાર વાગ્યાનો વખત થયો, ત્યારે ચોરો ચોરી કરીને આવતા હતા. તે ચોરો તે ઝાડની નીચે બેઠા અને બધો માલ વહેંચવા લાગ્યા. તેમણે એવા સોગંદ દીધેલા કે આ વહેંચણી-માંથી જે કોઈ આઘું પાછું કરશે તેના ઉપર ખણખણતી વીજળી પડશે. એટલામાં પેલી

વહુને ઊંઘ આવી તેથી પૂતળી ખણણણ કરતી નીચે પડી ગઈ. ચોરો તો ગભરાઈ ત્યાંથી નાસી ગયા. પછી વહુની આંખ ઊઘડી ત્યારે નીચે ઊતરીને કહ્યું કે સાસુજી! મને તો ઊંઘ આવી ગઈ, તમે પડી ગયાં? ક્યાંય વાગ્યું તો નથી ને? ત્યાં આગળ બહુ ઘરેણાં પડ્યાં હતાં તે જોઈ સાસુજીને કહ્યું કે તમે તો મને બહુ ઘરેણાં આપ્યાં. પછી બધાં ઘરેણાંનું પોટલું બાંધી સાસુજીને બગલમાં લઈ પોતાના ઘર તરફ ગઈ ને કમાડ ખખડાવ્યું. ઘરધણી બોલ્યો, પાછી ક્યાંથી આવી? વહુએ કહ્યું કે તમે ખોલો તો ખરા, હું શું લઈને આવી છું તે જરા જુઓ! પછી કમાડ ઉઘાડ્યાં અને એનો ઘરધણી બહુ રાજી થયો.

કહેવાનું કે જેવું ઇચ્છે તેવું થઈ શકે છે. બીજું પછી એને ગમે નહીં. પ્રતિમાની ભક્તિમાં તલ્લીનતા થાય તો તેની સાથે વાતો થાય, બધું થાય. મન વચન કાયા કર્મ બંધાવનાર છે તેને પરમાત્માની સાથે જોડે તો કલ્યાણ થાય. બધાનું મૂળ પ્રેમ છે. જ્યાં પ્રેમ હોય ત્યાં ચિત્ત લીન થાય છે. જેનામાં શુદ્ધભાવ છે, એવા ભગવાનમાં લીનતા થાય તો ઘણાં કર્મ ખપી જાય. સાચું અવલંબન મળવું જોઈએ. પછી પોતે પુરુષાર્થ કરવાનો છે. કષાય ટાળવાના છે. માનને જીવ સાથે લઈને જ ફરે છે. આખા જગતના શિષ્ય થવાનું છે તેને બદલે હું મોટો છું એમ કરે છે. કષાય હોય ત્યારે જીવને વિચાર ન આવે. ક્રોધ રોકવા ક્ષમાની જરૂર છે. જે થાય તે ખમી ખૂંદવું તો કર્મ છૂટે. ક્ષમા ઉપર ગજસુકુમારનું દૃષ્ટાંત કૃપાળુદેવે આપ્યું છે. પહેલો જણાય છે ક્રોધ, પણ એનું મૂળ માન છે. ક્રોધ અને માન એ દ્વેષ છે અને માયા અને લોભ એ રાગ છે. એમ રાગદ્વેષના ચાર ભેદ છે.

"હું મારું હૃદયેથી ટાળ, પરમારથમાં પિંડ જ ગાળ." (પ્રીતમદાસ)

એ હૃદયમાં કોતરી રાખવું. અહંભાવ ગયા વિના સમકિત ન થાય. હું ને મારું ઉપરથી નહીં પણ હૃદયથી ટાળ. સમજ્યા તે શમાયા. આત્મામાં 'હું, મારું' કંઈ નથી. આત્માનું નામે ય નથી. મન, વચન, કાયા પરમાર્થ સાધવા માટે, આત્માને પરિપૂર્ણ કરવા માટે ગાળવાં. જીવને અભ્યાસ કરવાનો છે. કષાય કાઢનારો કોઈ બીજો છે? પોતે જ કાઢનાર છે. જે થાય તે ભલું માનવામાં આવે એવું કરવાનું છે. ભગવાને જોયું છે તેવું થવાનું છે. જીવને સંસારના પ્રસંગોનો અભ્યાસ થઈ પડ્યો છે. કેટલાય ભવ જીવે મોહમાં ગાળ્યા છે. જાતે પુરુષાર્થ કરી મોહની સામે થવાનું છે.

[પત્રાંક ૪૨૫ ઉપર બોધ] ૭૨ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૭, ૨૦૦૯

"જ્ઞાનીના માર્ગનો વિચાર કરતાં જણાય છે કે કોઈપણ પ્રકારે મૂર્છાપાત્ર આ દેહ નથી, તેને દુઃખે શોચવાયોગ્ય આ આત્મા નથી." (૪૨૫)

વેદનીના વખતમાં કેમ રહેવું? તે હવે લખે છે. જીવે દેહ ધારણ કર્યો છે તેમાં મારાપણું કરવા જેવું નથી. દેહાધ્યાસ છોડવાનો છે. "છૂટે દેહાધ્યાસ તો, નહીં કર્તા તું કર્મ." દેહ મારો નથી એમ થાય તો દેહાધ્યાસ છૂટે. દેહ તે હું એમ થઈ ગયું છે, તે કેમ ખસે? એનો આપણે ખાસ વિચાર કરવાનો છે. હું દેહ નથી, દેહ મારો નથી,

એવું મુમુક્ષુએ કરવું. ભરતે વિચાર કર્યો કે હું દેહ નથી, દેહ મારો નથી, હું દેહનો નથી. જીવને આ મારે કામનું છે, કર્તવ્યરૂપ છે, એમ યાદ જ રહેતું નથી. દેહમાં મમતા કરવા જેવું શું છે? દેહમાં મમતા કરવી તે હાડકાં, માંસ, ચામડી અને વાળમાં મોહ કરવા જેવું છે. દેહ મારો છે એવો ભાવ થઈ ગયો છે. માટીના પૂતળા જેવો આ દેહ છે. માટી તો પવિત્ર છે; પણ દેહ તો અપવિત્ર છે. તેને પવિત્ર મનાવનાર અવિદ્યા–મિથ્યાત્વ છે. તેને વિચારીને ટાળવાની છે. નહીં તો એથી ફરી દેહ ધારણ કરવો પડે. આ આત્મા છે તે દેહને માટે શોચવાયોગ્ય નથી. દેહને માટે આર્તધ્યાન કરી આત્માને દુઃખી કરવા જેવું નથી. "કોઈપણ કારણે આ સંસારમાં ક્લેશિત થવા યોગ્ય નથી." (૪૬૦). સમભાવ કેળવવાનો છે. એને માટે પુરુષાર્થ કરવો. એ જ મારે કરવું છે એવો જીવને નિશ્ચય નથી. આ કર્યા વિના મારો છૂટકો નથી, એ વગર મને સમાધિ થાય એવું નથી, એમ જીવને થતું નથી.

બેય પદાર્થ જુદા છે, તદ્દન જુદા છે. એક તો જાણે અને એક ન જાણે, એમ તદ્દન જુદા છે. તેમાંથી ન જાણે તેને પોતાનું માની દુઃખી થાય છે, કલ્પનાથી દુઃખી થાય છે. આત્માને અજ્ઞાનદશા છે તે જ ભૂંડી છે. એ અજ્ઞાનદશામાં રહ્યું કેમ જાય? પરમાર્થસંબંધી જે દુઃખ છે તે જીવને લાગતું નથી. બહારનાં દુઃખ લાગે છે. જે થવાનું છે, બાંધેલું છે તેમાં ખોટી થાય છે. જ્ઞાનીએ જે આજ્ઞા કરી હોય તેમાં ચિત્ત રાખે તો છુટાય. એને ભૂલી બીજા વિકલ્પો કરે છે. સવારથી સાંજ સુધી શા વિચારો આવે છે તે વિચારે તો તેની ખબર પડે. જીવ બીજામાં તણાઈ જાય છે. જીવને સંસારમાં બળતરા લાગતી નથી. કર્મ બંધાય એવા ભાવ છે ત્યાંથી ખસતો નથી.

"સર્વ ક્લેશથી અને સર્વ દુઃખથી મુક્ત થવાનો ઉપાય એક આત્મજ્ઞાન છે." (૫૬૯). એટલો બધો લાભ છે. માત્ર દૃષ્ટિની ભૂલ છે. હું દેહ નથી, એમ થાય તો નિરાંત થઈ જાય. શુદ્ધભાવ—એમાં બીજું કશું જ નથી. એ આવ્યા વિના મોક્ષ ન થાય. 'સર્વ ભાવ તુજરૂપ' (પરમાત્મારૂપ) થાય તો શુદ્ધભાવ આવે.

દેહ પ્રત્યે મૂર્છા કરવા જેવું નથી. જેણે આ દેહની મૂર્છા છોડી તેને ઉપસર્ગ આવો કે ન આવો બધું સરખું છે. તેને નમસ્કાર છે. જેને આત્મદૃષ્ટિ થઈ હોય તેને પોતાનો દેહ જડ લાગે, બીજાનો દેહ પણ જડ લાગે. સાપ આવે, સિંહ આવે, તો પણ એને આત્મા દેખાય તેથી ભય ન લાગે. દેહ ઉપરથી મોહ છૂટે તો બસ. જ્યારથી જ્ઞાનીની પ્રતીતિ થઈ ત્યારથી દેહ છૂટી ગયો એમ જાણવું. બન્ને ભિન્ન પદાર્થ છે તેને સેળભેળ કરી નાખવા નથી. સમજીને શમાવાનું છે. આત્મામાં મારું તારું કશું નથી એ હૃદયમાં કોતરી રાખવાનું છે. બધાએ એ નિશ્ચય પ્રથમ કરવાયોગ્ય છે. સાંભળ્યું તે જાણ્યું ન કહેવાય.

'જાણ્યું તો તેનું ખરું, જે મોહે નવિ લેપાય, સુખ–દુઃખ આવ્યે જીવને, હર્ષ–શોક નવિ થાય.'

એવું થાય તો જાણ્યું કહેવાય. સમ્યક્ત્વ થાય તેને જડ–ચેતન વચ્ચે વજ્રની ભીંત પડે. એટલું થાય તો સમજવું કે બીજો ભવ (દ્વિજ) થયો. આત્મા દેહ નથી, દેહ આત્મા નથી, એ ચિંતવી રાખવાનું છે. મૂળ વસ્તુ ખરેખર સમજવાની છે તે આ જ્ઞાની કહે છે. એ સિદ્ધા-

ન્તિક વાત છે. દેહ તે આત્મા નથી. વૈરાગ્ય નથી, તેથી ચોંટતું નથી. દેહ તે આત્મા નથી એ કંઈ જેવી તેવી વાત છે? દેહને જડ અને ચેતનને ચેતન જાણવાથી જ બધા સિદ્ધ થયા છે. દેહ તે આત્મા નથી, એટલું રહે તો દેહને દેખે તોય મોહ ન થાય. દેહમાં બધા રાગ-દ્વેષ મોહ થાય છે. દેહ તો કશું જાણે નહીં, જડ છે.

"કેવળ નિજ સ્વભાવનું, અખંડ વર્તે જ્ઞાન;
કહિયે કેવળજ્ઞાન તે, દેહ છતાં નિર્વાણ."

દેહથી છૂટી જવું સહેલું નથી. સમજણ હોય તો થાય. બાકી તો,

"બંધ મોક્ષ છે કલ્પના, ભાખે વાણીમાંહિ;
વર્તે મોહાવેશમાં, શુષ્કજ્ઞાની તે આંહિ."

જીવ પરવસ્તુમાંથી પાછો વળતો જ નથી. દેહ તે આત્મા નથી, એટલું તો પહેલું કર; પછી બધું થશે. પાણીમાં જેમ કમળ જુદું રહે છે તેમ પછી રહે. કૃપાળુદેવના હૃદયમાં કેટલી સ્પષ્ટતા છે! ખરેખર! જગતમાં ઉત્તમ વસ્તુ આ શબ્દો કહ્યા છે તે છે, એમ લાગે તો પ્રેમ થાય. આ વચનની જેટલી કિંમત લાગે તેટલાં ગ્રહણ થાય. દયાને લીધે એ શબ્દો નીકળ્યા છે. કૃપાળુદેવનો દરેક શબ્દ મંત્ર જેવો છે; પ્રેમની ખામી છે. બીજે પ્રેમ ઢોળાઈ ગયો છે. એ વચનો હૃદયમાં વસે તો જ્ઞાન થાય. પ્રારબ્ધ ગમે તેવું હોય, પણ ત્યાગ-વૈરાગ્ય એ તો પુરુષાર્થ છે. ભરત છ ખંડનું રાજ્ય કરવા છતાં મુનિ જેવા રહેતા.

દેહનું માહાત્મ્ય લાગ્યું છે! તે તો ઘડો છે. જાજરા જેવો ગંધાતો છે. તેને હવે આત્મા માનવો નથી. દેહનો મોહ જેમ ઓછો થશે તેમ આત્મા ભણી વળાશે. આત્મા જેવી ઉત્તમ વસ્તુ, જે મોક્ષ આપે, તેને મૂકી દેહ જે ગંધાતો છે તેને પોતાનો માને છે! દેહ પ્રત્યે મૂર્છા ન હોય તો જાડો, પાતળો, ગોરો, કાળો હોય તોય કંઈ ન લાગે. મમતા છૂટી તો પછી ગમે તેવો દેહ રહે તોય શું? દેહ તો એક માથે ભાર છે. દેહથી આત્મા ભિન્ન છે. આ દેહથી હું ભિન્ન છું, એવું થયું નથી. પારકી પંચાતમાં બધા ભવ ગાળ્યા છે. આત્મા દેહ નથી, દેહ આત્મા નથી, એ એક નિર્ધાર કરી મૂકવો. વ્યવહાર કરતાં એ ભૂલી ન જવાય એવું કરવું. અમારે તમારે બધાને આ વાત દૃઢ કરી હૃદયમાં કોતરી રાખવાની છે. જુદું તે જુદું જ એમ માનવું. જ્ઞાનીને આ જ એક મુખ્ય વસ્તુ કહેવી છે, એ જ વારંવાર લક્ષમાં રાખવું. મનુષ્યભવ એ ખરો લાગ આવ્યો છે. માટે વહેલું એ કરી લેવું; નહીં તો મરણ બગાડે. 'મારું' માન્યું છે તેથી બીજી ચિન્તા કરે છે. બહુ ચેતવાનું છે. એમ ને એમ બફમમાં જતો રહ્યો તો પસ્તાવું પડશે. 'આત્મા દેહ નથી' એ ગાઢ રીતે હૃદયમાં દૃઢ કરી રાખવું. ઘડાને જોનાર જેમ ઘડાથી જુદો છે, તેમ દેહથી આત્મા જુદો છે. એ લક્ષ જીવને રહે તો સાવ સહેલી વાત છે. ચોંટી જવું જોઈએ. કૃપાળુદેવે પ્રભુશ્રીજીને કહ્યું કે આત્મા જુઓ, તો પ્રભુશ્રીજીને એવું ચોંટી ગયું કે ત્યારનો દિવસ ને આજની ઘડી એમને એ છૂટ્યું નથી. એવું કર્યા વિના છૂટકો નથી. "દેહ તે આત્મા નથી"—એ સિદ્ધાન્ત હૃદયમાં ચોંટી જાય તો પછી દેહ જાડો થાય, પાતળો થાય, કાળો થાય, ગોરો થાય તોય કંઈ ન થાય. બધાનો સાર આ છે. બધા જ્ઞાનીઓને જે કહેવું છે તેનો આ જ સાર છે.

એનો રણકારો રહ્યા કરે એવું કરવાનું છે. આપણા માટે દયા લાવી જ્ઞાની કહે તે ગ્રહણ કરે તો કામ થાય. નહીં તો 'કથા સુણી સુણી ફૂટયા કાન, તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.' જ્ઞાનીને જે કહેવું છે તે બધું એકઠું કરીને આ કહ્યું કે દેહ તે આત્મા નથી. બધાં શાસ્ત્રોનું એ જ રહસ્ય છે. વાતો કરવાની નથી, પણ હૃદયથી એવું કરી નાખવું.

૭૩ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૮, ૨૦૦૯

પૂજ્યશ્રી—(મુમુક્ષુને) કાલે સભામાં ૪૨૫ મો પત્ર વંચાયો હતો તેમાંથી કશું યાદ રહ્યું? ત્યાં તું લખે છે તે પાછું ઘેર આવી વાંચે છે? શું આવ્યું હતું?

મુમુક્ષુ—કોઈ પણ કારણે આ દેહ મૂર્છાપાત્ર નથી. દેહથી આત્મા જુદો છે. આત્મા દેહ નથી અને દેહ આત્મા નથી, એટલું દૃઢ કરવાનું છે. ઘડાને જોનાર જેમ ઘડાથી જુદો છે તેમ શરીરને જોનાર આત્મા શરીરથી જુદો છે.

પૂજ્યશ્રી—આટલું જ પાકું કરવાનું છે. દેહમાં વૃત્તિ રાખવી નથી. દેહ તો બધા ઘડા છે, ફૂટીને ઠીકરાં થઈ જવાનાં છે. ખાવાપીવામાં, પહેરવામાં વૃત્તિ રાખવી નથી. સાંભળીને વિચાર કરવો. રૂપ, રસ, ગંધ આદિમાં વૃત્તિ રાખવી નથી. બળ્યો આ દેહ. ભક્તિ કરીએ ત્યારે બોલતાં બોલતાં વિચાર કરીએ. 'હે પ્રભુ' એમ બોલ્યા કે તરત વિચાર આવે કે પ્રભુ આનંદસ્વરૂપ છે, જ્ઞાનદર્શનસ્વરૂપ છે, અનંત સુખના ધામ છે. 'કાળ દોષ કળિથી થયો' એટલું બોલ્યા કે વિચાર આવે કે કૃપાળુદેવે કળિકાળનું સ્વરૂપ કેવું કહ્યું છે! સદ્ગુરુનો યોગ મળે નહીં, સત્સંગ મળે નહીં એવો આ કળિકાળ છે. 'નહીં મર્યાદા ધર્મ' ધર્મ મર્યાદા, વૃદ્ધ મર્યાદા એ બધી મર્યાદા રહી નથી. આત્માને માટે વ્યાકુળતા થતી નથી. હે ભગવાન! જુઓ મારા કેવાં કર્મ છે! એમ દરેક પદ કે મંત્ર ગમે તે બોલતાં વિચાર કરવો તો મન બીજે ન જાય. વિચારે નહીં ને એકલો રાગમાં તણાઈ જાય તો મન બીજે ભટકે. દિવસમાં અમુક વખત એકાંતમાં જઈ સ્થિર બેસવું. તે વખતે મનમાં કશું લાવવું નહીં. આત્માને સ્થિર કરવો. બીજા વિચાર ન કરવા. આત્માને નિરાંત આપવી. બીજું કંઈ મનમાં આવે તો 'સહજાત્મસ્વરૂપ' એટલું કરવું. રુચિ જાગી હોય, ગરજ હોય, તો એવું થાય. નહીં તો ક્યાંથી થાય?

૭૪ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૯, ૨૦૦૯

જીવને કલ્યાણ કરવું હોય તો બધા કરતાં ઉત્તમ સાધન સત્સંગ છે. થોડા કાળમાં ઘણું કામ થઈ જાય. પ્રભુશ્રીજી કહેતા કે તમારાં કોટિ કર્મ ખપે છે. સત્સંગમાં જગત ભૂલી જવાય છે. એમાં એકાગ્રતા થવાથી ઘણાં કર્મો નિર્જરે છે. અત્યારે આઠેય કર્મનો ઉદય છે, પણ જ્ઞાનીનાં વચનોમાં ઉપયોગ છે, તેથી કર્મ આવી ચાલ્યાં જાય છે.

ચોથા કાળમાં પણ સત્સંગ દુર્લભ હતો તે આ કાળમાં દુર્લભ હોય એમાં નવાઈ નથી. સત્પુરુષના ચરણસમીપનો નિવાસ દુર્લભ છે. સત્પુરુષ એટલે જેણે આત્મા જાણ્યો છે એવા જ્ઞાનીને પ્રવૃત્તિ હોય તો તે પ્રવૃત્તિ નથી. જ્ઞાનીની જે પ્રવૃત્તિ છે તે ગરમ પાણીની પેઠે છે. પણ સ્વભાવ તો શીતળ જ છે. પ્રવૃત્તિ કરવા છતાં એમને કર્મોની નિવૃત્તિ થાય

છે, સમાધિ રહે છે. તેમ છતાં જ્ઞાની નિવૃત્તિ હોય તો સારું એમ ઇચ્છે છે. જ્ઞાનીને નિવૃત્તિ હોય તો બીજા જીવોને પણ ઉપકારક થાય. જ્યાં જેને રસ લાગ્યો હોય ત્યાં તેનું મન જાય. કૃપાળુદેવને વેપાર કરવો પડતો છતાં ત્યાં બેઠાં પણ સત્સંગ, વન, ઉપવન, સદ્‌ગુરુનો જોગ જે પહેલાંનાં ભવમાં થયેલો તે સાંભરી આવતો. પણ જે કર્મો પોતે બાંધ્યાં છે તે તો ભોગવવાં જ પડે છે.

દરેક મુમુક્ષુએ શું કરવું? તે કહે છે. કલ્યાણમાં વિઘ્ન કરનાર શું છે? તે જાણીને દૂર કરવું. એ પહેલું કરવાનું છે. વિચારે તો મને આ નડે છે એમ સમજાય. અને તેને કાઢવાનો ઉપાય પણ જડે. મુમુક્ષુતાનું લક્ષણ પોતાના દોષ જોવામાં અપક્ષપાતતા એટલે દોષોની બેદરકારી ન રાખવી. કાઢયા વિના મારે છૂટકો નથી એમ એને રહે. સામાન્ય દોષો હવે કહે છે. મળ, વિક્ષેપ અને અજ્ઞાન એ અનાદિના ત્રણ દોષ છે. મળ એટલે કષાય, વિક્ષેપ એટલે મન બીજે ખેંચાય તે અને અજ્ઞાન એટલે પોતાનું ભાન નહીં. એ દોષોમાં જીવ અનાદિથી તણાય છે. જ્ઞાનીનાં વચનોનો યથાર્થ વિચાર થાય તો અજ્ઞાન દૂર થાય. અજ્ઞાન એ અંધકાર જેવું છે. જ્ઞાનદીવો આવે તો અજ્ઞાનઅંધારું દૂર થાય. અજ્ઞાનનું બળ બહુ છે. અજ્ઞાન દૂર કરવા મળ અને વિક્ષેપ પહેલા ટાળવા પડે. એને માટે સત્સંગ એ ઉત્તમ સાધન છે. મળ એટલે કષાય મટવા પહેલું સાધન સરળતા. જીવ સરળસ્વભાવી હોય તો જ્ઞાનીનાં વચનો ન સમજ્યો હોય તો હું સમજ્યો એમ ન માને. બીજું ક્રોધને દૂર કરવા ક્ષમા ગુણ હોય. ક્ષમા એટલે ખમી ખૂંદવું. માન હોય તો જીવ પોતાના દોષ દેખે નહીં. માન મૂકવા વિનય કરે. લોભને દૂર કરવા આરંભપરિગ્રહ દૂર કરવો. જેમ જેમ ઉપાધિ ઓછી કરે તેમ તેમ એને સમાધિ સુલભ થાય. ભટકતું ચિત્ત છે. તે જ્ઞાનીની ભકિતમાં જોડાય તો બધા જગતનો ત્યાગ થાય એથી વિક્ષેપ મટે. દોષોને કહી તે દૂર કરવાના ઉપાય પણ બતાવ્યા. હવે જેટલી ગરજ હોય તેટલું કામ કરે. જ્ઞાની પ્રત્યે અત્યંત ભક્તિ થઈ હોય તો તેનું ચિત્ત તેમાં રહે.

વિયોગમાં જ્ઞાનીની દશા લક્ષમાં આવી હોય તે ચિંતવવી, એમની ચેષ્ટાઓ સંભારવી, હાથ કે આંખની ચેષ્ટાથી જ્ઞાનીએ કંઈ કહ્યું હોય તે સંભારવું. એમનાં વચનો યાદ કરી વિચારવાં અથવા તો વાંચીને વિચારવાં, સમજવાં. જ્યારે સત્પુરુષનો યોગ ન હોય અને પ્રવૃત્તિનો યોગ હોય તે વખતે વધારે સાવચેતી રાખવી. સત્પુરુષના વિયોગમાં બહુ સાવચેતી રાખવાની છે. જ્ઞાનીને યોગે જે સાંભળ્યું હોય તે ભૂલી ન જવાય તેમ વર્તવું. ઘરનું, જ્ઞાતિનું કે બીજાનું કામ હોય તેમાં મોટા થઈ આગળ ન પડવું. પ્રવર્તન કરવું પડે તો માંડ માંડ કરવું. નિવૃત્તિની ખેંચ રાખવી. અનેક ભવમાં ધર્મના વિચાર ન થયા પણ આ મનુષ્યભવ મળ્યો છે ને જ્ઞાનીનો યોગ થયો છે તો ધર્મ કરી લેવો.

આત્મા ઓળખવામાં શું નડે છે? તે કહે છે. લોકસંજ્ઞા એટલે ઘણા લોકો જેમ કરે તેમ કરવું, ઓઘસંજ્ઞામાં વિચાર નથી અને અસત્સંગે અવળા વિપરીત વિચાર થાય. એ બધાં કારણો જીવને આત્મા ઓળખવામાં નડે છે. જ્ઞાનીપુરુષથી જીવ કેટલો દૂર રહે છે!

નકામાં છાપાં, પુરાણો વગેરેમાં કેટલો નકામો કાળ ગાળે છે! જેમાં આત્માનું કંઈ કલ્યાણ ન હોય એવી નિઃસત્વ ક્રિયામાં ખળી રહે તો મનુષ્યભવ નકામો જતો રહે. મનુષ્યભવની ક્ષણેક્ષણ દુર્લભ છે. કોઈ વખતે એને સમકિત થઈ જાય, કોઈ વખતે એને ચારિત્ર આવી જાય, કોઈ વખતે કેવળજ્ઞાન થઈ જાય, કોઈ વખતે મોક્ષ થઈ જાય એવી એવી મનુષ્યભવની દુર્લભ ક્ષણો છે. અસત્સંગ, અસત્‌શાસ્ત્ર, અસદ્‌ગુરુ એથી જીવ પાછો ન વળે, એને આત્મઘાતી ન જાણે ત્યાંસુધી એને આત્મસ્વરૂપ ન સમજાય. જ્ઞાનીનું એક એક વચન કલ્યાણ કરનાર છે, પણ જીવમાં બીજા સંસ્કારો પડયા છે, તેથી સમજાતાં નથી. બહુ સાવચેતીથી વર્તવાનું છે તેને બદલે જીવ અભિમાનમાં તણાઈ જાય છે.

આત્મસ્વરૂપની વાતો કરનાર તો ઘણા મળે, પણ જેણે આત્મસ્વરૂપ પ્રાપ્ત કર્યું છે, તેમનાથી આત્મા જાણ્યા વિના આત્મા પ્રાપ્ત થાય નહીં. જ્યાં આત્મસ્વરૂપ પ્રગટ છે, ત્યાંથી જ પ્રાપ્ત થાય. એવો દૃઢ નિશ્ચય કરવાનો છે. જ્ઞાનીપુરુષ સિવાય મેં આત્મા જાણ્યો છે એવી કલ્પના કરવી નહીં. જગતમાં ચમત્કારવાળા હોય તેમની પાછળ લોકો ફરે છે, પણ આત્માનું કલ્યાણ કરવું હોય તો જ્ઞાની વિના થાય નહીં. જ્ઞાનીથી જ કલ્યાણ થાય છે તેથી એમના સત્સંગની નિરંતર ભાવના રાખવી. પ્રવૃત્તિ કરવી પડતી હોય તો ઉદાસીનતા રાખવી. પોતાની મોટાઈને અર્થે કોઈ પ્રવૃત્તિમાં તણાઈ જવું નહીં.

સત્પુરુષનો યોગ ન હોય તે વખતે સત્સંગની ભાવના રાખવી. બધાં સાધનોમાં મુખ્ય સાધન સત્સંગ છે એની ભાવના હંમેશાં રાખવી. સત્પુરુષનો સત્સંગ નથી તો લ્યો આપણે વેપાર કરીએ એવું કરવાનું નથી, પણ મુમુક્ષુઓએ પરસ્પર સત્સંગ કરવો. પ્રવૃત્તિ કરવી પડે તેમાં મોટાઈની ઇચ્છા ન રાખવી. પ્રમાદ ન કરવો.

મુમુક્ષુએ કેમ વર્તવું તે બધું લખ્યું. કૃપાળુદેવને એક પત્તું લખવાની ઇચ્છા હતી, પણ એક લખ્યું, પછી બીજું લખ્યું એમ આઠ પત્તાં લખ્યાં. એવો ઉદય કોઈક વખતે જ એમને હોય છે. છેવટે લખે છે—"અમે સત્સંગની તથા નિવૃત્તિની કામના રાખીએ છીએ, તો પછી તમ સર્વેને એ રાખવી ઘટે એમાં કંઈ આશ્ચર્ય નથી. અમે અલ્પ આરંભને અલ્પ પરિગ્રહને વ્યવહારમાં બેઠાં પ્રારબ્ધનિવૃત્તિરૂપે ઇચ્છીએ છીએ, મહત્‌ આરંભ અને મહત્‌ પરિગ્રહમાં પડતા નથી, તો પછી તમારે તેમ વર્તવું ઘટે એમાં કંઈ સંશય કર્તવ્ય નથી." (૪૪૯)

**૭૫** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૧૦, ૨૦૦૯

લોકવ્યાપક અંધકાર છે. જડ વસ્તુ તો કશું જાણે નહીં. એક ચેતન છે તે સ્વયં જાણે છે. "સ્વયંજ્યોતિ સુખધામ." જેણે પોતે પોતાને જાણ્યો છે તે યથાર્થ દેખે છે. જગત પાંચ ઇન્દ્રિયોના વિષયોને ઇચ્છે છે, પણ જ્ઞાની તેથી ઉદાસ રહે છે, નિસ્પૃહ રહે છે. એમને કંઈ ઇચ્છા નથી. એ પોતાને ભૂલતા નથી. ગમે તેવાં આકર્ષણ હોય તો પણ પોતે પોતારૂપે જ રહે છે. આખું જગત ગમે તેમ વર્તતું હોય પણ જેણે આત્મા જાણ્યો છે તે આત્મામાં સ્થિર રહી જગતને દેખે છે. જ્ઞાની જ્ઞાનસ્વરૂપ જ છે. કૃપાળુદેવ જ્ઞાનસ્વરૂપ જ છે. તે લખે

છે કે હવે આ લખવાની પ્રવૃત્તિ પણ બંધ કરી દઈએ છીએ "ધરી મૌનતા એમ કહી સહજ સમાધિમાંય." જગત પુદ્ગલને દેખે છે, પણ જ્ઞાની પોતાને દેખે છે. જ્ઞાનીપુરુષ બધાં આકર્ષણોથી દૂર થયા છે. તેઓ પોતાને દેખે છે. બીજા જીવો દેખતા છતાં પોતાને દેખતા નથી. જ્ઞાની પોતાને સાચવે છે, એ એમની બલિહારી છે. આખું જગત બધું પુદ્ગલ તરફ તાકી રહ્યું છે અને આ નિસ્પૃહ થઈ ગયા છે. (૪૧૩)

૭૬ શ્રીમદ્ રા. આ અગાસ, આસો વદ ૧૨, ૨૦૦૯

"आत्मज्ञानात् परं कार्यं न बुद्धौ धारयेत् चिरम् ।
कुर्यादर्थवशात् किंचित् वाक्कायाभ्यामतत्परः ॥"
(સમાધિશતક-૫૦)

આત્મજ્ઞાન સિવાય બીજું મનમાં ઘણા વખત સુધી ધારી રાખવું નહીં. કદાચ બીજાં કામ કરવાં પડે તો વાણી અને કાયાથી કરવાં, પણ મન તો આત્મજ્ઞાનમાં જ રાખવું.

સ્મરણમાં ચિત્ત રાખવું. એ કરવા માટે જ મંત્ર મળ્યો છે. આ દેહમાં આત્મા કોઈ છે. તે જાણનારો છે. એમ વિચારમાં રહેવું. એનું સ્વરૂપ છ પદમાં કૃપાળુદેવે કહ્યું છે. આત્મા છે, નિત્ય છે, કર્તા છે, ભોક્તા છે, મોક્ષ છે અને મોક્ષનો ઉપાય છે. આ છ પદમાં જ સમ્યગ્દર્શન રહેલું છે. "तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम् ॥" એમ કહ્યું, પણ એ બધાં તત્ત્વોમાં આત્મતત્ત્વ મુખ્ય છે. એ જો જાણ્યું તો બીજાં તત્ત્વો જણાય. આત્માને જાણવો એ જ સમ્યગ્દર્શન છે.

મુમુક્ષુ—તત્ત્વાર્થસૂત્રના કર્તા જ્ઞાનીપુરુષ હતા?

પૂજ્યશ્રી—હા, જ્ઞાનીપુરુષ હતા.

*

પૂજ્યશ્રી—બધાં કર્મોમાં આઠ કર્મ મુખ્ય છે. આઠ કર્મમાં મોહનીય મુખ્ય છે. તે મોહનીયમાં પણ દર્શનમોહનીય મુખ્ય છે. જ્યાંસુધી મિથ્યાત્વ હોય ત્યાંસુધી પોતાનું નહીં તેને પોતાનું માને, દેહ પોતાનો નથી તેને પોતાનો માને, દેહ પવિત્ર નથી તેને પવિત્ર માને, દેહ અનિત્ય છે તેને નિત્ય માને. વિપરીતતા એ મિથ્યાત્વનું મુખ્ય લક્ષણ છે. સમકિત થાય એવી સામગ્રી તો ઘણાને છે, પણ પુરુષાર્થ કરે તો થાય. મિથ્યાત્વનું સાચું ઓળખાણ થાય તો મિથ્યાત્વ રહે નહીં. "હે ભગવાન! હું બહુ ભૂલી ગયો" એમ જેને હોય તે સમકિતી જ હોય છે. કારણ કે સાચું જાણ્યું હોય તો જ લાગે કે અહો! હું ભૂલી ગયો હતો. મિથ્યાત્વ ઓળખાય તો ઊભું ન રહે.

૭૭ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૧૩, ૨૦૦૯

વેદના, રોગ વગેરે એ બધા સંયોગ છે. આત્મામાં એક વૈભાવિક શક્તિ છે તેથી એને જે સંયોગ મળે તે રૂપે પરિણમે છે. વેદનાનું મૂળ કારણ તો મિથ્યાત્વ છે. મિથ્યાત્વ એ અગ્નિ જેવું છે. અનંતકાળ રઝળાવે એવું આ મિથ્યાત્વ છે. દેહ પોતાનો નથી એવું સમજ્યો ત્યાંથી દેહાધ્યાસ ગયો. અને ત્યારપછી આત્મા વધારે વધારે બળવાન થતો જાય છે. અંતર-

દાહ એ ક્લેશ છે. તેનું ભાન નથી તેથી હું સુખી છું એમ માને છે. રાગ દ્વેષ અને મિથ્યાત્વ એ બધાં ક્લેશનાં કારણ છે. એથી જીવ દુ:ખી થાય છે.

સમ્યગ્દૃષ્ટિ સાચાને સાચું જાણે છે. અજ્ઞાનદશામાં જે કર્મ બાંધ્યાં છે, તે પૂરાં થયા વિના મોક્ષ થવાનો નથી. સમ્યક્ત્વ થાય ત્યારે પાંચે ય શરીરથી આત્મા ભિન્ન છે એમ લાગે છે.

મુમુક્ષુ—"આ બંધાયેલા પામે છે મોક્ષ એમ કાં ન કહી દેવું?" (૧૫૭–૧૮) એટલે શું?

પૂજ્યશ્રી—કર્મ બંધાયેલાં છે. તે સમયે સમયે જાય છે તેથી જીવ મોક્ષ જ પામે છે, પણ પાછાં નવાં બાંધી લે છે, તેથી મોક્ષ થતો નથી. કૃપાળુદેવે બહુ વિચારણા કરી છે. વાંચવું એવું કે બીજાને કહેવું હોય તો કહી શકાય.

જીવ કંઈક ઊંડો ઊતરે તો લાગે કે આત્મા છે. તે સિવાય બીજો કોઈ જાણે નહીં. એ જેને જાણે તેની સાથે લેવાદેવા નથી. માત્ર અજ્ઞાનને લઈને આ કાળું, આ ધોળું, આ સારું આ ખરાબ એમ રાગદ્વેષ કરે છે. અરીસામાં જે વસ્તુઓ દેખાય છે, તેનું કારણ એમાં એવું દેખાવાનો ગુણ છે. એવો આ આત્મા જ્ઞાનગુણવાળો છે તેમાં પદાર્થ જણાય છે. આત્માને આત્માનું ભાન થાય તે માટે બધાં શાસ્ત્રોનું વર્ણન કર્યું છે. દેહ જડ છે. પણ એને જાડો પાતળો માની સુખ માને તેથી કંઈ આત્માને સુખ થાય નહીં. માત્ર માન્યતાની ભૂલ છે તે ફેરવવા જ્ઞાની કહે છે કે તારામાં રહે. પારકી પંચાત મૂકી પોતે પોતામાં રહે તો સદા સુખી છે. જાણે તેથી બંધન નથી પણ રાગદ્વેષથી બંધ છે. કેવળી ત્રણ લોકના પદાર્થ જાણે છે, તોય બંધાતા નથી; અને આ જીવ થોડું જાણે તોય રાગદ્વેષ કરી કર્મ બાંધે છે. વિભાવને છોડી સ્વભાવમાં રહેવા માટે બધાં શાસ્ત્રો ઉપદેશ્યાં છે. અરીસા જેવો આત્મા છે. આત્મા જો આત્મતૃપ્ત રહે તો દુ:ખ ન થાય. આત્મામાં સુખ છે તેની ખબર નથી. તેથી બીજામાં સુખ લેવા જાય છે. જાણવું, દેખવું અને સ્થિર થવું એ આત્માનો સ્વભાવ છે. એ સ્વભાવને ભૂલી પરરમણતામાં ગોથાં ખાય છે. પરની રમણતા ઘટે તો સુખ થાય.

"શું કરવાથી પોતે સુખી? શું કરવાથી પોતે દુ:ખી?" (૧૦૭)

એનો વિચાર કરી દુ:ખનાં કારણો ટાળે તો સુખ બહાર લેવા જવું ન પડે. જ્ઞાની કહે તે માન્ય થાય તો અજ્ઞાનદશા પલટાય. એ લક્ષ નથી રહેતો તેનું કારણ ઓળખાણ નથી. જેટલો ઇન્દ્રિયો ઉપર વિશ્વાસ છે તેટલો જ્ઞાની પ્રત્યે નથી. હું જાણું છું તે જ ખરું એમ જીવ માને છે. પોતાનો આગ્રહ છૂટતો નથી.

"મત દર્શન આગ્રહ તજી, વર્તે સદ્‌ગુરુલક્ષ;
સમકિત તેને ભાખિયું, કારણ ગણી પ્રત્યક્ષ."

પોતાનો આગ્રહ છોડવા માટે સદ્‌ગુરુ પ્રત્યે પ્રેમ કરવાનો છે. "પ્રીતિ અનંતી પર થકી, જે તોડે હો તે જોડે એહ." બીજેથી પ્રીતિ ઊઠે તો સત્પુરુષ પ્રત્યે પ્રીતિ થાય. બધેથી પ્રેમ ઉઠાડી ત્યાં મૂકે તો એ પ્રેમ કામ કરે. પ્રભુમાં પરમપ્રેમ થાય તો તે કેવળજ્ઞાનનું

બીજ--સમકિત પ્રગટવાનું કારણ છે. ગમે તેટલું અઘરું પડે, પણ મારે તો જ્ઞાનીએ કહ્યું તે જ કરવું છે. એવું થાય તો જ્ઞાની કહે તે એને માન્ય થાય. જ્ઞાનીની કહેલી વાત માન્ય થાય તો આત્મામાં ઉપયોગ જાય અને આત્મા તે જ હું એમ એને થાય. સ્વપરપ્રકાશક જ્ઞાન એ આત્માનો પ્રત્યક્ષ ગુણ છે. જાણનાર તે જ હું છું. આત્મામાં વૃત્તિ નથી તેનું કારણ કષાય છે.

"કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષઅભિલાષ;
ભવે ખેદ પ્રાણીદયા, ત્યાં આત્માર્થ-નિવાસ."

એવું થાય તો ઊંડા ઊતરે. તેથી જ્ઞાનીની પ્રતીતિ થાય. જ્ઞાની દિવસને રાત કહે તોય માને એવી પ્રતીતિ થાય ત્યારે આત્મજ્ઞાન થાય. પોતાની બુદ્ધિનું દેવાળું કાઢવાનું છે. જ્ઞાની કહે તે જ માનવું. પરોક્ષ શ્રદ્ધા દૃઢ થઈ જાય તો તેમાંથી પ્રત્યક્ષ થાય. જ્ઞાનીને આધારે જે પરોક્ષ પ્રતીતિ થઈ તે જરાક આગળ વધે તો પ્રત્યક્ષ થઈ જાય. પણ જ્ઞાનીનું કહેવું માનવું બહુ અઘરું છે. ઘણા અંતરાયો દૂર થાય ત્યારે હું કંઈ નથી જાણતો એમ થાય. સત્ છે તે સરળ છે, સુગમ છે. માર્ગે ચઢ્યો તો બધું સરળ છે.

સાંજે માળા ફેરવાશે, તેમાં લક્ષ રાખી મરણ સુધારવાનો લક્ષ રાખવો. ઊંઘ આવે, થાક લાગે પણ પ્રમાદ ન કરવો. માથે જ મરણ છે એમ જાણી જ્ઞાનીએ કહેલું તે કરવું. પહેલી ત્રણ માળા આત્માનો જ્ઞાન-દર્શન-સ્વભાવ સમજવા કહી છે. પછી અઠ્ઠાવીશ માળા મોહનીય કર્મની અઠ્ઠાવીશ પ્રકૃતિ ક્ષય કરવા ફેરવવાની છે. અને પાંચ માળા જ્ઞાનાવરણીયની પાંચ પ્રકૃતિ જવા માટે છે. તેમાં એ જ લક્ષ રાખવું. સ્મરણમાં જ મન રાખવું. કાળજી રાખી એ માળાઓ ફેરવે તો કલ્યાણ થઈ જાય એવું છે. બે ત્રણ કલાક ધર્મધ્યાન થાય. પણ માથે મરણનો ડર હોય તો થાય. કંઈક કંઈક જીવને દુઃખ રહે તો તે હિતકારી છે. ભોગવાય તેટલું જાય છે. વેદની તો કલ્યાણકારી છે, પણ આર્ત્તધ્યાન થાય તો આવરણ કરનારી છે.

(સાંજના ઉપર એક ભાઈ પ્રથમ આવેલા તેમને ઉદ્દેશીને—)

દિવાળીને દિવસે મહાવીર ભગવાને સમાધિમરણ કરેલું તેથી એ પર્વ કહેવાય છે. આ આશ્રમના સ્થાપનારા જે મહારાજ હતા તેમણે આ છત્રીશ માળા દિવાળીના દિવસોમાં ફેરવવાનો ક્રમ રખાવ્યો છે તેમ અહીં ચાર દિવસ માળા ફેરવાય છે. જન્મમરણ છોડવા માટે કોઈ પૂછે, તેને માટે આ યોજના કરી છે.

આજ તો ધર્મ-તેરસનો દિવસ છે. આજે જો ભક્તિ કરવાનો નિયમ લેવાય તો ઘણો લાભ થાય એવું છે. કાળની પણ કેટલીક અસર થાય છે.

[એ ભાઈ નિત્યનિયમ લેવા માટે તત્ત્વજ્ઞાન તથા ચિત્રપટ ઓફિસમાંથી લાવવા નીચે ગયા તે વખતે]

જીવોનું કેટલું પુણ્ય ચઢ્યું હોય ત્યારે આ દરવાજામાં પગ મુકાય છે! અહીં આવે અને સદ્ભાવના થઈ જાય તો કામ થઈ જાય. ક્યાંથી ક્યાંથી જીવો આવી ચઢે છે! હું તો હમણાં દિશાએ જ જવાનો હતો પણ મનમાં એમ થયું કે ઉપર જઈને દર્શન કરી

પછી દિશાએ જઉં. એટલામાં આ જીવ આવી ચઢ્યો. પુણ્ય ચઢે ત્યારે એવો યોગ બની આવે છે.

૭૮ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૧૪, ૨૦૦૯

જીવને સંસાર વધારવો છે અને જ્ઞાની કહે કે સંસાર છોડવાનો છે, તે એને ગમે ? દિવસે દિવસે લોભ વધારતો હોય તેને લોભ છોડવાનું ક્યાંથી ગમે? અન્યાય ન કરે તો નીતિ કહેવાય. આ પ્રકારનો વ્યવહાર મને ન ઘટે એમ લાગતું હોય, તેમ છતાં લોભને લઈને એવો વ્યવહાર કરે તે અનીતિ જ છે. પ્રાણ જાય પણ મારે નીતિ છોડવી નથી, દુરાચાર સેવવો નથી, એમ જેને હોય તેને જ્ઞાનીનો બોધ પરિણામ પામે. પ્રાણ જાય પણ ધર્મ ન છોડવો એવું થાય ત્યારે ધર્મ પરિણમે. આ કાળમાં બહુ સાવચેતી રાખવાની જરૂર છે. સાતે ય વ્યસન અનીતિ છે. એ સાત વ્યસનનો ત્યાગ જીવ બરાબર પાળતો નથી. પાળે તો એમાં નીતિ બધી આવી જાય છે. આ વિપરીત કાળ વર્તે છે, માટે ક્ષણે ક્ષણે સાવચેતી રાખવાની છે.

સમયે સમયે કર્મ બંધાય છે. તો એની સામે પડવા સમયે સમયે પુરુષાર્થ કરવો પડશે. અનાદિકાળનો અભ્યાસ ફેરવવો છે. આત્માનું ભાન થયું હોય છતાં ક્યારે મિથ્યાત્વનો ઉદય થશે તેની ખબર નથી. માટે ચેતતા રહેવાનું છે. જેને આત્મસ્વરૂપ પ્રાપ્ત થયું છે, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન પ્રાપ્ત થયું છે એવા ગણધરોને પણ તીર્થંકર ભગવાને એક સમય માત્રનો પ્રમાદ ન કરવો એમ કહ્યું. જીવને પડવાનાં ઘણાં સ્થાનકો છે. વૈરાગ્ય વગર ધર્મમાં આગળ વધાય નહીં અને વૈરાગ્યમાં આ કાળમાં ઘણાં વિઘ્નો છે, માટે પુરુષાર્થ કરવાનો છે. જીવ ભણે છે, પણ ગણતો નથી. એનું ભણવું કંઈ ગણતરીમાં નથી. અજ્ઞાન છે તે અંધારા જેવું છે. અંધારામાં બધું સરખું લાગે, તેમ અજ્ઞાનદશામાં દેહ અને આત્મા એક માને છે, બધું સરખું માને છે.

૭૯ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૦)), ૨૦૦૯

મરણ વખતે બહુ સાચવવાનું છે. ચાર દિવસમાં જેટલી માળા ફેરવે તેટલું સમાધિ ખાતે જમે થયું કહેવાય. ભગવાને સમાધિમરણ કર્યું તેથી આ દિવાળી પર્વ થયું. તે પછી લૌકિક થઈ ગયું, પણ પ્રભુશ્રીજીએ પાછું તાજું કરાવ્યું. મુમુક્ષુ જીવને ચેતવાનું છે. ગમે તે વખતે એક આત્માર્થે જ જીવવું છે. એમ કરતાં કોઈક વખતે સમ્યક્ત્વ થઈ જાય. એકનો એક ભાવ એકતાર રહે એવું કરવાનું છે, જીવ જો વિચાર કરે તો ઘણો લાભ થાય. આત્મસિદ્ધિનો દિવસ, દિવાળીપર્વ એ દિવસો એવા છે કે જીવ રંગાઈ જાય. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ સમાધિમરણની ચાર આરાધના કહેવાય છે. કર્મ તો છૂટવા માટે આવે છે. કર્મ તો અમને છોડો અમને છોડો એમ કહે છે, પણ જીવ કર્મના ઉદયે ગભરાઈ જાય છે. પહેલાં કંઈ મહાવરો કરી મૂક્યો હોય તો વેદના સમભાવે વેદાય. ઉપશમ એટલે કષાય પ્રત્યે અભાવ, કષાયની મંદતા. મારું તારું વગેરે કલેશ શમાય ત્યારે ઉપશમભાવ થાય. પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં રાગ ન થાય તે વૈરાગ્ય. ઉપશમ વૈરાગ્ય હોય તો

જીવની બુદ્ધિ નિર્મળ થાય. પછી જેમ છે તેમ સમજાય.

પોતે કોણ ? તેની ખબર નથી. તેથી બીજામાં પોતાપણું કરે છે. દષ્ટિ ફેરવી નાખવાની છે. આત્માને માટે જ બધું કરવું. કોઈ ગાળો ભાંડે, મારે, તોય તેને શત્રુ માનવો નથી. શત્રુ તો કર્મ છે. દીર્ઘદૃષ્ટિ નથી તેથી તાત્કાલિક વસ્તુ પર દૃષ્ટિ કરે છે. કર્મ દેખાતાં નથી, પણ નિમિત્ત દેખાય છે તેથી જીવ ભૂલો પડે છે. કૃપાળુદેવે લખ્યું છે કે કોઈનો વાંક નથી. અમે કર્મ બાંધ્યાં છે, તે અમારે ભોગવવાનાં છે. દૃષ્ટિ જો પોતાના ભણી વળે તો હિત થાય. સારામાં સારાં નિમિત્ત મળ્યાં, છતાં જીવ ફર્યો નથી. પોતાનો રંગ ના મૂકે તો તીર્થંકર જેવાનો સંગ નિષ્ફળ જાય. કર્મ એવાં છે કે બળવાન નિમિત્તમાં પણ સારી વસ્તુનો સ્પર્શ ન થવા દે. માટે કર્મ બાંધતાં પહેલાં વિચાર કરવાનો છે. જ્ઞાનીને શરણે જે આવ્યા તે બધાનું કલ્યાણ થવાનું છે. બધું મૂકીને મોક્ષે જવાનું છે. દેહ જોવાનો નથી, પણ આ જીવ કોને ભજે છે? એ જોવું. કૃપાળુદેવને ભજે છે, તો એના ઉપર વાત્સલ્યભાવ રાખવો. જે જીવનું કલ્યાણ થવાનું હોય તે જ જીવ કૃપાળુદેવને શરણે આવે છે. પ્રભુશ્રીજી કહેતા કે કૃપાળુદેવને શરણે આવ્યા હોય તેના અમે દાસના દાસ છીએ. આપણે સેવા કરવી છે એમ ઇચ્છા રાખવી. મુમુક્ષુ છે તે સગાંવહાલાં કરતાં પણ વધારે હિતકારી છે. વાત્સલ્ય–અંગ તો પહેલું જોઈએ. બીજું કશું ન થાય અને વાત્સલ્યભાવ રાખે તોય તીર્થંકરગોત્ર બાંધે. એ ગુણ આપણામાં નથી તો લાવવો છે એમ રાખવું. સમ્યક્ત્વ થાય એવા ગુણો મારામાં ન આવ્યા તો બધું પાણીમાં ગયું. એમ મનમાં રાખવું. પહેલી દૃષ્ટિમાં પહેલામાં પહેલો ગુણ 'અદ્વેષભાવ' આવે છે.

"દ્વેષ નહીં વળી અવરશું, એ ગુણ અંગ વિરાજે રે."

બધાનું ભલું થાઓ એવી જેની ઇચ્છા હોય તેનું કલ્યાણ થાય. દ્વેષ કલ્યાણનો નાશ કરનાર છે. કોઈ પ્રત્યે કિંચિત્ માત્ર દ્વેષ ન કરવો, એટલું શીખી લે તો બહુ છે. પહેલામાં પહેલું પગથિયું મૈત્રીભાવ છે.

૮૦ શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક સુદ ૧, ૨૦૧૦

જે કૃપાળુદેવને શરણે આવ્યા છે તે બધાનું કલ્યાણ થશે. એક વખતે શ્રી રણછોડભાઈએ પ્રભુશ્રીજીને પૂછ્યું કે આ અહીં બેઠા છે, તે બધાનું કલ્યાણ થશે કે નહીં ? પ્રભુશ્રીજીએ કહ્યું કે ગોશાળા જેવાનું થશે તો આ બિચારા જીવોએ શો દોષ કર્યો છે ? પછી પ્રભુશ્રીજીએ કહ્યું હતું કે પણ એમ કહેવામાં લાભ નથી.

પૂજ્યશ્રી—(મુમુક્ષુઓને ઉદ્દેશીને) તમને એમ થાય છે કે અહીં આશ્રમમાં રહી બધો વખત નકામો જતો રહે છે, કંઈ થતું તો નથી ?

મુમુક્ષુ—નકામું તો નથી લાગતું, પણ કંઈ થતું નથી એમ તો થાય છે.

પૂજ્યશ્રી—એમ થાય તો પુરુષાર્થ જાગે. નહીં તો આશ્રમમાં રહ્યા છીએ ને ? બધું થશે. એમ થઈ જાય. બહુ ઉતાવળ કરવાની નથી, તેમ પ્રમાદ પણ કરવાનો નથી. તરવારની ધાર જેવું છે. બહુ ઉતાવળ કરવા જાય તો અધીરજ આવી જાય. તેથી પુરુષાર્થ થાય નહીં.

અહીં રહીને કષાયની ઉપશાંતતા વગેરે ગુણો પ્રગટાવવાના છે. આત્માના હિતને માટે અહીં રહ્યા છીએ એ લક્ષ રાખવો. આ તો વચ્ચે વખત મળે તેમાં બીજું વાંચવા જાણવાનું છે. એમ સંતોષ ન માનવો કે આટલું ભણી ગયા, હવે બસ. થોડું શિખાય તો કંઈ નહીં, પણ વિચાર કરતાં શીખવાનું છે. ઇન્દ્રિયોને નુકસાન ન થાય અને ઇન્દ્રિયો વધારે લોલુપી પણ ન થાય તેનું નામ સંયમ છે. બહુ ઉતાવળ કરવાની નથી. શક્તિ હોય તેટલું તપ વગેરે કરવાનું છે. શરીરને પણ નુકસાન ન થાય અને પ્રમાદ પણ ન થાય તેમ કરવાનું છે, નહીં તો શરીર બગડી જાય તો પછી કંઈ ન થાય. ગાંધીજી શરીરને ગધેડું કહેતા, વધારે ખાઈ જાય ત્યારે ગધેડું વધારે ખાઈ ગયું એમ કહેતા.

૮૧ શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક સુદ ૨, ૨૦૧૦

જીવને બોધ કેમ પરિણામ પામતો નથી? તેનું કારણ જ્ઞાનીએ શોધી કાઢ્યું. જીવ જે બધી પ્રવૃત્તિ કરે છે તે આંધળાની જેમ કરે છે. કર્મ બંધાય એવી પ્રવૃત્તિથી દૂર રહેવું. પ્રમાદરહિત થઈ સાવચેતીથી જાગૃતિથી વર્તવાનું છે. ભાવનિદ્રા એટલે અજ્ઞાન. સાપના કરતાં અજ્ઞાન વિશેષ ભયંકર છે. અનાદિકાળથી જીવને અહંભાવ મમત્વભાવ છે. બધું કરીને મિથ્યાત્વ છોડવાનું છે, પ્રતિબંધ છોડવાના છે. નથી છોડતો એ મારો જ વાંક છે, એમ વિચારવું. ધર્મનો લોપ થાય છે ત્યાં આત્માનો લોપ થાય છે. પોતાનો વાંક જોવો. પોતાનો વાંક જોશે તો પોતાના દોષો નીકળશે. જ્ઞાનીનો બોધ પરિણમવો ઘણો દુર્લભ છે. માથું જાય તો પણ જ્ઞાનીનો બોધ ન મૂકે એવી યોગ્યતા આવે ત્યારે બોધ ગ્રહણ થાય. અનાદિકાળના ભાવો છે તે ઓકી નાખે તો બોધ ટકે. નહીં તો બોધ રહે ક્યાં? મુમુક્ષુ એટલે સંસારભાવથી જેને છૂટવું છે તે. જે કર્મ બાંધ બાંધ કરે છે, તે મુમુક્ષુ શાનો? કેદખાનામાં નાખ્યો હોય તેવું મુમુક્ષુને સંસારમાં લાગે. જેથી વૈરાગ્ય વધે તેવું ગમે તે વાચન હોય તે કરવું. કંઈક વૈરાગ્ય હોય છતાં શિથિલતા ખસતી નથી. માર્ગ શૂરવીરનો છે. અને આ કાયર થઈને બેઠો છે. મને દુઃખ છે એમ લાગ્યું નથી. શૂરવીર થયા વિના છૂટકો નથી. કંઈક બળ કરે તો આગળ વધે. પુરુષાર્થ કરશે ત્યારે પાર આવશે. વીર્ય ગોપવવાનું નથી. બધા વીર્ય ફોરવીને જેટલો બને તેટલો પુરુષાર્થ કરવાનો છે.

"જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ."

સત્પુરુષનો યોગ થયે જે ભાવ આવે છે, તે ટકે તો ઝટ મોક્ષ થઈ જાય. પણ જીવ પાછો ઢીલો પડી જાય છે.

૮૨ શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક સુદ ૩, ૨૦૧૦

ભક્તિમાં સ્વચ્છંદ છે નહીં. જ્ઞાનીની આજ્ઞામાં જ એનું ચિત્ત ચોંટી જાય છે, તેથી બીજે ભટકે નહીં. ભક્તિ એ ઉત્તમ વસ્તુ છે, પણ નિષ્કામ ભક્તિ થવી જોઈએ. દેહાધ્યાસ છોડવા માટે આ ભક્તિ છે. ભગવાનમાં ચિત્તને લીન કરવું એ અહીં કહેવું છે. જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગ સુલભ છે. જ્ઞાનમાર્ગમાં અલ્પ જ્ઞાન હોય તો તે અનેક દોષોને ઉત્પન્ન કરે છે. અલ્પજ્ઞાન જીવને ઉન્મત્ત કરનાર છે. અને ભક્તિમાં તો હું કંઈ જ જાણતો નથી.

એમ રહે. જ્ઞાનમાર્ગે ઘણા ભૂલ કરે છે. સદ્ગુરુના આશ્રય વિના પોતાની બુદ્ધિથી પદાર્થનો નિર્ણય કરી બેસે તો ઘણા દોષો ઉત્પન્ન થવાનો સંભવ છે. આ કાળ એવો છે કે જિંદગી આખી ભક્તિ જ કરવાયોગ્ય છે.

કૃપાળુદેવે પ્રભુશ્રીજીને આત્મસિદ્ધિ આપ્યા પછી પૂછ્યું કે કેમ રહે છે? પ્રભુશ્રીજીએ કહ્યું કે આત્મસિદ્ધિની ગાથામાં મારું ચિત્ત રહે છે અને આપના ચિત્રપટની છબી મારા હૃદયમાં છપાઈ ગઈ છે તે દેખાય છે. ઘણી વાર જીવે ભગવાનની પૂજા કરી, સમવસરણમાં ગયો, રત્નોથી પૂજા કરી, પણ ભાવ વગર બધું નિષ્ફળ થયું છે.

૮૩ શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક સુદ ૪, ૨૦૧૦

શ્રીમદ્ રાજચંદ્ર વડવા સ્થાને રહેલા. એમણે કહેલું કે અહીં ચંદ્રપ્રભુનું દેરાસર થશે. ખંભાતના મુમુક્ષુઓ મહિનામાં એક દિવસ ત્યાં ભક્તિભાવપૂર્વક ગાળતા. મુનિપણું ન આવે તો તે પહેલાં એકાંત સ્થાન સેવવા યોગ્ય છે. આ કાળમાં બીજાં તપ કરતાં સ્વાધ્યાયતપ વધારે હિતકારી છે. એ અંતરંગ તપ છે. એ દરેક કરી શકે એવું છે. મુનિ કે ગૃહસ્થ હોય ગમે તે એ તપ કરી શકે છે, ધ્યાન કરવા બેસે તો મન સ્થિર રહેવું મુશ્કેલ છે, પણ સ્વાધ્યાયમાં મન ચોંટી જાય. સત્સંગે આજ્ઞા થઈ હોય, પછી સત્સંગમાં પોતે ન હોય, ભલે લાખો કોશ દૂર હોય, પણ સત્સંગે થયેલી આજ્ઞા ઉપાસે છે તે સત્સંગને જ ઉપાસે છે. ગમે ત્યાં જઈએ પણ સ્મરણ ન ચૂકવું. હરતાં ફરતાં સ્મરણમાં જ ચિત્ત રાખવું, એમ કરે તો દિવસમાં કેટલીય માળા થઈ જાય. પણ જીવ બીજી વસ્તુઓના આકર્ષણને લઈને ભૂલી જાય છે. બધું સ્વપ્ના જેવું છે. ક્યારે મરણ આવશે તેની ખબર નથી માટે મનુષ્યભવ સફળ થાય એવું કંઈક કરી લેવું. આમ ને આમ મનુષ્યભવ જવા દેવાનો નથી. જેમ નાટકમાં ગયા અને જોઈને પાછા આવ્યા તેમ કરવાનું નથી.

(સાંજના ઉપર)

*

ક્ષમાવું છું, હવે તો કોઈને કંઈ કહેવું નથી. કોઈને કોઈના દોષો કહેવા નથી. પૂછે તોય કહેવા નથી, એવું ચિત્ત થઈ ગયું છે. કોઈને દોષો કહીએ તો ખોટું લાગે.

મુમુક્ષુબેન—કહો પ્રભુ, કહો! કહ્યા વગર તો શું થાય?

પૂજ્યશ્રી—પોતાના દોષો દેખીને પોતાને કાઢવાના છે. દોષો દેખીને ઢાંક ઢાંક કરે તો ક્યારે પાર આવે? કહ્યા કરતાં પોતાના દોષો દેખીને પોતે કાઢશે ત્યારે કામ થશે. મને હવે કોઈ કહેનાર નથી. મારે જ દોષો ટાળવાના છે, એમ લાગે તો પછી દોષો કાઢે. કૃપાળુદેવે પુષ્પમાળામાં છેલ્લું એ જ લખ્યું છે કે "દોષને ઓળખી દોષને ટાળવા." હવે તો સમાધિમરણ કરવાનું છે. આપણે ય માથે મરણ છે ને?

૮૪ શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક સુદ ૫, ૨૦૧૦

જ્ઞાનનું ફળ વિરતિ આવવું જોઈએ. જાણીને પાછું અનુસરવું જોઈએ.

"આઠ સમિતિ જાણીએ જો, જ્ઞાનીના પરમાર્થથી;
તો જ્ઞાન ભાખ્યુ તેહને, અનુસાર તે મોક્ષાર્થથી."

એટલે શું ? આઠ સમિતિઓ કયી કયી ? પાંચ સમિતિ ને ત્રણ ગુપ્તિ એ આઠ સમિતિ છે. આઠ સમિતિનું જો યથાર્થ જ્ઞાન થાય તો એટલામાં બધા પ્રવચનનો સાર આવી જાય છે. મન, વચન, કાયાને યથાર્થ પ્રવર્તાવવાં એટલે અશુભમાં ન પ્રવર્તાવવાં અને ઈર્યાસમિતિ એટલે ચાલવું પડે તો જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે ચાલવું, વચન બોલવું પડે તો તે જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે બોલવું. મળમૂત્ર વિસર્જન કરવાં પડે તો જ્ઞાનીની આજ્ઞાએ કરવાં. વસ્તુ લેવી મૂકવી પડે તો જ્ઞાનીની આજ્ઞાએ લેવી મૂકવી. આહાર લેવો પડે તો જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે લેવો. આટલામાં બધું આવી જાય છે. આજ્ઞાએ વર્તે તો ધર્મ થાય. એ ચારિત્ર છે. મોક્ષનો ઉપાય સુધર્મ છે. મોક્ષનો ઉપાય યથાર્થ વર્તન છે. જે જ્ઞાન મોક્ષને માટે થાય તે જ્ઞાન છે.

જે ભાવના કરે તેનું બીજ ઊગે છે. જીવને યોગ મળે ને લાભ લે તો કામ થાય. કર્મને ઉદયે વૃત્તિ બીજે જાય છે. ચિત્ત જ્ઞાનધ્યાનમાં સત્સંગમાં હોય ત્યારે કર્મ આવી આવીને જતાં રહે.

પ્રશ્ન—કોઈક વખતે ગોખવામાં ઉત્સાહ હોય છે ને કોઈ વખતે નહીં એનું શું કારણ?

પૂજ્યશ્રી—કર્મનો ઉદય છે. જે વખતે નવું ન શિખાય તે વખતે ફેરવવું. બીજી વસ્તુમાં ચિત્ત ન જવા દેવું. નહીં તો કર્મ બાંધે. ઉપવાસ એકાસણું કરીને વાંચવા વિચારવાનું કરવું છે. દેહનો શો ભરોસો છે? પરપોટાની પેઠે ફૂટી જાય. માટે મનુષ્યભવ છે ત્યાં સુધી કંઈ કરી લેવું. એ ક્યારે પૂરો થશે તેની ખબર નથી. બધી સામગ્રી લૂંટાઈ જશે. ઝબકે મોતી પરોવી લે. આત્માને સંસ્કાર પડ્યા હોય તે સાથે જાય છે. કાર્મણ શરીર સૂક્ષ્મ છે તે આત્માના પ્રદેશો સાથે તન્મય થઈ રહેલ છે તેથી સાથે જાય છે. તૈજસ શરીર પણ સાથે જાય છે. કર્મ કેમ બંધાય છે અને કેમ છૂટે છે? તે માટે ભગવાને કહ્યા મુજબ કર્મગ્રંથ લખ્યા છે. એમાં ગણતરીનાં નિયમો હોવાથી તેને કરણાનુયોગ કે ગણિતાનુયોગ કહે છે. કરણ એટલે ભાવ. જેવા ભાવ કરે તે પ્રમાણે ચોક્કસ કર્મ બંધાય. એ બધા કર્મના હિસાબ હોય છે. બધા અનુયોગમાં દ્રવ્યાનુયોગ તો આવે. કરણાનુયોગનો સૂક્ષ્મ વિચાર થાય પછી દ્રવ્યાનુયોગ સમજાય. આ દેહમાં છએ દ્રવ્ય છે. આત્મા જાણે છે. તે છમાંથી એક પુદ્ગલ દ્રવ્યમાં મોહ પામે છે. પણ પુદ્ગલથી હું ભિન્ન છું એમ સૂક્ષ્મવિચાર કરે તો દ્રવ્યાનુયોગ સમજાય. દેહમાં જાણનારો બેઠો છે તો આંખ જુએ છે, કાન સાંભળે છે એમ બધી ઇન્દ્રિયો કામ કરે છે. આ દેખાય છે તે તો જડ છે, પણ જોનાર આત્મા એથી જુદો છે. શરીર કશું જાણે નહીં. શરીરમાં જ્યાંસુધી આત્મા હોય ત્યાંસુધી ખબર પડે છે. પણ અત્યારે દૂધપાણીની પેઠે દેહ અને આત્મા એકમેક થઈ ગયા છે. કોઈ ભાન આપનાર હોય તો આત્માનું ભાન થાય. વિચાર કરે તો એમ ભાગે કે દેહમાં કોઈ જાણનાર વસ્તુ છે ખરી. પોતાનું ઓળખાણ થાય ત્યારે 'આત્મા' નામ સાંભળતાં રોમાંચ થઈ જાય એવું થાય છે. કોઈ બ્રાહ્મણ ખાડામાં પડ્યો હતો. તે નીકળી શકતો ન હતો. ત્યાં કોઈએ લાડુ લાડુ એમ બૂમ પાડી તે સાંભળતાં જ કૂદકો મારી બહાર નીકળી ગયો. આત્માનો અનુભવ થયો હોય તો તે પ્રત્યે પ્રેમ આવે છે. એ કરવા જ્ઞાનીનાં વચનોનો આધાર છે.

"મન મહિલાનું રે વહાલા ઉપરે, બીજાં કામ કરંત;
તેમ શ્રુતધર્મે રે મન દૃઢ ધરે, જ્ઞાનાક્ષેપકવંત."

જે કરવાનું છે તે જીવ ભૂલી જાય છે. જેમ ગરજ વધશે તેમ તેમ એની વૃત્તિ જ્ઞાનીનાં વચનમાં–આત્મામાં રહેશે. પુરુષાર્થ કરે તો બધું થાય.

૮૫ શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક સુદ ૬, ૨૦૧૦

ક્લેશથી ભરેલો સંસાર છે. જંપવા જેવું નથી. બધે ક્લેશ જ છે. સંસારનો અનુભવ એવો છે કે ભુલાય નહીં. જે વસ્તુ ભૂલી જવાની છે, તેને જીવ વધારે તાજી કરે છે. પોતાનો વિચાર જીવને આવતો નથી. તેથી બીજે ખોટી થાય છે. આપણે અહીં ક્યાં બેસી રહેવાનું છે?

આત્મસિદ્ધિની એક એક ગાથા ઉપર સો સો ગાથાઓ લખે તોય પૂરું થાય એવું નથી.

"જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ;
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ."

'હવે એનો અર્થ કરો!' એમ પ્રભુશ્રીજી કહેતા. આખી જિંદગી સુધી કામ આવે એવી આ ગાથા છે. આત્માર્થી હોય તેણે ગમે તે પ્રસંગે શું કરવું અને શું સમજવું એનો ઉકેલ તેને આવે. મહાપુરુષો અવિષમભાવે એટલે સમભાવે રહ્યા તો જ કર્મ છોડ્યાં છે. ઉદાસીનતા એટલે સમભાવ. જેને કંઈ પ્રતિબંધ નથી તે ઉદાસીન છે. રાગદ્વેષમાં ન તણાવું એનું નામ ઉદાસીનતા છે. સમભાવ કે ઉદાસીનતા એક જ છે. ઉદાસીન એટલે ક્યાંય ચોંટી ન ગયો હોય. આમ થયું તોય ઠીક અને તેમ થયું તોય ઠીક એ ઉદાસીનતા છે. જે થાય તે ભલું માનવામાં આવે તો એ ઉદાસીનતા છે. "અધ્યાત્મની જનની તે ઉદાસીનતા." (૭૭). સુખ પ્રાપ્ત કરવું હોય તો ઉદાસીનતા આવે ત્યારે પ્રાપ્ત થાય. એ વગર સુખ ન આવે. વૈરાગ્ય હોય તો ઉદાસીનતા રહે. વૈરાગ્ય ઉદાસીનતાનું કારણ છે. હું તો આત્મા છું. હું બ્રાહ્મણ છું, વાણિયો છું આદિ બાબત બધી છોડી દેવાની છે. દેહના એ બધા ભાવ છે, આત્માને કંઈ નથી.

રડવાથી અસાતાવેદની બંધાય છે. આપણને વિચાર નથી આવતો. કાલે શું થશે તેની શી ખબર છે? કૃપાળુદેવનું શરણું રાખવું તો બધાનું કલ્યાણ થવાનું છે. કોઈનું દુઃખ લેવાય નહીં. આપણું સુખ કોઈને દેવાય નહીં. આપણને પણ મરણ આવવાનું છે. આપણે ગભરાઈ જઈએ તો તે વખતે મરણ બગડી જાય. જે થવાનું છે તે તલભાર આઘુંપાછું થવાનું નથી. આપણા મનને દૃઢ કરવું. મંત્રમાં ચિત્ત રાખવું. કૃપાળુદેવનું શરણ છોડવા જેવું નથી. મનુષ્યભવ રડવા માટે નથી મળ્યો. આખું જગત આપણને કર્મ બંધાવી લૂંટી લે એવું છે. જે થવાનું હશે તે થશે, રૂડા રાજને ભજીએ. ગમે તેવું દુઃખ પડે પણ રડવું નથી. રડવાથી કોઈને લાભ નથી. જેનો દેહ છૂટી ગયો હોય તેને પણ રડવાથી લાભ નથી. હરતાં ફરતાં 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' કરવું. એથી બળ મળે. શૂરવીર થાય તો કર્મ આવતાં ય

ડરે. "ખેદ નહીં કરતાં શૂરવીરપણું ગ્રહીને જ્ઞાનીને માર્ગે ચાલતાં મોક્ષપાટણ સુલભ જ છે." (૮૧૯). ખેદ કરવાથી કંઈ કલ્યાણ થતું નથી. રોજ મરણ સંભારવું. મહેમાન જેવા છીએ. જેનું આયુષ્ય પૂરું થાય તેને જવું પડે.

*　　　*　　　*

"ભક્તિ શૂરવીરની સાચી, લીધા પછી કેમ મૂકે પાછી?" નિર્ભય હોય તે જ શૂરવીર થઈ શકે. સમ્યગ્જ્ઞાન થવા નિર્ભયતાની જરૂર છે. આત્મા ઓળખવા માટે 'આત્મા સત્ જગત મિથ્યા' એ કરવાનું છે. જીવને અભિમાન છે કે હું મોટો છું. એ અભિમાન છોડી બધાય આત્મા છે એમ કરવું. અભિમાન, મોટાઈ બધું દૂર કરે ત્યારે જ પરમાર્થ હૃદયમાં પેસે. મોટાઈ બધી મિથ્યા છે. ધૂમાડાના બાચકા જેવું છે. એની ને એની જ ઇચ્છા રહ્યા કરે તો પરમાર્થ સમજાય કેમ કરી? નિર્ભય થાય તો જ આત્મામાં પેસાય એવું છે. લોકોથી ડરે, રૂડું દેખાડવા કરે તો ક્યારે પાર આવે? "નહીં કાયરનું કામ જોને." શૂરવીરનું કામ છે. મહાપુરુષના અંતરમાં કેવું શૂરવીરપણું હોય છે! આત્મજ્ઞાન ત્યાં મુનિપણું છે; વેષમાં મુનિપણું નથી. 'પરમાર્થમાં તો બહુ વિઘ્નો છે. માટે ન થાય' એવી શંકા કરવાની નથી. નિરભિમાની થવું. જ્યાં માન હોય ત્યાં ભગવાન રહે નહીં. માન અને ભગવાનને વેર છે. "મોહનવરને માન સંગાતે વેર જો".

શ્રીમદ્ ભાગવતમાં એક કથા આવે છે. શરદ્પૂર્ણિમાની રાત્રિ હતી. શ્રીકૃષ્ણે જંગલમાં આવી વાંસળી વગાડી. તે સાંભળીને બધી ગોપીઓ ઘરનાં કામ વગેરે છોડીને ત્યાં શ્રીકૃષ્ણ પાસે આવી. શ્રીકૃષ્ણે કહ્યું કે તમે અહીં કેમ આવી? તમારા પતિને મૂકીને અહીં શા માટે આવી છો? ગોપીઓએ કહ્યું કે પતિ પરદેશ જાય ત્યારે કોઈને પોતાનું ચિત્રપટ, કોઈને લાકડાનું પૂતળું વગેરે પૂજવા માટે આપી જાય છે. પછી તે રોજ તેની પૂજા કરતી હોય અને જ્યારે પતિ ઘેર આવે અને કહે કે પાણી લાવ, તો તે કંઈ એમ કહે કે ના, મને પહેલાં પૂજા કરવા દો. તેમ અમારા પતિ તો તમે છો. બીજા તો બધા લાકડાના પૂતળા જેવા છે. જ્યારે ખરા પતિ ઘેર આવે ત્યારે લાકડાના પતિની કોણ સેવા કરે? તે સાંભળી શ્રીકૃષ્ણ બહુ પ્રસન્ન થયા અને પછી બહુ આનંદથી રાસ રમ્યા. તે વખતે એક એક ગોપી અને એક એક કૃષ્ણ, દરેક ગોપી સાથે એક એક કૃષ્ણ. તે વખતે ગોપીઓના મનમાં થયું કે આપણે કેવી ભાગ્યશાલિની છીએ! આ વખતે બીજાં બધાં ઊંઘે છે અને આપણે ભગવાન સાથે લીલા કરીએ છીએ. એમ જરાક અભિમાન આવી ગયું, એટલામાં તો એકેય કૃષ્ણ ન મળે. કૃષ્ણ અલોપ થઈ ગયા.

જ્યાં ભગવાન હોય ત્યાં માન ન રહે અને જ્યાં માન હોય ત્યાં ભગવાન ન રહે, એવું છે. માટે અભિમાન મૂકવાનું છે. ગમે તેટલો વિષમ ઉદય હોય પણ તે વખતે સમભાવ રાખવો. જ્ઞાની પાસે કશું ઇચ્છવું નથી. અભિમાન ટાળી સમભાવમાં આવવાનું છે. કર્મના ઉદયમાં સમભાવ રાખતાં ન શીખો ત્યાંસુધી જ્ઞાનીનું કહેલું સમજાય નહીં.

૮૬ શ્રીમદ્ રા. આ. અગાસ, કારતક સુદ ૭, ૨૦૧૦

(બોધ, સાંજે સભામાં ૪ા વાગે—પૂજ્યશ્રીનો કાયોત્સર્ગમાં દેહોત્સર્ગ સાંજે ૫ા વાગે)

સંવર થાય તો નિર્જરા થાય છે. શુદ્ધભાવથી નિર્જરા થાય છે. તપ તો જગતમાં ઘણા કરે છે, પણ સમ્યગ્દષ્ટિને જ સકામ નિર્જરા થાય છે. તપથી નિર્જરા થાય એમ કહ્યું તે સમ્યગ્જ્ઞાન સહિત તપથી. નહીં તો ઇચ્છા થાય. સમ્યક્ત્વ સહિત તપ કરનારને સમભાવ હોય છે. આત્માને માટે તપ કરવું છે, એવો ભાવ રહેવો જોઈએ. એવું સત્પુરુષના યોગ વગર થાય નહીં. માટે સત્પુરુષના યોગની જરૂર છે.



## સંગ્રહ ૬

### છૂટક વચનો

૧ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ સુદ ૧૩, ૨૦૦૪

પ્રકૃતિ શાંત રાખવી. ખરું સુખ આત્મામાં છે. કર્મો આવે છે ને જાય છે તે પ્રમાણે સુખદુઃખ આવે છે ને જાય છે. તેમાં શાંતિ રાખીએ તો નવાં કર્મ બંધાતાં નથી અને જલદીથી વેદીને છૂટા થવાય છે. પણ ગભરાટ કરવાથી દુઃખ વધે છે અને નવાં કર્મો બંધાય છે. બોજો માથે ઉપાડો, ખભે લો કે હાથમાં રાખો, પણ ઉપાડ્યે જ છૂટકો છે, તેમ આત્માએ ભોગવ્યે જ છૂટકો છે. કર્મો એક બાજુથી ખસેડો તો બીજી બાજુથી પેસશે, એવાં છે. સમતા રાખવી. ધીરજથી દુઃખ સહન કરી લેવું.

"સહજાત્મસ્વરૂપ પરમગુરુ"

એ સ્મરણમાં જ લક્ષ રાખવું. પ્રભુશ્રીજી કહેતા 'મોક્ષ એટલે શું ? છૂટવું એ મોક્ષ. જેટલા કર્મ છૂટે તેટલો મોક્ષ. બધાં કર્મ છૂટી જાય એટલે સંપૂર્ણ મોક્ષ.' એ કંઈ ન બની શકે એવું કામ નથી. નિર્મોહી થઈ જવું.

૨ શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૧૩, ૨૦૦૫

પૂજ્યશ્રીએ અતિ ગંભીર મુદ્રાએ શાંતિથી કહ્યું, 'પરમકૃપાળુદેવનાં વચનો વાંચીએ છીએ અને એના ઉપર વિચાર કરીએ છીએ ત્યારે એમ લાગે છે કે આપણે એક શબ્દ પણ કોઈને ઉપદેશવાને, કહેવાને અધિકારી નથી. જ્યાંસુધી કેવળજ્ઞાન ન થાય ત્યાંસુધી ઉપદેશ આપી શકાય નહીં. મૌન રહેવું જોઈએ. કૃપાળુદેવનાં વચનો અતિ ગંભીર છે. ગંભીરતાપૂર્વક વિચારવાં જોઈએ.'

૩ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૯-૯-૪૪

જાત્રા કરવાનું ધ્યેય એટલું કે તેવા સ્થળે જતાં કોઈ જ્ઞાનીનો ભેટો થઈ જાય; અને તેટલો લોભ ઓછો થાય. લોભ બહુ ખરાબ છે. જેનો લોભ ઓછો થયો તેને જ્ઞાનીપુરુષનો બોધ અસર કરે. તે આગળ વધી શકે.

૪ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૧૯-૯-૪૪

જ્ઞાનીપુરુષોને ટાઈમની કેટલી કિંમત છે! એક સમય પણ નકામો જવા દેતા નથી. નદીનું પાણી વહ્યું જાય, તેમ જીવન વહ્યું જાય છે. જેમ નદીનું પાણી દરિયામાં ગયા બાદ

પાછું વળે તેમ નથી તેમ વખત ગયા બાદ પાછો આવતો નથી. પાછળથી કંઈ વળે તેમ નથી. માટે વખતનો સદુપયોગ કરી લેવો.

૫ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૭-૧૦-૪૪

પરમકૃપાળુદેવનાં વચનો ઘણાં જ ગૂઢાર્થવાળાં છે. જેમકે "તમારાં કહેલાં દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા મેં ઓળખ્યાં નહીં." આ વાક્યમાં બધું સમાઈ જાય છે. દયાનું સ્વરૂપ સમજવામાં આવે છે ત્યારે પોતાના આત્માની અત્યંત કરુણા ઊપજે છે અને તે જ સમકિત છે. તે પ્રાપ્ત થયા બાદ આત્મામાં અપૂર્વ શાંતિ આવે છે, સમતા આવે છે; પરિણામે કેવળજ્ઞાન પ્રગટાવી મોક્ષ પ્રાપ્ત કરાવે છે.

૬ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૧૨-૧૦-૪૪

એક તરફ કોઈ મરણ પામ્યું હોય અને બીજી તરફ લગ્નપ્રસંગે મિષ્ટાન્ન જમનાર માણસને વિચાર થઈ પડે છે કે આમ કરવું તે યોગ્ય લાગતું નથી. તેવી રીતે આ જીવને વિચાર આવવો જોઈએ કે જન્મજરાનાં દુઃખો જ્યાંસુધી રહેશે ત્યાંસુધી નિર્દોષ સુખ મળવાનું નથી. ધન મેળવી જીવ સુખી થવા ઇચ્છે છે અને તેના ઉપર રાગ કરે છે, પણ તે મળ્યા બાદ તેને ચોરાઈ જવાનો, લૂંટાઈ જવાનો તેમ જ રાજા વગેરે લઈ લે તેનો ભય કાયમ રહ્યા કરે છે તો તેમાં સુખ ક્યાં છે? તેમાંથી નિર્દોષ સુખ મળે એ કેમ કહેવાય? કારણ પરિણામ જેનું દુઃખમય આવે તે દુઃખ જ છે. તેવી જ રીતે સંસારના દરેક પદાર્થોમાં પરિણામે દુઃખ જ છે. માટે નિર્દોષ સુખ જે આત્મામાં છે અને જેનો કોઈ વખતે નાશ થતો નથી તે મેળવવા પુરુષાર્થ કરવો.

૭ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૩-૯-૪૫

પ્રભુશ્રીજી કહેતા કે આ દરવાજામાં પગ મૂકનાર માણસનું ઘણું પુણ્ય હોય છે, તો જ અંદર આવી શકે છે. જો તે અંદર આવી ગયો તો કંઈ ને કંઈ તેને ખબર ન પડે પણ લઈ જશે.

૮ શ્રીમદ્ રા. આ. અગાસ, તા. ૧૬-૧૧-૪૫

'સ્મરણ' એ અદ્ભુત છે. સ્વરૂપપ્રાપ્તિ કરાવનાર છે. આખો દિવસ તેનું રટણ કરવામાં આવતું હોય તો પણ નિત્યનિયમની માળા ગણવાની ચૂકવી નહીં. જેને અમૂલ્ય વખતની ક્ષણ પણ નકામી ન જવા દેવી હોય તેને માટે 'સ્મરણ' એ અપૂર્વ વસ્તુ છે. કૂવામાં પડેલા ડૂબતા માણસને હાથમાં દોરડું આવે તો તે ડૂબે નહીં તેમ 'સ્મરણ' એ સંસાર-સમુદ્રમાંથી તારનાર વસ્તુ છે.

ભક્તિ, વાચન, સ્મરણ વગેરે પૈકી જે વખતે જેમાં ચિત્ત તન્મય થાય તે પ્રકારે તેમ થવા દેવું. મુખપાઠ કરવાનો અભ્યાસ રાખવો. કારણ મુખપાઠ કરેલું હોય તે કોઈ વખતે ઘણો લાભ આપે છે. ગમે ત્યારે, ગમે તેવા સંજોગોમાં પણ મુખપાઠ કરેલ વચન ઉપયોગી થઈ પડે છે. કારણ, પુસ્તક હંમેશ પાસે હોય નહીં.

૯ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૭, ૨૦૦૭

કામ, ક્રોધ અને લોભ એ ત્રણ મોટા વિકારો છે. કામ છે તે ભૂત જેવો છે. મનુષ્યને ગાંડો બનાવનાર છે. કામમાં આસક્ત થયેલાને વિચાર નથી હોતો. જ્યારે જીવને ક્રોધ

ચઢે છે ત્યારે પણ એને કંઈ ભાન રહેતું નથી. આંધળા જેવો બની જાય છે. કંઈ જુએ નહીં અને મોઢામાંથી જેમ આવે તેમ બકે. લોભ પણ એવો છે. જેમ જેમ લોભ કરે છે તેમ તેમ વધતો જાય છે. લોભથી કોઈ સુખી થતું નથી. એ ત્રણે વસ્તુ ખરાબ છે.

૧૦ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૧૪, ૨૦૦૭

જીવ નિગોદમાંથી કોઈ મહા પુણ્યના યોગે બહાર આવ્યો અને બધી ગતિઓને ઓળંગીને મનુષ્યભવ અને આવો યોગ પામ્યો તો હવે પુરુષાર્થ કરવો. ખામી એની જ છે.

"ભાવે જિનવર પૂજિયે, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવિયે, ભાવે કેવળજ્ઞાન."

ભાવ હોય તો બધું થાય. પ્રવૃત્તિથી નિવર્તીને ભગવાન પાસે આવે ત્યારે એવા ભાવ થવા જોઈએ કે હે ભગવાન, રખડતો, રખડતો આપને શરણે આવ્યો છું. મારે હવે કોઈ શરણરૂપ નથી. ભગવાનના દેરાસરરૂપ સમવસરણમાં આવતાં એવી ભાવના હોય તો ખરી પૂજા છે.

૧૧ શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૫, ૨૦૦૭

ભક્તિ એ બહુ સારું નિમિત્ત છે. એમાં પડવાનું હોય નહીં. અહંભાવ થાય નહીં.

પ્રશ્ન—ભક્તિ એટલે શું ?

ઉત્તર—મહાપુરુષોનાં વચનોમાં વૃત્તિ રાખવી, સ્વરૂપમાં સ્થિત થયા છે એવા પુરુષોમાં જોડાવું, લીન થવું તે ભક્તિ. જેમ જેમ જ્ઞાનીપુરુષની ઓળખાણ પડે તેમ તેમ ભક્તિ થાય. મહાપુરુષો પ્રત્યે જે આસક્તિ છે તે સંસાર નાશ કરવાનું કારણ છે.

૧૨ મ્હૈસુર, માગશર સુદ ૬, ૨૦૦૮

પ્રશ્ન—કર્મ શાથી આવ્યાં ?

ઉત્તર—પોતે બોલાવ્યાં તેથી આવ્યાં, માટે ભોગવવાં તો પડશે જ. હસતાં કે રડતાં ભોગવવાં પડશે. પોતાનાં બાંધેલાં આવે છે. માટે સમભાવે ભોગવવાં. કોઈ પ્રત્યે દ્વેષ કરવા જેવું નથી. એથી કર્મ બંધાય છે. આવા પ્રસંગોમાં પોતાનો વાંક જોવો. કર્મ બાંધેલું હોય તે ગમે ત્યારે ફૂટી નીકળે છે. કર્મ ઉદયમાં આવે ત્યારે કેમ ભોગવવાં એ શીખવાનું છે. જીવો કંટાળે છે, કંટાળો એ છૂટવાનો રસ્તો નથી. મન તો કામ કર્યા જ કરે છે. જો આત્મામાં રહે તો આત્માનું કરે. ફિકર-ચિંતા એ કર્મબંધનું કારણ છે. પ્રારબ્ધ ક્યાં રહેવાનું છે? એ તો જવાનું છે. કૃપાળુદેવ એક સમય માત્ર પણ અપ્રમત્તદશાને ભૂલ્યા નહીં. એ દશા બહુ વિચારવા જેવી છે.

૧૩ શ્રી રાજમંદિર, આહોર, ફાગણ સુદ ૮, ૨૦૦૮

પ્રશ્ન—નવો બંધ ન પડે એવું કરવા માટે શું કરવું ?

ઉત્તર—જેથી બંધન ન થાય એવા આત્માના ગુણો સમ્યગ્દર્શન આદિ પ્રાપ્ત કરવા. પહેલાં સદ્ગુરુને શોધવા. "બીજું કાંઈ શોધ મા. માત્ર એક સત્પુરુષને શોધીને તેના ચરણકમળમાં સર્વ ભાવ અર્પણ કરી દઈ વર્ત્યો જા." (૭૬) જીવને છૂટવાનો આ માર્ગ છે.

"મોક્ષ કહ્યો નિજ શુદ્ધતા." શુદ્ધભાવ એ મોટી વસ્તુ છે. એ થવા 'સર્વ તુજરૂપ.' શુદ્ધ થયા પહેલાં સર્વ ભાવ જ્ઞાનીને અર્પણ કરી દેવા. ત્યાં બંધન ન થાય. સર્વ ભાવ જ્ઞાની પ્રત્યે વાળવાના છે. જ્ઞાની સમ્મત કરે તે સમ્મત કરવું. છૂટવાના રસ્તા છે. છૂટવું હોય તો કરવું પડશે. પાપમાં પ્રવર્તવાનો જ્ઞાની નિષેધ કરે છે. બે પ્રકારે ધર્મ છે. ૧ સાધુ ધર્મ, ૨ ગૃહસ્થ ધર્મ. જે સર્વસંગપરિત્યાગ કરે છે તેણે કેમ વર્તવું તે સાધુધર્મ છે અને ગૃહસ્થ જે છે તેણે કેમ વર્તવું તે ગૃહસ્થધર્મ છે.

*

"શું કરવાથી પોતે સુખી, શું કરવાથી પોતે દુઃખી ?" (૧૦૭)

ઊંઘથી સુખી થવાય છે કે પાંચ ઇન્દ્રિયના વિષયથી કે પૈસાથી ? આત્મા સુખી શાથી થાય ? એ વિચારવાનું છે. સુખ તો મોક્ષમાં છે. માટે મોક્ષની રુચિ કરવાની છે. તે માટે સત્સંગનો વિશેષ પરિચય કરવાની જરૂર છે. ચેતતા રહેવાની જરૂર છે. આયુષ્ય પૂર્ણ થતા પહેલાં કંઇક કરી લેવાનું છે. જીવને માથે બોજો બહુ છે. પહેલાના પુરુષો હળુકર્મી હતા. આ કાળમાં કર્મનો બોજો વધારે છે, પણ જીવ બળ કરે તો થાય એવું છે. મરુદેવામાતા પૂર્વભવમાં કેળનું ઝાડ હતાં; ત્યાંથી અકામ નિર્જરા કરી મરુદેવામાતા થયાં અને ભગવાનના સમવસરણમાં જતાં રસ્તામાં કેવળજ્ઞાન પામ્યાં. આ કાળના જીવો વિરાધક છે, તેથી જ્ઞાનીનો બોધ સાંભળે પણ પરિણામ પામે એવું નથી થતું. બીજી ઇચ્છાઓ જીવમાં પડી છે, તેથી બોધ અંદર પહોંચતો નથી. યોગ્યતાની ઘણી જરૂર છે.

**૧૪** શ્રીમદ્ રા. આ. અગાસ, ચૈત્ર વદ ૫, ૨૦૦૮

'તત્ત્વજ્ઞાન' રોજ વાંચવા જેવું છે. રોજ વધારે ન બને તો પા કલાક તો ભક્તિમાં ગાળવો જ. ભક્તિમાં ચિત્ત રહેશે તો રંગ લાગશે. જ્ઞાનીપુરુષે જે જે આજ્ઞા કરી છે, તે જીવને હિતકારી છે, જે કંઈ જ્ઞાનીની આજ્ઞાએ કરીએ તે ધર્મ કહેવાય છે. કૃપાળુદેવે પોતે કર્યું તે જ કહે છે. વૃત્તિઓ ઓછી કરવાનું કહે છે. કૃપાળુદેવને બાહ્યત્યાગનો ઉદય ન આવ્યો પણ અંતરથી ત્યાગી હતા. આજથી કૃપાળુદેવને જ ગુરુ માનવા.

**૧૫** શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ સુદ ૧, ૨૦૦૮

સવારે ત્રણ વાગે ઊઠીને મોક્ષમાળાના પાઠ ફેરવીએ. પાઠ ફેરવતી વખતે એ લક્ષ રાખવો કે મારે વિચાર કરવા માટે ફેરવવા છે. એકાગ્ર મનથી ફેરવવા. શીખેલા છે માટે ન ફેરવું તો ભૂલી જઈશ એટલો જ લક્ષ ન રાખવો. વિચાર કરવાનો પણ લક્ષ રાખવો.

**૧૬** શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ સુદ ૪, ૨૦૦૮

"જ્યાં સુધી દેહાદિકથી કરી જીવને આત્મકલ્યાણનું સાધન કરવું રહ્યું છે, ત્યાં સુધી તે દેહને વિષે અપારિણામિક એવી મમતા ભજવી યોગ્ય છે." (૪૬૦)

જેને આત્માનું કલ્યાણ કરવું છે એવા મુમુક્ષુજીવને તો દેહને સાચવવાનું કહ્યું છે. જેણે એ આત્મકલ્યાણનું કામ કરી લીધું છે એવા જે મહામુનિઓ, તેઓને ઉપસર્ગ

આવે છે ત્યારે તેઓને કંઈ ચિંતા ફિકર રહેતી નથી. કારણ કે જે કામ કરવું હતું તે કરી લીધું. હવે દેહ રહો કે ન રહો બન્ને એક સરખાં લાગે છે.

૧૭ શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ વદ ૬, ૨૦૦૮

"સુખ અંતરમાં છે, બહાર શોધવાથી નહીં મળે." (૧૦૮) બીજે ન મળે. જ્યાં સુખ નથી ત્યાં શોધે તો ન મળે. આત્મા જણાય ત્યારે જણાય કે આત્માનું સુખ આત્મામાં છે. આત્મજ્ઞાન કરવાનું છે. આત્મજ્ઞાન વિના કોઈ મોક્ષે ગયા નથી. બીજું પડી મૂકી આત્માને જાણ, દેહદૃષ્ટિ છે ત્યાં સુધી રાગદ્વેષ થાય. અંતરદૃષ્ટિ થાય તો પ્રમોદ થાય. આત્મા અંદર નથી, બહાર નથી. જ્યાં છે ત્યાં છે, જ્ઞાનમાં છે. જે જાણનારો છે, જ્ઞાનવાળો છે તે આત્મા છે. આત્મા આત્મામાં છે. પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ એ ચારે દિશામાં નથી. એના લક્ષણથી ઓળખાય છે. પોતાને પરને જાણે તે વસ્તુ હું છું. જેવડું જ્ઞાન છે તેવડો આત્મા છે. સ્ત્રી, પુરુષ, નપુંસક પણ દેહ છે, તે આત્મા નથી. આત્મા ભારે નથી, હલકો નથી. સંખ્યાથી રહિત છે. આત્માને રંગ નથી. જ્ઞાનદર્શનની મૂર્તિ તે આત્મા છે. દેહ જે દેખાય છે તે હું નથી. જોવા જેવો તો આત્મા છે. બીજું કંઈ જોવા જેવું નથી.

૧૮ શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ વદ ૮, ૨૦૦૮

સાચું સુખ શું છે એનું ભાન નથી. સત્પુરુષના યોગે જ ભાન પ્રગટે છે. મોક્ષ જોઈએ છે એમ કહે, પણ મોક્ષ શું તેની ખબર નથી. સત્પુરુષના યોગે જ ખબર પડે. મુખ્ય ભાવના તો સત્પુરુષના યોગની રાખવી. એ યોગ ન હોય તો ભાવના એની રાખીને સત્શાસ્ત્રનો પરિચય રાખવો.

૧૯ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ સુદ ૭, ૨૦૦૮

"અથવા નિજ પરિણામ જે, શુદ્ધ ચેતનારૂપ;
કર્તા ભોક્તા તેહનો, નિર્વિકલ્પ સ્વરૂપ."

શુદ્ધપરિણામનો આત્મા કર્તા–ભોક્તા છે. પોતે જ સ્વપરિણામરૂપ કર્મ છે. પોતાના સ્વભાવનો કર્તા છે. પોતાના પરિણામનું ફળ પોતાને આપે છે. વિભાવથી વિરમે છે. પોતે પોતાને સ્વભાવમાં સ્થિર કરે છે. આત્મા પોતે જ અધિકરણ છે. આત્મા પરબ્રહ્મ છે, અજર અમર છે. નવે તત્ત્વમાં પરમાત્મા મહાન છે. પૂજવાયોગ્ય, અત્યંત પ્રકાશવાળા, ગુણના ધામ એવા સચ્ચિદાનંદ પરમાત્મા છે. પોતાની પરિણતિમાં રમતા એવા પરમાત્માને નમસ્કાર.

"વીત્યો કાળ અનંત તે, કર્મ શુભાશુભ ભાવ;
તેહ શુભાશુભ છેદતાં, ઊપજે મોક્ષ સ્વભાવ."

આત્મસિદ્ધિ ભણ્યો તો બધાંય શાસ્ત્રો ભણી ગયો. પર્યાય એ દ્રવ્યની અવસ્થા છે. શુભ અશુભ ભાવમાં જીવ આવે ત્યારે શુભ અશુભરૂપે જ થઈ જાય છે. સ્ફટિકની પેઠે જેવો સંયોગ મળે તેવો થઈ જાય છે. શુભ સંયોગ અને અશુભ સંયોગ બન્નેથી રહિત આત્મા થાય ત્યારે શુદ્ધ આત્મા થાય. પર્યાય ઉપરથી દ્રવ્યની ખબર પડે છે. શુભાશુભ ભાવ છે ત્યાં અશુદ્ધ દ્રવ્યગુણપર્યાય છે. શુદ્ધભાવ થાય તો શુદ્ધ દ્રવ્યગુણપર્યાય કહેવાય.

અશુભ ભાવ છોડે તો શુભ ભાવ થાય, પછી શુદ્ધભાવમાં આવે. શુભભાવ અને શુદ્ધભાવ બન્નેમાં ચારિત્ર સંભવે છે. અશુભમાં ન સંભવે. ચારિત્ર તે આત્મા છે. શુભભાવમાં પરિણમે તે સરાગ ચારિત્ર અને શુદ્ધભાવમાં પરિણમે તે વીતરાગ ચારિત્ર. કષાયભાવ હોય ત્યાં ચારિત્ર નથી. આત્મા શુભાશુભ ભાવ ન કરે અને શુદ્ધભાવમાં રહે તો કર્મનું જોર ચાલતું નથી.

૨૦ શ્રીમદ્ રા. આ અગાસ, જેઠ સુદ ૭, ૨૦૦૮

"આત્મા દ્રવ્યે નિત્ય છે, પર્યાયે પલટાય."

દ્રવ્યને કહેનાર તે દ્રવ્યાર્થિકનય છે અને પર્યાયને કહેનાર તે પર્યાયાર્થિકનય છે. આત્મા ધ્રુવ છે, પણ પર્યાય પલટાય છે. દ્રવ્ય અપેક્ષાએ છ દ્રવ્યો ધ્રુવ છે અને પર્યાય અપેક્ષાએ ઉત્પાદવ્યયરૂપ છે. એમ દરેક દ્રવ્યમાં ઉત્પાદ–વ્યય–ધ્રુવ હોય છે. કોઈ પણ વસ્તુ હોય તો તેના ગુણપર્યાય હોય છે. દ્રવ્ય–ગુણ–પર્યાયરૂપ વસ્તુ છે. તેની સાથે પર્યાયના પલટવાથી ઉત્પાદ–વ્યય–ધ્રુવ પણ હોય છે. કેવળજ્ઞાનમાં જગત ભાસે છે, ત્યાં જ્ઞાન જ્ઞેયરૂપે પરિણમે છે, (જ્ઞેયાકાર થાય છે) પણ જ્ઞાન (દ્રવ્યથી) જ્ઞેયરૂપ થતું નથી. દર્પણમાં દેખાય તેમ ચેતનમાં જગત ભાસે છે. આત્માને કેવળજ્ઞાન થયું એટલે ઇન્દ્રિયની જરૂર રહેતી નથી. ઇન્દ્રિયોથી પહેલાં કેવળજ્ઞાન જાણી લે છે. કોઈની મદદ વગર જ જાણે છે. પરવસ્તુથી આનંદ આવતો હતો, તેને બદલે આત્માથી જ આનંદ આવે છે. પરની જરૂર રહેતી નથી. ઇન્દ્રિયોનું જ્ઞાન તો અસ્પષ્ટ છે, પણ કેવળજ્ઞાન સ્પષ્ટ જાણે છે. ઇન્દ્રિય–મનનું જ્ઞાન મર્યાદાવાળું છે, પણ કેવળજ્ઞાન અમર્યાદિત છે. મોહનીયકર્મનો ક્ષય કરી, સ્વરૂપમાં સ્થિત થઈ, કેવળજ્ઞાન પ્રગટાવે છે. એ અતીન્દ્રિયજ્ઞાન છે. એનું સુખ પણ અતીન્દ્રિય છે. બાહ્યવસ્તુને આધારે સુખદુઃખ નથી.

૨૧ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ સુદ ૮, ૨૦૦૮

પરપદાર્થની સાથે આત્માનો જ્ઞેયજ્ઞાયક સંબંધ વ્યવહારથી કહેવાય છે. નિશ્ચયથી આત્મા અસંગ છે. પરપરિણામ સાથે કેવલી પરિણમતા નથી. તેને ગ્રહણ કરતા નથી. નિશ્ચયથી આત્માને કોઈનો સંગ નથી.

૨૨ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ સુદ ૧૨, ૨૦૦૮

ઇન્દ્રિયસુખ પરાધીન અને બાધાયુક્ત છે. ઇન્દ્રિયસુખમાં સમભાવ હોતો નથી. અશાતાના ઉદયે તે નાશ પામે છે. ચંચળ છે. ઇન્દ્રિય સુખ અને દુઃખ બન્ને એક જ છે. પુણ્યપાપ બેય સરખાં બંધનરૂપ છે. આત્માને મુક્ત કરવા માટે બધું કરવાનું છે. આત્માર્થથી ચૂકચો તો પડી જશે. અશુદ્ધભાવમાંથી જેની પ્રીતિ ઊઠે તેને શુદ્ધઉપયોગ પ્રત્યે પ્રીતિ થાય છે. શુદ્ધ ઉપયોગથી સંવર, નિર્જરા, મોક્ષ બધું થાય છે. શુદ્ધ ઉપયોગ ન રહેતો હોય તો મારે શુદ્ધઉપયોગ માટે કરવું છે એ લક્ષ રાખવો. સમ્યગ્દર્શનનો લક્ષ રાખીને કરે તો શુદ્ધઉપયોગ પ્રાપ્ત થાય.

"નિશ્ચયવાણી સાંભળી, સાધન તજવાં નો'ય;
નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય."

પુણ્ય પાપ બન્નેની હોળી કરી મોક્ષે જવાનું છે. કંઈ રાખવું નથી.

*

જે જીવ દ્રવ્ય-ગુણ-પર્યાયથી અરિહંતનું સ્વરૂપ જાણે છે, તે જીવ પોતાના આત્માને જાણે છે.

"જે જિન દેહ પ્રમાણ ને, સમવસરણાદિ સિદ્ધિ;
વર્ણન સમજે જિનનું, રોકી રહે નિજ બુદ્ધિ."

બહારની વસ્તુઓ જોઈને આશ્ચર્ય થાય છે તેથી અરિહંત કે સદ્ગુરુના આત્માની ચેષ્ટાને વિષે વૃત્તિ રહે નહીં. એ બધા ભુલાવા છે. રાગદ્વેષ મોહ દેખાય છે તે મારું સ્વરૂપ નથી. વીતરાગ ભગવાનનું સ્વરૂપ છે તેવું મારું મૂળ સ્વરૂપ છે. જેવા વીતરાગ સુખી છે તેવો જ હું સુખી છું, એમ અભેદ થઈ જાય. અરિહંતનું જેવું સ્વરૂપ છે તેવું જ મારું સ્વરૂપ છે, ભેદ નથી. એ સમકિત છે. અરિહંતના શુદ્ધસ્વરૂપમાં મોહ નથી. શુદ્ધસ્વરૂપમાં અભેદ-ભાવ કરવો એ મોહ ક્ષય થવાનો ઉપાય છે.

૨૩ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ સુદ ૧૩, ૨૦૦૮

"પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન;
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન."

જેટલી જીવની બ્રહ્મચર્ય ભણી દૃષ્ટિ હશે તેટલું કલ્યાણ થશે. આત્માની કાળજી હશે તો આત્મા (શુદ્ધ) થશે અને સંસારની કાળજી હશે તો સંસાર થશે.

૨૪ શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ વદ ૧, ૨૦૦૮

મોક્ષમાળામાંથી વાંચવું. મોક્ષમાળા છે તે મોક્ષનું બીજ છે. માટે આપણને એ બહુ કામની છે. કૃપાળુદેવને જે જે કહેવું હતું તે બધું મોક્ષમાળામાં કહી દીધું છે. પછી પત્રોમાં કહ્યું છે.

૨૫ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ६, ૨૦૦૮

જે વસ્તુ જાણે છે તે આત્મા દ્રવ્ય-ગુણ-પર્યાયવાળો છે. તેમ બીજી વસ્તુઓ પણ દ્રવ્ય-ગુણ-પર્યાયવાળી છે. પરના દ્રવ્ય-ગુણ-પર્યાયને પોતાના માને તે મિથ્યાદૃષ્ટિ છે.

એક દ્રવ્ય બીજામાંથી ઉત્પન્ન થતું નથી અને નાશ પણ પામતું નથી. ઉત્પાદ-વ્યય-ધ્રુવ જેમાં છે તે દ્રવ્ય છે. ગુણપર્યાય જેમાં હોય તે દ્રવ્ય છે. સંસારનાં સુખ તે સુખ નહીં પણ દુઃખ જ છે. પાછળ દુઃખ આવે તે સુખ નથી. જ્ઞાનીઓ સંસારનાં સુખને દુઃખ માને છે. જીવે જ્ઞાનવિચારે કરી ભાવ ગાળ્યા નથી. ક્ષાયક ન થાય ત્યાં સુધી ગમે ત્યાં ગબડી પડે. માટે મોહ ઓછો થાય તેવું કરવાનું છે. જરૂર એની છે. સંસારમાં દુઃખ છે એમ એને સમજાતું નથી. સંસારના ભાવો ભૂલવા મુશ્કેલ છે. આ જગત અસાર છે એ માટે બાર ભાવના ભાવવાનું કહ્યું છે. વારંવાર જ્ઞાનીનાં વચનો સાંભળવાં, વિચારવાં. બધું મારે મોહ નાશ કરવા માટે કરવું છે, એ લક્ષ રાખવો.

૨૬ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૯, ૨૦૦૮

દ્રવ્ય–ગુણ–પર્યાયની આ વાત છે. તે કોઈ વખતે સાંભળી નથી તેથી સમજવી મુશ્કેલ છે. ઘણી વાર સાંભળ સાંભળ કરે ત્યારે કોઈક વખતે સમજાય. જગતની વાતો ઘણી સાંભળી છે, પણ આ તો કોઈ દિવસે સાંભળ્યું નથી. દ્રવ્યની અપેક્ષાએ સિદ્ધ અને સંસારી જીવમાં ભેદ નથી. બીજા દ્રવ્યથી મોક્ષ થાય છે એમ નથી. એનો એ જીવ પરિણમે છે. શુદ્ધ અવસ્થા છે તે સિદ્ધ છે અને મલિન અવસ્થા છે તે સંસારી છે. પરનો સંગ હતો ત્યારે મલિન પર્યાય હતો. અસંગ થયો ત્યારે શુદ્ધ પર્યાય થયો. બધાય જીવો સિદ્ધ સમાન છે, કર્મને લઈને ફેરફાર દેખાય છે.

"નય નિશ્ચય એકાંતથી, આમાં નથી કહેલ;
એકાંતે વ્યવહાર નહીં, બન્ને સાથ રહેલ."

બન્ને નય સાથે રાખે છે તે સ્યાદ્વાદ છે.

૨૭ શ્રીમદ્ રા. આ. અગાસ, જેઠ વદ ૦)), ૨૦૦૮

જ્ઞાનચેતના એ સ્વાભાવિક છે. હું શુભ કરું, અશુભ કરું એમ કર્તવ્ય સમજીને કરે તે કર્મચેતના છે. જ્ઞાનચેતના એટલે જેને ભેદજ્ઞાન છે તે કર્મના ઉદયે તેમાં ભળી જતો નથી. કર્મનો ઉદય આવે ત્યારે સુખસામગ્રી મળે. પુણ્યથી મળે ત્યારે જીવ સુખ માને છે. એથી વિપરીત થાય ત્યારે દુઃખ માને છે. પોતાના ભાવ શુભાશુભ કરે છે તે કર્મ ચેતના છે.

"ભાવકર્મ નિજ કલ્પના, માટે ચેતનરૂપ"

જ્યાં સુધી સમ્યક્ત્વ થયું નથી, ઇષ્ટ અનિષ્ટ કરે છે ત્યાં સુધી કર્મચેતના છે. જ્યાં જીવને ભાન નથી એવા એકેંદ્રિય આદિમાં કર્મફલચેતના છે. જ્ઞાનચેતનામાં ચેતન છે, કર્મચેતનામાં ચેતન છે અને કર્મફલચેતનામાં પણ ચેતન તો છે. કર્મચેતના અને કર્મફલચેતનામાં આત્મા અશુદ્ધ છે.

૨૮ શ્રીમદ્ રા. આ. અગાસ, અષાડ સુદ ૮, ૨૦૦૮

શરીર તે હું નથી. જેને આત્મા અસંગ છે, એક છે, અખંડ છે એમ આત્મભાવના થાય તેને પરિપૂર્ણ સ્વરૂપ પ્રગટ થાય.

*

ગર્ભમાં તો સુખ હોતું નથી અને જન્મ વખતે પણ ઘણું દુઃખ હોય છે, તે વખતે બેભાન છે. બાલ્યાવસ્થામાં તો આત્માનો કંઈ વિચાર આવી શકે નહીં. પછી યુવાવસ્થા છે, તેમાં સમજણ હોય છે, પણ એ પછી બીજા કામોમાં વાપરે છે—સ્ત્રીમાં, ધનમાં વાપરે છે. પછી વૃદ્ધાવસ્થા આવે છે ત્યાં પણ કંઈ ન થાય. બાલ્યાવસ્થા અને વૃદ્ધાવસ્થા વચ્ચેનો જે થોડો કાળ છે તેમાં આત્માનું હિત કરે તો થઈ શકે છે. પોતાને માટે કરવાનું છે, જ્યાં-ત્યાંથી જીવને જન્મમરણથી છોડાવવાનો છે. મોહ કરે તો છુટાય નહીં. 'હું, મારું' ભૂલશે ત્યારે કલ્યાણ થશે. પોતાનું નહીં તેને પોતાનું માની તન્મય થયો છે. દેખાય તે એનું છે નહીં. માટે મોટા પુરુષોએ કહ્યું છે કે સત્સંગ કરવો. સત્સંગમાં ભૂલો નીકળે છે. સત્નો રંગ ચઢાવે તે સત્સંગ. પુણ્યનો ઉદય હોય ત્યારે જીવને તીર્થયાત્રા કે ધર્મના સ્થાનમાં જવાનું બને છે. કોઈ જ્ઞાનીની આજ્ઞા આરાધાય તો કલ્યાણ થાય.

૨૯ શ્રીમદ્ રા. આ. અગાસ, વૈશાખ સુદ ૧૨, ૨૦૦૯

આપણે કરીએ છીએ તેની કંઈ અસર થાય છે કે કેમ? તેની તપાસ જ જીવને નથી. નિરંકુશ થઈ જાય ત્યારપછી જીવને કંઈ સમજાતું નથી. કળિકાળનું સ્વરૂપ પરમકૃપાળુદેવે કહ્યું છે તેવું જ છે. માટે આપણે સાચવીને ચાલવાનું છે. કાળબળ એવું છે કે પોતાનું કલ્યાણ કરવાની ભાવનાવાળા બહુ જ થોડા જીવો છે.

૩૦ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ સુદ ૧૦, ૨૦૦૯

મિથ્યાદૃષ્ટિ બંધાય છે. રાગદ્વેષથી જેવો બંધાય છે તેવો બીજી ક્રિયાઓથી બંધાતો નથી. બંધનું મુખ્ય કારણ મિથ્યાત્વ છે, એ જ અજ્ઞાન છે. અજ્ઞાનથી રાગદ્વેષ થાય છે. મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ એ બંધના પાંચ કારણોમાં મિથ્યાત્વ એ જ બંધનું મુખ્ય કારણ છે. મિથ્યાદૃષ્ટિ કંઈ ક્રિયા ન કરતો હોય તોય બંધાય છે. એ મહાવ્રત પાળતો હોય તોય મહા પાપી છે. રાગદ્વેષ સહિત મન ઇન્દ્રિયોના વ્યાપાર કરે છે તેથી બંધાય છે. આ તો સમ્યગ્દર્શનનું માહાત્મ્ય કહેવા માટે કહ્યું છે. બાકી કંઈ સમ્યગ્દૃષ્ટિને બંધ થતો જ નથી, એમ એકાંતે નથી. સમકિત થાય પછી વમે તોય તે જીવનો અર્ધપુદ્ગલપરાવર્તન સુધીમાં મોક્ષ અવશ્ય થવાનો છે. રાગદ્વેષથી બંધ થાય છે અને રાગદ્વેષનું કારણ અજ્ઞાન છે. તેથી બંધનું કારણ મુખ્યત્વે અજ્ઞાન અથવા મિથ્યાત્વ છે.

૩૧ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ સુદ ૧૧, ૨૦૦૯

અહંભાવ છે ત્યાં મિથ્યાત્વ છે. હું કરું છું, હું ભોગવું છું એ બધું અભિમાન છે. જેમણે કોઈ જીવની ઘાત કરવી નથી એવું પચ્ચખ્ખાણ લીધું છે તેમને માટે આ ઉપદેશ છે. હું રક્ષું છું, હું અહિંસા પાળું છું, એવો જે અહંભાવ તે કાઢવા માટે આચાર્ય કહે છે. બહુ સૂક્ષ્મ મિથ્યાત્વ રહી ગયું હોય તે કાઢી નાખવા માટે આ (સમયસાર–બંધ અધિકારમાં) કથન છે. બહુ ઉચ્ચ કોટીની વાત છે. "હું પામર શું કરી શકું?" એ વિવેક છે.

૩૨ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ સુદ ૧૩, ૨૦૦૯

ગૃહસ્થાશ્રમમાં ધર્મ છે તે હસ્તિસ્નાનવત્ છે. થોડોક ધર્મ કરે અને પાછો બીજા કામોમાં ભળી જાય છે. માટે કૃપાળુદેવે કહ્યું છે કે નિવૃત્તિનો ઉપાય કરવો. નિવૃત્તિ કેમ મળે? ક્યારે મળે? એનો ઉપાય કરવો. જીવને ધર્મ પામવા માટે કંઈ ને કંઈ નિમિત્તની જરૂર છે. જેમ વાડ વગર વેલો ઊંચે ચઢે નહીં, તેમ નિમિત્ત વગર ધર્મ પમાય નહીં.

૩૩ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ વદ ૨, ૨૦૦૯

આ જીવ વિશ્વના બીજા પદાર્થોથી ભિન્ન છે. પોતાને જીવ જાણતો નથી તેથી ગમે તે વસ્તુને પોતારૂપે માને છે.

"ઊપજે મોહવિકલ્પથી, સમસ્ત આ સંસાર;
અંતર્મુખ અવલોકતાં, વિલય થતાં નહિ વાર.' (૯૫૪)

હું પંડિત છું, ફલાણો છું એમ અભિમાન થાય છે, તેથી બંધાય છે. જ્ઞાનીના વચન પર પગ મૂક્યો તો ધર્મમાંથી ખસી ગયો. દેહ તો બીજો મળે પણ ધર્મ ન મળે. સંસારમાં

રહેવું પડે તો પણ 'મારે ભગવાનરૂપ થવું છે' એ ભાવ રાખે તો થવાય. ઘણા શ્રાવકાચાર પુસ્તકોમાં આવે છે કે શ્રાવકનાં વ્રત પાળવાથી શ્રાવક ન કહેવાય, પણ તે સાથે જેને મુનિ થવાની ભાવના છે તે શ્રાવક છે.

સમજણની બલિહારી છે. મારું નહીં એમ થયું તો પછી દેહ પણ મારો નથી એમ થાય. કેટલું સુખ હોય છે, છતાં મહાપુરુષો બધું છોડીને મોક્ષે જાય છે!

૩૪ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ વદ ૩, ૨૦૦૯

આ બધું દેખાય છે તે હું છું એ વિકલ્પ છે. દેહાદિને હું માને તે વિકલ્પ છે. આ મારું છે એ સંકલ્પ છે. 'હું ને મારું' જાય ત્યારે સમ્યગ્દર્શન થાય. વિકલ્પ એ ભૂલ છે. એને લીધે જ સંકલ્પ થાય છે. "અનાદિ સ્વપ્નદશાને લીધે ઉત્પન્ન થયેલો એવો જીવનો અહંભાવ મમત્વભાવ તે નિવૃત્ત થવાને અર્થે આ છ પદની જ્ઞાનીપુરુષોએ દેશના પ્રકાશી છે." (૪૯૩)

૩૫ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ વદ ૪, ૨૦૦૯

શુદ્ધતાનો લક્ષ કરાવનાર નિશ્ચયનય છે. આત્મામાં તો નય જ નથી. નિશ્ચયનય પણ આત્મામાં નથી. પણ આત્મા નિશ્ચયનયથી કહેવાય છે. વ્યવહારનયનો લક્ષ અશુદ્ધ આત્મા છે. નિશ્ચયનયનો લક્ષ શુદ્ધ આત્મા છે. શુદ્ધ આત્મા થાય ત્યારે મોક્ષ થાય. જ્ઞાની નયમાં ઉદાસીન રહે છે. શુદ્ધભાવમાં મોક્ષ છે. નયો છે એ તો દૃષ્ટિઓ છે. શુદ્ધનયની શુદ્ધદૃષ્ટિ છે. વ્યવહારનયની અશુદ્ધદૃષ્ટિ છે.

૩૬ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ વદ ૭, ૨૦૦૯

પ્રશ્ન—દેહને અશાંતિ હોય તે વખતે આત્માને શાંતિ હોય?

ઉત્તર—દેહને અશાંતિ હોય ત્યારે આત્માને શાંતિ હોય છે, એમ ગજસુકુમાર કહે છે.

પ્રશ્ન—રાગદ્વેષના નિમિત્તે રાગદ્વેષ થાય જ?

ઉત્તર—નિમિત્ત મળતાં કર્મનો ઉદય થાય, પણ ઉદય વખતે સમજણ હોય તો નવાં કર્મ ન બંધાય—રાગદ્વેષ ન થાય. રાગદ્વેષ મૂકવા માટે બધું કરવાનું છે.

૩૭ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રવણ વદ ૧૦, ૨૦૦૯

સંપૂર્ણ શુદ્ધભાવ તો ૧૩મે ગુણસ્થાનકે છે. શરૂઆત ચોથેથી થાય. જ્યાં સુધી સંપૂર્ણ શુદ્ધતા આવી નથી ત્યાં સુધી એને શુદ્ધભાવ વખતે અબુદ્ધિપૂર્વક શ્રુત પ્રત્યે રાગભાવ છે, તેથી એને પુણ્ય બંધાય છે એ ભગવાન જ જાણે છે, એને ખબર નથી. શુભભાવ હોય ત્યાં પાપની નિર્જરા થાય છે અને જ્યાં શુદ્ધભાવ છે ત્યાં પુણ્ય પાપ બન્નેની નિર્જરા થાય છે. પુણ્યબંધનું કારણ શુભ રાગભાવ છે.

૩૮ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ વદ ૧૧, ૨૦૦૯

જ્ઞાન દર્શન ચારિત્ર એ ત્રણેની પૂર્ણતા થાય ત્યારે મોક્ષ થાય. સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન થયું હોય, પણ સમ્યક્ચારિત્ર ન આવે ત્યાં સુધી મોક્ષ ન થાય. આત્મામાં સ્થિર રહેવું તે ચારિત્ર છે.

૩૯ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ વદ ૧૨, ૨૦૦૯

કંઈ કરવું. દિવસ એમનો એમ જવા ન દેવો. જ્ઞાનધ્યાનમાં જેટલું બને તેટલું પ્રવર્તવું. વખત મળે ત્યારે કંઈક પુરુષાર્થ કરવો. સ્મરણમાં રહેવું. સ્મરણ એ જ આખર વખતે કામનું છે. સ્મરણ કરતાં દેહ છૂટે એ જ સમાધિમરણનું કારણ છે. પોતાને સ્મરણમાં રાખવા વૈરાગ્યમાં ચિત્ત રાખવું. મહેમાનની પેઠે રહેવું. કૃપાળુદેવની શ્રદ્ધા દૃઢ કરી લેવી.

*

ભેદજ્ઞાનના અભ્યાસથી સમ્યગ્દર્શન થાય છે. દેહ ને આત્મા એ બન્ને જુદા છે. લક્ષણોથી ભેદ પડે છે. ભેદજ્ઞાન કરવા પાછળ પડે તો થાય. જ્ઞાની પાસે સાંભળ્યું કે બન્ને ભિન્ન છે તો શ્રદ્ધાથી પણ ભિન્ન માની અભ્યાસ કરવો. જેટલો પોતાનો પુરુષાર્થ હોય, જેટલું વીર્ય હોય તે બધું ભેદજ્ઞાનના અભ્યાસમાં વાપરવાનું છે.

૪૦ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ વદ ૧૩, ૨૦૦૯

પૂજ્યશ્રી—૦૦૦ભાઈ માંદા છે. તું એમને ત્યાં જાય છે?

મુમુક્ષુ યુવક—ના જી.

પૂજ્યશ્રી—ત્યાં જજે. સેવા કરવી એ મુમુક્ષુનો ધર્મ છે. ભગવાને પરસ્પર સેવા કરવાનું મુનિઓને પણ કહ્યું છે. એકલું ભણવામાં જ રહે, તેને પછી વ્યવહારની કંઈ ખબર ન રહે. ભણી ભણીને વેદીયા ઢોર જેવા થઈ ન જવું. પરમાર્થને પ્રેરે એવો વ્યવહાર કરવા યોગ્ય છે. તે ભાઈ પાસે જઈએ અને કંઈ કામ હોય તો પૂછવું. શરીર દબાવવું હોય તો દબાવી આપવું.

૪૧ શ્રીમદ્ રા. આ. અગાસ, શ્રાવણ વદ ૦)), ૨૦૦૯

આપણી પાસે પૈસા વગેરે હોય તે ખોવાઈ જાય તો ચિંતા થાય, પણ કલાકના કલાક જતા રહે એની ફિકર નથી. જ્ઞાનીને મનુષ્યભવની કિંમત લાગે છે. મનુષ્યભવ ક્ષણે ક્ષણે જાય છે. એમાં કંઈક કરવા જેવું છે. જીવને ભાવના પણ સારી કરતાં આવડતી નથી. સંસારની વસ્તુઓની ભાવના કરે છે. મને કેવળજ્ઞાન થાય એવી ભાવના ક્યાંથી થાય? નાશવંત વસ્તુઓની ભાવના કરી મનુષ્યભવ ખોઈ બેસે છે. સાંજ પડે વિચાર કરે કે શું કરવા મનુષ્યભવમાં આવ્યો છું? અને શામાં દહાડો ગાળ્યો? એટલો જો બરાબર વિચાર કરે તો ખરું પ્રતિક્રમણ થાય.

૪૨ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૪, ૨૦૦૯

આત્માને જેથી હિત થાય, કલ્યાણ થાય તે કરવાનું છે. કળિકાળમાં જે વસ્તુ જ્ઞાનીએ નિષેધ કરી છે તે જ વધારે વપરાય છે. પૂર્વનું વિશેષ પુણ્ય હોય તો સત્સંગ થાય તેવા દેશમાં જન્મે. નહીં તો જીવને કુસંગના સંસ્કાર પડે છે. આવતી કાલે બધાને ઉપવાસ કરવાનો છે. સંવત્સરીનો એક ઉપવાસ તો કરવો જ. પહેલે દિવસે એકાસણું પછી બીજે દિવસે ઉપવાસ કરે અને પછી ત્રીજે દિવસે એકાસણું કરે ત્યારે ખરો ઉપવાસ કર્યો કહેવાય. દિગંબરોમાં એમ ઉપવાસ કરે છે. આત્મસિદ્ધિ હીરાના હાર કરતાં પણ વધારે કીમતી છે. આત્મસિદ્ધિ તો વારંવાર વાંચવી, વિચારવી, અર્થ કરવા.

૪૩ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૫, ૨૦૦૯

વ્રત નિયમ ઘણાં કર્યાં પણ કંઈ ન થયું. સમ્યગ્દર્શન સહિત કરે તો બધું સવળું છે, નહીં તો પુણ્ય બાંધે. સમ્યક્ત્વીને તપથી નિર્જરા થાય છે અને બીજાને બંધન થાય છે. સમ્યક્ત્વ થયા પછી બધું તમાસા જેવું લાગે. આત્માનું કામ કરવાનું છે.

૪૪ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૯, ૨૦૦૯

દરેકને સમકિત કરવું હોય તો મિથ્યાત્વ તો મૂકવું પડશે. એ મૂકવાનો કંઈ રસ્તો છે?

પ્રભુશ્રીજીએ પોતાની વાત એક વખતે કરી હતી કે 'કૃપાળુદેવે મને કહ્યું : મુનિ હવે તમારે શું છે? હવે તમારું શું છે? તમારો આત્મા.' તે તરત પ્રભુશ્રીજીને બેસી ગયું. ત્યાગ વૈરાગ્ય એ મુખ્ય વસ્તુ છે. એની એમને તૈયારી હતી, તેથી પકડ થઈ ગઈ. બધું છોડીને બેઠા હતા. એક સત્પુરુષના વચનની ખામી હતી. તે આવ્યું તો ચોંટી ગયું. છીપ મોઢું ફાડીને બેઠી હોય અને વરસાદ પડે તો તરત મોતી બની જાય. તેમ પ્રભુશ્રીજીને ત્યાગ–વૈરાગ્યની યોગ્યતા હતી, તો કૃપાળુદેવનું વચન માન્ય થઈ ગયું. વાત છે માન્યાની. માનવું કોના હાથમાં છે! પોતાના હાથમાં જ છે. મનાય તો કામ થયું. આપણું ડહાપણ બધું ગાંડપણ છે.

૪૫ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૧૧, ૨૦૦૯

પ્રશ્ન—પ્રભુશ્રીજીના બોધમાં આવે છે : 'ખીચડીમાં ઘી ઢળે તે લેખામાં.' એટલે શું?

ઉત્તર—આત્મામાં ભાવ જાય એ કામનો છે, એમ કહેવું છે.

૪૬ શ્રીમદ્ રા આ. અગાસ, ભાદરવા સુદ ૧૩, ૨૦૦૯

પાવાપુરી, સમ્મેતશિખર, ચંપાપુરી બધે જઈ આવ્યા, પણ ક્યાંયે સત્સંગ ન મળે. બધી ખાવાપીવાની વાતો. બીજી વેપારાદિની પ્રવૃત્તિ થાય છે તેવી આ પણ એક ધર્મની પ્રવૃત્તિ છે. ક્યાંય શાંતિ નથી.

*

મહાપુણ્યનો ઉદય હોય ત્યારે સત્પુરુષનો યોગ થાય છે. હું સમકિત નથી પામ્યો એમ થતું નથી. આ મનુષ્યભવ પામીને મારે સમકિત કરવું છે એમ નથી લાગતું. જીવને ધીંગધણીની ઓળખાણ નથી. ધીંગ ધણી માથે હોય તો નિર્ભય હોય.

૪૭ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા સુદ ૧૪, ૨૦૦૯

કોઈ વસ્તુ સમજવા માટે કહેવું તે નય છે. નય એટલે કહેવાની રીત. સામાનો કહેવાનો અભિપ્રાય લક્ષમાં લેવાનો છે. જેમકે આત્મા નિત્ય છે એમ કોઈ કહે અને કોઈ કહે કે આત્મા અનિત્ય છે, તો તે બન્ને સત્ય છે. દ્રવ્યની અપેક્ષાએ નિત્ય છે અને પર્યાયની અપેક્ષાએ અનિત્ય છે. એમ અપેક્ષા રાખી બોલાય તો સત્ય છે. વસ્તુને સંપૂર્ણપણે કહે તે પ્રમાણ છે અને વસ્તુને અંશે કહે તે નય છે.

૪૮ શ્રીમદ્ રા. આ. અગાસ ભાદરવા સુદ ૧૫, ૨૦૦૯

પ્રશ્ન—પ્રભુશ્રીજીના બોધમાં આવે છે કે 'એણે કહી તે શ્રદ્ધા કરી તો તાલી' એટલે શું?

ઉત્તર—કામ થઈ જાય. દેખાય તેમાં ઉપયોગ જાય છે. તે મટી ભગવાનની દશામાં

એનો ઉપયોગ જાય તો કોટિ કર્મ ખપી જાય. 'પ્રભુ પ્રભુ લય' ક્યારે લાગશે એવી ભાવના થાય તોય લાભ થાય.

૪૯ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૪, ૨૦૦૯

પ્રશ્ન—સદ્ગુરુની યથાતથ્ય ઓળખાણ એટલે શું ?

ઉત્તર—સદ્ગુરુનો દેહ નહીં, પણ સદ્ગુરુનો આત્મા ઓળખવાનો છે. પ્રભુશ્રીજી બહુ ગંભીર હતા. વિભાવમાં આવે ત્યાં સ્વભાવનો નાશ થાય છે, માટે વિભાવમાં ન આવવું. ભલે દેહ છૂટી જાય પણ વિભાવમાં આવવું નથી એવું જ્ઞાનીને હોય છે.

૫૦ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૫, ૨૦૦૯

વિભાવ પરિણામ એ જ મરણ છે. વિભાવ જુદો અને આત્મા જુદો છે. આત્મા એ વિભાવરૂપે પરિણમે એ જ મરણ છે. વિભાવભાવ એ ભાવમરણ છે. જીવ જ્ઞાનીનું કહેવું માને નહીં, સ્વચ્છંદે વર્તે તો જ્ઞાનીપુરુષ શું કરે? દયા આવે. મનમાં મલિનતા છે.

પ્રશ્ન—મન નિર્મળ કેમ થાય ?

ઉત્તર—જે નિર્મળ છે તેમને હૃદયમાં રાખે, જે રાગદ્વેષ રહિત છે એવા સદ્ગુરુને હૃદયમાં રાખે તો મન નિર્મળ થાય.

૫૧ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૭, ૨૦૦૯

પ્રશ્ન—"પ્રભુપણે પ્રભુ ઓળખી રે, અમલ વિમલ ગુણ ગેહ; સાધ્ય દૃષ્ટિ સાધકપણે રે, વંદે ધન્ય નર તેહ. જિનવર પૂજો." એટલે શું ?

ઉત્તર—કર્મમલરહિત, વિભાવરહિત, ગુણના ધામ એવા ભગવાન તે સાધ્ય છે. તેમને ઓળખી તે દશા મારે પામવી છે એમ સાધકદૃષ્ટિ કરીને જે ભગવાનને વંદે છે તે નરને ધન્ય છે.

૫૨ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૮, ૨૦૦૯

પુદ્ગલનો સંગ છે તે દુષ્ટ માણસના સંગ જેવો છે, રસ્તામાં ચાલતા કોઈ દુષ્ટ માણસ મળી જાય તો બહુ ચેતીને સાવચેતીથી ચાલે છે, તેમ સત્પુરુષો પુદ્ગલની સાથે બહુ સાવચેતી રાખી વર્તે છે.

૫૩ શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૧૧, ૨૦૦૯

પ્રીતિંકર દેશાટન કરવા જતો હતો તે વખતે તેના ગુરુએ એક કાગળ લખીને આપ્યો તે પ્રીતિંકરે વાંચ્યા-કર્યા વગર કાનમાં રાખી મૂક્યો, પછી તે સંકટમાં આવ્યો ત્યારે કોઈ વિદ્યાધર આવ્યો તેણે એ કાગળ વાંચ્યો. તેમાં એટલું લખેલું કે વિપત્તિમાં એને સહાય કરજો અને નીચે ગુરુએ પોતાનું નામ લખેલું. વિદ્યાધરના ગુરુ પણ એ જ હતા તેથી તેને ઘેર પહોંચાડ્યો.

આ તો લૌકિક છે, પણ આપણને જે મંત્ર મળ્યો છે તે ઘેર પહોંચાડે એવો છે. આત્મારૂપ થવા માટે આ મંત્ર મળ્યો છે. દેહાદિથી હું ભિન્ન છું, એ કરવા માટે આ મંત્ર

મળ્યો છે. આખી જિંદગી સુધી એનો અભ્યાસ કરી મૂક્યો હોય તો છેવટે એ સાંભરી આવે 'સહજાત્મસ્વરૂપ' એમ સાંભરે તેથી સમભાવ રહે. 'સમભાવ' એ આપણું ઘર છે. જ્ઞાનીએ જે મંત્ર આપ્યો છે તે કાનમાં મૂકી રાખવા જેવો છે, ભૂલવો નહીં.

**૫૪** શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૧૨, ૨૦૦૯

પ્રશ્ન—આપણે એકાસણું, ઉપવાસ, વ્રત, નિયમ જે જે કરવાં હોય તે ભગવાનને પૂછીને કરવાં?

ઉત્તર—હા, आणाए धम्मो आणाए तवो, તમે જે સુખ જાણ્યું છે, અનુભવો છો તે સુખ પ્રાપ્ત કરવા તમારી આજ્ઞાથી આ નિયમ વગેરે કરું છું, એમ ચિત્રપટ આગળ ભાવ કરી કરવું. જ્ઞાનીની આજ્ઞા ઓળંગીને કંઈ કરવું નથી. જ્ઞાની પ્રત્યક્ષ હોય તો પૂછીને કરે અને પ્રત્યક્ષ ન હોય તો એમના ચિત્રપટ આગળ જઈ આ પ્રત્યક્ષ જ છે એમ જાણી, હે ભગવાન! આપની આજ્ઞાથી આ કરું છું, એમ ભાવના કરી વ્રત નિયમ વગેરે કરવાં.

**૫૫** શ્રીમદ્ રા. આ. અગાસ, ભાદરવા વદ ૧૩, ૨૦૦૯

પ્રશ્ન—"પરપ્રેમપ્રવાહ બઢે પ્રભુસે" એટલે શું?

ઉત્તર—જીવની પાસે પ્રેમરૂપી મૂડી છે, તે શરીરમાં, કુટુંબમાં વેરી નાખી છે; તે બધેથી ઉઠાવી સત્પુરુષ પ્રત્યે પરમ પ્રેમ કરવાનો છે. પ્રેમ સંસારમાં રોકાયો છે. પ્રેમની જેટલી શક્તિ છે તે બધી પ્રભુ પ્રત્યે વપરાય તો તે પરપ્રેમ એટલે પરમ પ્રેમ છે. પ્રેમ એ આત્મા છે.

**૫૬** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો સુદ ૩, ૨૦૦૯

જ્યાં ત્યાંથી સંસારનાં કામોથી કંટાળો આવે એવું કરવું. વૈરાગ્ય ઉપશમ વગર કામ ન થાય. કાળ એવો છે કે બધાનાં મન સરખાં ન હોય. કલેશ મટે એવું કરવું. સમભાવ કેળવવો. આમ થાય તોય શું અને તેમ થાય તોય શું? એમ સંસારના કામમાં ઉપેક્ષા રાખવી. વધારે વખત ધર્મમાં જાય તેવું કરવાનું છે. કર્મ આગળ તો કોઈનું ચાલતું નથી. સમજણ વધશે એમ સુખી થવાશે.

**૫૭** શ્રીમદ્ રા. આ. અગાસ, આસો વદ ૧૩, ૨૦૦૯

સદ્ગુરુની આજ્ઞાએ વર્તતાં કર્મોમાં ફેરફાર થાય છે, તેની પોતાને ખબર પડે છે. નરકમાં પણ જીવને સમકિત થાય છે. ત્યાં એને જાતિસ્મરણ થાય તેથી મનુષ્યભવમાં જ્ઞાની મળ્યા હોય અને પોતે કંઈ કર્યું ન હોય તો એમ થાય કે અહો! મને જ્ઞાની મળ્યા છતાં મેં કંઈ ન કર્યું. એમ પશ્ચાત્તાપ કરતાં એને ખોટું તે ખોટું અને સાચું તે સાચું લાગે.

**૫૮** શ્રીમદ્ રા. આ. અગાસ, કાર્તિક સુદ ૪, ૨૦૧૦

સત્પુરુષનો આશ્રય હોય તો જીવનું કલ્યાણ થોડા કાળમાં થઈ જાય. પછી એક–બે ભવ કરવા પડે. અનંતકાળથી રખડતો રખડતો આવ્યો છે ત્યાં એક બે ભવની શી ગણતરી?

પ્રભુશ્રીજી એ ઉપર વણાગનટવર અને તેના સારથીની વાત કહેતા. બન્નેએ સમાધિમરણ કર્યું. સારથીને બીજી સમજ નથી પણ શ્રદ્ધા છે કે મારા શેઠ સાચા છે અને એમને હો તે મને હો! તે મહાવિદેહમાં જન્મ્યો અને તે જ ભવે મોક્ષે જશે અને વણાગનટવર દેવ થયા તે તો હજી પછી જશે.

આશ્રય એ બહુ મોટી વાત છે. આશ્રય કરવા જેવો છે. કૃપાળુદેવનો આશ્રય હોય તો કૃપાળુદેવની ગતિ થઈ તે એની પણ થાય. પછી મોક્ષે જાય. સાથે વૈરાગ્ય જોઈએ. વૈરાગ્ય નથી એટલે આ નાશવંત વસ્તુઓમાં રોકાઈ રહ્યો છે. વૈરાગ્ય હોય તો આશ્રય રહે. વૈરાગ્ય એ મોક્ષમાર્ગનો ભોમિયો છે.

*

મહાપુરુષનાં વચનો, દૃષ્ટિ આદિ અપૂર્વ હોય છે. કોઈ મહાપુણ્યના યોગે સત્પુરુષનું દર્શન થાય છે. એથી સંસ્કાર પડે છે એ કામ કર્યા કરે. જીવને સત્પુરુષને યોગે ઊંડી માન્યતા થાય તે ન ફરે. સત્ય કોઈ જુદી વસ્તુ છે. ત્રણે કાળ રહે એવી વસ્તુ એક આત્મા છે. "આત્મા સત્, જગત મિથ્યા" જગત જોતજોતામાં પલટાઈ જાય છે, બધું જગત પલટાતું છે. કોઈ પણ પદાર્થ તેનો તે રહેવાનો નથી, પણ આત્મા આત્મારૂપે ત્રણે કાળ રહે એવો છે.

*

જેણે જ્ઞાનપંચમીનું તપ કરવું હોય તેણે કરવું. કાલે એ મહત્ત્વનો દિવસ છે. એ દિવસ જ્ઞાનધ્યાનમાં ગાળવો. જેને કંઈ સત્પુરુષનો યોગ થયો છે અને જે આજ્ઞા થઈ તે આરાધે છે, તે ગમે ત્યાં દૂર હોય તો પણ સત્સંગમાં જ છે. એ પાપ કરતાં પાછો હઠે. બીજી કાળજી રાખો છો એવી આત્માની કાળજી પણ રાખવાની છે. ધર્મના કામમાં ઢીલ ન કરવી. જેટલું થાય તેટલું કરી લેવું.

૫૯ શ્રીમદ્ રા. આ. અગાસ, કાર્તિક સુદ ૬, ૨૦૧૦

ગમે તેટલો વિષમ ઉદય હોય પણ તે વખતે સમભાવ રાખવો. અભિમાન ટાળી સમભાવમાં આવવાનું છે. કર્મના ઉદયમાં સમભાવ રાખતાં ન શીખો ત્યાં સુધી જ્ઞાનીનું કહેવું સમજાય નહીં.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

**બોધામૃત**

**પ્રથમ વિભાગ સમાપ્ત**

